# સૂચના.

આ ચોપાનીયું કાઠિયાવાડ તથા કચ્છના નાગર ગૃહસ્થો અને નાગર બાઈઓને વગર લવાજમે આપવાનું છે તોપણ જે કોઈ ગૃહસ્થની ઈચ્છા વગર લવાજમે નહીં લેતાં કિંમત વડે ખરીદ કરવાની હશે તો તેને માટે વાર્ષિક લવાજમ રૂ. ૦-૮-૦ અંકે આઠ આના કિંમત રાખવામાં આવેલ છે.

શંકરપ્રસાદ નવલશંકર તંત્રી

આ ચોપાનીયાં સંબંધે તમામ જાતનું લખાણ તથા પૈસા સંબંધી લેવ દેવ નીચે સહી કરનારને નામે થવા વિજ્ઞપ્તિ છે.

બળવંતરાય વજેશંકર છાયા
બી. એ., એલ. એલ. બી.
વ્યવસ્થાપક "ત્રિમાસિક" રાજકોટ.

---

# જાહેરખબર.

'શ્રી જ્ઞાનવચન'—વડોદરા રાજ્યે લાઇબ્રેરી માટે મંજુર કરેલું તથા નામીચા પત્રો અને વિદ્વાનોએ વખાણેલું અગ્નિપુરાણને સરખું જ્ઞાનદાયક પુસ્તક કિંમત આના આઠ પોસ્ટેજ જુદું

'માતા ફરજ યાને બાળકોપયોગી ઔષધ—સારા સારા ડાક્ટરોએ અભિપ્રાયથી પસંદ કરેલ, કિંમત આના [illegible]

'સૌભાગ્ય [illegible]ની ઉપયોગી ઉત્તમ [illegible]—સારા અને જુદા જુદાં રમણના લેખવાળી પામેલાઓ યોગ્ય માનેલ—કિંમત રૂ ૧। પોસ્ટેજ જુદું.

માણાવદર—કાઠિયાવાડ.

નટવરલાલ કનૈયાલાલ વૈષ્ણવ.
[illegible]

---

# "ત્રિમાસિક" સ્કોલરશીપ.

ત્રિમાસિક પુસ્તક ૧ લું અંક ૪ ને પાને ૯૭ મે છપાયેલી શરતો મુજબ આવતી સાલની સ્કોલરશીપ માસિક રૂ. ૧૦ ની ખાલી છે માટે જે નાગર બંધુઓને લેવા ખાહેશ હોય તેણે ત્રિમાસિક ઓફિસના વ્યવસ્થાપકને સરનામે અરજી કરવી.

તેની નેક સલાહે ધાપા, માન મળે વગવાઓ. જાગો. ૨૯
તરુણીમાં પ્રભુતા જ્યાં પેઠી, ઘરડી માતા ઉઠી બેઠી.
અને હૈયાં દુઃખડાં વેઠી; મનીષા મોટા બાંધો. જાગો. ૩૦
કર્યું આરક્ષ બધી ગમાવી, સ્વતંત્રતા તોયે નવ આવી,
અંતે મેરુ બધું ગમાવી, તન મનથી નબળાઓ. જાગો. ૩૧
બળે રગો મારે તનમાંઓ, આડી પૈસાથી મલકાઓ.
તો પણ પેટ ભરી સત ખાઓ, પેટભરા કહેવાઓ. જાગો. ૩૨
પેટ પકડું તમને બહુ ભારે પેટ વગોવો જ્યારે ત્યારે,
પેટ બીમારું થઈ જાય મારે થયા દુઃખીમતિમાવો. જાગો. ૩૩
આવે નિત્યે નવી ઉપાધિ, છડેડો ત્યાં અમથી બાંધી;
જુદી જુદી વળગે વ્યાધિ, દુર્બળાવા દેખાઓ. જાગો. ૩૪
વાગ્યા દસ્તો ડેરું ભરો, લટકે લટકે ખાવું ખરો;
શ્વાસ શ્વાસે ચઢે ચઢે, ધડક પીવપા જાઓ. જાગો. ૩૫
જાજમ છોડી બેસ હેસ, તેમાં પણ સુખ માની બેઠા,
ધન્ય ગણ્યું સરવિશમાં પેઠા, ખુશી થયા પરીનાઓ. જાગો. ૩૬
ત્યાં ક્યાંથી કરીએ ઉવેખા, હવે નથી રહી તેની વેળા,
સમજો સમજો હજી સવેળા, જાગી બેઠા થાઓ. જાગો. ૩૭
ઘરમાં છે હીરા બહુ મળી, તેને મુકી અરક કો ભળી;
આખર થાકી જાશો ભૂલી, મુકી સત્ય મળ્યાઓ. જાગો. ૩૮
ભવ બધા છે પૂર્વે તમારા ઇચ્છિત ફળ સુખને દેનારા,
અવર લોક તે કોણ બિચારા, શું તેની ગણનાઓ. જાગો. ૩૯
જો શુભ સત્ય વિચારી મહાશો, વેદ વિહિત ધર્મે ચઢી જાશો;
અક્ષય સુખના ભોગી થાશો, મુકી દુઃખ બધાંઓ. જાગો. ૪૦
સહ ધર્મ ને સંપ વધારો, કુળ મર્યાદા જો સમજાશે;
તો આનંદ તમારો થાશે, એ બહુ નિત્યે આવો. જાગો. ૪૧

આણંદલાલ પ્રજાશંકર વસાવડા.

---

## ज्ञातिसंप.

કર્તા—ડાક્ટર હીરાલાલ કે. વોરા ભુજ નિવાસી

વસંત તિલકા વૃત.

જે ચાર વર્ણ પ્રભુએ, જગમાં કર્યાં છે
'તેમાંજ શ્રેષ્ઠ વરણે, દ્વિજ ઊચર્યો છે;
એ વિપ્ર પંક્તિમહિં, ઉત્તમ જે બિરાજે,'

એ નાગરો સરવને, શિવ સાંબ પાળે. ૧
પ્રાચીનથી પ્રસરતી, અતિ ખ્યાતિ જેની,
વિદ્વાન વીર નર વૃદ, ઘણી સનેહી,
જેના વખાણ ભરતે, અધુનાપિ ગાજે,
એ નાગરો સરવને, શિવ સાંબ પાળે. ૨
જેની મિતે સકળ ભેદ, ગુણો ભરેલા,
તે દીસતા કમ કરી, સહુ વીસરેલા,
હા!! પાપ નાશ ગત ખ્યાતિ, હવે શું ભાજે!
એ નાગરો સરવને, શિવ સાંબ પાળે. ૩
જે કોઇથી અલખ લાભ, પણ પ્રજાને,
જેવું ઉડી તપની, વિજળી જ્વલને;
લાવી દયા દિલ હવે, હરિ પાર માજે,
એ નાગરો સરવને, શિવ સાંબ પાળે. ૪
આળસને અધિક ક્રોધ, હવે હઠાવો,
શાંતિ તણું દિલ વિષે, અભિમાન ભાવો,
જે દેખિને રિપુ અરી દિલ ખૂબ દાઝે,
એ નાગરો સરવને, શિવ સાંબ પાળે. ૫
છેદો તરૂ વિષ કુસંપ, તણાં જડેથી,
કાઢો વિરોધ, મદ ક્લેશ, સદા ગૃહેથી,
વાવો અપૂ નિજ સુધા, ફળ લેવું કાજે,
એ નાગરો સરવને, શિવ સાંબ પાળે ; ૬
માગો સુસંપ સુખ ઉન્નતિરે તમારી,
આપો સદા ધનદિ, ભૂજ કષ્ટ ભારી,
આશીષ દે હરખથી, હરિ શું અવાજે,
એ નાગરો સરવને, શિવ સાંબ પાળે. ૭

---

## नागर.

(લેખમા નાગર)

સંવત્ ૧૩૨૮.

કોડીનારના કોટેશ્વર મહાદેવમાંનો લેખ.

લખનાર આચાર્ય વલ્લભજી હરિદત્ત

ભાગ ૧લ ૩ ને પૃષ્ઠ ૫૫ થી સાંધણ

આ લેખ ખાસ નાગર પ્રસંગેજ કરાવેલો છે અને એક મ્હોટી આસરે ૪×૨×૪ફૂ ની

પાટણમાં બે તકે લખેલા છે. બે વડે એટલા સારુ કે તેમાં બે લેખ જુદા જુદા કવિના કરેલા છે તેમાં શ્લોક ૨૬ ની પહેલી પ્રશસ્તિનો કવિ લેખના માલેક નાનાનો પૌત્ર કૃષ્ણ છે જેણે (નાને) કુવલયાશ્વચરિત્ર કરેલું છે, અને બીજી ૨૮ શ્લોકનીનો કવિ મારાબ્જલ પ્રબંધનો કરનાર ગણપતિ વ્યાસ છે. આ કોણ છે એ વધુ વિગત તેના લેખમાંથી મળતી નથી. બંનેની બાબત એકની એક છે જો કે આખો લેખ નાગરનો કરાવેલો છે એટલે તેની પુરી નકલ લેવી જોઈએ પણ તેમ કરવાથી લંબાણ બહુ થઈ જાય તેથી અગત્યના શ્લોકો માત્ર મુકવા યોગ્ય માન્યું છે. તે આ રીતે—

तस्येयं नयविक्रमैकवसतेः श्रीवीसलक्ष्माभुजो मूर्तिर्मङ्गलतां दधातु सुचिरं श्रीवीसलक्ष्मापतेः ॥६॥ त्रेताभूपपविप्रिवांवरचरं स्वाध्यायमोपोचरस्थानं वीर्यमनोहरं नगरमित्यास्ते किलानश्वरं॥ आर्योपासनया तृपमिपतया यश्च द्विजेन्द्रश्रिया । व्यक्तं व्यक्ति फणींद्रभूषणभृतो देवस्य संस्थानतां ॥७॥ गुंजानामग्रामस्तदंतिके वैजवापगोत्राणां॥ श्रीकरणव्यापारमीणीत चौलुक्य-नृपदत्तः ॥८॥ तस्मिन्समुच्चलकपिप्पलगोत्रजन्मा सोमेश्वर समजनि द्विज-मौलिरत्नम् ॥ + + अध्वरविधौ पटीयानामटनामा ततो भवत्तनयः। + + गोविंद इत्यभिधया तनयस्तदीयो + + ॥१३॥ गृहालंकृति रस्यासीत पत्नीरत्नं तयोः पुनः॥ जुगूह सुरवा तृत्वं लाछिरासीदलांछना ॥१४॥ + + ॥१५॥ तया समं साधयतोस्यधर्ममृणा + + ॥१६॥ + + ॥१७॥ सुरसरिदोघपवित्रा जयंति पुत्रास्त्रयस्तस्य ॥१८॥ ज्येष्ठः सुतोऽस्य भगवान् पुरुषोत्तमश्च नाम्नाभिया द्विजपतिर्भयया च तुल्यो + + ॥१९॥ + + मल्हणस्तत्कनिष्ठः ॥ + + २०॥ श्रीमानितोऽपि कमनीयगुणः कनीयाश्नानाकइत्यभिधया सुधियां धुरीणः ॥ + + २१॥ लक्ष्मीरमुष्य पत्नी + + ॥२२॥ नयनिपुणः प्रथितगुणः संयतकर्णः समुज्वलाचारणः॥ कस्य वयस्योन स्यान्नानाकोनागरोत्तंसः ॥२३॥ + + + ॥२५॥ सफल-यासि वीसलोर्वीपालादेत्तं वगसराग्रासं ॥२६॥ + + + ॥२८॥ संतुष्य-ता यद्गुरुभक्तिगुणेन गंदश्रीधीरभद्रवपुषि स्वकलां निवेश्य ॥ यः शंकरेण निरमीयत मंगलाख्यग्राममभिरामम सप्तमभागभोगी ॥२९॥ + + ॥३१॥

मानुष्ये द्विजता दुरासदतरा तत्रापि सा नागरज्ञातिः ख्यातिमती शुचौ परिचयस्तावात्रयोत्थाः श्रिय ॥ + + ॥१२॥ श्रीमद्वीसलमेदिनी परिवृढमक्षालितांह्रिद्वयः सोयंनागरनीरजाकररविर्नानाकनामा कविः॥ तीर्थोत्तुंगसरस्वतीकृतपरिष्वंगस्य सारस्वतं क्रीडाकेतनमेवदत्र विदधे वारांनिधेरोधसि ॥१३॥ + + ॥१४॥ नानाक एष जयता दयितास्य लक्ष्मीः श्वश्वत्कुसुंभवसनैव, भरामुपैतु ॥ किं चैतयोः स तनयोपि नयोपसंगी गंगाधरः सुचरितेन कुलं पुनातु ॥१५॥ अष्टावधानपरितुष्टहृदा जनेन यः कीर्तितोजगति बालसरस्वतीति ॥ पौत्रःकविःकुवलयाश्वचरित्र धातुः कृष्णः प्रशस्तिमिदरत्नसुतः स तेने ॥१६॥.

બીજી ગણપતિ વ્યાસ કૃતમાંથી.

अस्त्यानंदपुरे गरीयसि कुलं कापिष्ठलं निर्मलं ॥ धर्मोद्धारधुरंधरोभवदुपाध्यायोत्र सोमेश्वरः ॥ तस्माद्दीक्षित आमठः श्रुतिमठः पुत्रः पवित्रद्युति गोविंदोस्य च नंदनः + + ॥१॥ + + नानाविधानामवधिर्बुधानां नानाकनामा सुकृतैकधामा ॥ योवेदमृग्वेदमखर्वमेन + + ६ + + ॥९॥ नानाकः पुनरेपतां भगवतीं मूर्द्धानमत्रागरो + + १० + + ॥१६॥ श्रीवीसलप्रभपुरीद्वितीयावासवासिना ॥ तेन नानाकनाम्नेदं तेने सारस्वतं सदः ॥१७॥

ઇત્યાદિ.

આખા લેખનો સાર એ છે કે— નગર (વડનગર) નામનું શેહેર છે તેની પાસે મૈત્રવાપસગોત્રીઓને ચૌલુક્ય રાજાએ તેના શીકરણ (કારભાર કે) આધારથી ખુશી થઈને ગુજ નામે ગામ દીધું છે તે છે. તે ગામમાં કપિષ્ઠલ ગોત્રી સોમેશ્વર નામે બ્રાહ્મણ હતા તેનો વંશ—

જયતસિંહજી હતો (પ્રશસ્તિનો એ પાટણનો આરંભનો ખુણો કપાઇ ગયો છે તેમાં ગણું જાય છે.) તેણે પોતાની મા વિંઝલ દેવીના શ્રેય સારૂ વડલીમાં વીંઝનેશ્વર સ્થાપ્યા (વંથલી તાલુકાના સરકારી દફતરમાં પૃ. માં એક જુનું ખંડી ગયેલી સ્થિતિમાં દેરૂં હતું તે કદિ આ હોવશે) એ જયતસિંહનો નાનો ભાઇ અરિસિંહ હતો તેનો ક્ષેમાનંદ અને તેનો વિજયાનંદ પુત્ર હતો. (તે સંવત્ ૧૩૪૬ માં હતો એમ બીજા લેખથી સિદ્ધ છે. વિજયાનંદની મા ચૌલુક્ય વીર ધવલની દીકરી પ્રેમલદેવી હતી. વિજયાનંદ પોતે ચાહમાનથી ઉદલના પુત્ર જૈત્રસિંહના પુત્ર ભીમસિંહ જે વીસલદેવનો મિત્ર હતો તેની દીકરી નામલદેવીને પરણ્યો હતો. તે નામલદેવીએ પોતાની પુત્રી હીરાદેવી જે ચૌલુક્ય વંશી લાવણ્ય ધવલની સ્ત્રી હતી તેની મૂર્તિ વિંઝલેશ્વરના નિજ મંદિરમાં બેસારી. એ વિજયાનંદે વડલીમાં બ્રહ્મપુરી કરીને બ્રાહ્મણોને આપી તેમજ વિંઝલેશ્વરના દેવળને બે તોરણ, દીવાઓ વગેરે કરાવ્યાં. એ વિજયાનંદના ગુરૂ (ગોર) મૈત્રાયણ ગોત્રી લાવણ્ય શર્મા હતો જેને નારાયણ અને ધાંધ એ બે નાનેરા ભાઇ હતા. ધાંધને શ્રીધર નામનો પુત્ર છે તેને "આ" લખ્યો છે એટલે એ વખતે તે હયાત હશે.

છેલ્લો શ્લોક જે અપૂર્ણ રહ્યો છે તે આ પ્રમાણે છે—

वंशे कपिष्ठलमुनेरवनीमर्त्यस

रत्नं मनीपकमनीनवनीरदाहः ॥

भूमानिपूजितपदः पदमिंदिरया

गोविंद इत्यजनि कोविदसार्वभौमः ॥४५

धीसिंधुरानंदपुरद्विजस्य तस्यांगजन्मा

ભાવાર્થ —કપિષ્ઠલ મુનિના વંશમાં પૃથ્વીના મુગટનું રત્ન, યાચક વર્ગરૂપી જમીનનો (પોષક) નવો મેઘ, રાજાઓએ પૂજેલા પાદવાળો લક્ષ્મીનું સ્થાન અને વિદ્વાનોનો ચક્રવર્તી ગોવિંદ નામનો હતો (આ ગોવિંદ કદી ગોદ્રીનારના લેખવાળા નાનાનો બાપ લખ્યો છે તે હોય કેમકે તે પણ કપિષ્ઠલ ગોત્રી હતો.) બુદ્ધિનો સાગર એ આનંદપુર (વડનગર) ના દ્વિજનો દીકરો કમભાગ્યે એ શ્લોક (અથવા લેખ) ઘસાથી અધુરો છે અને તે છેલ્લી (૩૭ મી) પંક્તિનાં ૪૧ અક્ષર પછી છે પણ આટલા ઉપરથી (એટલે શ્લોક ૧૯થી) રાજાના મંત્રી તરીકે કે પ્રશસ્તિ કરનાર તરીકે કોઇ વિદ્વાન પુરૂષનું વર્ણન શરૂ થાય છે અને તેમાંના વિશેષણો ઉપરથી તે વિદ્વાન પુરૂષ નાગર છે એ પણ સિદ્ધ થાય છે

---

## સંવત્ ૧૩૪૨.

આબુ ઉપર અચલેશ્વર મહાદેવનો લેખ છે તે નાગર કવિ વેદશર્મા પ્રિયપટુનો કરેલ છે, એમ તેના ૬૦–૬૧ મા શ્લોકમાં લખ્યું છે કુલ ૬૨ શ્લોકનો લેખ છે ગોહેલ સમરસિંહે અચલેશ્વર મહાદેવના મંદિર પાસે પાશુપતના મઠનો જીર્ણોદ્ધાર કરાવ્યો તે

બાબતનો એ લેખ છે

તે લેખના છેવટના ભાગમાં લખ્યું છે કે—

राज्ञा समरसिंहेन भावशंकरशासनात् ॥
मठ सौवर्णदण्डेन सहितः कारितोऽर्बुदे ॥५९॥

योऽकार्यादिकलिंगत्रिभुवनविदितश्रीसमाधीशचक्रस्वामिप्रासादद्वंदे प्रियपद्मतनयोवेदशर्मा प्रशस्तीः ॥ तेनैपापि व्यधायि स्फुरद्गुणविशदा नागरज्ञातिभाजा विप्रेणाशेषविद्वज्जनहृदयहरा चित्रकूटस्थितेन ॥ ६० ॥ यावदर्बुदमहीधरसंगं संबिभर्ति भगवानचलेशः ॥ तावदेव पठतामुपजीव्या सामशस्तिरियमस्तु कवीनां ॥६१॥

संवत् १३४२ वर्षे मार्ग. शु. १ प्रशस्तिः कृता

ભાવાર્થ—સમરસિંહ રાજાએ ભાવશંકરની[1] આજ્ઞાથી સોનાના દંડ[2] સહિત આબુમાં મઠ કરાવ્યો છે જેણે એકલિંગ સમાધીશ અને ચક્રસ્વામીના મંદિરોમાં પ્રશસ્તિઓ કરી છે તેજ પ્રિયપદ્મ પુત્ર વેદશર્મા જે ચિત્રકૂટમાં રહેનાર અને નાગર જ્ઞાતિ ધારણ કરનારો બ્રાહ્મણ છે,[3] તેણે જ વિદ્વજ્જનનું ચિત્ત હરી લે એવી સ્ફુરત્ ગુણવાળી આ પ્રશસ્તિ કરી છે તે જ્યાં સુધી આબુ પર્વતમાં અચલેશ્વર ભગવાન છે ત્યાં સુધી ભણનારા કવિઓનું જીવનરૂપ થઈ રહે સંવત ૧૩૪૨ ના વર્ષમાં માગશર શુદિ ૧ ને દિને પ્રશસ્તિ કરી

ॐ तत्सत्.

# मनुस्मृतिमांथी आपणो धर्म तथा व्यवहार वगेरे.

(અનુસંધાન ગત અંક પૃષ્ટ ૫૮ થી)

ગયા અંકમાં જણાવ્યા પ્રમાણે હવે બીજા અધ્યાયની શરૂવાત થાય છે બીજા અધ્યાયમા ધર્મ શું તથા તેના પ્રમાણ શું તે વિષે શરૂવાતમા જણાવેલ છે તેના થોડા શ્લોક આ જગોએ લીધા છે

---

૧ પાશુપત મતોનિષ્ઠિક બ્રહ્મચારી ૨ સોનાની છડી અથવા ધ્વજ દંડ ૩ ચિત્રકૂટમાં રહેનાર લખ્યો છે તે હરી ચિત્રોડા નાગર હોયકે

विद्वद्भिः सेवितः सद्भिर्नित्यमद्वेषरागिभिः ।
हृदयेनाभ्यनुज्ञातो यो धर्मस्तं निबोधत ॥१॥

અર્થ—જે ધર્મનું વેદશાસ્ત્ર જાણનાર તથા રાગદ્વેષથી રહિત એવા ધર્મનિષ્ઠ પુરુષો હમેશાં સેવન કરે છે અર્થાત પાલન કરે છે તથા અંતઃકરણથી જેનો સ્વીકાર કરેછે તેને ધર્મ જાણવો અને તે ધર્મ તમે સાંભળો'

कामात्मता न प्रशस्ता न चैवेहास्त्यकामता ।
काम्यो हि वेदाधिगमः कर्मयोगश्च वैदिकः ॥२॥

અર્થ—ફળની ઇચ્છા રાખી કોઇપણ ધર્માચરણ કરવું એ પ્રશંસનીય નથી તેમ આ જગતમાં ફળની કામના સિવાય કર્મ કરવામાં આવે છે એમ પણ સંભવતું નથી કારણ વેદાધ્યયન તથા વેદોક્ત કર્મો પણ કામના માટે કરવામાં આવે છે.

તેટલા માટે શ્રુતિસ્મૃતિમાં નિર્માણ કરેલ કર્મો તેમાં બતાવેલી વિધિ પ્રમાણે કરવાનાં છે આ શ્લોક —

तस्माच्छ्रुतिस्मृतिप्रोक्तं यथाविध्युपपादितम् ।
काम्यं कर्मेह भवति श्रेयसे न विपर्ययः ॥

તે પ્રમાણે કરેલાં કર્મો આ લોકમાં શ્રેય કરેછે પરંતુ વિપરીત ફળ તો આપતાં જ નથી.

તે પછી ધર્મના પ્રમાણો કયા કયાં તે બતાવે છે એટલે પ્રથમ શ્લોકમાં જે ધર્મ કહ્યો તેનાં પ્રમાણો અગર તે જાણવાનાં સાધનો શું તે બતાવે છે

वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम् ।
आचारश्चैव साधूनामात्मनस्तुष्टिरेव च ॥६॥

અર્થ—સંપૂર્ણવેદ, વેદશાસ્ત્ર જાણનારાઓએ રચેલાં ધર્મશાસ્ત્રો, તેઓનાં શીલ, સત્પુરુષોના આચાર તથા સાધુ પુરુષોના મનનો સંતોષ એ સર્વ ધર્મનાં મૂળ. એટલે પ્રમાણ જાણવાં

પંડિત નથુરામ ગંગાશંકર તથા શાસ્ત્રિ પ્રાણજીવન હરિહર પોતાની ટીકામાં "સંપૂર્ણ વેદ" એ શબ્દમાં શેનો શેનો સમાવેશ થાય છે તે વિસ્તારથી બતાવે છે તેમાંથી જરૂર જેટલો ભાગ અહીં દાખલ કરવામાં આવે છે. તે કહે છે —(જુઓ પાનું ૪૪ થી નોટમાં)—આર્ષ લોકોનાં સૂત્રો, સ્મૃતિઓ, ઇતિહાસો પુરાણો અને ધર્મનું મૂળ વેદ છે. તેઓ વેદનું નિર્વચન મેધાતિથિએ જે શબ્દમાં કહ્યું છે તે બતાવે છે —

विदन्ति अनन्यप्रमाणवेद्यं धर्मलक्षणमर्थमस्मादिति वेदः

અર્થ—પ્રત્યક્ષ અનુમાન આદિ પ્રમાણોથી જાણી શકાય નહિ, તેવા ધર્મનું સ્વરૂપ જેનાથી જાણવામાં આવે તેનું નામ વેદ. વેદના બે વિભાગ છે, કાત્યાયન તથા આપસ્તમ્બ સૂત્રકારો વેદનું લક્ષણ કહેતાં કહે છે કે,

"मंत्रब्राह्मणयोर्वेदनामधेयम्

એટલે મંત્ર અને બ્રાહ્મણ એ બે ભાગ મળીને વેદ કહેવાય છે" તે વેદની ચાર સંહિતાઓ છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ. આ સંહિતાઓમાં ઋગ્વેદની એકવીશ શાખાઓ છે પરંતુ ચરણ વ્યૂહમાં શાકલા, બાષ્કલા, આશ્વલાયન, સાંખ્યાયન અને માંડૂકાયની એમ પાંચ શાખા કહી છે. મેધાતિથિએ એકવીસ શાખાઓ કહી છે. પરંતુ તેનાં નામ મળતાં નથી.

ઋગ્વેદના બ્રાહ્મણો—ઐતરેય અને કૌષીતકી છે શ્રૌત સૂત્રો પણ બે છે આશ્વલાયન અને શાંખાયન. અને ગૃહ્ય સૂત્રો ત્રણ છે આશ્વલાયન, શાંખાયન અને બૌધાયન. તેનાં ઉપનિષદ્ દશ છે

યજુર્વેદની મેધાતિથિના કહેવા પ્રમાણે ૧૦૦ શાખાઓ છે માનસદીપિકા તથા ચરણ વ્યૂહમાં ૮૬ શાખાઓ મુક્તિકોપનિષદ્‌માં ૧૦૯ શાખાઓ અને અગ્નિ પુરાણમાં ૭ શાખાઓ કહેલી છે × × શુક્લ યજુર્વેદનું શતપથ બ્રાહ્મણ અને કૃષ્ણ યજુર્વેદનું આપસ્તંબ અને તૈત્તિરીય બ્રાહ્મણ છે શુક્લ યજુર્વેદનાં ૧૯ ઉપનિષદ્ છે અને કૃષ્ણ યજુર્વેદના ૩૨ ઉપનિષદ્ છે તેનાં શ્રૌત સૂત્રો ૭ છે તથા ગૃહ્ય સૂત્રો ૪ છે.

સામવેદની ચરણ વ્યૂહમાં ૧૦૦૦ શાખાઓ કહેલી છે તેમાંથી માત્ર સાત શાખા હાલ ઉપલબ્ધ છે. તેમાંથી ત્રણ શાખા પ્રસિદ્ધ છે તેના ચૌદ બ્રાહ્મણ હોવાનું જણાય છે, અને તેનાં સોળ ઉપનિષદ્ છે અને એક શ્રૌત સૂત્ર અને એક ગૃહ્ય સૂત્ર છે.

અથર્વવેદની ૧૯ શાખાઓ હોવાનું તેમજ ૫૦ શાખાઓ હોવાનું કહેવાય છે પરન્તુ નવ શાખાનાં નામ ઉપલબ્ધ જણાય છે. તેનું ગોપથ બ્રાહ્મણ છે ને ૩૧ ઉપનિષદ્ છે

, પૂજ્ય મહારાજશ્રી નથુરામ શર્મા પ્રણીત તાત્પર્ય દીપિકામાં ઉપનિષદો કુલ ૧૧૮ બતાવેલ છે તથા તેજ પુસ્તકમાં મુક્તિકોપનિષદ્‌નો સાર પૃષ્ઠ ૭૭૨ મે આપ્યો છે તેમાં ક્યા વેદની કઈ ઉપનિષદ્ એ વિસ્તારથી બતાવેલ છે

આ ચારે વેદના ચાર ઉપવેદ છે તથા ૭ વેદનાં અંગો છે ઉપનિષદો, ઉપવેદો તથા અંગો સાથે મંત્ર બ્રાહ્મણાત્મક વેદ ધર્મમાં પ્રમાણ ગણાય છે વેદના વર્ણ (અક્ષર) માત્રા, પદ પ્રત્યેક સાર્થક-અર્થવાળા-હોવાથી ધર્મ જાણવા માટે સંપૂર્ણ વેદ પ્રમાણ

ગણાય છે.

ઉપર બતાવ્યા પ્રમાણે વેદ અગર શ્રુતિ શબ્દમાં શેનો શેનો સમાવેશ થાય છે તે સ્પષ્ટ જણાશે. તે પછી સ્મૃતિઓ જે વેદવેત્તાએ રચેલી છે તે ધર્મના પ્રમાણ તરીકે ગણાય છે તથા તે સ્મૃતિઓ કુલ ૨૮ છે વેદવેત્તાના શીલ પણ ધર્મ જાણવામાં સાધનો ગણાય છે તે શીલ—બ્રાહ્મણ્યતા, દેવપિતૃભક્તિ, સૌમ્યતા, અપરોપતાપિતા (બીજાને સંતાપ નહિ કરવો તે), અનસૂયતા (ઈર્ષ્યા નહિ કરવી તે), મૃદુત્વ, અપારુષ્ય (અકઠોરતા), મૈત્રતા, પ્રિયવાદિતા, કૃતજ્ઞતા, શરણ્યતા, કારુણ્ય, અને પ્રશાંતિ એમ તેર છે આ "શીલ" શબ્દમાં કેવા ઉત્કૃષ્ટ ગુણ ગણાવ્યા છે તે સજ્જનોએ ખાસ રીતે ધ્યાનમાં રાખવાના છે, ને તેનું જેમાં વર્ણન કરવામાં આવ્યું છે એવાં મહાભારત, રામાયણ વિગેરે ઇતિહાસ અને પુરાણો પણ ધર્મમાં પ્રમાણ ગણાય છે. તેમજ તેમાં વર્ણવેલો સદાચાર તથા વેદવેત્તા મહાત્મા પુરુષોનું મન જે ધર્માચરણ કરવાથી પ્રસન્ન રહે તે પણ ધર્મના પ્રમાણમાં ગણાય છે.

આ ઉપરથી ધર્મનાં પ્રમાણ જાણવાનાં કેટલાં સાધનો છે તેનો સમગ્ર ખ્યાલ આવી જશે તથા તેથી એમ લક્ષમાં રાખવાનુંછે કે અમુક બાબત વેદમાં છે કે નહિ તે બાબતની શંકાનું નિરાકરણ કરવા પહેલાં તે ગૃહસ્થોએ ઉપર જણાવેલાં તમામ સાધનો જોવાં જોઇએ તે સિવાય પોતાના પરિમિત જ્ઞાન ઉપર ભરોસો રાખી અમુક બાબત વેદમાં નથી માટે માન્ય નથી એવા અભિપ્રાય ઉપર સુજ્ઞ પુરુષો એ કોઇ દિવસ આવવું નહિ જોઇએ.

ઉપર પ્રમાણે 'વેદ' શબ્દમાં અનેક શાસ્ત્રોનો સમાવેશ થાયછે તેથીજ મનુ મહારાજ કહેછે કે

यः कश्चित्कस्यचिद्धर्मो मनुना परिकीर्तितः ।
स सर्वोऽभिहितो वेदे सर्वज्ञानमयो हि सः ॥७॥

અર્થ—મનુએ જે વર્ણના જે કોઇ ધર્મ કહ્યા છે તે સર્વ ધર્મ વેદમાં કહ્યા છે, કારણ વેદ સર્વજ્ઞાનમય છે એટલે ભંડારરૂપ છે

તે પછીના શ્લોકમાં વેદમાં બતાવેલા ધર્મને અનુસરી આચરણ કરવાનું જણાવી તથા તે પ્રમાણે કરવાથી આ લોક પરલોકમાં સુખ મળેછે તે કહી તે ઉપર મિથ્યા તર્ક નહિ કરવા લખેછે.

श्रुतिस्तु वेदो विज्ञेयो धर्मशास्त्रं तु वै स्मृतिः ।
ते सर्वार्थेष्वमीमांस्ये ताभ्यां धर्मो हि निर्बभौ ।

અર્થ—શ્રુતિ એટલે વેદ અને સ્મૃતિ એટલે ધર્મશાસ્ત્ર જાણવું. તેમાં જણાવેલા વિચારો સામે કોઇ તર્ક કરવા નહિ કારણ ધર્મ તે બનેમાંથી ઉત્પન્ન થયો છે.

જે તે પ્રમાણે તેમાં કહેલા વિચાર સામે તર્ક કરે તેના માટે એમ કહેવામાં આવ્યું છે કેઃ—

योऽवमन्येत ते मूले हेतुशास्त्राश्रयाद्द्विजः ।
स साधुभिर्बहिष्कार्यो नास्तिको वेदनिन्दकः ॥११॥

અર્થ—જે કોઇ દ્વિજ ધર્મના મૂળ તરીકે મનાતી શ્રુતિ તથા સ્મૃતિનું બીજાં કોઇ શાસ્ત્રનું અવલંબન કરી અપમાન કરે તો સત્પુરૂષોએ તે નાસ્તિક તથા વેદની નિંદા કરનારાને પોતાના મંડળમાંથી બહાર કાઢવો.

આ ઉપરથી જણાશે કે વેદ તથા વેદ એ શબ્દમાં સમાએલાં શાસ્ત્રો કેટલાં માનનીય બતાવછે તથા તેથી તેના વિરૂદ્ધ તર્ક કરનારને મંડળ બહાર રાખવા સત્પુરૂષને મનુ મહારાજ ભલામણ કરેછે.

ઉપર ધર્મનાં પ્રમાણ બતાવ્યાં તથા તે પ્રમાણે ધર્મનું આચરણ કાંઇ પણ કુતર્ક કર્યા સિવાય કરવું એમ જણાવી આપણામાં ચાલતી કહેવત "ગુરૂ કહે તે કરવું. ગુરૂ કરે તે ન કરવું" તેને મળતો બોધ મનુ મહારાજ આપેછે

धर्मव्यतिकरो दृष्टः श्रेष्ठानां साहसं तथा ।
तदन्वीक्ष्य प्रयुंजानाः सीदन्त्यपरधर्मजाः ॥

અર્થ—મહાત્માપુરૂષોએ ધર્મનું ઉલ્લંઘન કરેલું તથા સાહસ કરેલું જોઇને જે પુરૂષો તે પ્રમાણે કરે છે તે સીદાય છે–દુઃખી થાય છે

ઉપર બતાવેલાં ધર્મ શાસ્ત્ર ભણવાનો અધિકાર કોને છે તે માટે કહે છે કે—

निषेकादिश्मशानान्तो मन्त्रैर्यस्योदितो विधिः ।
तस्य शास्त्रेऽधिकारोऽस्मिन् ज्ञेयो नान्यस्य कस्यचित् ॥१६॥

અર્થ—જેને ગર્ભાધાન સંસ્કારથી માંડીને અન્ત્યેષ્ટિ સુધીના સંસ્કારો વેદના મંત્રોથી કરવાના કહ્યા છે તે દ્વિજ વર્ણને આ ધર્મશાસ્ત્ર ભણવાનો અધિકાર છે, બીજા કોઇને પણ અધિકાર નથી એમ જાણવું

અહી સુધીમાં સૃષ્ટિની ઉત્પત્તિના ક્રમમાં બ્રાહ્મણોની ઉત્કૃષ્ટ સ્થિતિ બતાવી. તેઓએ તે સ્થિતિ જાળવી રાખવા કેવા ગુણવાળા થવું જોઇએ તે જણાવી તેવા ગુણ જાણવા

ક્યાં ક્યાં ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરવો જોઈએ તથા તેવા શાસ્ત્રો ભણવા કોનો અધિકાર છે એ લખી હવે કયા પ્રદેશમાં રહેવાવાળા ખાસ કરીને ઉત્કૃષ્ટ ગણાય છે તે જણાવે છે.

सरस्वतीदृषद्वत्योर्देवनद्योर्यदन्तरम् ।
तं देवनिर्मितं देशं ब्रह्मावर्तं प्रचक्षते ॥१७॥

અર્થ—સરસ્વતી અને દૃષદ્વતી નામની દેવતાઓની નદીઓની વચ્ચે દેવતાઓએ નિર્માણ કરેલા દેશને બ્રહ્માવર્ત દેશ કહે છે

સરસ્વતી નદી ક્યાં આવી તથા દૃષદ્વતી નદી ક્યાં આવી તે બાબતમાં

कुरुक्षेत्रं च मत्स्याश्च पञ्चालाः शूरसेनकाः ।
एष ब्रह्मर्षिदेशो वै ब्रह्मावर्तादनन्तरः ॥१९॥

અર્થ—કુરુક્ષેત્ર તથા મત્સ્ય દેશ, પંચાલ દેશ અને શૂરસેન દેશ, એ બ્રહ્મર્ષિ દેશ કહેવાય છે અને તે બ્રહ્માવર્તના કરતાં બીજે નંબર ગણાય છે

हिमवद्विन्ध्ययोर्मध्यं यत्प्राग्विनशनादपि ।
प्रत्यगेव प्रयागाच्च मध्यदेशः प्रकीर्तितः ॥२१॥

અર્થ—હિમાલય અને વિન્ધ્યાચળની વચ્ચે, જ્યાં સરસ્વતી નદી ગુપ્ત થઈ ગઈ છે તેના પૂર્વ ભાગમાં તથા પ્રયાગથી પશ્ચિમ ભાગમાં આવેલો પ્રદેશ મધ્ય દેશ કહેવાય છે.

आ समुद्रात्तु वै पूर्वादासमुद्रात्तु पश्चिमात् ।
तयोरेवान्तरं गिर्योरार्यावर्तं विदुर्बुधाः ॥२२॥

અર્થ—પૂર્વ સમુદ્ર અને પશ્ચિમ સમુદ્ર વચ્ચેના અને હિમાચળ તથા વિન્ધ્યાચળ સુધીની વચ્ચેના પ્રદેશને વિદ્વાનો આર્યાવર્ત કહે છે.

एतान्द्विजातयो देशान्संश्रयेरन्प्रयत्नतः ।
शूद्रस्तु यस्मिन्कस्मिन्वा निवसेद् वृत्तिकर्शितः ॥२४॥

અર્થ—દ્વિજ વર્ણે ઉપર કહેલા દેશોમાં પ્રયત્ન પૂર્વક વાસ કરવો અને શૂદ્રે તો આ દેશમાં પોતાની આજીવિકા ન ચાલે તો હરકોઈ દેશમાં રહેવું

ઉપરના દેશો પવિત્ર તથા ધર્માચરણ કરવા યોગ્ય દેશો તરીકે આપ્યા જણાય છે. તે સાથે એમ શંકા થાય કે ત્યારે હિન્દુસ્થાન બહાર દ્વિજને વસવા શાસ્ત્રથી મનાઈ છે તો તે ખોટું નથી 'હિન્દુસ્થાન' નામ જ સૂચવે છે કે તે હિન્દુઓ માટે ખાસ છે તે સાથે એક શ્લોક ઉપર મુકી આપ્યો છે તે બાબી કાયમ કર્યું તેથી પણ જણાશે કે

જ્યાં ચાતુરવર્ણ્યની સંસ્થા નથી તેવા મુલકમાં દ્વિજને રહેવું યોગ્ય જણ્યું નથી. આ પ્રસગને વિશાવત ગમન સાથે મહો સબંધ દેખાશે, પરન્તુ તે વિષે હવે પછી લખવામાં આવશે.

तस्मिन्देशे य आचारः पारंपर्यक्रमागतः ।
वर्णानां सान्तरालानां स सदाचार उच्यते ॥१८॥

અર્થ—તે દેશમાં (એટલે બ્રહ્માવર્ત દેશમાં) વર્ણોના (એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, ને શૂદ્રોના) તેમજ વર્ણસંકર પ્રજાને પરંપરાથી ક્રમવાર જે આચાર ચાલ્યો આવે છે, તે સદાચાર કહેવાય છે

આ શ્લોક એવું સૂચવે છે કે વર્ણાશ્રમની સંસ્થા હિન્દુસ્થાનમાં પ્રથમથી હતી, બીજા મુલકમાં નહિ હોય. તેમ ઇતિહાસોપરથી પણ હજી સુધી બીજે સ્થળે તેવી સંસ્થા હતી એવું જાણવામાં આવ્યું નથી.

(અપૂર્ણ).

પોરબંદર
તા ૧૬-૧૨-૦૮

(સહી) ગુલાબરાય વજેશંકર,
છાયા.

---

# परमपूज्य गैारीशंकर उदयशंकर ओझा.

અનુસંધાન પુ ૩ અ ૪ ના પૃષ્ટ ૮૫ થી

રા. રા. માનશંકર પીતાંબરદાસ તરફથી મળેલ.

સત્ અથવા અભિધાન નિરંતર એકજ સ્વરૂપમાં, અગમ્ય અને અનિર્વચનીય રહે છે તેમજ બાહ્ય જગતના તત્વને જે વિવેચન લાગુ પડે છે, તેજ વિવેચન આપણા અંતઃકરણના અનંત સાક્ષી રૂપ તત્વને પણ લાગુ પડેછે આપણા ખરા અસ્તિત્વને અમે તો જીવ, મન કે ઇચ્છામાં આવે તે નામ આપો, પરંતુ તે અસ્તિત્વ સત્ અથવા પરમેશ્વર છે, તેના વિના અન્ય કંઇ નથી, અને તેનેજ વેદાન્તીઓ આત્મા કહે છે તે આત્મા જ્યારે સ્વતઃ દક્ષણ કરેછે, ત્યારે તે કેટલાક કાળ સુધી દશ્ય થઇ જાયછે, એટલે તે અહંકારરૂપ થઇ વિકૃત થવા માંડે છે આ અહંકાર એક નથી, પણ નાના છે તે અહંકાર અવિદ્યોપહિત આત્મા છે. પરંતુ જ્યારે તે અવિદ્યાની વિદ્યા અથવા તત્વ બોધથી નિવૃત્તિ થાયછે, ત્યારે તે દશ્ય અહંકાર મરણોત્તર અથવા મરણ પૂર્વે પણ વિગલિત થઇ, પોતાનું આત્મ સ્વરૂપ પ્રાપ્ત કરેછે; જે આત્મા કંઇ નહિ પણ સત્ બ્રહ્મ અથવા

આપણી ભાષામા 'ફેડીએ' નો પરમેશ્વર છે. II

યદ્યપિ આ વિચારો વેદાન્ત શાસ્ત્રમાં અવાન્તરરૂપમાં અથવા આવાન્તરક્રમમાં દર્શિત નહિ હોય, તોપણ મારા જાણવા પ્રમાણે વેદાન્ત દર્શનનું ઉપર્યુક્ત વિચારોથી સ્પષ્ટ દર્શન થાય છે, તેમજ તે વિચારો વેદાન્તના મંદિરમાં અનાયાસે પ્રવેશ કરાવવાને સંપૂર્ણ સમર્થ થાય છે કદાચ તેમાંનો કેટલોક ભાગ આપણને પણ વિલક્ષણ લાગશે.॥

II જુઓ—

आत्मा वा इदमग्रेऽभूत्स ईक्षत सृजा इति ।
संकल्पेनासृजल्लोकान्स एतानिति बह्वृचाः ॥४॥२॥
मायाभासेन जीवेशौ करोतीति श्रुतत्वतः ॥
कल्पितावेव जीवेशौ ताभ्यां सर्वं मकल्पितम् ॥७॥२॥
तदभ्यासेन विद्यायां सुस्थितायामयं पुमान् ।
जीवन्नेव भवेन्मुक्तो वपुरस्तु यथा तथा ॥१२॥८२॥
एवं च निर्जगद्ब्रह्म सच्चिदानंद लक्षणम्
अद्वैतानंद एतस्मिन्विश्राम्यंतु जनाश्चिरम् पंचदशी । ॥१२॥१०४॥

ભાવાર્થ—આરંભમાં આત્માજ હતો તેણે 'સૃષ્ટિ કરું,' એવું ઇક્ષણ કર્યું; ઇક્ષણ કર્યા પછી સંકલ્પથી લોક માત્રને સર્જ્યા, એ રીતે ઋગ્વેદીઓ કહે છે ૪ તે આત્મા માયાના આભાસથી જીવ અને ઈશ્વર કરે છે, એમ શ્રુતિ કહે છે; તે જીવ અને ઈશ્વર કલ્પિતજ છે, તેનાથી સર્વે સૃષ્ટિની કલ્પના થાય છે ૭ તેના અભ્યાસની એટલે અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરવાના અભ્યાસથી તે પુરુષ, બ્રહ્મ વિદ્યા સારી રીતે સ્થિત થવાથી શરીર જેવું હોય તેવું રહે છે, છતાં જીવતાંજ મુક્તિ પામે છે. ૮૨ એ પ્રમાણે બ્રહ્મ કેવળ જગત્ રહિત અને સચ્ચિદાનંદ લક્ષણ છે. તેથી તે અદ્વૈતાનંદમાં સર્વ મનુષ્યો ચિરકાળ તલ્લીન થાઓ. ૧૦૪ પંચદશી. ભા ક.

તોપણ પ્રાચીન ક્રિશ્ચિયાનિટિના વિચારો કરતાં, તે વિચારો વસ્તુતાએ લેશ માત્ર જુદા પડતા નથી જે એથેનેસિયસના †૪ સિદ્ધાન્તો ખોટા રૂપમા સમજવામાં આવ્યા છે, તે સિદ્ધાન્તમાં દ્વિઆત્મા (ઈશ્વર અને ઇશુખ્રિસ્ત) થી પર, એવા પરમેશ્વરનું અસ્તિ-

†૪ એથેનેસિયસ ઈ. સ. પૂર્વે ૩૭૩મા જન્મ્યો હતો, અને ઈ સ. પૂર્વે ૨૯૭માં મૃત્યુપામ્યો. અલેક્ઝાંડ્રીઆનો તે ધર્મગુરુ હતો તેણે ક્રિશ્ચિયાનિટિના પ્રતિપાદનમાં આગ્રહ પૂર્વક બખાળો કર્યાથી પ્રતિસ્પર્દ્ધિઓ તરફથી ઘણી પીડા ભોગવી હતી તોપણ અંતે

ત્વ સ્પષ્ટપણે સ્વીકારવામાં આવ્યું છે. તે સિદ્ધાંતો માટે મારો અસારાત્મા એમ કહે છે કે—"જ્યાં સુધી મનુષ્યો તે સિદ્ધાન્તોનો શ્રદ્ધા પૂર્વક અંગીકાર નહિ કરે, ત્યાં સુધી તેઓનો કદી ઉદ્ધાર થવાનો નથી." આપણે જે કાંઇ સ્વીકારીએ છીએ તેથી વિશેષ ભિન્ન એક્ક્ય પદ આગળ જવાતો વેદાન્તીઓ ઇચ્છે છે. અસ્મત પ્રત્યય ગોચરથી પર એટલે હું પણાના જ્ઞાનથી ઓળખાઇ શકે તેવું જે કંઇ તત્વ છે, તેનાથી ભિન્ન યુષ્મત્પ્રત્યય ગોચર દ્વિતીયત્વ એટલે તું પણાના જ્ઞાનથી ઓળખાઇ શકે તેવું તત્વ, અથવા પ્રાચીન ક્રિશ્ચિયાનિટિ જેને શબ્દ એટલે ઉત્તમોત્તમ સ્વરૂપ પામેલું પ્રજ્ઞાત્મય ચૈતન્ય (શબ્દ બ્રહ્મ) અથવા—મનુષ્ય સમષ્ટિનો આત્મા કહેછે, તેને વેદાન્તીઓ તું એટલે વ્યાકૃત જગત કહેછે તેમજ જ્યારે પ્રાચીન ખ્રિસ્તિઓ તે પ્રજ્ઞાક વિશીષ્ટ ચૈતન્ય અથવા મનુષ્ય સમષ્ટિના આત્માને એક ઇતિહાસ પ્રસિદ્ધ પુરૂષ (ઇસુખ્રિસ્ત)રૂપે પ્રકટ થયેલો અથવા અવતાર ધારણ કરેલો માને છે, ત્યારે વેદાન્તીઓ તે મનુષ્ય સમષ્ટિના આત્મા અથવા ઇશ્વર પુત્ર કે મનુષ્ય પુત્રને કેવળ મનુષ્ય કરતાં વિશેષ કાંઇપણ રીતે માની શકતા નથી; કેમકે પ્રત્યેક મનુષ્યનો મનુષ્યત્વનો અંશ પરમૈશ્વર્યમાંથીજ સ્ફુર્તિ પામ્યો છે, અને તેમાંજ વિલીન થવાનો છે આ સ્થળેજ વેદાન્તીઓ બીજા નામધારી રહસ્યધર્મોથી જુદા પડે છે તે ધર્મનું પરમ પ્રયોજન જીવને ઇશ્વર સમીપ જવાનું, અથવા તેની સાથે જોડાઇ જવાનું કે તેમાં ભળી જવાનું હોય છે વેદાન્તીઓ જીવેશ્વરનો સંયોગ અથવા સાન્નિધ્યનો સ્વીકાર કરતા નથી, પરંતુ જીવની સ્વરૂપ પ્રાપ્તિ અથવા જીવમાં જે ચૈતન્ય કે પરમૈશ્વર્ય નિત્ય હોય છે, છતાં કંઇક કાળ સુધી અવિદ્યાથી આચ્છાદિત થયું છે, તે પરમૈશ્વર્ય અથવા ચૈતન્યનું સ્મરણ કે પુનર્લાભનોજ સ્વીકાર કરે છે આટલે સુધી એકવાર આવ્યા પછી, ભારતભૂમિની વેદાંત વિદ્યા અને પ્રાચીન ક્રિશ્ચિયાનિટિનો સમન્વય કરવામાં કંઇ વિશેષ વિકટતા આવશે નહિ, મનુષ્યમાં ઐશ્વર્યનું આરોપણ કરવું, તેને આપણે ઇશ્વર નિન્દા કહીએ છીએ, પરંતુ વેદાન્તીઓ તો તેનેજ ઇશ્વરપ્રતિ ખરો પૂજ્ય ભાવ ગણે છે મનુષ્યાત્માના ઇશ્વરાંશના પ્રકાશ કરવાના કાર્યને તેઓ પોતાના પારમાર્થિક પિતા તરફ પાછું વળવું, અથવા અંતઃકરણના સાક્ષીરૂપ ખ્રિસ્તશક્તિની પ્રાપ્તિ કરવી, એટલે સ્વરૂપાનુસંધાન કરવું. એમ સમજેછે અને જે પદાર્થ કદિ કેટલાક સમય માટે અવિદ્યાથી આવૃત થયો હોય તોપણ, જો તે સ્વરૂપથી ઇશ્વરમય ન હોય તો પાછળથી કદિ પણ ઇશ્વરરૂપ શી રીતે થઇ શકે? અને તેમ હોય પણ ઐશ્વર્ય (ચૈતન્ય)નું વિરોધી મનુષ્યત્વ (જીવત્વ)જ જો અવિદ્યારૂપે હોય તો, ઇશ્વર અને મનુષ્ય વચ્ચેનો અંતર કલ્પીને, તે અંતરમાં આપણા કવીઓ દેવો અને મલીન સત્વોને મૂકે છે, તે કવિઓનો અભિપ્રાય જો આપણે સત્ય ન માનીએ, તો તે સિવાય બીજા કયાં સત્ત્વો હોઇ શકે, તે સમજી શકાતું નથી કદાચ એ પ્રશ્નની ઉપેક્ષા કરીએ, તો

---

તેનો મત સર્વ લોકોએ અને ખુદ કૉન્સ્ટેન્ટીનોપલના બાદશાહે પણ સ્વીકારી તેની ઉત્તરાવસ્થામાં તેનો સારો સત્કાર કર્યો હતો તેણે વેદાન્તના બ્રહ્મ જેવું સર્વમય ચૈતન્યને સ્વીકારી, તે ચૈતન્યના વ્યક્તરૂપ શબ્દ એટલે ઇશ્વર અને તે શબ્દમાંથી જગતની અને મનુષ્યની તેમજ ઇશ્વરના પુત્ર ઇસુ ખ્રિસ્તની ઉત્પત્તિ થઇ છે, એવો સિદ્ધાંત પ્રગટ કર્યો છે અર્વાચીન ખ્રીસ્તીઓ તે સિદ્ધાન્તનો આદર કરતા નથી. ભા. ક.

પણ ખરી મુશ્કેલી એજ ઉત્પન્ન થાય છે કે—મનુષ્ય કોટી અને ઇશ્વર વચ્ચે અંતર કલ્પવાનું શું પ્રયોજન છે? છતાં પણ કદિ વેદાન્તીઓ, તે અંતરની ઉત્પત્તિ અવિદ્યાથી થાય છે, એમ કહી શંકા નીવારણ કરે, તો તે અવિદ્યા, આપણે જેને મનુષ્ય જાતનું અજ્ઞાન કહીએ છીએ, તેથી કેવળ વિભિન્ન છે.

વેદાન્ત દર્શન વિષે ઉપર જે વિવેચન આપ્યું છે, તે વસ્તુતઃ દુર્બોધ નથી. પણ તર્કશાસ્ત્રની વૈજાળથી મુક્ત કોઇપણ બાળક સમજી શકે તેવું છે; છતાં કદિ કોઇને દુર્બોધ લાગે, તો તેવું દુર્બોધ વિવેચન આપવાની આ સ્થળે આવશ્યકતા હતી. આવી જ ભાવનાઓ મારા મિત્ર ગૌરીશંકરના પ્રતિબિંબ સંસારમાં અવલંબનરૂપ થઇ પડી હતી અને એવી જ ભાવનાઓ ભરતખંડનાં અસંખ્ય સ્ત્રી, પુરૂષ અને બાળકોને અદ્યાપિ ભિન્નભિન્ન સ્વરૂપમાં આશ્રયરૂપ થઇ પડે છે. આવા સાદા પણ મુદ્દા પાયા ઉપર નાના પ્રકારના પંથો તેમ જ ભિન્નભિન્ન ભાવનામય મંદિરો નિર્મિત કરવાનું, તે સાથે એક તરફ ઉન્નતિના શિખરે પહોંચેલા મહાત્મા અને બીજી તરફ વહેમના વમળમાં તણાતાં પામરો. તે સર્વેનું લક્ષ એક જ પ્રકારની શાંતિ અને એક જ પ્રકારની નિવૃત્તિ અથવા શાંતિ આપનાર ઉપર જ હોય છે—તે સર્વ વર્ગના અધિકારીઓને સ્વરૂપાનુસાર અવકાશ આપવાનું પણ સરળ થઇ પડે છે. અધિકાર ભેદે એકનું એક સત્ય જુદાં જુદાં નામરૂપો ભલે ધારણ કરે પરંતુ અંતે, જે શાંતિ ગૌરીશંકર પોતાના રાજકીય વ્યવહારમાં અનુભવતા હતા, અને જે શાંતિ પોતે પોતાને ઇશ્વરમાં નિહાળીને અહંભાવ વિસ્મરી જવાથી, અથવા તેઓના જ શબ્દોમાં કહીએ તો, પારમાર્થિક આત્માના પ્રકાશમાં પોતાનો કલ્પિત જીવ ભાવનો વિલય થઇ જવાથી થતી હતી તે શાંતિ આપણે જેને મન વાણી અને બુદ્ધિથી અગોચર પરમેશ્વરની શાંતિ કહીએ છીએ, તેનાથી લેશમાત્ર પણ જુદી હતી? જગત્ સંબંધિ તેઓની જે ભાવના હતી, તે ભાવના હરકોઇ મનુષ્યને પ્રવૃત્તિ માટે નિરૂપયોગી કરે, એમ આપણે ધારી શકીએ પણ હવે આપણે જોઇ શકીએ છીએ કે—તેવી ભાવનાનું એવું પરિણામ આવવું જ જોઇએ, તેમ નથી. જેવી રીતે અગાધ મહાસાગરના સ્તરોમાં કોઇપણ નૌકાને આગળ લઇ જવાને એક સુકાન જ સમર્પિત કરે છે, તે રીતે પરમાત્માની એક જ ભાવના તેઓને આ જગતની મારામારીમાં સંપૂર્ણ બળવાન બનાવવાને તથા નિરંતર પ્રફુલ્લ રાખવાને જોઇએ તેટલી સમર્થ હતી. 'પોતે કોણ છે, અને ક્યાં છે તેનું તેઓને સંપૂર્ણ ભાન હતું', તેથી આ અપાર સંસાર સમુદ્રનું ઉલ્લંઘન કરવાને તેઓ સંપૂર્ણ શક્તિમાન હતા. આ સ્થળે આપણને વળી હિંદુ જીવનની બીજી વિચિત્ર રચના નજરે પડે છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે—

તેઓની (હિંદુઓની) વ્યવહારદ્રષ્ટિએ પ્રાચીન કાળથીજ તેઓની સમાજિક સંસ્થાનો કેવો સંપૂર્ણ રીતિએ અને કેટલો રુચિકર ઘાટ ઘડ્યો હતો. આ સંસ્થા વિષે કંઇક જાણવાની આપણી ઇચ્છા થાય છે કે ગુપ્ત જમાનામાં આર્યોએ દ્વિજોને માટે અખિલ જીવનના ચાર વિભાગ કરવામાં આવ્યા હતા. જેમાંનો એક વિભાગ બ્રહ્મચારી અથવા વિદ્યાર્થી અવસ્થાનો. અને બીજો વિભાગ ગૃહસ્થ અથવા વિવાહિત અવસ્થાનો હતો તદંતર એક

મનુષ્ય જ્યારે સર્વ ઋણોથી મુક્ત થાયછે અવશ્ય કરવાના સર્વ યજ્ઞો કરી રહેછે અને પુત્ર પૌત્રાદિકનું મુખ જુએ છે, કે કે તુરત ત્રીજા વિભાગનો આરંભ થાયછે ત્યારે અને ત્યારેજ તેને પોતાના ઘરનો અને સર્વ સંપત્તિનો ત્યાગ કરી, પોતાની ધર્મપત્ની સહિત અથવા રહિત સમીપના વનમાં રહેવાનો સમય આવેછે પરંતુ તે અવસ્થામાં પોતાના સંબંધી જનોનો તે સમાગમ કરી શકેછે, તેમજ તે કાળમાં યોગ્ય સાધનવડે ચિત્તવૃત્તિનો નિરોધ કરેછે, તેમજ આ લોકના સર્વ પદાર્થો ઉપરથી પોતાની સર્વ આસક્તિ ધીમેધીમે પાછી ખેંચી લે છે આ ત્રીજા આશ્રમમાં અથવા વાનપ્રસ્થાશ્રમમાં તે સાધુ પુરૂષની અન્યજન્ય વૃત્તિઓ નાશ પામી, વધારે ને વધારે પરા વિદ્યા અથવા જેને આપણે ધર્મ કહીએ છીએ તેની ઉપર તેમજ વિશેષત ઉપનિષદ્ અને બીજા તેવાજ આધુનિક વેદાન્તના પુસ્તકો ઉપર ચોંટેછે. પરાવિદ્યાના શિક્ષણમાં માત્ર ડુબકી મારવાને બદલે, તે તેમાં સંપૂર્ણ રીતે નિમગ્ન થાયછે, એટલે જે ધ્યાનદશા મનુષ્યને પૂર્ણશાન્તિ અને મુમુક્ષાની પૂર્ણ તૃપ્તિ થઇ શકેછે, તે ધ્યાનદશામાં તે પ્રવેશ કરેછે વાનપ્રસ્થાશ્રમને અંતે આયુષ્યનો ચારમો ભાગ આરંભાય છે આ આશ્રમમાં જરાવસ્થાથી જર્જરીભૂત પુરૂષ કોઇ દૂરવનના એકાન્ત સ્થળમાં જઇને, જે વિષયો એક સમયે પોતાના હૃદયને આહ્લાદ અથવા વિષાદ આપતા હતા, તે વિષયોનો મનથી પણ ત્યાગ કરેછે અને એ રીતિએ પરમ ઉલ્લાસથી દેહોત્સર્ગની પ્રતીક્ષા જોતા જોતાં દિવસો નિર્ગમન કરેછે.

---

# આપણે.

લખનાર રા. રા. રમણિયરામ ગોવરધનરામ ત્રિપાઠી.

ગયા અંક ૩ ને પાને ૬૫ થી અનુસંધાન.

વિશેષે કરી હાલમાં વળી પણ નાગરોએ એકત્ર થવાનો પ્રશ્ન ઉઠ્યો છે! સભાઓ ભરાય છે! મ્હોટાં ભાષણો પણ થઇ ચુક્યાં છે ને "સુધારો" થવો જોઇએ એવું "દીર્ઘદૃષ્ટિ" વાળા કહે છે! વિચાર સ્તુત્ય છે, યોજના પણ સ્પષ્ટ જ છે પરન્તુ એ છ વિભાગમાંજ ઐક્ય કર્યાં છે છતાં અંતર વિભાગ એક દોષ નહિ ને નવા નાગરિક જનોઐક્ય માટે મહાભારત પ્રયત્ન કરે છે; કારણ જ્ઞાતિનું ઐક્ય કરવું છે-વટાળ થાયવોછે ને નાગર શબ્દનુંજ નિકંદન કહાડવું 'ક ગદા' અનુ થી અક્કલ સુઝાડે છે! નાગરમાં ભિક્ષુક ને ગૃહસ્થ બે વર્ગ જુના કાળથી જ ચાલ્યા આવે છે અને વચ્ચે ભોજન વ્યવહાર છે સર્વ થઇ શકે છે તેમાં એકપણ વિભાગ વાંધો લેતો નથી અન્યોન્ય પ્રતિ માન ને સ્નેહની પવિત્ર લાગણીથી જુવે છે એક બીજાનાં સુખ દુઃખમાં વિના સંકોચે ભાગ લે છે અને ટુંકમાં એકજ છે એમ સાધારણ માન્યતા છે એમ કહતાં અતિશયોક્તિ નહીં કહેવાય સુરતમાં બે ભાગ વચ્ચે અતિ તીક્ષ્ણ નજરથી જોવાય છે કારણ ગૃહસ્થ જનમાંથી નાગરત્વ નષ્ટ થયું છે અબડછીટવેડાનો ભાર નહિ. અમે તે સાથે ત

ભવાય ને સુધારો ટોચે પહોંચ્યો છે, ત્યારે બીજા પક્ષમાંથી વૈદિક જ્ઞાન નિર્મૂળ થવાનો આરંભ થવા માંડયો છે. પરન્તુ ઘણી દીલગીરી સાથે કહેવું પડે છે કે ગૃહસ્થમાંથી નાગરિક ગૃહસ્થાઇ તદ્દન જ જઇ છે! અફસોસ! અમદાવાદમાં એમકે ઠીક છે પરન્તુ પ્રથમ લેખાના પ્રમાણે વ્યસન વ્યાપ્ત છે આ ઉપરાંત એક મ્હોટો ભિન્નભાવ એ છે કે “કન્યાની આપલે થઇ શકે નહિ” આવી સૂચના કરતા સ્વાભાવિક રીતે જ ગૃહસ્થ જનના મુખમાંથી ઉદ્ગારો નિકળે છે કે “એવું કહીએ નહિ આપણે હોય, ગૃહસ્થ, તેની કન્યા બ્રાહ્મણમાં દેવાયજ કેમ?” પછી વર પૈસે ટકે સુખી હોય, ભણેલ હોય તથા ખાન-દાન કુટુમ્બનો હોય, તોપણ શું? પણ બ્રાહ્મણને દેવાયજ નહીં. કન્યા ગૃહસ્થમાં ખરાબ સ્થિતિને પામ થઇ પોતાનું જીવનજ દુઃખમય કહાડે તેની પરવા તેના પિતાને હોતીજ નથી! આજ પ્રમાણે સ્થિતિ છે એ કોઇથી ના કહેવાય તેમ છે નહિ!

થોડા સમયપર સુરત શહેરમાં લગ્ન પ્રસંગમાં નાગર ગૃહસ્થને બ્રાહ્મણ વચ્ચે મતભેદ પડયો હતો ને તેનો અંત એવો કડવો ને કલંકિત આવ્યો કે તેથી બેમાંથી એક પણ પક્ષને ધન્યવાદ ઘટતો નથી ત્યાંના ખાનદાન ગૃહસ્થ કુટુંબ કે જેને માટેજ આ તકરાર થઇ હતી તેણે એક મહાન અમીર કાર્ય કર્યું છે અનુભવ સિદ્ધિની વાત છે કે કેમ્પમાં જે 'નાગર બ્રાહ્મણ વોલનટીયર' કોર હતો તેને શ્રીફળ આપવાનું મુખ્ય કાર્ય તે ગૃહસ્થજનના હાથથી જ્ઞાતિની મૂર્ખાઇ ભરેલી તકરારને લઇને થયું હતું તે કેટલું શરમ ઉપજાવે!

ભિક્ષુકવર્ગ દિન પ્રતિદિન દરિદ્ર થતો જાય છે—નહિ માત્ર વૈદિક કર્મમા પણ બીજી રીતે પણ વૈદિક કર્મમા દરિદ્ર થવાનું મુખ્ય કારણ મુખ્યત્વે કરીને માત્ર એકજ દૃષ્ટિગોચર થાય છે. વર્તમાન સમયે અંગ્રેજી કેળવણીના પ્રચારથી કરીને વૈદિક કર્મ ઉપરથી સર્વેની આસ્થા જ જતી રહી છે તેમાં નાગર ગૃહસ્થમાં સેંકડે ૯૦ ટકાની થઇ છે સુરત પ્રદેશે આજે જેને કેટલાક “વિદ્વાન” જનો “સુધારો” કહે છે તેણે જોસભેર વિસ્તારવા માંડયું છે એ શું નિર્વિવાદ નથી? છે જ! પ્રથમ ઘસારા કર્યો અનુસાર ઘરમા રસોઇ અર્થે પોતાની જ જ્ઞાતિના પુરૂષના સ્થાને અન્યથી કાર્ય ચલાવી લેવું એ કયા નાગરને શોભા આપે એમ છે? ભિક્ષુકવર્ગ ગરિબ છે તો તેને શું રસોઇ માટે રાખવાથી એક કિંમતી સાહાય્ય નથી મળતી! આથી ત્હમારી જ જ્ઞાતિમાં પૈસા જાય ને જ્ઞાતિ દરિદ્રાવસ્થામાંથી મુક્ત થઇ શકે એમાં વિચારવાનું શું? સુધારો અલબત્ત થવો જોઇએ પરન્તુ શું તેટલા માટે આપણું નામરત્ન નષ્ટ થવા દેવું? શું શીરા માટે ભાવક થવું? નહિ! કદાપી નહિ! પ્રભુએ ઉચ્ચ પવિત્રએ ચડાવ્યા તો પછી તે પવિત્રને અપવિત્ર બનાવીએ તો પછી સાધારણ ઢેડ, ભંગી અને આપણામાં તફાવત શો? એક ધર્મ તજે ત્હેની તુલના કોની સાથે કરવી ઘટીત છે? શ્રી જગન્નિયન્તાએ જન્મ દીધો તે શું ત્હમને અને ત્હમારી જ્ઞાતિને કલંકરૂપ થવા માટે? નહિ! અન્ય જ્ઞાતિના જન વિલાયત જાય છે ત્હેમ આપણી જ્ઞાતિમાં ઇંગ્લાંડ પ્રદેશ ગમન કરવાનો સાધારણ રીતે “મૂર્ખાઇ અને નાદાની ભર્યો ગાડરિયો પ્રવાહ ચાલુ થયો છે”. ત્યાં જવું ને દેશને વટાળી દેશદ્રોહી થવું એ વિશેષ નીચું જોવરાવે છે.

આ કહેવાનું તાત્પર્ય એવું નથી કે ઇગ્લાંડ ના જવું, બાહી જવું, પરદેશ અનુભવ લઇ સાહસ શિખવું તે વાંધો નહિ! પરન્તુ મારા સુજ્ઞ અને વિચારશીલ વાચક વૃન્દના પ્રેમિ પાત્રો! એવો એકપણ દૃષ્ટાંત છે કે અમુક માણસે વિલાયતથી આવ્યા બાદ એકપણ દેશોપયોગી, જ્ઞાતિ ઉપયોગી કે આત્મા ઉપયોગી કામ કરવા કેવળ પ્રયત્ન પણ આદર્યો છે? ના, એકપણ એવું દૃષ્ટાંત નથી તો પછી ત્યાં જવામાં ફાયદો શો? કેવળ દ્રવ્યનો મૂર્ખોને નાદાની ભર્યો વ્યય! વ્યય! દેશની અવનતિમાં સાધનભૂત થતા આપણે દેશદ્રોહિ નરપશુ! એક તરફથી આર્યપ્રજાને ઉન્નતિ જોઇએ છે, તેની ઝંખના થાય છે તો બીજી પાસથી આપણે અધોગતિમાં ધાદામ દઇએ છીએ આના કરતાં એટલું દ્રવ્ય આજ દેશમાં નવી કળા શોધવામાં રોકાય તો કેવું સારૂં? એટલા દ્રવ્યનો વ્યય ગરિબને કેળવણી અર્થે વપરાવતો આપણા ઉદ્ધારનું પ્રભાત શું જોઇએ ન ઉગે? દુષ્કાળ પ્લેગ આદિના સમયમાં ગરિબ પ્રજાને કેટલું આશીર્વાદરૂપ થઇ પડે! એજ ધન પોતાના બ્રાહ્મણવર્ગમાં નહીં કેવળ નાગર પરંતુ અન્ય જ્ઞાતિના પણ બ્રાહ્મણો ને વૈદિક કર્મ કાણ્ડના અભ્યાસ અર્થે ટીપ ભેગી કરી તેમાં રોકો ને તેથી તે લોકોને શુદ્ધ વૈદિક અભ્યાસમાં સહાય થતે કેટલું' થઇ છે! તેથી દેશની અને ધર્મની સેવા કરી શું' ન ગણાય? આવી રીતે દેશનો વા જ્ઞાતિનો વા આત્માનો વા પરનો પણ ઉદ્ધાર કરો તો કેવું સારૂં થાય! કેવું મનોહરને રમ્ય દેખાય? કેવું પુણ્યશાળી કાર્ય આદર્યું કહેવાય ને તેનાં મીઠાં, મધુર, અને સ્વાદિષ્ટ ફળના ખાનાર કેટલાક આશીર્વાદ દેશે માટેજ મારા સુજ્ઞ ભારત નાગર જન પણ નાગરો ભેગા થતાં પહેલા બ્રાહ્મણ, ગૃહસ્થનો ભેદ ટાળો તે ભેગા થાઓ અને શ્રી હાટકેશ્વર પ્રભુના સત્ પ્રતાપે આગળથી સર્વે વાંછના પુરી પડશે. આપણી ન્હાનીશી જ્ઞાતિમાં વિસ્તરેલા દુષ્ટને અગાધ રીતરિવાજોનું જડમૂળથી નિકંદન નહિ થાય, તે મૂળ-માંથી ઉખેડી નખાશે નહિ તત્પર્યંત બીજા સુધારા કરવા એ કેટલા મૂર્ખ અને અવિ-ચારી પગલા તથા ઉદ્ધતાઇજ ગણાશે એમા સંશય જ નથી.

આ વિચાર વિદ્યાર્થિના ગણાશે ને લેખકનું માનવું છે કે તે પ્રમાણે મનાય તે પર મનન થાયને સ્વજ્ઞાતિનું શ્રેય થાય. બીજી ઇચ્છા આમાં રાખી ના શકાય. અન્તે શ્રી હાટકેશ્વરની પ્રસાદીથી સર્વ જનનું શિવ ઇચ્છી લેખ સમાપ્ત કર્યું. પણ વિજ્ઞપ્તિ એજ છે કે દોષ ક્ષમા થાય! શુભ ભવતુ.

---

# स्त्री उन्नति.

**ભગવતી જયાલક્ષ્મી બાઇ તરફથી.**

અનુસંધાન ગત અંક પૃ ૬૨ થી

પરમેશ્વરમાંથી ઉત્પન્ન થએલા જગતમાં કશું પણ નેષ્ટ હોતું નથી એ ખાસ મનમાં

રાખી સર્વમાં શુભ જોવા ટેવ રાખવી; તેથી આપણા આનંદનો નાશ નહિ થતાં ઉત્સાહ જારી રહેશે.

માટે ભય, ઉદ્વેગ, દુઃખ, દરિદ્રતા, શોક ઇત્યાદિ દુર્ભાવનાના વિચારોથી મનને મુક્ત રાખવું સતત આપણે જે જે વિચારોનું સેવન કરીએ છીએ તેના આકાશ તત્વમાં સંસ્કાર પડેછે અને આપણી આસપાસનું વાતાવરણ તદનુરૂપ બનેછે તેવીજ રીતે બીજાઓને માટે પણ સમજવું આ વાતાવરણની હદમાં આવનાર વ્યક્તિ તે વિચારની હદમાં વણાય તેવી અસરમયું થાયછે અર્થાત શુભ વિચાર કરનાર પુરૂષનું વાતાવરણ શુભ હોયછે અને અશુભવાળાનું અશુભ હોયછે આથી જ સઘળી બાબતોમા સત્સંગનો મહિમા શાસ્ત્રકારોએ બહુ જ પસંદ કીધો છે અમુક વ્યક્તિને જોતા આપણને કંટાળો આવે છે. અને અમુક વ્યક્તિએ જોઇ તેનાપર આપણને પ્રેમ બંધાય છે

ઇશ્વરમય મત કરણવાળા સદ્ગુરૂને ભાળતાં વગર પરિચયે આપણી તેના પ્રત્યે પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને દુષ્ટ પ્રત્યે કુદરતી રીતે અણગમો ઉત્પન્ન થાયછે કેટલાંક સહજ વૈર પણ એ કારણને લીધે ઉદ્ભવે છે દાખલા તરીકે પ્રાણીઓમાં ઉંદર તથા બિલાડીનું અને સર્પ તથા નોળીઆનું સહજ વૈર છે માણસોમાં પણ સાધુ તથા અસાધુનું અને ભગત જગતનું વૈર એ કુદરતી છે આમા પણ જેનું વાતાવરણ બળવાન હોય છે તેમાં તેમનો સેવાઇ જાય છે દાખલા તરીકે ક્રોધી અને ક્ષમાવાનના સંગમમા ક્રોધીનું વાતાવરણ ક્ષમાવાન કરતાં વિશેષ પહોળુ હોય છે તો ક્રોધી યશસ્વી નીવડે છે અને ક્ષમાવાન પરાજય પામે છે અને ક્ષમાવાન ક્ષમામા બળવાન હોય તો તેની ફતેહ થાયછે

આપણે જેને પુણ્ય તથા પાપ કહીએ છીએ તે બીજું કંઇજ નથી પણ સારા નઠારા વિચારનું પરિણામ માત્ર છે ગત જન્મમાં કરેલા અનિષ્ટ વિચારનું પરિણામ આપણે આધુનિક જન્મમાં દુઃખરૂપે ભોગવીએ છીએ અને જેને આપણે પ્રારબ્ધ, નશીબ દૈવ વગેરે ગણીએ છીએ તે બીજુ કાંઇજ નથી પણ આપણા પૂર્વ જન્મના વિચારોનું પરિણામ માત્ર જ છે નીતિશાસ્ત્રકારે કહ્યું છે કે

## पूर्व जन्मकृतं कर्म तद्दैवमिति कथ्यते

વિચારોનું એવું પ્રાબલ્ય છે કે આપણે એક વિચારને ઉત્તેજન આપીએ અને દૃઢ કરીએ તો તેને અંગે બીજા અનેક વિચારોનું સ્ફુરણ થાય છે અને જેટલા જેટલા વિચારો ઉદ્ભવ પામે છે તેટલા તેટલા અવતાર તેને અંગે લેવા પડેછે અને ચોરાશીના ફેરા એ રીતે પોતાનો તાંતણો લાંબો ને લાંબો કાંતે છે વાસ્તવ તે તાંતણો ટૂંકો કેમ થાય એ ઇલાજ આપણને માટે ઇષ્ટ છે અને તેનો ઇલાજ સંયમ છે. સંયમ એટલે મનને કબજે રાખવું તે છે મનને કબજે રાખવું પ્રથમ જરા કઠણ પડશે પણ પછીથી પ્રયત્નવડે કાળેન નાશ પામશે અને તેનાં જે શુદ્ધ પરિણામ આવશે તેનો હિસાબ કરતા એટલું કષ્ટ થોડું હિસાબમાં નથી. કષ્ટ વિના શાન્તિની આશા રાખવી ફોકટછે, કહ્યું છે કે

संपदो महतामेव महतामेव चापद:
वर्धते क्षीयते चन्द्रो नतु तारागण: क्वचित्.

વિચારોનું યંત્ર મન છે જેમ વખતનું યંત્ર ઘડિયાળ છે તે જ્યારે ઠીક છે ત્યારે બારને ટકોરે બસે વાગે તોય થોડા છે તેવીજ રીતે મન રૂપી યંત્ર નિરંકુશ બને છે ત્યારે વિચાર પોતાની હદ કુદાવી આપી તેના ભોક્તાને અધમાચારમાં ગબડાવી પાડે છે અને તેથી જે વ્યથા ઉત્પન્ન થાય છે તે મનુષ્યને એવી અવસ્થામાં લાવી મૂકી દે છે કે જેને માટે પછી પશ્ચાતાપ સિવાય કશુંજ રહેતો નથી, પશ્ચાતાપનું પરિણામ તો સૌના જાણવામાં છે

સ્ત્રીને જે કાન્તા કહેવામાં આવેછે તેમાં કમ્ ધાતુ આવે છે તેનો અર્થ ચહાવુ એવો થાય છે ચહાવુ એ સદ્ગુણનું પરિણામ છે, નહિ કે ઉપરના દેખાવનું ઉપરના દેખાવ ઉપરથી સારૂં નરસું ગણનાર સુજ્ઞ તો નહિ કહી શકાય ઇંદ્ર વારણાનું ફળ ઉપરથી ઘણું સુંદર દેખાય છે પણ સ્વાદમાં કેવું હોય છે? માટે રૂપ સાથે ગુણવાન થઇ કાન્તા નામને જેમ આપવા પ્રયાસ કરવો એજ તેમના જીવનનું સાર્થક છે યાદ રાખવું કે આ અસાર સંસાર યોગ્ય રીતે ચાલતા મોક્ષદ્વાર દેખાડે છે અને અયોગ્ય રીતે ચાલતાં નર્કદ્વાર દેખાડે છે માટે તેને સંસાર કહેવામાં આવે છે. સમ્=સાથે+સર્=જવું+અ=સાથે જવું એવો એ શબ્દનો વ્યુત્પન્ન અર્થ થાય છે તે ઉપરના લક્ષ્યાર્થથી મળતાપણું જણાવતો ભાસમાન થાય છે. આપણી સાથેજ નાશ પામનારો આ સંસાર અસાર તો છેજ ત્યારે તે સારરૂપ કેમ કહેવાય અને થાય એજ એક મનુષ્ય જન્મને માટે વિચારણીય બાબત છે તેને માટેજ જન્મ ધરતી વખતે મુઠી બાંધી બાળક અવતાર લે છે અને મરતી વખતે ઉઘાડી મુઠી રાખી પ્રયાણ કરે છે અકબર બાદશાહના દરબારમાં કાવ્ય વિનોદમાં એક કવિને કોઇએ પૂછ્યું કે જન્મના ઓચ્છવ તો રામચંદ્ર શ્રીકૃષ્ણજી ઇત્યાદિ થોડાનાજ થાય છે અને મરણ પછી તો દરેક વ્યક્તિ ગરીબ યા તવંગર મરણ પામેલા પાછળ બ્રાહ્મણો તથા સગા વહાલાને ભોજન કરાવે છે એનું શું કારણ હશે? સામા કવિએ વિનોદમાં કહ્યું કે દુનિયામાંથી એક પાપ ગયું તેની ખુશાલીમાં બ્રાહ્મણો તથા સગાં વહાલાઓને જમાડવામાં આવે છે આ કહેવું આપણને માટે લાગુ પડતું ન થાય એ સર્વ બ્હેનો તથા ભાઇઓને માટે અનુસરવું કરવા લાયક છે

દુનિયામાં ઉપયોગી કેમ થવાય એ નિશાન પદમે દરેકે મનમાં રાખવું જોઇએ. કેળવાયલી સ્ત્રીનું ભૂષણ પતિને ભારરૂપ થઇ પડે અને તેની પૈસા સંબંધી હાલતનો વિચાર, ખરચ કરાવતી વખતે મનમાં ન લાવવો એમ માનવામાં આવતું હોય તો તે ભૂલ ભરેલું ગણી શકાય, એ રીતનો આવો વિચારને અનુકૂળ નથી દળવું ખાંડણી અને રસોઇ વગેરે ગૃહ કાર્યનાં પોતાને આમ કરવા લાયક કામો નોકર રસોઇઆથી કરાવવા અને પરચાકરથી કરાવવા એ પણ ભૂષણ પદ નથી પરન્તુ પોતાને પોતાની ફરજ જાળ

વ્યાથી વિમુખ રાખી પુત્ર પુત્રીઓને તથા સબંધમાં આવનારને કર્તવ્ય વિમુખ બનાવવા જેવો પ્રચાર છે શુદ્ધ કાર્ય કરવાથી કસરતનો જે લાભ મળેછે તે પણ એ સુત છે. કસરતથી દીર્ઘ શ્વાસનું કામ ચાલી નિરૂપયોગી જ્જુ શરીરમાથી નીકળી જાય છે. અને તેની જગ્યાએ બીજા તાજા આવે છે અને આખા શરીરમાં લોહીનું વહેવું ઝડપથી ચાલતું થતાં ઝેરી પદાર્થો નીકળી જાય છે અને તેને પરિણામે મળનો સચય ન થતાં શરીર નીરોગી બને છે એ ફાયદો કેટલો બધો છે આપણામાં કહેવત છે કે પહેલું સુખ તે જાતે નર્યા; સંસ્કૃતમાં પણ કહ્યુ છે કે शरीरं रक्षेति धर्म માટે ગૃહ કાર્ય પોતાની જાતે બજાવવા એ વધારે સરસ છે

વસ્ત્રાભૂષણની બાબતમા મર્યાદા જળવાય. શરીર ઢંકાય. ટાઢ તાપથી રક્ષણ થાય એ અર્થે જેટલું જેટલું કરવાનું હોય તેટલું કરવુ પરન્તુ ખોટી શોભાની ખાતર અથવા દેખાદેખી નાહક કરી પતિને ખરચના ખાડામા ઉતારવાનું કામ સુજ્ઞ સ્ત્રીઓને માટે બુનાસબ નથી એતો માત્ર મોહ ગણાય અથવા બીજા શબ્દમાં કહીએ તો બેભાનપણું કહેવાય. મર્યાદા સાચવવાના કાર્યને માટે પતિ સામર્થ્યની મર્યાદાનો ભંગ કરવો એ અમર્યાદાનો જ આકાર માત્ર કહેવાય અને પતિના અત કરણમાં તેનો જે ક્ષોભ થાય તે પણ વિચાર કરવો લાયક બાબત છે અને વિચારનું પરિણામ કેવું છે તે જો આપણે વિચારીએ તો પછી એ નુકશાની ગણિત કરતાં હિસાબ વગરની થઇ પડે આભુષણની બાબતમાં પણ તેમ જ છે અને દેખાદેખીએ ખરીદ કરાવવાનું મન થાય છે તેથી પતિની શક્તિ ઉપરાંતની બાબત હોય તો તે વિચાર બાર ન પડતાં તેને અને આપણને બંનેને ક્ષોભ થાય છે માટે મોહાધીન ન થવુ

એક સ્ત્રીએ એવુ પણ લીધુ કે મારી મરજી અનુસાર ઘરેણાં ઘડાવી આપે તેવા પુરૂષને પતિ તરીકે પસંદ કરવો અને તેમ નકરે ત્યારે તેનો ત્યાગ કરવો. તેની રૂચિ અનુસાર તેનું પણ પૂરૂં કરે એવો પતિ તે સ્ત્રીને પ્રાપ્ત થયો

એક વખત તેના પતિના ગેરે એવો જોગ રચી આપ્યો કે તે સ્ત્રીની ઇચ્છાનુસાર અલંકાર પ્રાપ્ત નથયા તેને પરિણામે તે તેનો ત્યાગ કરી ચાલતી થઇ. રસ્તામાં લુટારાઓએ તેનું સર્વસ્વ લુટી લઇ બેહાલ કરી કાઢી મુકી.

મતલબ કે अति सर्वत्र वर्जयेत् અતિની ગતિ નથી.

માટે વસ્ત્રાભૂષણનો શોખનો એટલે યથાશક્તિ તથા મર્યાદા જળવાય અને ટાઢ તાપથી રક્ષણ થાય તેટલો વસ્ત્રનો અને ઘરેણામા બહુ મોહ રાખી દરબાર ન જવું. એ બન્ને બાબતમા મોહ બહુ ન રાખવો વિશેષમા જે જે દોષ જણાય તેને ટાળવા પ્રયત્નવાન થવુ

આ ઉપરથી શંકા થશે કે પોતે પોતના દોષ શી રીતે જાણી શકે જવાબ એજ કે કોઇના વર્તનપરથી આપણને એમ જણાય કે આ દુષિત છે તો તે દોષ આપણામાં,

છે કે નહિ તે જોવું અને જો દોષ હોય તો તે દોષનો નાશ કરવો. એટલા સારૂ શાસ્ત્રમાં કહ્યું છે કે.—

વેદમાં જે જે કર્મ કરવા કહ્યું છે તે કર્મ કહેવાય છે અને જે નિષિદ્ધ કરેલાં છે તે અકર્મ કહેવાય છે

શાસ્ત્ર મર્યાદાનો ભંગ ન કરતા અકર્મમાં ન આવતાં જાણેલા દોષ તત્કાળ નાશ કરવા. મહાપુરૂષનું ભજન પૂજન કરનારા આવે છે અથવા કોઇ તેની નિંદા કરે તો આપણે કુપિત થઇએ છીએ પરન્તુ મહાપુરૂષના ઉપદેશેલા વચનાનુસાર જો વર્તન ન કરાય તો તેની છાતી ઉપર લાત મારવા જેવો તે પ્રકાર છે, એ પણ અયોગ્ય છે.

અકર્મ કરી સારા ફળની આશા રાખવી એ બાવળ વાવી આંબાની આશા રાખવા બરાબર છે તેવી રીતે શાસ્ત્રે નિષેધેલા વાક્યો પ્રમાણે વર્તન કરી ઉન્નતિની આશા ધરવી એ વ્યર્થ છે

જેમ ઘરને વાળી ઝુડી તમામ કચરો સાફ કરી તેને શોભાયમાન બનાવીએ છીએ તેવી રીતે મનરૂપી મંદિરને દોષરૂપી કચરા રહિત બનાવી શુદ્ધ બનાવવું

ચાલુ વ્યવહારમાં કોઇ પ્રત્યે આપણને ક્રોધ, ઇર્ષ્યા, દંભ ઇત્યાદિ પ્રકટે ત્યારે **हरिरेव जगत् जगदेव हरि** એ વચનાનુસાર આપણાં એ નિષિદ્ધ કર્મો પરમાત્મા પ્રત્યે યોજાય છે કે જે પરમાત્મા આપણામાં પણ વસી રહ્યા છે અર્થાત્ પોતે પોતા ઉપર આ એવો પ્રયોગ કરી આપણે આત્મઘાતી બનીએ છીએ અને ઇશ્વરના પણ ગુન્હેગાર બનીએ છીએ **आत्मघाती महापापी** છે માટે આખું જગત્ આપણા કુટુંબ સમાન સમજી તેના સાથે યોગ્ય રીતે વર્તવું

બાળક ઉછેરવાની તથા તેને કેળવણી આપી મનુષ્ય બનાવવાની માતા ઉપર જે મહાન ફરજ આવી પડે છે તેને માટે તેની યોગ્યતા કેટલી તથા કેવી હોવી જોઇએ એ એ બાબત આધુનિક સમયમાં જુદા જુદા વિદ્વાનો તરફથી પુષ્કળ ચર્ચા ચાલી રહેલી છે તેને રહેણી કરણીમાં ઉતારવા યોગ્ય પ્રયાસ કેટલાક પરમાર્થી પુરૂષો તરફથી કરવામાં આવે છે તેમાં પુષ્કળ વધારો કરવાની જરૂર રહેલી છે દરેક દેશની ઉન્નતિનો પાયો સ્ત્રી કેળવણીથી જ શરૂ થાય છે એટલે એ બાબતમાં જેટલું જેટલું બોલીએ તેટલું થોડું જ કહેવાય અથવા બોલવા કરતા તે પ્રમાણે અમલ કરાય એ જ હાલ તુરતને માટે ઇચ્છવા જોગ છે. લાયક આર્ય ગૃહિણી થવાને પની કેળવણી આપવાને શાળાઓ પણ ખાસ હોવાની અગત્ય થોડી નથી કેળવણી લઇ સુધરેલાં થવાની મતલબ સુંદર નખરાં ધારણ કરી રસોઇ વગેરે અગત્યના ગૃહ કાર્ય કે જે ગૃહિણીએ જાતે જ બજાવવાં જોઇએ તે માટે રસોયા તથા ઘર ચાકર રાખી કુટુંબના શરીર વ્યવહારના કાર્યમાં અયોગ્ય તત્વ દાખલ કરવાની જે કરવામાં આવતી હોય તો તે નીતિ પુરઃસર નથી.

---

# स्नान निश्चय.

ज्ञातिः सोदकयुक् च मातृपितृयुग्मातामहौ चर्त्विजः
सस्वाम्यर्भकशालिका श्वशुरकौ शालः स्वपत्न्यैर्युतः ॥
तातांबात्मभगिन्यपत्यधवयुक् सस्त्री सुतोमातुलो
यो सापत्यधवांस्वकीयतनया पितृव्यजा केवला ॥१॥
पित्रोर्मातुलकः स्वपत्ययुगयो मातुः पितृव्योयुत
स्त्रीपुत्रस्य भर्तृनंदनयुतांबातातापित्रोः स्वसा ॥
याज्यः शिष्यगुरू स्वगेहपरनृपश्रोत्रियाश्चार्यकाः
एतेषां मरणे परानुगमने स्नानं सचैलं चरेत् ॥२॥

---

અર્થ.

અન્વયાનુકૂળ.

| | |
|---|---|
| सोदक युक् ज्ञातिः | —સોદક સહિત જ્ઞાતિ=પિત્રાઇ<br>જ્ઞાતિ=સાત પેઢી સુધીના<br>સોદક=ચૌદ ,, ,, |
| मातृ पितृ युक् मातामहौ | —મા અને બાપ સહિત વડવો અને વડવી<br>(નાનો—નાની.) |
| ऋत्विजः | —વૈદિક કર્મ કરવા માટે વરાવેલો (યજ્ઞ યાગાદિ-<br>માં યજમાનને મદદ કરવા બ્રાહ્મણો વરાવવામાં<br>આવે છે તે). |
| स स्वाम्यर्भक शालिका | —ધણી છોકરાં સહિત સાળી. |
| श्वशुरकौ | —સાસુ-સસરો |
| स्वपत्नी युत शालः | —બાયડી છોકરાં સહિત સાળો. |
| अपत्यधव युक् तातांबात्मभगिनी | —ધણી છોકરા સહિત બાપની માની અને<br>પોતાની બેન |
| मातुल सस्त्रीसुत | —બાયડી છોકરા સહિત મામો. |

| | |
|---|---|
| सापत्यंपवा स्वकीय तनया | —ધણી છોકરા સહિત પોતાની દીકરી |
| पितृव्यजा केवला | —કાકાની દીકરી એકલી |
| पित्रो र्मातुलकः रुयपत्य युक् | —માનો અને બાપનો મામો બાયડી છોકરાં સહિત |
| मातुः पितृव्यः स्त्री पुत्रैर्युत | —માનો કાકો બાયડી છોકરાં સહિત |
| भर्तृनंदन युता अंबा तात पित्रो स्वसा— | ધણી છોકરા સહિત મા અને બાપનાં માબાપ'ની બેન |
| याज्य | —યજ્ઞ કરનાર—યજમાન. |
| शिष्य गुरु | —શિષ્ય અને ગુરૂ. |
| | શિષ્ય—જનોઇ દઇને ભણાવેલો, કોઇ જનોઇ દીધેલાને ઘણા કાળ સુધી ભણાવેલો. |
| | ગુરૂ—ગાયત્રોપદેશક, વેદ ભણાવનાર, શાસ્ત્રોપદેષ્ટા, સંપ્રદાય પ્રવર્તક, ઉપાધ્યાય, વેદાંગ ભણાવનાર, ગર્ભાધાનાદિ ક્રિયા કરાવનાર (ધર્મ સિંધુ) |
| स्वगेह परनपृ श्रोत्रिया श्चार्यका | —પોતાને ઘેર બીજો કોઇ મરી જાય તે—શ્રોત્રિય અને આચાર્ય |
| | શ્રોત્રિય—સાંગ વેદ ભણનાર, શ્રૌત સ્માર્ત કર્મ નિષ્ઠ |
| | આચાર્ય—જનોઇ દઇને વેદ ભણાવનાર સ્માર્ત કર્મ કરાવનાર (ધર્મ સિંધુ). |
| एतेषां मरणे परानुगमने सचैलं स्नानं चरेत्— | એટલા મરે ત્યારે અને પારકાની વાંસે (સ્મશાન) જવામાં લુગડાં સહિત સ્નાન કરવું. |
| | આ. વ. ૯ |

## તાત્પર્યાર્થ

### નીચેનાં મરે ત્યારે સ્નાન કરવું

| | | | |
|---|---|---|---|
| પિત્રાઇ, | વડવો (નાનો), | વડી (નાની), | વડવાનો બાપ, |
| વડવીનો બાપ, | વડવાની મા, | વડવીની મા, | ઋત્વિજ, |
| સાળી, | મહુ | | સાળીનાં છોકરાં, |
| સાસુ, | સસરો, | સાળો | સાળાની વહુ, સાળાનાં છોકરાં, |
| ફઇ, | ભાણી, | બેન | ફઇનાં છોકરાં |

માશીનો છોકરા, બેનનો છોકરો, ફુવો, માસો,
ભત્રીજો, મામો, મામી, મામાના છોકરા,
દીકરી, દોહીતરો (દીકરીનો છોકરો) જમાઇ, કાકાની દીકરી,
માનો મામો, બાપનો મામો, માની મામી, બાપની મામી,
માના મામાનો છોકરા, બાપના મામાનો છોકરો,
માનો કાકો માની કાકી. માના કાકાનો છોકરો,
માની ફુઇ, માની માશી, માનો ફુવો, માનો માસો,
માની ફુઇનો છોકરા, માની માશીનો છોકરા,
બાપની ફુઇ, બાપની માશી, બાપનો ફુવો, બાપનો માસો,
બાપની ફુઇનો છોકરો, બાપની માશીનો છોકરો, યાજ્ઞ શિષ્ય, ગુરૂ,
પોતાને ઘેર ગોદક આપી મરી જાય તેનું, શ્રોત્રિય, આચાર્ય,

અર્થાત્ પ્રાસ.

ભાઇની દીકરીનું બાપના કાકાની દીકરી સહાધ્યાયી
સવર્ણ મિત્ર ગામ કે દેશનો ધણી જે પુરૂષનું લાગે તેની સ્ત્રીનું
સ્વામીનું—જેનું સ્નાન લાગે એવો સ્વામી યઇને મરે તો વેનું સ્નાન કરવું.

આ. વ. ૬

---

# जीवन चरित्र.

## ૧ રા. રા. પોપટ કૃપાશંકર રે. જામનગર.

મરહુમ રા. રા. પોપટ કૃપાશંકર સંવત ૧૯૦૦ ની સાલમાં જન્મ્યા હતા. તેઓ જામનગરના ઉંચી કુલીધના પ્રખ્યાત સાક્ષ સદાશિવના કુટુમ્બના ફરજંદ હતા તેમના કુટુંબીઓમાં શેઠ ગીરધરજી ગોવિંદજી પ્રખ્યાત થઇ ગયા છે એટલે તેમને માટે વિશેષ પીછાન આપવી જરૂરની નથી તેમ મરહુમ રાજેશ્રીના કાકા રા રા છબીલદાસ મેઘજીએ સરેશાન જામનગરમાં કસ્ટમ કમીશનર તેમ જ દીવાની અધિકારી તરીકે મોટા હોદ્દા ભોગવેલ છે એટલે તેઓ આબરૂદાર કુટુમ્બમાં જન્મ્યા હતા

### તેમણે પોતાની જીંદગી નીચે મુજબ શરૂ કરી હતી.

પ્રથમ તેઓ મારવાડમાં મહારાજા જામ સાહેબના કુંવરીબાઇ બાઇરાજબા સાહેબના ખજાનચી તરીકે રા રા હરીશંકર હાથીના હાથ નીચે નીમાયા હતા. ત્યાંથી આવી તરત જામનગરમાં રેવન્યુ ખાતામાં જોડાઇ સને ૧૮૭૬–૭૭માં મે. નારાયણરાવ સાહેબે જે રેવન્યુ ખાતામાં કેટલાક સુધારા કર્યા તેમાં સારો ભાગ લીધો હતો. ત્યાંથી

સને ૧૮૯૨–૯૩માં આસી૦ રેવન્યુ અધિકારી નીમાયા હતા તે પછી સં જામનગર તરફથી માજી રાજસ્થાનિક કોર્ટ તુટી ત્યાંસુધી મેમ્બર તરીકે નીમાયા હતા. ત્યાંસુધી સરસ્થાન જામનગરની નોકરી કરી રીટાયર થયા. અને તે નોકરીના બદલામાં રૂ. ૪૦નું પેનશન રાજ તરફથી કરી દેતામાં આવ્યું હતું

ઉપર મુજબ રીટાયર થયા બાદ સ જુનાગઢે તેના રેવન્યુ તેમજ રાજ પ્રકરણી ખાતાના બહોળા અનુભવનો લાભ લઇ તેમને રૂા ૧૦૦થી રાજ પ્રકરણી ખાતામાં આસી વકીલ તરીકે નીમ્યા હતા. અને તે હોદ્દે તેમણે સરસઇ વીસાવદરના મોટા કેસમાં મદદ આપી હતી જુનાગઢમાં પોતાની તબીયત નાદુરસ્ત રહેવાથી જામનગર પાછા આવ્યા હતા જ્યાં તેઓએ ૬૫ વર્ષે કાળ કર્યો છે ઉપર પ્રમાણેની કારકીર્દી દરમીયાન છ માસ માટે પાલીતાણામાં ચાલાતા વચ્ચે પાણસણા કેસમાં મે. જુડી. આસી૦ સાહેબ પ્રમુખ તરીકે ને મરહુમ રા. રા એક કમિશનર તરીકે નીમાયેલા હતા. આ પ્રમાણે તેમની રાજ પ્રસંગની જવાબદારીભરી નોકરીઓ હતી અને તેમના મૃત્યુથી એક રાજ્ય પ્રકરણીય અનુભવવાળા બાહોશ ગૃહસ્થની ખોટ પડી છે

તેમની પોતાની કુટુંબિક સ્થિતિ વ્યવહાર પક્ષે દુઃખદ હતી કેમકે તેમણે પોતાની હયાતીમાંજ બે પુત્રો ખોયા હતા. ને તેમની પછવાડે તે બનેની વિધવાઓ, પોતાની વિધવા તથા એક દીકરી મુકી ગયા છે

# एक साहित्यरसिक भगिनीनो अकाल स्वर्गवास.

દેશ સેવામાં આપણી માતાઓ, ભગિનીઓ અને પત્નિઓના ધર્મસહચારની પણ ઓછી જરૂર નથી એ વાત વનિતાવિશ્રામ અને સેવાસદન જેવી સંસ્થાઓથી સિદ્ધ થતી જાય છે તે અરસામાં જ આપણી તૈયાર થતી જતી દેશોદ્ધારક બ્હેનોઓના બાલ સમુદાયમાંથી એકાદ પણ ઓછા થાય તો તે હાનિ પ્રમાણમાં અસહ્ય છે

આપણા સાક્ષર રા. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારિયાના ધર્મપત્નિ અખંડ સૌભાગ્યવતાં મણિલક્ષ્મી ગઇ તા. ૫ નવેમ્બર સને ૧૯૦૮ ના રોજ કેવળ અકાળ સ્વર્ગવાસ પામ્યાની નોંધ લેતા અત્યંત ખેદ થાય છે. ક્ષયની બિમારી તેમને માતા તરફથી ઓષિ હવરી હતી બે ન્હાની બાળકીઓને રા. અંજારિયાને સોંપી તે તો પ્રભુ-ધામ પ્હોચી ગયાં પ્રભુ તેમના ઉન્નત આત્માને સદ્ગતિ આપે।

અખંડ સૌભાગ્યવતાં મણિલક્ષ્મી સાહિત્ય રસિક હતાં એટલું જ કહેવાથી બસ નથી પરંતુ કાવ્યમાધુર્ય જેવું પુસ્તક તૈયાર કરવામાં પોતાના રસજ્ઞ પતિને ઘણે અંશે તે સહાયભૂત થયાં હતાં એટલું જ નહિ પરંતુ વાંચવામાં, વિચારવામાં, લખવામાં ચર્ચવામાં

તેમ જ દેશ સેવાની કેટલીક સંસ્થાઓમાં પ્રત્યક્ષ કે પરોક્ષ ભાગ લેવામાં તે નવજીવનના પ્રકાશ ઝીલતાં હતા. અને તે જોઈને તથા તે સાથેની તેમની વિનયશીળતા વિચારીને એ અંતરિયા દંપતીને ધન્યવાદ દેવાઈ જ જતો. સત્યમય પરાયણ દંપતીજ નવજીવનનાં સૌખ્યની સંસિદ્ધિ પામી પમાડી શકે છે એવાંના ધન્ય જીવન સંબંધેજ કહેવાયું છે કે—

માનવી જીવન દેવ કોટી પામવાને જ સર્જાયું છે અને તેના પ્રયાસમાં પડ્યું એતો નવજીવનનું જન્મસ્થાન છે અને ઝર્યું જીવનનો વિસામો છે તો પછી શાંતિ, આનંદ અને પ્રકાશ ભર્યાં પ્રગતિ પંથે ગોચના રવમાં એ કેવાંક આં તો પ્રભુના ચેતન જ ઝીલાય.

## खास स्वीकार अने अभिनंदन.

ત્રિમાસિકના ચાલતા વર્ષના બીજા અંકના પુંઠાના છેલ્લા પાના ઉપરની અમલની જાહેરખબરમાં પ્રસિદ્ધ કર્યાં મુજબ અમદાવાદમાં રાયપુર ચોકી નજીક મકાન લઈ મેટ્રી-ક્યુલેશનના વિદ્યાર્થીઓ માટે રસોઈઆ નોકરની સગવડ કરી હતી તેમાં નીચેના સ્થળના વિદ્યાર્થીઓએ લાભ લીધો હતો

જુનાગઢના ૯ જામનગરના ૪ રાજકોટ—૩.
(જેમાં એક સાથે પરીક્ષામાં ન બેસનાર ગૃહસ્થ હતા)
વઢવાણ શહેર—૧ કુલ ૧૭

આ પ્રમાણે સગવડ આપવામાં ખર્ચ કરતાં જે તુટ આવી તે જામનગરના રા. રા. નૌતમલાલ રણછોડદાસ બક્ષીએ આપી આગળ ઉપકારી કર્યા છે ને રા. મોસુફ જેવા ઉછરતી વયના ગૃહસ્થ આવી જ્ઞાતિ સમયના ઉત્તેજનાર્થે અગ્રણીય તરીકે દેખાવા તેને અભિનંદન આપીએ છીએ

---

## परदेश गमन.

તા. જુનાગઢમાં તા ૧૩-૧૧-૦૮ સને ૧૯૬૫ ના કારતક વદી ૫ શુક્રવારની મીતીનો રા. મણીપ્રસાદ દુર્ગાપ્રસાદ અને જટાશંકર જીવણલાલ છાયાએ શ્રી હાટકેશ્વર કમીટી તરફથી નાગર જ્ઞાતિના સદ્ગૃહસ્થો તથા વેદમૂર્તિઓને નીચેની મતલબે પત્ર લખ્યો હતો.

મેજમુદાર રા. રા. બાપુભાઈ નરહરરાય તથા તેના પુત્ર રા. રા. આણંદરાય બાપુભાઈને આપણી જ્ઞાતિએ તેમના ઇંગ્લાન્ડ જવાને માટે પ્રાયશ્ચિત આપતાં તેના નિમિત્તના જે પૈસા લેવાણા છે તે રા. રા. અમરજીભાઈ, ભીકમગરભાઈ ને મુ. આચાર્ય શ્રીરામજી તથા શુકલ તુલજાશંકરને નામે શા. કાનજી લવાની દુકાને જમા કરાવવામાં આવ્યા છે

ઘણો વખત થયાં છતાં આ રૂપિયાની કોઈપણ વ્યવસ્થા નહીં થવાથી મરહુમ રા. રા. ત્રીકમરાયભાઈના પુત્ર રા. રા. મણીરામનો પત્ર આવેલો છે તેમાં તેઓના રૂ. પોતાને જોખમે નહીં રાખવા જણાવે છે

તેવીજ રીતે રા. રા. બાપુભાઈ જાદવરાય તરફથી એમ કહેવામાં આવ્યું છે કે અમોને પ્રાયશ્ચિત આપ્યા છતાં ગ્નાતિના ઠરાવ પ્રમાણે અમલ થતો નથી માટે હાલ આ રૂ. અમોને પાછા આપવા જોઈએ.

આ બને બાબતનો ગ્નાતિ સમસ્તે વિચાર કરી નિર્ણય કરવાની ખરી જરૂર છે વાસ્તે કારતક વદી ૭ રવીવારને રોજ સાંજે પા। બજે શ્રીહાટકેશ્વરજીના મંદીરમાં પધારવા તસ્દી લેશો

ઉપર મુજબ નીર્મીત કરેલ વખતે ગ્નાતી ભેગી થઈ અને ઉપર કહેલા કાગળ તથા સંદેશા સંબંધી વંચાણ અને ચર્ચા કર્યા બાદ સને ૧૯૬૨ માં રા. રા. બાપુભાઈ કાશી વગેરે સ્થળોએ યાત્રા કરી આવી ત્યાંના વિદ્વાન અને પ્રતિષ્ઠિત બ્રાહ્મણોના સરટીફીકેટ રજુ કર્યા છતા ગ્નાતિમાં લીધા નથી તેનું કારણ બતાવવામાં આવ્યું કે ભુજ જામનગર પોરબંદર વગેરે સ્થળોવાળા રા. રા. બાપુભાઈને જે પ્રાયશ્ચિત આપેલું છે તે માન્ય રાખવા નથી. માટે હવે શું કરવું તે બાબત નીરાકરણ કરવાનું રહેછે તે ઉપર કેટલીક ચર્ચા ચાલ્યા પછી સર્વાનુમતે ઠરાવ્યું કે સને ૧૯૬૨ના ચૈત્ર વદી ૧૪ને રોજ ગ્નાતિએ જે ઠરાવ કર્યો છે તે મુજબ રા. રા. બાપુભાઈએ પ્રાયશ્ચિત કર્યું છે માટે હવેથી ગ્નાતિના આચાર વિચાર મુજબ ચાલવાની શરતે ગ્નાતિમાં શુદ્ધવત લેવા.

આ મંડળમાં નાગર તથા વેદમુર્તી બ્રાહ્મણો મળી ૭૫-૮૦ માણસ ભેગું થયું હતું.

માગશર સુદ ૧૫ સોમવારે સાંજરે અહીંના નાગર બ્રાહ્મણોની ગ્નાતિ શ્રીહાટકેશ્વરમાં ભેગી થઈ હતી તેમાં શુકલ તુલજાશંકર પાસે રા. રા. બાપુભાઈ જાદવરામના પત્ની તથા છોકરાંને પ્રાયશ્ચિત આપી ગ્નાતીમાં લીધા તેના નિછરાવના રૂ. હતા તે તથા આચાર્ય પ્રભુશંકર જટાશંકર પાસે રા. રા. ત્રંબકરામની પત્ની તથા છોકરાંના પ્રાયશ્ચિતના નિછરાવના રૂ. ઘણા વખતથી બને પટેલો પાસે હતા તે વેંહેંચી નંખાવવા માટે વિચાર ચલાવ્યો હતો તેમાં નીર્ણય કર્યા મુજબ માગશર વદ ૧ ના રોજ બારણી થઈ હતી ને નામાદીઠ રૂ. પા। આપી દેવામાં આવ્યા હતા

## आफ्रिकानो अनुभव.

આફ્રિકાની મુસાફરી કર્યાથી અને તે બાજુ કમાણીનું સાધન શોધવાથી હરકોઈ નાગર ભાઈ કેટલે દરજ્જે સ્વધર્મનું રક્ષણ કરી શકે તે બાબતમાં તે દેશના જાત અનુભવ ઉપરની નીચે સહી કરનારનો અભિપ્રાય

(૧) હીંદુસ્થાનથી આફ્રિકા સુધી જતાં એકી સાથે સાધારણ રીતે દિવસ ૧૨ બારની દરિયાઈ મુસાફરી કરવી પડે છે ત્યારબાદ પહેલું પોર્ટ મોમ્બાસા આવે છે. આવી લાંબી મુસાફરીમાં પણ કુદરતી ગદન અગ્નિના નિયમ પ્રમાણે દરિયાની હવા દરેક ઉતારૂઓને

એવી અનુકુળ આવે છે કે કાચુંકોર'–ખાદુખાઈ ટાઢુંવાસી–જે કાંઈ ખાવાપીવાનું મળે છે તેમજ ફરવા હરવાનું પણ બંધન હોયછે છતાં તથા પેશાબ ઝાડા વગેરેની હાજતો પણ નરમ પ્રકૃતિના માણસને અટકાવવી પડે છે તોપણ એકંદર દરેક પોતપોતાની વર્ણ વસ્તી સાચવી શકે છે માટે હરકોઈ નાગર ભાઈ તેવી મુસાફરીમાં સ્વધર્મનું રક્ષણ કરવા માટે પ્રેમુદી, મમજ, ગોળપાપડી, મેસુબ, મોહનથાળ, પેંડા, બરફી, ફુર ટીલા તથા સુકા ઉપર પોતાનો નીરવાહ ખુશીથી ચલાવી શકે એમ હું મારા જાતઅનુભવથી કહું છઉં અને વિનંતિ કરૂં છઉં કે શરીર બીમાર પડવાની ધાસ્તીથી પહેલેથી પમલે ધર્મ ભ્રષ્ટ થવાય તેવાં બીકણ અને અયોગ્ય પગલાં ભવિષ્યમાં મુસાફરી કરનાર નાગર ભાઈએ સ્ટીમરમાં બેસતી વખત ભરવાં નહીં કારણ તે કાંઈપણ જરૂરનાં નથી.

(૨) સ્ટીમરમાં ઠંડા પાણીથી તેમજ રૂચ સાથે હોય તો ગરમ પાણીથી નહાવાનું બની શકે છે માટે સવારના ભાગમાં જે પ્રમાણે પાઠરૂપે ધર્મકર્મ કરી શકાય તેમજ સ્ટીમરમાં પણ નહાવાની ઓરડી અલગ હોઈ બની શકે છે વળી કહીં તેમજ પીવાનાં પાણીની ટાંકી કે જેમાં હજારો ગેલન પાણી બંદર ઉપરના નળમાંથી અગર કુવામાંથી એન્જીન પમ્પથી પાણી ભરાય છે તેનું પાણી વાપરવા માટે દરેક ઉતારૂ પોતાના હાથે નળ ખોલી લઈ આવે છે તેમ કરવામા રાજકોટના શહેરમાં જેમ ટાંકીનું પાણી નળથી લેવામાં આવે છે તેમજ આ પણ છે એમ ગણવા ધારે તો મારી ટુંકી બુદ્ધિ પ્રમાણે અડચણ જેવું નથી છતાં પણ આજ દિવસ સુધી ચાલતું આવતું ધોરણ એટલે કે પાણીના ઠામ ભરવાના બંદરથી ભરીને જ બેસવા તે પણ નભાવી રાખવામાં વધારે સારૂં ગણાય.

(૩) આફ્રિકાના કાંઠા ઉપર પહોંચ્યા પછી ખાસ કરી આવી સખ્ત મુસાફરી સ્ટીમર અગર ટ્રેનની કરવાનો વખત આવતોજ નથી કારણ સ્ટીમર બબે દિવસે એક એક દિવસ રસ્તાનાં બંદર ઉપર લાંગર કરતી જાયછે કે જ્યાં દરેક ઠેકાણે હીંદુઓની વસ્તી હોઈ ગામમાં જઈ તેવાની મદદથી રાંધી ખાવાનું બની શકેછે. તથા ટ્રેનમાં મુસાફરી એક કરી મોટા સ્ટેશનમાં તેવી સગવડ કરવા માટે તેને મળી શકેછે.

(૪) મોમ્બાસા તેમજ ઝંગબાર આ બને શહેરમાં હીંદુ ભાઈઓની વસ્તી એટલી બધી છે કે ત્યાં રહેનાર કોઈપણ હીંદુ પોતાના ધર્મનું ઉલ્લંઘન કરે તો નીંદાને પાત્ર થાયછે અને હલકો કહેવાય છે જેથી તેનું આજીવીકાનું સાધન પણ દેશી વેપારીઓમાંથી ટુટી જાયછે તો આવા શહેરમાં ઉમેદ ધનવાળો કોઈપણ નાગરભાઈ આવે અને નોકરી કરી પોતાનો નીરવાહ ચલાવે તો રૂા ૫૦) અગર ૬૦ નો ઘણે ભાગે પગાર શરૂઆતમાં મળે અને ધર્મ પણ સાચવી શકે કારણ હીંદુ નોકરો પણ ટુંકા પગારથી મળી શકેછે

(૫) તે સિવાય હરકોઈ બીજી જગ્યા ઉપર આફ્રિકામાં નોકરી કરવા માટે જવું થાય તો પગાર અવશ્ય વધારે ગણેછે પણ હીંદુ પાણી કામ માટે, નોકર નહિ મળવાથી તથા વેપારી સાહેબની નોકરી હલ કમાકની હોય તે મુશ્કેના જગની બોકો જેઓ કાચાં ભેળાં તથા કદ ઉપર મુખ્યત્વે કરી નીરવાહ ચલાવેછે તેવાઓને નોકરીમાં રાખી રીત

રીવાજથી તાકીદ કરી કામ ચલાવવું પડે છે પણ જ્યારે દેશમાં ભોંય અને ખારવા જેઓ પ્રત્યક્ષ ખાસ અદારી છે તેઓને જો નાગરી નાત આર્ત્તોજ કામમાં રોકે છે તો પછી પર-દેશ ફરી મુસાફરી ઉઠાવી નાગર નામની આબરૂને જાળવી રાખવાનો પ્રયત્ન કરનાર નાગર ભાઇઓ ઉપર જ્ઞાતિનો દોષ જો સાગર અનુદારીનપણાનાં ધોરણને અનુસરી મુરબ્બી જ્ઞાતિજનો દરગુજર કરવા ધારે તો બની શકે તેવું છે.

(૬) દુકાનમાં ધર્મનું સંરક્ષણ તેમજ આજીવિકાનું પૂરતું સાધન તે બન્ને બાબત સાધારણ રીતે સાચવી શકાય તેવા સ્થળ આફ્રિકામાં હોય તો મોમ્બાસા અને જંગબાર તે બેજ છે એમજ કહેવું વ્યાજબી છે હાલ એજ.

વિનંતી સેવક,
કલ્યાણરાય લક્ષ્મીશંકર ઢેબર.

શ્રી કલ્યાણરાય લક્ષ્મીશંકર ઢેબરના આફ્રિકાના અનુભવમાં જે બતાવ્યું છે તે કેવળ સત્ય છે. જંગબાર અને દારેસલામ જતાં સુવારો તથા કડીઆ પીઠના વધારે ધર્મ ચુસ્ત માણસો ફક્ત ધાણીઆ મમરા તથા મકાઇના ડોડા શેકી ખાઇ પોતાની આગ-બોટની મુસાફરી પુરી કરે છે જેમ શહેરની ટાંકીના નળમાંથી પાણી પીવાનો બીલકુલ બાધ આવતો નથી તેમજ સ્ટીમરના નળનું પાણી પીવા જરાએ હરકત નથી વાણીઆ તથા ભાટીઆ જેવી કોમના માણસો ગોળપાપડી પુરી લાડુ વગેરે ભાતું ખાઇ ચલાવે છે ને જરૂર પડે તો સ્ટીમર ઉપર ચા બનાવી ચાયે પીએ છે મોમ્બાસાથી આગળ લાંબી મુસાફરી હોય તો ત્રણ ચાર દીવસે સ્ટીમર બંદર કરે એટલે ગામમાં જઇ વીશીમાં ઉની રસોઇ જમી તાજો નાસ્તો તૈયાર કરાવી શકાય છે એટલે લાંબા વખતનું વાસી ખાવા જરૂર પડતી નથી

દેશમાં ખારવા કે ભોંય પાસે કામ કરાવતાં જ્યારે બાધ આવતો નથી ત્યારે આફ્રિકાના જંગલી પાસે તેવાજ પ્રકારનું કામ લેવામાં કાંઇ હરકત છેજ નહિ બધી બાબત એકંદરે દરેક માણસના મનોબળ અને ઇચ્છા ઉપર રહેલી છે

બે હજાર વરસ ઉપર તે વખતની જરૂરીઆતને અનુસરતા ધારાઓ મુજબ સખ્તાઇથી વરતવા કરતાં હાલના જમાનાની જરૂરીઆતને અનુસરી હીંદુ ધર્મનો મોભો જાળવી રાખવા પ્રયત્ન કરવામાં આવે તો પરમેશ્વર નારાજ થશે નહિ.

પરદેશ ગમનની હરકતોમાં પહેલી આગબોટમાં કેટલીક હરકત આવે છે તેનું ખરૂં કારણ તો આગબોટની માલીકી ઘણે ભાગે યુરોપીઅનોની છે તેથી તેમાં બધી સગવડ રહેવા તથા ખાવાપીવાની યુરોપીઅન ક્રીસ્ચીઅન રીત પ્રમાણે કરેલી હોય છે એટલે હીંદુઓને તે માફક આવતી નથી. આપણા પૈસાદાર ગૃહસ્થોએ જોયું કે દેશમાં કાપડની મીલો કરી તેમાં નાણાં રોકવાથી પોતાને તેમજ દેશને ફાયદો થાય તેમજ

આપણા રાજાઓએ પોતાનો પૈસો રેલવેમાં રોક્યો છે તેવીજ રીતે આગબોટો દેશી માલીકીની થાય અને તેમાં ખાવાપીવાની સગવડ હીંદી રીત પ્રમાણે હોય તો દેશને તેમજ તેમને પોતાને પણો ફાયદો થાય વાસ્તે આગબોટો દેશી માલીકીની થાય તો જ દરેક હરકત દૂર થાય અને આગબોટમાં અનુભવાતો પરદેશીઓનો તીરસ્કાર ખમવો પડે નહિ.

ઉપર લખી હકીકત મારા છેલ્લા સાડાત્રણ વરસના આફ્રિકાના અનુભવ ઉપરથી જણાવું છું હું જંગબારથી ત્રીસ દીવસને આગબોટને રસ્તે સાઉથ આફ્રિકા તેમજ સેન્ટ્રલ આફ્રિકામાં હતો તે ઉપરથી જણાવુ છું

લા: ગોપાળજી વી. રામજી પારેખ.

---

# ज्ञाति वर्तमान.

## જુનાગઢ.

**નીમણુક**—(૧) અહીંના રહીશ રા. રા. બાપુભાઇ જાદવરાય વૈષ્ણવ બી. એ. દ્વારકા ઇંગ્લીશ સ્કુલના હેડ માસ્તર રૂ. ૫૦ થી નીમાયા છે

(૨) રા. રા. જેસુખરાય પુરૂષોતમરાય જોશીપુરા એમ એ જેઓ અમદાવાદ હતા તેઓ રૂ. ૮૦ થી વડોદરા કેળવણી અધિકારી સાહેબની ઓફિસમાં નીમાયા છે

(૩) રા. રા. લક્ષ્મીલાલ પ્રીતમલાલ એમ. અમદાવાદ પ્રોપ્રાયટરી હાઇસ્કુલમાં રૂ. ૪૦ થી નીમાયા છે

(૪) રા. રા. કાન્તિલાલ કેશવલાલ નાણાવટી એમ એ. રતલામમાં રૂ. ૭૫ થી માસ્તર નીમાયા છે

(૫) રા. રા. વેણીલાલ હરિદાસ બી. એ. ના ગાયકવાડ સરકારની ધારા સભાના મેમ્બર કોઠાવાળા શેઠ પુનમચંદના સેક્રેટરી રૂ. ૭૫થી નીમાયા છે.

**રાજીનામું**—રા. રા. કલ્યાણરાય જેઠાભાઇ બક્ષી જેઓ હજુર અદાલતના સભાસદ હતા તેઓએ પોતાની તબીયત નાદુરસ્ત રહેતી હોવાના કારણસર પોતાની જગેનું રાજીનામું આપ્યું છે અને તે મંજુર કરતાં મે દીવાન સાહેબે તેમની વફાદારી, ઓનિસ્ટી અને ખંતની નોંધ લીધી છે તેની સાથે વસ્તી એ પણ તેમના જુદા પડતી વખતે બહુ લાગણી બતાવી હતી.

**ઇનામ**—રા. રા. કલ્યાણરાય જેઠાભાઇ બક્ષીએ "નાગર" માસીક મારફત નીચેના વિષય ઉપર છએ જાતના નાગરોને નિબંધ લખવાની છુટ સાથે રૂ. ૫૦ નું ઇનામ જાહેર કરેલ છે

"मनुष्य जातिमां हिंदुओनी, हिंदुओमां ब्राह्मणोनी, अने ब्राह्मणोमां "नागरोनी अभिज्ञान करावनारी विशिष्टताओ."

આ નિબંધ તા. ૩૧-૧-૦૫ સુધીમાં "નાગર" ઓફીસ, અમદાવાદમાં પહોંચાડવો જોઇએ. ૬૬ "નાગર" માસિકના પાના ૨૪ જેટલો લેખ જોઇએ. "નાગર"નું ૬૬ મોટી વાર્તાના નોટપેપર જેવડું છે.

રા. મોઝુંદે આવા ઐતિહાસિક વિષય ઉપર ઉતરતા યુવકોને ઉત્તેજન કરવાનો અવકાશ આપી જ્ઞાતિની સેવા બજાવી છે તેને માટે જે ધન્યવાદ અપાય તે ઓછા છે.

**વસંત પૂજા**—રા. રા. મણિપ્રસાદ દુર્ગાપ્રસાદે આસો વદિ ૧૪ શનિવારે વસંત પૂજા કરી હતી. ૬૦-૭૦ બ્રાહ્મણોએ હાજરી આપી હતી તે વખતનો વેદધ્વનિ ખાસ ધ્યાન ખેંચનારો હતો

**વિલાયત ગમન**—આ બાબત અહીંની નાગરી જ્ઞાતિએ અમુક ઠરાવો કર્યો છે. તે બાબત જુદો લેખ આપવામાં આવ્યો છે

**મરણ**—રા. ગ. રણછોડજી મયાશંકર આસો વદિ ૧૨ ગત્રે કૈલાસવાસી થયા તેઓ અહીંની જ્ઞાતિમાં પ્રતિષ્ઠિત ગણાતા હતા તેમની ઉમ્મર ૭૫ વર્ષની હતી પોતાની હયાતીમાં જ ધર્મનાં કામ કરેલાં છે જેમાંનું શ્રી હાટકેશ્વરમાં એક માસ માટે અને વંથલી તાબે આખા ગામે એક વર્ષ માટે લોટ દાળનું સદાવ્રત કરી ગયા છે તેમનું ઉત્તરકાર્ય બહુ સારી રીતે કરેલ છે

**શ્રી હાટકેશ્વર લાઇબ્રેરી**—આ લાઇબ્રેરી સંબંધી અમોએ ગયા અંકમાં ઇસારો કરેલ, તે ઉપરથી અમને એક રીપોર્ટ મળ્યો છે તેમાંથી તેમજ બીજી રીતે હકીકત મેળવતાં નીચે મુજબ માલમ પડે છે —

આ પુસ્તકાલયની સ્થાપના એવી રીતે થઇ જણાય છે કે સંવત ૧૯૨૮ ની સાલમાં ભાદરવા વદિ ૧૦ ને રોજ વે. મૂ. શુક્લ નરભેરામ પુરુષોત્તમ ગુજરી જતાં તેની વિધવા બાઇ હરીએ પોતાના પતિ પાસેના હસ્ત લિખિત વેદ વગેરેનાં પાનાંની પોથીઓ જેમ બને તેમ સાર્વજનિક ઉપયોગમાં આવે તેમ રાખવા વિચાર જણાવેલો. તે વિચારને તે વખતના દુરંદેશી વેદમૂર્તિઓ તથા ગૃહસ્થોએ અનુમોદન આપી ઉપાડી લીધો અને સંવત ૧૯૨૯ ની સાલની દીપોત્સવીને દિવસે શ્રી હાટકેશ્વરમાં આ પોથીઓ પધરાવેલી અને તેથી આ પુસ્તકાલય હસ્તીમાં આવ્યું છે

આ પુસ્તકાલયમાંના પુસ્તકોનું લીસ્ટ જોતાં સંસ્કૃત પુસ્તકોની સંખ્યા આશરે ૧૨૫ ની છે અને ગુજરાતી વિગેરેની આશરે ૩૨૫ની છે. આ પુસ્તકાલયમાં ચોપડીઓ વાચવા મળે છે, ને તે માટે કારકુનને મુફત પ્રવેશ હોય એમ જણાય છે આ પુસ્તકો કેવી રીતે ભેગાં થયાં તે જોઇએ છીએ તો તેમાં નામદાર ખુ નવાબ સાહેબ તરફથી ઘણાંખરા પુસ્તકોની મદદ મળીછે. ને તેથી આ લાઇબ્રેરી સારી સ્થિતિમાં આવી જણાય છે. અને આપણા ભળદાતા તરીકે તેઓ સાહેબે આપણા ઉપર પૂર્ણ દાય રાખ્યો છે તેમજ આપણા સંભાવિત ગૃહસ્થોએ પણ પોતાથી બનતું કરી આ લાઇબ્રેરીને શણગારવામાં મદદ કર્યું છે. તેમાં વિશેષ એ અપૂર્વતા દેખાય છે કે જેમ બાઇ હનીએ સ્થાપનાનો પહેલો પાયો નાખ્યો તેમ તેમાં પુસ્તકો આપવામાં આપણી બીજી બાઇઓએ પણ ભાગ લીધો છે. તે જોઇ તે વખતની સ્ત્રીઓ ભણેલ હોકે અભણ પણ આવા કામની કુદર કરી શકતી હતી એમ ભાસ આપે છે.

આ બધુ જોતાં એમ તો જણાય છે કે પ્રથમ આપણામાં લેખકો બહુ નહિ હોય તો પણ પોતાથી બનતું કરવા ચુક્યા નથી તો હાલ વિચારદ્રષ્ટિ થયેલ છે લેખકો ઘણા છે તેમજ બીજી રીતે શક્તિવાન ગૃહસ્થો પણ છે તો તેમને વીનંતી કરવાની એ છે કે લેખકોએ પોતાના લખેલાં તમામ પુસ્તકો અને બીજા ગૃહસ્થોએ પોતાને ઉપયોગી લાગતા હાલ પ્રસિદ્ધ થતા પુસ્તકો આ પુસ્તકાલયને ભેટ આપી ચાલતા જમાનામાં સંગ્રહિત તૈયાર રાખવી જોઇએ આ આપણો આપણા પૂજ્ય વડીલો તરફથી મળેલ વારસો છે તેને જેમ સારા પાયા ઉપર મુકાય તેમ મુકવાની આપણી ફરજ છે

## ભાવનગર.

**મેટ્રીક વિદ્યાર્થીઓ માટે ખાસ ગોઠવણ**—અમદાવાદમાં અહીંના ગૃહસ્થો જે મેટ્રીકની પરીક્ષામાં ગયા હતા તેમને માટે રા. રા. માધવલાલ છોટમલાલ મહેતાએ રસોયા નોકર વગેરે મગનલાલની સગવડ કરી હતી.

**નાગર જીમખાના**—અહીં નાગર જીમખાના જે પંદર વર્ષ થયાં હસ્તી ધરાવે છે તેમાં મે રા રા વિજયશંકર ગૌરીશંકર ઓઝાએ પોતાના પરમ પુજ્ય પિતાશ્રીના સ્મરણાર્થે રૂ ૨૫૦૦ ના ખરચે "ગૌરીશંકર હૉલ" બંધાવી આપ્યો છે આ હૉલ તૈયાર કરાવવામાં મે. રા. રા પ્રભાશંકર વેણીશંકર ભાખીયાએ પોતાના ભીલ વિગેરે વ્યવસાય ઉપરાંત શ્રમ ઉઠાવેલો છે

આ હૉલમાં સાંજના ૬ થી સાત સુધી મેટ્રીકયુલેશન માટે નાગર

વિદ્યાર્થીઓને શીખવવામા આવે છે આ પ્રમાણે શીખવવાનું ખાનગી (માનનીય) રીતે નીચેના ગૃહસ્થોએ ઉઠાવી લીધું છે

(૧) પ્રોફેસર વિઠ્ઠલરાવ મહીપતરામ મહેતા, એમ. એ. એલ. એલ. બી.
(૨) માસ્તર શંકરપ્રસાદ હરીપ્રસાદ વોહોરા, બી. એ.
(૩) રા રા તનસુખરામ છોટમલાલ ઓઝા, બી એ.
(૪) રા. રા માધવલાલ સાકરલાલ મહેતા બી એ.
આ છાત્રાલયની અંદર "ફ્રેન્ડઝ એસોસીએશન" ની સંસ્થાની પણ શરૂઆત થયેલી છે. તેમના મેમ્બરોએ અમુક વિષય પસંદ કરી તે ઉપર વિશેષ અભ્યાસ ચલાવી તેનો લાભ અરસપરસ તથા બીજાઓને પણ આપવાનો ઠરાવ રાખેલ છે.

છાત્રાલયમાં એક પુસ્તકાલય પણ છે જેમાં પુસ્તકોની સંખ્યા લગભગ ૧૫૦૦ની છે તેમાં મરહુમ રા રા. વિનાયકરાય શંકરપ્રસાદ દેસાઇ, બાપુભાઇ પરમાણંદદાસ વહોરા, તથા સાકરલાલ મનસુખરામ મહેતાના સંગ્રહો પણ છે

આ છાત્રાલયના સેક્રેટરી રા રા. પ્રોફેસર વિઠ્ઠલરાવ તથા મે. રા. રા. ગુલાબરાય ગોવિંદરામ દેસાઇ તેમજ ઉપર મુજબના બીજા ત્રણ ગૃહસ્થોએ જે જ્ઞાતિ સેવા માટે પોતાના અમુલ્ય વખતનો સદ્ઉપયોગ કરવાનું માથે લીધું છે તે ખાતે અમો સંપૂર્ણ અંતઃકરણપૂર્વક આભાર માની ધન્યવાદ આપીએ છીએ

જ્ઞાતિના રીત રીવાજ—ગયા અંકમા જાહેર કર્યા મુજબ અહીં રચાયેલી કમિટી તરફથી એક વ્યવહારિક નિયમના સંગ્રહનો ખરડો અથવા બીલ તૈયાર કરી ઘેરઘેર પહોંચાડવામાં આવ્યો છે તેના ઉપર એક માસની મુદતમાં અભિપ્રાય મોકલી આપવા માટે જ્ઞાતિના પટેલીયા મે. રા. રા.નૃસિંહપ્રસાદ રણછોડલાલ દેસાઇની સહીવાળી વિજ્ઞપ્તિપત્રિકા મોકલવામાં આવી છે અભિપ્રાયો આવ્યા બાદ કમિટી પાસે વંચાશે અને છેવટ નિરાકરણ થયે ધારાનું રૂપ દેવામાં આવશે. આ ખરડાની એક નકલ આગને મળાઇ તે ઉપકારસહ સ્વીકારવામાં આવેછે

લ્હાણી-પુસ્તકની—અહીંના ગૃહસ્થ મે ગ રા લલ્લુભાઇ સામળદાસના તરફથી)

(૧) શ્રી રામાનુજાચાર્યનામતાનુસાર સટીક (ગુજરાતી ભાષાન્તર વાળી) શ્રીમદ્ ભગવદ્ ગીતા કે જે તેમના પત્નીને અર્પણ કરેલ છે તે લ્હાણી તરીકે તેમના વેદમૂર્તી ગોર મારફત અહીંના નાગર ગૃહસ્થ તથા બાઇઓમાં પહોંચાડવામા આવી છે.

નિમણુક—(૨) રા૦ રા વજેશંકર પ્રભારામ વદેરા જેણે રાજકોટ ખાતેના મુખ્ય વકીલના શીરસ્તેદાર તરીકે લાંબો વખત રહી તે ખાતાની પૂર્ણ માહેતી મેળવેલી હતી અને જે હાલ દીવાન ઓફીસમાં હતા તેને પ્રાંત વકીલ તરીકે રૂા ૧૦૦+૬૦ જાયુના મુશાંરી નીમ્યા છે

## જામનગર.

નિમણુક—(૧) રા રા. પ્રતાપરાય ઉદયશંકર ગોંડાળી બી. એ. હાઇસ્કૂલમાં પહેલા આસિ-સ્ટંટ રૂા. ૮૦થી નીમાયા છે

(૨) રા. રા. ભુજતરામ રણછોડજી દેસાઈ રૂા. ૧૨૦થી મેગાલ નેશનલ કૉલેજમાં મીકેનીકલ એન્જીનીઅરીંગના લેક્ચરર તરીકે નીમાયા છે

(૩) રા. ગ ચુનીલાલ તુલસીદાસ મકોડી એલ એ. રૂા ૪૫થી પાલીતાણા સ્ટેટમાં હૉસ્પીટલ આસીસ્ટંટ નીમાયા છે

(૪) રા. રા. હરિલાલ રતીશંકર અંતાણી એમ એ એલ એલ. બી. કપડવંજમાં રેવન્યુ ખાતામાં રૂા. ૩૫થી જોડાયા છે

મરણુ—કુલ ૧૪ મરણ થયાં છે તેમાં ગછવાડ બે બાળ વિધવાઓ મુક્તી સુન્દરી ગએલ છે

## રાજકોટ.

નિમણુક—(૧) રા રા જન્મશંકર મહાશંકર બુચ ઓફીસ વાળા કાઠિયાવાડ હાઇસ્કૂલ રોડના અધિપતી નીમાયા છે

(૨) રા રા સુલાભરાય નજેશંકર આવાને સ. પોરબંદરના ખુ રાણા સાહેબે પોતાની નાદુરસ્ત તબીયતના કારણસર હજુર કોર્ટમાં ચડી ગયેલ અપીલો ફેસલ કરવા માટે સ્પેશીયલ ઓફીસર તરીકે રૂા. ૩૫૦ તથા તમામ ખર્ચથી દર મહીને ૨૦ દીવસ કામ કરવાની શરતે નીમેલ હતા, દરમ્યાન ના. રાણા સાહેબનો કૈલાસવાસ થવા મે. એડમીનીસ્ટ્રેટર સાહેબે પણ તેની નિમણુકની મહાલી આપી છે

(૩) રા રા ભોગીલાલ માધવરાય બક્ષી બી. એ એલ. એલ બી. ને રૂા. ૯૦થી સ જામનગરના મહાલ ખભાળીઆના મુનસફ માજીસ્ટ્રેટ નીમ્યા છે

(૪) રા. રા દેવતરાય હીંમતરામ ત્રાવા એમ. એ મા પાસ થતાં રાધન-પુર સ્ટેટમાં રૂા ૩૦થી નોકર રહ્યા છે.

જન્મ તથા મરણુ—આ ત્રણ માસમાં કુલ જન્મ પાંચ થયા છે તેમાં છોકરા બે તથા દીક-રીઓ ત્રણ છે મરણ બે થયાં છે તેમાં એક છોકરું વળી ગયું છે ને એક ૫૫ વર્ષે મરણ થયું છે.

ઇનામ મળ્યું—મિ રામપ્રસાદ પ્રેમશંકર બક્ષી અહીંની સનાતન ધર્મ નીતિ પ્રવર્તક મંડળ તરફથી લેવાયેલી ધર્મનીતિ શિક્ષણની પાયમા નબરની પરિક્ષામાં સફળ થવાથી તા. ૬-૧૨-૦૮ને દીન મળેલી તે મંડળીની જાહેર સભામાં રૂા ૪ ની કીંમતનાં પોતાની પસંદગીના પુસ્તકો તેમને ઇનામ તરીકે મળ્યાં હતા

## વાંકાનેર.

નોકરીની કદર—રા. રા જટાશંકર પુરૂષોતમ ખરતા વહીવટદારને તેમની સારી નોકરી માટે પગાર ઉપરાંત દર વરસે રૂા. ૩૦૦ ત્રણસોનું સાથીપાણું જીવીતપર્યંત ખુ ના રાજ સાહેબે કરી આપેલ છે

મૃત્યુ—રા. પ્રભુલાલ વ્રજલાલ પુનાની સાયન્સ કૉલેજમાં અભ્યાસ કરતા હતા. તે પ્લેગના રોગ થઇ પડતાં તેમના કુટુંબમાં પુરી ખોટ પડી છે પછવાડે તેમનાં કુટુંબમાં પિતા તથા બાળ વિધવા મુકી ગયા છે

## પોરબંદર.

નાગર યુનીયન ક્લબ—તા ૨૧-૧૨-૦૮ના રોજ મીટીંગ ભરી ના. ખુ. રાણા સાહેબનો કૈલાસવાસ થયેલ હોવાથી દીલસોજીનો ઠરાવ પસાર કરી રાજ-કુટુંબ તરફ મોકલી વફાદારી બતાવી છે

## અમરેલી.

નીમણુક—રા. રા કમલાકર મોરારજી પોળકીયા બી. એ. એલ. એલ. બી હાલના માજીસ્ટ્રેટ તરીકેના હોદાથી દરેક વખતે સેસન્સ જજનો ચાર્જ સંભાળશે

## મોળ.

નીમણુક—(૧) રા રા. રા. ઠરપ્રસાદ નવલશંકર પોળકીયા બી એ. એલ. એલ. બી. જે વળામાં નોકર હતા તે સ જામનગરના મદાલ જેઠીવાના મુનસફ માજી-સ્ટ્રેટ રૂા ૮૦ થી નીમાયા છે

(૨) રા. ચુનીલાલ રાજારામ માંકડ હૈદ્રાબાદમાં એમ. બે. માં પાસ થઇ કમ્પાઉન્ડર જેકોબાબાદ ડીસ્ટ્રીકટમાં ડાક્ટર રૂા ૨૫+૧૦થી નીમાયા છે.

(૩) રા નવલશંકર ભગવાનલાલ માંકડ ઉપર મુજબ પાસ થઇ સિંધમાં શીકારપુર જનરલ હોસ્પીટલમાં રૂા. ૨૫થી ઓવાયા છે

## ભુજ—કચ્છ.

નીમણુક—(૧) રા રા બાવા વ્રજલાલ ભગવાનલાલ બી. એ. વિકટોરીયા જ્યુબીલી ટેકનીકલ ઇન્સ્ટીટયુટમાં કેમીસ્ટ્રીના લેકચરર તરીકે રૂા. ૭૫થી કામ કરે છે

મરણ—ચાર જાહેર થયાં છે તેમાં બે મરદ અને બે ઓરત છે

ભુજમાં નાગર બ્રાહ્મણ વેદમુર્તિ કાશીરામ જે બ્રાહ્મણની જાતિમાં પંડિત

અને અગ્રેસર હતા તેમના મરણથી એક પ્રતિષ્ઠિત બ્રાહ્મણ તરીકે ખોટ પડી છે.

## મુંબઇ.

**વડનગરા નાગર મંડળ**—ગીરગામવાડીમાં વસતા વડનગરા નાગર ભાઇઓએ જ્ઞાતિનું બનતું હીત કરવાના ઇરાદાથી આ સંસ્થા સ્થાપી છે અને તે દર શનિવારે મળેછે ત્યાં જ્ઞાતિ હિતની ચર્ચા કરી આ બાબ્તો પી જુદા પડે છે આમાં પ્રથમ એ વાત વિચારી છે કે મુંબઇમાં વસતા ભાઇઓને જે અગવડો ભોગવવી પડેછે તે કેમ ઓછી કરવી તેના પરીણામમાં હાલ જે નાગરની વીશી મુંબઇમાં સ્થપાઇ છે તે છે આ વીશીની સ્થાપનામાં મે રા રા લલ્લુભાઇ શામળદાસે પૈસા સબંધી મદદ આપી છે એટલુંજ નહિ પણ આ સંસ્થાને તેઓ તેમના વખત અને વિચારનો લાભ આપેછે તેને માટે શાબાશી ઘટેછે

આ મંડળની મુદ્દી એ છે કે દરેક બેઠક વખતે એક પેટી રાખી છે તેમાં હાજર થયેલા ગૃહસ્થો (મેમ્બર હો કે નહિ તે) ને જે ઇચ્છા થાય તે નાખેછે અને દરેક મેમ્બરને દાખલ ફી તરીકે રૂ. ૦ તથા માસીક ફી તરીકે રૂ. ૦। અને ૦॥ એમ બે ક્લાસ રાખ્યા છે તે મુજબ ભરણું ભરવું આપે મહીના સવા મહીનાનો અનુભવ એ થયો છે કે તમામ ખર્ચ કાઢતાં રૂ. ૨૫ નો બચાવ થયો છે

આ મંડળને મેમ્બરોમાથી કેટલીક ચીજોની ભેટ પણ મળી છે

આ પ્રમાણે સહુ એક મતીથી કામ લેતા રહેશે તો આશા છે કે મુંબઇમા રહેતા તથા પ્રસંગે જનારા ભાઇઓને આ મંડળ એક ઓપ જેવું થઇ રહેશે

**મરણ**—(૧) જુનાગઢના રા રા પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલાની દીકરી જે તેજ ગામના દીવાન કુટુંબના રા રા મે. બછુભાઇ મણીશંકરના દીકરા ચંદ્રશંકર વેરે પરણાવેલ તે ક્ષયની બીમારીમાં નાની ઉમરે ગુજરી ગયેલ છે

(૨) જામનગરના રહીશ રા છગનલાલ રેવાશંકર જેણે ઘણા વરસ થયાં મુંબઇમાં દુકાનદાર તરીકે તથા પછીથી રૂના દલાલ તરીકે ધંધામાં સારી પ્રતિષ્ઠા મેળવી હતી તે તાવની બીમારીમાં ગુજરી ગયા છે

# सामान्य वर्तमान.

**૧ પ્રશ્નોરા નાગર પરીષદ**—ની શરૂઆત તરીકે ચ. ભાવનગરના મહાલ સીહોરમાં પ્રશ્નોરા નાગરો ભેગા થયા હતા તેમાં ગુજરાત કાઠિયાવાડના તમામ ભાઇઓ હાજરી આપી શક્યા નહોતા તોપણ બત્રીસ ગામનાઓ હાજર હતા તે જોતાં શરૂઆત સારી થઇ ગણાય આમા ભાવનગરના દીવાન સાહેબ

મે. પ્રભાશંકરભાઇ પ્રથમથી જ બહુ પ્રવાસમાં રહે છે જેવાં આ વખત અનિવાર્ય કારણસર હાજરી આપી શક્યા નહોતા

૨ સ્વિકાર—નીચેના પુસ્તકો અમને મળ્યા છે તેનો ઉપકારસહ સ્વીકાર કરીયે છીએ.

૧ નાગર ના જન્મુઆરીથી અકટોબર ૧૯૦૮ સુધીના અંક.

૨ સ્ત્રી કર્તવ્ય—લેખક ભગવતી જયા લક્ષ્મી કીમત આના બે.

૩ માતા ફરજ યાને બાળપયોગી ઔષધ—લેખક રા. રા. નટવરલાલ કનૈયાલાલ વૈદ્ય, માણાવદર.

૪ નાગર વંશાવલિ—લેખક દવે ગોવીંદ રાંગજી. કીંમત રૂા ૦–૪–૦ આમાં વીસનગરા નાગરો સબંધી હકીકત છે. મળવા માટે પંડીત જયદેવરામ દેવ એલીસબ્રીજ રોડને અમદાવાદ લખવું

૫ ચેતક—માસીક, લેખક ભગવતી જયા લક્ષ્મી. વાર્ષિક લવાજમ રૂા. ૦॥

૬ શ્રી હાટકેશ્વરનો હિસાબ—જુનાગઢનો સંવત ૧૯૫૧ થી ૫૮ સુધીનો.

૭ નૃસિંહ મહેતાની જગ્યાનો રિપોર્ટ—સંવત ૧૯૫૦થી ૧૯૫૬ સુધીનો

૮ જુનાગઢની નાગરી નાતનો સંવત ૧૯૬૪ની સાલનો ધારો.

૩ મોટી સખાવત—અમદાવાદવાળા આપણા ભાઇ સુપ્રસિદ્ધ શેઠ શ્રી ચીનુભાઇ માધવલાલ સી. આઇ. ઇ એ અમદાવાદમાં સાયન્સના અભ્યાસની અભિવૃદ્ધિ માટે રૂપિયા ચાર લાખની રકમ નામદાર સરકારને સોંપી છે તથા શેઠ રણછોડલાલ ગવરમેન્ટ હાઇસ્કુલ માટેની "હોસ્ટેલ" કરવા માટે રૂપિયા ૩૫ હજારની રકમ સરકારને હસ્તગત કરેલ છે.

આપણા ભાઇઓ આવા આવશ્યક દેશ હિતકારક કાર્યોમાં આવડી આવડી રકમો બેરે છે તે જાણી આપણે મગરૂર બનીએ છીએ આશા રાખવામાં આવે છે કે આપણા બીજા ધનાઢ્ય ભાઇઓ સૌ સૌની શક્તિ અનુસાર શેઠ ગી ગોસાઇની ખરી ઉદારતાનું અનુકરણ કરી પોતાની સમૃદ્ધિ સાર્થક કરશે.

૪ ઇલકાબ અર્પણ—રા. રા. મુનશી માધવલાલ જનાર્દનવાળાને તા. ૧–૧–૦૯ના માન અકરામના લીસ્ટમા સી. એસ. આઇ નો ખીતાબ મળ્યો છે.

## મુંદા

શ્રીહાટકેશ્વરના મંદિરનો જીર્ણોધ્ધાર—અહીં શ્રીહાટકેશ્વરનું મંદિર છે એ રા. રા. પ્રાણશંકર નર્ભેશંકરના વડીલોએ બંધાવ્યું છે ને વહીવટ પણ તેના વારસો ચલાવતા હતા, પરંતુ તા. ૩૦–૧૨–૦૮ ના રોજ સાના ગૃહસ્થોની રૂબરૂ તેમણે તે વહીવટ જ્ઞાતિને સોંપ્યો છે ને તે મંદિરને જીર્ણોદ્ધારની જરૂર હોવાનો તે વખત ઠરાવ કર્યો જેમાં જુદા જુદા ગૃહસ્થોએ નાણાની રકમ ભરી ને તે વખતે રૂ. કોરી ૪૦૨ ની થઇ હતી. આવા ધર્મનાં સ્થળોની જાળવણી જાતિ જ્ઞાતિ સમસ્ત તરફથી થાય તો ઘણું સારૂં છે

પુસ્તક ૫ મું.  આસો શુદ ૧૪ સંવત ૧૯૬૫.  અંક ૩ જો.

## । श्री हाटकेश्वरोजयतु ।

*Union is Strength*

## નાગરની સંજ્ઞા.

(શાર્દૂલવિક્રીડિત.)

વેદે પ્રેમ પવિત્ર છે નૃહરિમાં ભક્તિ ભરી ભાવથી,
રાજામાં સુખદરતિ ગુરૂપ્રતિ રૂડી મતિ જાણવી
પુરી હાટકનાથમાં પ્રસરતી પ્રીતિ ખરી જે તણી
સંજ્ઞા "નાગર" ની સદા જગતમાં તેને વરિષ્ઠે ગણી.
ધાવે પ્રાણની હાનુ તોય ન કરે બીજા કને યાચનાં
એકાન્તે શુચિ ગેહ પ્રતિદિન કરી ક્રેઠિસ્યની પાસનાં
વિદ્યા જે અપરાપરા ઉભયમાં દાક્ષિણ્યને મેળવી
સંજ્ઞા "નાગરની" સદા જગતમાં તેને વરિષ્ઠે ગણી
ધારે ભાર સહે ઘણા સમજથી પસ્તુ નથી આદરે
લેખિની કડછી અને અરણીએ વિવેકથી વાપરે
વિદ્યા નૂતન પૂર્વથી હસ્તને રસે ઉભયે ભણી.
સંજ્ઞા "નાગર" ની સદા જગતમાં તેને વરિષ્ઠે ગણી.
નીતિથી ધન પ્રાપ્તિમાં નિશદિને પ્રીતે પ્રવૃત્તિ કરે
ન્યાયે પ્રાપ્ત ધનાદિનો વ્યય પરા રીતિ રૂડી આદરે
ગાજે એક ગણ : પતીવ્રતથી ભાજે નમે દિનમણિ

इति षट्पंचाशत्तमोध्यायः समाप्तः ॥ स्वस्ति संवत् १५९२ वर्षे चैत्र वदी ६ भूमे श्री वृद्धनगर वास्तव्यां नागरज्ञातीय मंत्रिराणा सुत टेवदासेन लिखितम् ॥ श्री पांचपीपळ वास्तव्यां भर नागर पंड्या कान्हसुतस्य पंड्या कृष्णसुतस्य पंड्या वासण पठनार्थं सप्तमाष्टक लिखापितं । यादृशं० ॥ भग्न-पृष्टिः० ॥ तैला द्रक्षे० ॥ अदृष्ट दोषाद्वावे द्वा० ॥.

१६२९.

પુસ્તક—ઋગ્વેદી શાંખાયન સ્માર્તસૂત્રભાષ્યકાર નારાયણના પુસ્તકમાંથી.

આ પુસ્તક પણ આગળની પેઠે નાગરનુંજ કરેલું છે અને તે પોતાની હકીકત ભાષ્યની સમાપ્તિએ લખે છે.

પ્રારંભમાં નૃસિંહજીનું મંગળાચરણ કરેછે તેથી આગળ હકીકતમાં પણ આપવી તેથી જણાયછે કે એ નારાયણ નૃસિંહના ઉપાસી હતા.

સમાપ્તિએ લખે છે કે—इतिश्रीमत्सकलविद्वज्जनमंडली मंडन द्विवेदी श्री कृष्ण जी तत्तनय नारायणजी विरचिते गृह्यप्रदीपके भाष्ये षष्ठोध्यायः समाप्तः ॥ समाप्तं च गृह्यप्रदीपनाम भाष्यं॥ वर्षे नंदकर ई चंद्र (१६२९) [1]समिते माघेसिते पक्षके षष्ठ्यां सौरिदिने पराह्णसमये त्वाष्ट्रे च नक्षत्रके ॥ मार्तंडे मकरस्थिते घटगते चंद्रे वृषे लग्नके काण्वे येन विनिर्मिता कृति रियं भूयाज्जगन्मोहिनी ॥ १ ॥ देशे गुर्जरसंज्ञके सुखकरे श्रीपालसाख्या पुरीवस्यां वेदविचार चंचुरमति श्चंगं शुनामाद्विनः ॥ आसीन्नागर भूषणं क्षितितले श्रीरामभक्तः कृतीमचेजः कमलापते रिव समं दृष्टं महर्ष रिव ॥२॥. तस्या भू द्विशुपेश्वरेण सदृशः सूनुः कृतीवामनः सम्राट् वैदिक भूषणः सुरगुरुप्रख्यः कृपासागरः ॥ दृष्ट्वा मुद्गलनाशितं कुलमिदं याज्यस्य कन्यांसुपो वैदर्भे नगरेसुवाह विधिना दृष्टुं पुन: संततिं ॥३॥ आदित्यादि सुतावधिष्ट सदृशा स्वस्माधिरात्सवे जाता वेदविशारदा स्त्रिभुवने ख्याता गुणै रुज्ज्वला: ॥

---

[1] सु

आचारे विमलाम खेषु सततं दीक्षापरायाज्ञिकाः श्री रामस्मरणे विशिष्ट मनसो योगाब्धि पारंगता ॥४॥ आदित्यारु[२] भवत्सुतो हररि निभो वेदांग पारंगतो लोके सौख्यकरो जनार्दन इति ख्यातो गुणै रुग्रधीः ॥ बाल्याद् धर्मपरः क्रियासु कुशलो वृत्ते च किं वर्ण्यते यस्या ग्यायतने निवासमकरो- द्रामोय कर्णद्वये ॥५॥ श्री रामो भृगुनंदनो जिन[३] सुखे, न[४] शिक्षय ब्रह्मविद् वेदांगं परमूर्ध्वमार्गगमत मथोतनं तस्य वै ॥ स[५] प्मासेथगते मयाणसमये धृत्वा स्वकीयां तनुं मुदित्वं च वरं तवेतिवचसा भीष्टं च संस्मारित' ॥ ६ ॥ वव्रे श्रीन्सवरान् कुले मम विभोयाचे चवेदी तथा वेदं सांगमथ प्रयाण समये देयं त्वया दर्शनं ॥यावद्वेद मिदंकुले द्विजवरो संपश्यते ते खिलं श्री रामः प्रणयात्तदेव भगवां दधे स्वरुपं महत् ॥७॥ पाणौ स्वर्ग तरंगिणीजलभृतं पात्रं दधानं नवं को दंडं परशुं दधान मासितं मूर्ध्ना जटाधारिणं ॥ भक्त्याद्यं सन- कादि यो गिसादितं सूर्येदुकोटिप्रभं श्री रामं भृगुवंश भूषणमथो दर्ष्ट्वा स चक्रेनाति[६]॥८॥ जातस्तस्य सुतो महेश्वरनिभः श्रीनीलकंठाभिधो येन ब्रह्मविदा क्रमाद्टि नवधा विद्यामकारा द्विजात् ॥ नैलंगादधिगम्य तूर्णं मवनी देवेषु विस्तारिता सोंते माप परात्परां २ त्रिपुरे गंगोद्भवे सत्कृतिं ॥ ९ ॥ तस्या भूतनयो महेश निरसो भानु कृपासागर श्रीमान् भूसुरमंडनः क्षितितले विद्यानिवासास्पदं ॥ वेदार्थैकनिधिः क्रियासु कुशलो वृत्ते च वैयासकिः सोंते माप्य पुरी शिवस्य महतोमोक्षं जगामाक्षरं ॥१०॥ तस्यास्तौ तनयौ विगीत यशसौ ख्यातौ गुणैः सर्वतो। वेदाब्धे[१]ः परमारगं सुविदितौ देशे विदेशे पितौ ॥ आचारे विमलौ पराविह जगन्नायेतिलोके श्रुतो ज्येष्ठाः श्रीजयदेव इत्यपिपरो वंशस्य भूपाम्पद ॥११॥ ज्येष्ठा द्वै कुलभूषणं समभव श्रीपति[२] रुपेणामति मारमेन भमको विद्यासमूहान्वितः ॥ स्वर्धुन्मामृत तोयपान रसिको भूदेव पूजापरो मुक्तिं माप महेश्वरस्य निकटे पुर्यां हरस्योत्तरां

२ दपमवन्. ३ निज. ४ नाशि. ५ ग ६ नंति

॥१२॥ कृष्ण स्तस्यसुतो जितेंद्रियचयो लक्ष्मीपते सेवको मीमांसार्थ विचार चंचुरमति वैतानकर्माश्रयः ॥ गांभीर्यादिगुणै विभूषित तनु र्व्यासमानो गुरो स्वीर्ये प्राप परांगतिं शिवपुरे जह्नो सुधाया स्ततः ॥ १३ ॥ नारायणेन कविना तत्तनूजेन निर्मितं श्वलायनस्य गृह्यस्य भाष्यं गृह्यप्रदीपकं ॥ १४ ॥ कृतेनानेन ग्रंथेन विश्व सदाश्रयः ॥ यज्ञपुरुष परमोदनो नृसिंहः प्रीयतां मम ॥ १५ ॥ संवत् १७८१ वर्षे प्रथम आषाढ शुदि अष्टमी रवौ आभ्यंतर नागर ज्ञातीय शुक्ल श्री ५ गोवर्धनसुत रामजीयेन गृह्यप्रदीपं नाम ॥

આ શ્લોકોનો ભાવાર્થ એવો છે કે—નંદ એટલે નવ, કર એટલે બે, ઋતુ એટલે ૭, અને ચંદ્ર એટલે એક, તે ભેગાતા अंकानां वामतो गतिः એ ન્યાય વડે ઉલટી ગ-ણેલી સંખ્યા ૧૬૨૯ ના વરસમાં મહા મહિનો શુક્લ પક્ષ, પછી તિથિ, વાર શનિ, મધ્યાહ્નોત્તર સમય, મિત્રાનક્ષત્ર, મકરના સૂર્ય, તુલાના ચંદ્ર અને વૃષભલગ્ન સમયે કૃષ્ણ પુત્રની આકૃતિ જગતને મોદ કરનારી થાઓ. ૧. ગુજરાતમાં શ્રીપાટણ નામે નગરી છે. તેમાં વેદ વિચારમાં વિચક્ષણ બુદ્ધિ વાળો, નાગરમાં ભૂષણ, રામભક્ત અને તેજમાં વિષ્ણુ સરખો અને આચરણમાં મહર્ષિ જેવો ગડાધુ નામે બ્રાહ્મણ હતો. ૨ તેનો ઉદ સરખો, પુણ્યવાળો, વૈદિકમાં ભૂષણ, બૃહસ્પતિ જેવો, કૃપાનો સાગર વામન થયો, તેણે આ (પોતાનું) કુળ ભેગલથી નાશ પામેલું જોઇ પૈઠણ (કાનપુર) નગરમાં યજમાન (જજમાન) ની કન્યાને ફરીથી સંતતિ જોવા સારૂ વિધિ પ્રમાણે પરણ્યો તેનાથી તેને સાત પુત્ર આદિત્યાદિ થયા. તે પ્રખ્યાત અને સુખી હતા. આચારમાં નિર્મળ યજ્ઞ કરનારા યોગ શાસ્ત્રમાં કુશળ અને રામનું સ્મરણ કરનાર હતા. તેમાં આદિત્યથી જનાર્દન નામે પુત્ર થયો જેના અગ્નિગૃહમાં અને જ્ઞાનમાં નિરંતર રામ (પરશુરામ) વસતા હતા. તેને ભૃગુ પુત્ર રામે પોતાને મુખે વેદાંત અને ઉર્ધ્વ માર્ગે ગમન કરવાનું અને પ્રદ્યોતન નામે વિદ્યા શીખવી. ૭ મહિના થયા અને મૃત્યુ સમય થયો ત્યારે પરશુરામે પોતાનું શરીર ધારણું તેને માગવાનું કહ્યું તેથી તેણે ત્રણ વર માગ્યા. (૧) મારા કુળમાં વેદી (યજ્ઞની) હમેશ માટે રહે. (૨) સામવેદ અને (૩) મૃત્યુ ટાળ્યું તમારું દર્શન જ્યાં સુધી વેદ રહે ત્યાં સુધી મારૂં કુળ તમારે જોતું રહેવું શ્રી રામે પોતાનું રૂપ પ્રકાશ્યું. હાથમાં ગંગાજળનું કમંડળ, ધનુષ્ય, ફરશી, શ્યામ મૂર્તિ, માથે જટા, સનકાદિ યોગી અને ભક્તો સહિત કોટ સૂર્ય ચંદ્ર સમ પ્રકાશ એવા ભૃગુ પુત્રને જોઇને તેણે નમસ્કાર કર્યો. તેનો દીકરો શિવજી સામો નીલકંઠ થયો તે ક્રમાદિ નવ પ્રકારની વિદ્યાના પ્રકાર (વિકૃતિ) વૈશંપ બ્રાહ્મણ પાસે શીખ્યો અને તે અંતે રવિપુરમાં જઇને સભામાં ચક્રવર્તિ પામ્યો. તેનો

---

१ वेदान्तैः परमार्गे (?) २ श्रीपति ..रूपेण

દીકરો ભાનુ થયો તે વિદ્વાન, વેદાર્થ નિપુણ, ક્રિયામાં કુશળ અને આચરણમાં પગલ જ્યોતિષનો તે પણ અંતે કાશીમાં જઇ મોક્ષ પામ્યો તેના બે દીકરા તેમાં મોટો જગન્નાથ અને બીજો જયદેવ થયા તે પણ પ્રખ્યાત, સુખી. વૈદિક નિર્મળ આચારવાળા અને દેશદેશમાં પ્રખ્યાત હતા. તેમાંના જગન્નાથથી શ્રીપતિ થયો તે પણ વિદ્વાન, વિષ્ણુ ભક્ત કાશીમાં મુક્તિ પામ્યો તેનો દીકરો કૃષ્ણ વિષ્ણુ ભક્ત જીતેંદ્રિય મીમાંસાવિત્ યાજ્ઞિક, તે પણ કાશીક્ષેત્રમાં મુક્તિ પામ્યો. તેનો દીકરો પુણ્યવાન્ નારાયણ તેણે શાખાવત શાખાન ગુણસૂત્રનું ગુણદીપક નામનું કર્યું આ ગ્રંથ કરવાથી વિશ્વરૂપ નૃસિંહ પ્રસન્ન થાઓ. લખ્યું સંવત્ ૧૭૫૨ના પ્રથમ અષાડ શુદ ૮ રવિવારે આભ્યંતર નાગર જ્ઞાતિ શુક્લ શ્રી પ ગોવર્ધન સુત રામજીએ.

## શ્રી નારાયણનું વંશવૃક્ષ.

ગુજરાતમાં શ્રીપાપજાપુરીનો ચક્રધર—નાગર બ્રાહ્મણ રામભક્ત.
- વામન—નાગપુરમાં નાગરમાં પરણ્યો.
- આદિત્ય અર્પિત ૭ ભાઇઓ.
- જનાર્દન—પરશુરામ પ્રત્યક્ષ થયા.
- નીલકંઠ—તૈલગ ના પાસેથી વેદની વિકૃતિ ભણ્યો રવિપુરમાં મુવો
- ભાનુ—કાશીમાં મુવો.
  - જગન્નાથ
    - શ્રીપતિ—કાશીમાં મુવો.
    - કૃષ્ણ— "
    - નારાયણ—સંવત ૧૯૨૯મા સત્ર આરંભ કર્યું
  - જયદેવ

અધુરૂં.

। ॐ तत्सत् ।

# मनुस्मृतिमांथी आपणो धर्म तथा व्यवहार वगेरे.

( અનુસંધાન પુસ્તક ૫ ના અંક ૨ના પાના ૪૬ થી ).

હાલ પ્રસ્તુત વિષય એ છે કે દ્વિજ વર્ણને અમુક સંસ્કાર કરવાની જરૂર છે તથા તે સંસ્કાર ક્યા ક્યા તે ગયા અંકમાં મનુસ્મૃતિના બીજા અધ્યાયના શ્લોક ૨૬ તથા ૨૭માં બતાવવામાં આવ્યા છે. સદરહુ સંસ્કારની આવશ્યકતા વિષે શાસ્ત્રીજી પ્રાણજીવને પોતાની ટીકામાં લખ્યું છે તે અહીં દાખલ કરીશું —

"પ્રત્યેક પ્રાણીનાં શરીરની ઉત્પત્તિ માતાના રૂધિરથી અને પિતાના વીર્યથી થાય છે આવી રીતે અપવિત્ર એવાં રજથી તથા વીર્યથી ઉત્પન્ન થયેલું શરીર સ્વાભાવિક રીતે અપવિત્ર હોવાથી શ્રૌત તથા સ્માર્ત કર્મો કરવાને અયોગ્ય છે માટે તેને સંસ્કારો કરવાની જરૂર છે જેમ જળ તથા મૃત્તિકા વગેરેથી દુર્ગંધનો લેપ દૂર થાય છે તેમ રજનો અને બીજનો લેપ સંસ્કારો વડે શરીરપરથી ધોવાઇ ગયેલો આપણને અલક્ષ જોવામાં આવતો નથી; પરન્તુ વૈદિક સંસ્કાર થવાથી શુદ્ધ થયેલો પુરૂષ શ્રૌત, સ્માર્ત કર્મ કરવાને અધિકારી થાય છે જેમ ઘૃત વગેરે પદાર્થો સ્વચ્છ હોય તો તેનો ભોજનમાં ઉપયોગ થઇ શકે છે, પરન્તુ મંત્રથી સંસ્કાર કર્યા વિના તેનો યજ્ઞમાં હોમ થઇ શકતો નથી; તેમ પુરૂષ ગમે તેવો સુંદર હોવા છતાં પણ સંસ્કારથી શુદ્ધ થયા વિના કર્મ અને ઉપાસના કરવાને યોગ્ય થતો નથી."

મનુસ્મૃતિના ઉપર જણાવ્યા પૈકીના શ્લોક ૨૭ માંની અંદર સદરહુ સંસ્કારોનું ફળ શાસ્ત્રોક્ત રીતિએ બતાવેલું છે કુલ સોળ મુખ્ય સંસ્કાર જણાવ્યા તે પૈકીના આઠ પ્રથમના સંસ્કાર, જન્મ થયા પહેલાં કરવાના છે

બીજા બાર સંસ્કારના સંબંધમાં મનુ મહારાજ નીચે પ્રમાણે લખે છે

प्राक् नाभि वर्धनात्पुंसो जातकर्म विधीयते ॥
मन्त्रवत्प्राशनं चास्य हिरण्य मधुसर्पिषाम् ॥२९॥

અર્થ—દ્વિજવર્ણના પુત્રને નાલચ્છેદન કર્યા પહેલાં જાતકર્મ નામનો સંસ્કાર કરવો તથા પોતાની શાખાના ગૃહ્યસૂત્રમાં કહેલા મંત્ર ભણીને સુવર્ણ—મધ અને ઘી ચટાડવાં.

મારી સમજ પ્રમાણે આ સંસ્કાર હાલમાં વિધિવત્ કોઇ સ્થળેજ થતો હશે. ગળ-સોટી—ગળશુદ્ધિ ખવરાવવાનો રીવાજ છે તે ઘણે ભાગે ઉપરના સંસ્કાર પછી સુવર્ણ-મધ

તે થી કરાવવાનું લખ્યું છે તે હશે એમ જણાય છે. જન્મ પહેલા જે ત્રણ સંસ્કાર-ગર્ભાધાન, પુંસવન અનવલોભન અને સીમંતોન્નયન કરવા ઠરાવ્યું છે તે પૈકીનો આ ઘણા વરસ સીમંતોન્નયનનો સંસ્કાર કરવામાં આવતો કોઇ સ્થળે જણાય છે; પરંતુ તેમાં પણ શાસ્ત્રથી બતાવેલ વિધિ તો ભાગ્યેજ કરવામાં આવે છે. ખરી રીતે તો તે પ્રથમમાં ભોજનનુંજ કરવામાં આવેછે

नामधेयं दशम्यां तु द्वादश्यां वास्य कारयेत् ॥

पुण्ये तिथौ मुहूर्ते वा नक्षत्रे वा गुणान्विते ॥३०॥

અર્થ—જન્મથી દશમે દિવસે અથવા બારમે દિવસે નામ પાડવાનો સંસ્કાર કરવો તે દિવસે ન થઇ શકે તો કોઇપણ પવિત્ર તિથિને દિવસે પવિત્ર મુહૂર્તમાં તથા સારૂં ગુણવાળું નક્ષત્ર હોય ત્યારે નામ પાડવું

શાસ્ત્રીજી પ્રાણજીવન વગેરે પોતાની ટીકામાં આ સંસ્કાર પણ પિતાએ કરવા એમ લખે છે, પરન્તુ આપણા તરફ તે પ્રમાણે થતું જોવા-જાણવામાં આવ્યું નથી આ સંસ્કાર સબંધી પણ હાલમા ફુઇ ગુણકારી બૈરાંઓનીજ ઠરેલી જોવામાં આવે છે હાલની કેળવણીએ જ્યોતિષ શાસ્ત્ર ઉપરની શ્રદ્ધા સબંધમાં ગૃહસ્થોના મન ડામાડોળ કરી નાખ્યાં છે પ્રથમના વખતમાં આપણે એકસરખી રીતે પુત્રના જન્મ વખતે તેના ગ્રહ લેવા રીવાજ જોતા પાછળથી તે કાંઇ કામનું નથી એમ ગણી બેદરકારી થોડો વખત બતાવવામાં આવી હવે ફરીને તે પણ શાસ્ત્ર છે તથા પાશ્ચિમાત્ય વિદ્વાનો તેને સાયન્સ (Science) માને છે માટે આપણે માનવું જોઇએ એમ પ્રચાર થવાથી હવે પુત્રના જન્મ વખતે ગ્રહ લેવરાવવાનું પણ હાલ જોવામાં આવે છે તેથા જોકે બૈરાંઓના અખત્યારમાંથી તે પ્રસંગ ગયો નથી તોપણ નામ પાડવામા ગ્રહ પ્રમાણે નામ પાડવાનો રીવાજ કાયમ થયો જોવામાં આવે છે

નામ પાડવાં તે પણ અમુક ધોરણથી પાડવા ઠરાવ્યુ છે.

माङ्गल्यं ब्राह्मणस्य स्यात्क्षत्रियस्य बलान्वितम् ॥

वैश्यस्य धनसंयुक्तं शूद्रस्यतु जुगुप्सितम् ॥३१॥

અર્થ—બ્રાહ્મણનું મંગળકારક નામ પાડવું ક્ષત્રિયોનું બળવાળું પાડવું વૈશ્યનું ધનની સાથે સબંધ રાખનાર અને શુદ્રનું હીનતા દર્શાવનાર નામ પાડવું તે પછીના શ્લોકમાં એમ કહેવામાં આવ્યુ છે કે—

બ્રાહ્મણના નામને છેડે "શર્મ" એવુ ઉપનામ રાખવું ક્ષત્રિયના નામને છેડે "વર્મ" રાખવુ. વૈશ્યને છેડે ગુપ્ત અને શુદ્રને છેડે "દાસ" એ ઉપનામ રાખવુ નામના સબંધમા શ્રીમદ્ ભગવદ્ ગીતામા અધ્યાય ૧૮માં ૪૨-૪૩ તથા ૪૪ શ્લોક છે તેમાં

ચાતુર્વર્ણના જે સ્વભાવથી ધર્મ કહ્યા છે તે નામ પાડવામાં પણ ધ્યાનમાં રાખવા શાસ્ત્રની આજ્ઞા હોવાનું જણાય છે.

સદરહુ શ્લોક નીચે પ્રમાણે છે

शमो दमस्तपः शौचं, क्षांतिरार्जव एव च
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥४२॥
शौर्यं तेजो धृतिर्दाक्ष्यं, युद्धे प्यपलायनम् ॥
दानमीश्वर भावश्च, क्षात्रकर्म स्वभावजम् ॥४३॥
कृषिगोरक्ष वाणिज्यं, वैश्यकर्म स्वभावजम् ॥
परिचर्यात्मकंकर्म, शूद्रस्यापि स्वभावजम् ॥४४॥

બ્રાહ્મણના સ્વભાવથી જે ગુણ કહ્યા છે તે એવા છે કે જો તેનું અનુકરણ થાય તો તે કલ્યાણકારીજ થાય તથા તેથી જે પુત્રને તે સ્થિતિએ પહોંચાડવો હોય તેનું નામ પણ તેવુંજ પાડવું તેજ પ્રમાણે ક્ષત્રી માટે બળની સત્તા આપનારૂં નામ હોવાનું દર્શાવ્યું છે, તે પણ તેના સ્વભાવ ઉપરથીજ છે. વૈશ્ય માટે વ્યાપાર નિર્માણ કર્યો છે તેથી ધન સાથે તેનો સબંધ સુચવ્યો છે અને શુદ્ર માટે સેવાજ ઠરાવ છે તેથી દાસત્વ બતાવનારૂં નામ પાડવા કહ્યું છે હાલના જમાનામાં આ ધોરણ ભાગ્યેજ લાગુ થઇ શકે છે તોપણ બાળકનું નામ પાડતા વખતે શાસ્ત્રની મર્યાદા પાળવીજ જોઇએ

પુત્રીનું નામ કેવું પાડવું તે બાબત શ્લોક ૩૩મા જણાવ્યું છે કે તે કોમળ અક્ષરોવાળું, સ્પષ્ટ અર્થવાળું, મનોહર, મંગળ સુચવનારૂં, છેડે દીર્ઘ અક્ષર આવે તેવું તથા જેમાં આશિર્વાદ સમાયેલો હોય તેવું પાડવું

स्त्रीणां सुखोद्यमक्रूरं विस्पष्टार्थमनोहरम् ॥
मङ्गल्यं दीर्घवर्णान्त माशीर्वादाभिधानवत् ॥३३॥

તે પછી નિષ્ક્રમણ તથા અન્ન પ્રાશન સંસ્કાર બાબત આવે છે

चतुर्थे मासिकर्तव्यं शिशोर्निष्क्रमणं गृहात् ॥
षष्ठेऽन्नप्राशनं मासि यद्वेष्टं मङ्गलं कुले ॥३४॥

અર્થ—બાળકને ચોથે મહીને નિષ્ક્રમણ નામનો સંસ્કાર કરવો (એટલે ઘરમાંથી બહાર લેઇને પૂર્ણિમાને દિવસે ચંદ્ર દર્શન કરાવવાં તથા શુભ દિવસે સૂર્યના દર્શન કરાવવાં) છઠે માસે અન્ન બોટાડવાં કરવાં તથા કુળની રીત પ્રમાણે શુભ કર્મ કરવાં એટલે દેવના દર્શન-પૂજન વગેરે કરવાં.

આ સંસ્કારમાં વૈદક શાસ્ત્રની પણ અનુમતિ હશે એમ માનવુંજ જોઈએ. નાના બાળકોને જન્મ પછી તરત ઘર બહાર નહી લેઈ જવા શાસ્ત્રની આજ્ઞા છે એમ જણાય છે તથા તેનું કારણ સહજ સમજી શકાય તેવું છે કુમળા બાળકને બહારની હવા કેટલી અસર કરતી હશે એ જોવાનું છે. બહારનું તેજ તેની આંખોપર કેટલી અસર કરતું હશે તે પણ વિચારવાનું છે તે સ્થળે સ્થળ આપણે તેથી જુદુંજ જોઈએ છીએ. બહાર લેઈ જવાથી બસ નથી પણ મુસાફરી પણ તરતજ તેવા બાળકને લેઈ કરી મુક્તમાંજ કરવામાં આવેછે કપડાંની પુરી આવજાત રાખવાથી બહારની હવા ફાયદો કરતી હશે; પરન્તુ જ્યાં કપડાં માટે દરકાર થોડી રાખવામાં આવે અમર જરૂર જેટલી તો કાળજી નજ રાખવામાં આવે ત્યાં શાસ્ત્રની આજ્ઞાનું પાલન થાય તો બેહતર થાય તેમાં શંકા રાખવાપણું નથી.

અન્ન બોટણીયા એટલે બાળકને પ્રથમ અન્ન ખવરાવવાનો વખત પણ છ માસ પછી મુકરર થયો છે. મારા સમજવા પ્રમાણે તેનો હેતુ એવો સમજવો જોઈએ કે તે પહેલાં તો અન્ન નહીંજ દેવું જોઈએ, પછી કોઈ બાળકની પ્રકૃતિને માફક ન હોય તો છ માસ પછી દેવું તે સામે પ્રતિબંધ હોય એમ જણાતું નથી —

તે પછી ચૌલ સંસ્કારનો વિધિ બતાવ્યો છે

चूडाकर्म द्विजातीनां सर्वेषामेव धर्मतः ॥
प्रथमेऽब्दे तृतीये वा कर्तव्यं श्रुतिनोदनात् ॥३५॥

અર્થ—દ્વિજ વર્ણના બાળકને પહેલે વરસે અથવા ત્રીજે વરસે ચૂડા કર્મનો સંસ્કાર કરવો એટલે બાળ મોવાળા ઉતરાવવા એમ વેદમાં કહેલું છે

આ સંસ્કાર સમાજમાં આપણે કેટલેક સ્થળે બે વિધિ જોઈએ છીએ એટલે કે બાળ મોવાળા ઉતરાવવામાં આવેછે તથા શાસ્ત્ર પ્રમાણે ચૌલ કર્મ પછી કરવામાં આવેછે

કેટલેક સ્થળે કેટલાએક કુટુંબમાં બાળ મોવાળા ઉતરાવવા પોતાના કુળ દેવ હોય ત્યાં બાળકને તેડી જવામાં આવે છે, પરન્તુ તે વખતે કોઈપણ રીતની શાસ્ત્રીય વિધિ કરવામાં આવતી નથી પરન્તુ એકી વર્ષમાં ઉતરાવવાનું ધોરણ કાયમ દેખાય છે

ઘણે ભાગે ચૌલ કર્મ શાસ્ત્રમાં જે સોળ સંસ્કાર પૈકીના એક સંસ્કારમાં ગણ્યું છે તે ઉપનયન વખતેજ કરવામાં આવે છે તથા તેથી શાસ્ત્રમાં તે સંસ્કાર કરવા જે બાળકના વર્ષની હદ બાંધી છે તે ભાગ્યેજ મુકરરમાં આવે છે અને જણાય છે કે તેમ થવાનું કારણ ખર્ચના બોજામાંથી બચવું એજ હશે. ચૌલ કર્મમાં બ્રહ્મભોજન વગેરે કરવાનો સંકલ્પ આવે છે; પરન્તુ તેમાં અમુક બ્રાહ્મણને અમુક ભોજન કરાવવું એવું નથી આવતું તો પછી પોતાની સમજ પ્રમાણે તથા પોતાની આબરૂ દેખાડવા તે સંસ્કાર યોગ્ય વખતે કરવો મોકુફ રાખી ઉપનયન સાથે જોડી દેવાનો પ્રચાર દાખલ થયો જણાય છે

તે પછી ઉપનયન સંસ્કાર સંબંધી મનુ મહારાજ લખે છે ઉપર સોળ સંસ્કાર લખ્યા તેમાં તે સ્થળે મૌંજી બંધનનો સંસ્કાર છે પરન્તુ નીચેના શ્લોક પરથી જોવામાં

જાણવી કે મોઢે જમણ એ ઉપવિત પહેરાવવાની ક્રિયાનો એક ભાગ છે.

गर्भाष्टमेऽब्दे कुर्वीत ब्राह्मणस्यो पनायनम् ॥
गर्भादेकादशे राज्ञो गर्भात्तु द्वादशे विशः ॥३६॥

અર્થ—બ્રાહ્મણને ગર્ભથી આઠમે વરસે, ક્ષત્રિઓને અગ્યારમે વરસે, વૈશ્યને બારમે વરસે, ઉપનયન સંસ્કાર કરવો એટલે જનોઇ દેવું

શાસ્ત્રીજી પ્રાણજીવન વગેરે વિશેષ લખે છે કે આ સંસ્કાર બ્રાહ્મણને વસંત ઋતુમાં ક્ષત્રિયને ગ્રીષ્મ ઋતુમાં અને વૈશ્યને વર્ષા અગર શરદ ઋતુમાં કરવો.

(અપૂર્ણ).

---

# मूर्तिपूजा शा माटे?

ત્રિમાસિકના છેલ્લા અંકમાં આ વિષય સંવાદ રૂપે ચર્ચાયેલ હતો. તે વાંચવાથી મને ભાસ થયો કે મૂર્તિપૂજા માટે સયુક્તિક ખુલાસાની ઇચ્છા આપણા ભાઇઓમાં થઇ છે. તેથી થોડા તર્ક અહીં રજુ કરૂં છું

સૃષ્ટિની વર્તમાન સ્થિતિમાં જનસમૂહને કોઇ પણ નિરાકાર વસ્તુનું ભાન સાકાર વસ્તુના અવલંબન વિના થતું નથી. અને સાકાર પદાર્થોનું ભાન જે ઇન્દ્રિયો દ્વારા થાય છે, તે પણ જે તે પદાર્થની અંતઃકરણમાં પ્રતિમા પડીને થાય છે. આ અર્થે-જોતાં તો મૂર્તિપૂજા સર્વત્ર અનિવાર્યપણે થયા કરતી સમજાય છે એ ભિન્નભિન્ન પદાર્થની પૂર્ણ ભાવાત્મક જગદીશ્વરની પૂજા થાય એવું કર્તવ્ય છે. હવે જગદીશ્વરનું ભાન પણ જનસમૂહને જગતના અવલંબનથી થાય છે, અને એવો પણ બોધ છે કે, આ જગત ઇશ્વરની પ્રતિમા રૂપ છે, એટલે અખિલ જગતનું ઐક્ય સમજાઇને, તેના સેવામાં જીવન ખરચાય તો ઇશ્વરની સર્વોત્તમ પ્રકારે મૂર્તિપૂજા થાય. અને જગતના વધુ વધુ ભાગમાં ઐક્ય દૃષ્ટિ (અભેદ)થી માણસ પોતાના જીવનની વ્યવસ્થા કરે તો તેટલા પ્રમાણમાં, તે વધતો વધતો ઇશ્વરપરાયણ થયો ગણી શકાય, જેમકે સ્વશરીર, સંતતિ, કુટુંબ, જ્ઞાતિ, સ્વદેશ, માણસ જાત, પ્રાણિ માત્ર અને અખિલ જગતમાં આત્મભાવના, આ અર્થે, એક બીજાથી ઉચ્ચતર કરે છે, અને સર્વાત્મભાવ તે ઇશ્વરપરાયણતાનો પ્રકર્ષ સમજાય છે.

૨ જે જગત ઐક્યપણે (વેદાન્ત મત અનુસાર, પ્રવાહરૂપે) પરમેશ્વરની પ્રતિમા છે, તેજ જગતના અંતર્ગત જે અનેક પ્રાણિ પદાર્થોની વ્યક્તિઓ નજરે પડે છે (એટલે જે નામરૂપાત્મક સંસાર છે), તેની પૃથક્ પૃથક્ ભેદ તથા અવસ્થામાં, ઇન્દ્રિઓનું આકર્ષણ થઇને, કોઇ પરત્વે અનુકૂળ ને કોઇ પરત્વે પ્રતિકૂળ, એવી ભાવના મનમાં ઉઠે છે, તેને લીધે ઐક્ય દર્શન ભણીની ગતિ મંદ પડી જાય છે એ પ્રમાદોની ભાવનામાંથી, માણસ બચે તેટલો ઇષ્ટ માર્ગે આગળ વધી શકે.

મંત્રોથી સંસ્કારિત કરવામાં આવેલો અમુક પદાર્થ વિશેષ અનુકૂળતા આપેછે, એવું સમર્થ વિદ્વાન યોગીઓએ નિશ્ચય કરેલું મનાય છે તે પ્રમાણે પ્રતિષ્ઠા કરાવેલી મૂર્તિથી, તે દેવના આવિર્ભાવનો વિશેષ લાભ મેળવવો, એ એક હેતુ અને એવાં દર્શન પૂજન અર્થેજ નિર્માણ થયેલાં સ્થાનમાં, શુદ્ધ સંસ્કારોવાળા સાધુ સંતોનો નિવાસ રહ્યા કરે, સારા વિદ્વાન બ્રાહ્મણો પોતાનાં નિત્ય ધર્મધ્યાન ત્યાં કરે, અને સાધારણ મનુષ્ય પણ ત્યાં જાય ત્યારે, કંઇક પરમેશ્વર પરાયણ વૃત્તિમાં મુકાયને જાય, તેથી એવાં સ્થળોનું વાતાવરણ વખત જતે વિશેષ વિશેષ ઇષ્ટ સંસ્કારોવાળું બને, અને એ પ્રકારે માણસોના મનને પુષ્ટિ આપનારૂં થાય એ બીજો હેતુ

૧૧ ઉપર પ્રમાણે તર્ક થઇ શકેછે. તેથી જેમ "મૂર્તિપૂજા શા માટે?" એ પ્રશ્નનો એક ઉત્તર એ પ્રકારે મળે છે તેમ એટલું કબુલ કરવું પડે છે કે અંતઃકરણની શુદ્ધિનો હેતુ ચિત્તવૃત્તિ સન્મુખ રાખીને, મૂર્તિ ભણી દૃષ્ટિથી ધ્યાનસ્થ થાય તથા ઉપાસનીય દેવતાના શુદ્ધ ગુણોના રાગદ્વેષ વર્જિત, સંસ્કારો પ્રાપ્ત કરવા, બુદ્ધિ પૂર્વક, પુરૂષાર્થ કરે, તેને એ મૂર્તિપૂજા લાભકારી છે. તેથી ઉલટું જ્યારે એજ મૂર્તિપૂજા કેવળ યાંત્રિક ચેષ્ટા બની જાય, ને ચિત્ત બીજા વિષયોમાં ભમતું રહે. અથવા મૂર્તિ પોતેજ દેવ મનાઇને તેની વ્યવહારિક રીતિએ સેવા પૂજા કરવામાંજ પુરૂષાર્થની અવધિ મનાઇ જાય; અથવા મંદિરો બનાવવામાંજ સાર્થકતા સમજાયને, તેમની સંખ્યા અવ્યવસ્થા થાય તેટલી વધે; ત્યારે વર્તમાનમાં ઘણી જગોએ પ્રત્યક્ષ જોવામાં આવેછે તેમ, મૂર્તિપૂજા લાભને બદલે હાનિકારક બને, અને રાગદ્વેષનો ક્ષય કરવાનું સાધન મટીને તેની વૃદ્ધિનું સબળ નિમિત્ત થઇ પડે, એવી અનિષ્ટ સ્થિતિથી કોઇપણ સુહૃદ આર્યના અંતઃકરણમાં અતિ ક્ષોભ ઉપજે, અને તેથી, મૂર્તિપૂજાના અનાદર અથવા કે ખંડનમાં તેની વૃત્તિ રોકાય, તો તેનો દોષ, એ આર્યના કરતાં મૂર્તિપૂજાના અનાચારને અત્યાચાર ઉપર રહેવો વાજબી છે.

મોરબી સંવત ૧૯૬૬ પ્રથમ શ્રાવણ વદિ ૮ સોમવાર.

લિ. કલ્યાણરાય જેઠા બક્ષી.



# स्वर्गस्थ रा. रा. प्रेमशंकर जेठाभाइ वक्षीनी आह्निक जीवन माटे केटलीक सूचनाओ.

આ સ્વર્ગસ્થ મુરબ્બી વડીલ પિતાશ્રી પ્રેમશંકર જેઠાભાઇની નોંધ

પોથીમાંથી પ્રત્યેક જણને નિત્ય મનન કરવા લાયક શિક્ષાવચનો ભણી આંખો

(ઉમેદીમાં સમેતા) તેમનું ભાષાંતર તેમની અગત્યતા ધારતાં નીચે આપ્યું છે .

૧. કેવળ સત્ય જ બોલવું એવો દૃઢ નિશ્ચય કરનાર માણસને મનુષ્ય જાતિ સમક્ષ ભારે વિગ્રહમાં ઉતરવું જ પડશે. કારણકે દુનિયાદારી એવી છે કે, મોટા અમલદારના દુર્ગુણ જાહેર કરીએ તો તેઓ તે માણસ ઉપર અમલ ચલાવી તેને પાયમાલ કરે છે અને જો તેજ મોટા અમલદારોમાં કાંઇકપણ સદ્‌ગુણનો ખાસ હોય અને તે જાહેર કરે તો સામાન્ય પ્રજાવર્ગની નિન્દા તથા તિરસ્કારને પાત્ર થવું પડશે. પણ જો સત્ય જ બોલવું છે તો ઉભય પક્ષ તરફથી આવતી આ હેરાનગતિ માટે આત્મભોગ આપવા તૈયાર રહેવું જોઇશે. અને તેટલું જો બની શકે તો પછી અન્ય ભય છે જ નહિ. કામકાજમાં વ્યાવહારિક જીવનમાં સત્યને દૃઢ વળગી રહેનાર માણસના સ્નેહી સંબંધીઓ પણ તેને કદાચ તરછોડે છે, તો તે માટે પણ તૈયાર રહેવું જોઇએ

રજુવાત-પ્રમાણિકપણું એજ ઉત્તમ જીવન-નીતિ છે. કદાચિત સામાન્ય પ્રસંગોમાં થવાવાનું અપ્રમાણિકપણું તરતમાં સફળ થયું છે એમ લાગશે પણ ખાત્રી રાખવી કે વ્હેલા મોડું તેનાં કડવાં ફળ ભોગવવાંજ પડશે. પૈસા માટે અવિચારી-મૂર્ખાઇ ભરેલી વાસના-ઇચ્છા તેજ માણસની હલકાઇનું-અધમ સ્થિતિનું કારણ છે—સબળ કારણ છે

૨. અઇ કામ કરતાં આજે આપણા વર્તનમાં કેટલો સુધારો થયો છે તે પ્રથમ જોવાનું છે. દરમાસે સ્થૂળ શરીરનું ખારીક વજન કઇ ધ્યાનથી નોંધી રાખનારાઓને વિનતિ છે કે તે સાથે પોતાનાં નૈતિક જીવનમાં કેટલો ભાર વધ્યો તે પણ આત્મ-દૃષ્ટિથી જોખી નોંધી લેતા જાય.

માનસિક ઉન્નતિ એજ દરેક માણસનો પ્રથમ હેતુ હોવો જોઇએ. નીતિ બઢતાની પ્રથમ નીશાની વર્તાય ત્યારથીજ સાવધ રહેવાની જરૂર છે

૩. બાલોના તરૂણમાં આપણી શક્તિઓ ઘણો ખરચ જાય છે તે ટેવ તજી, સામે સંયમી થવાની પૂરી જરૂર છે. પોતાના સ્વભાવના વંઘ ખાઓ ધ્યાનમાં ગણવું કે ઉત્તમ પોગણુ-નો એકજ છે અને સંપૂર્ણતાએ પહોંચતાં ઘણો વિલંબ થશે, તેથી જેટલું કરતા આવીએ છીએ તેમાં દરવખતે યત્કિંચિત સુધારો કરવા રહેવું અને એક દૃઢ મનેથી મહેનત કર્યા જવી.

સત્યને અર્થે સત્યજ ચલાવે જવું. જ્ઞાન મેળવવું પણ-સૌથી પહેલાં સમજશક્તિની ઘણી જરૂર છે. કેવળ વાંચન એ કાંઇ જ્ઞાન આપતું નથી, સંતોષ વૃત્તિના, સેવક બની રહેવું અન્ય પુરૂષોના મત વિચારોને અનુસરવું-પણ અધ આંખથી માટીના ન થવું-પણ પોતાની જરૂરને બેસ લાગે તે પ્રમાણે અનુભવાનુસાર ફેરફાર કરી અનુસરવું

૪. ચાર્ન છે એજ સર્વત્ર સર્વ કાળે અધિકાનો સત્તા છે; વાંચન અને વિચારની પુરી જરૂર છે જ્યારે નવું કાંઈપણ જાણવા જેવું મળે તે લખી લેવું, અને વિચારીને મનન કરવું. ટીપે ટીપે સરોવર ભરાય છે—તેમજ વાંચીએ તેવું લખીએ એ સરળ પણ ગંભીર કહેણીઓ ભૂલવાની નથી જુવાન વર્ગને ચપળ ડુંખવા કરતાં ચોકસ થવાની, એકદમ મમળી જવા કરતાં ધ્યાનથી અવલોકન કરવાની, અને સાંભળી વિચારપૂર્વક સમજી પોતાનું વર્તન સંભાળવાની આદત પડાવવાની ખાસ અગત્યતા છે વિવેકી વર્તણુંકનું મહત્વ યુવક વર્ગને દર્શાવીને સમજાવવું જોઈએ

માણસે પોતાના હિંમતના કારીગર થવું જોઈએ. અને તે સ્થિતિમાં સુકાન સોંપવું ચપળ મન ન રાખતાં શાંત અને ધીરજવાળા સ્વભાવથી કામ કરશે તો કોઈપણ જુવાનને મુશ્કેલી આવવાનો સંભવ થોડો છે.

અસભ્તિ છે એમ વિચારવા પહેલાં કોઈપણ પ્રકારે સફળ થઈ શકાય તેમ છે કે નહિ તેનો નિર્ણય કરવો, ખરા આગ્રહી માણસની મરજી એજ જય છે

(ચાલુ)

મુળવંતરાય પ્રેમશંકર જાની.

---

# ॐ तत्सत् ब्रह्मणे नमः

## अथ पुरुषसूक्तम्.

अथश्री ऋग्वेदान्तर्गत पुरुषसूक्तस्य गुर्जर भाषान्तरारम्भः ॥

श्री सेवपुरुषाय नमः

हरि ॐ सहस्रशीर्षेति षोडशर्चं षष्ठं सूक्तम्। नारायणो नामऋषिः। अन्त्या त्रिष्टुप्। शिष्टा अनुष्टुभ । अव्यक्त महदादि विलक्षण चेतनो यः पुरुषः। "पुरुषान्न परं किञ्चित्" इत्यादि श्रुतिषु प्रसिद्धः स देवता। तथा चानुक्रान्तम् सहस्रशीर्षा षोडश नारायणः पौरुषमानुष्टुभं त्रिष्टुबन्तं त्वितिगतो विनियोगः

વિવેચન—વેદના પ્રત્યેક મન્ત્રો વા સૂક્તના અધ્યયન પૂર્વે અર્થાત્ આરંભમાં જ તે તે મંત્ર વા સૂક્તના ઋષિ, છન્દ, અને દેવતાના સ્મરણનો શિષ્ટાચાર હોવાથી તેઓ સર્વના ઉચ્ચારણપૂર્વક મૂળ સૂક્તમાં પ્રવેશ કરાય છે એ ઋષિ, છંદ, અને દેવતાના સ્મરણ સંબંધી સ્વલ્પ વિસ્તાર નીચે પ્રમાણે કરાય છે.

**सहस्रशीर्षा** એ મંત્ર આપણાનું જે સૂક્ત છે તેના **श्रीमन्नारायण** ઋષિ, પુરુષ-પરમાત્મા દેવતા, અને **अनुष्टुप्** તથા **त्रिष्टुप्** છન્દ છે એટલે એ ઉભય છન્દોમાંનથી આ સૂક્તનું મનન-અધ્યયન કરાય છે.

વેદમન્ત્ર માત્રને **ऋषि, छन्द,** અને **देवता** હોવાનું એવું પ્રયોજન જણાય છે કે, જે દેવનું તેમાં પ્રાધાન્યપણે સ્તવન, વર્ણન, કિંવા ગુણ કથન હોય તે તેના **देवता.** જે **ऋषि**દ્વારા તે મન્ત્ર દ્રષ્ટ થયા હોય (વા દ્રષ્ટ થયા કહેવા હોય) તે તેના **ऋषि.** અને જે છન્દ વા વૃત્તમાં તેનું ગાન હોય તે તેનો-**छन्द** વા **मन्त्र** કહેવાય છે. એટલે કે જે તત્વદ્વારા દેવતાનું એવું વર્ણન વિશેષ સમજાય તે **तत्त्वऋषि** કહેવાય છે. આ સૂક્તના શ્રીમન્નારાયણ ઋષિ છે કારણ કે નારાયણ મનન દ્વારા એ સૂક્ત સ્ફુરે છે

પરબ્રહ્મમાંથી પ્રથમ અવ્યક્ત બ્રહ્મ (Cosmic Idiation) અને તે જ પુરુષ છે એ અવ્યક્ત બ્રહ્મમાંથી વ્યક્ત બ્રહ્મ થવાને માટે કારણ ભાગ (Positive) અને કાર્યભાગ (Negative) ઉત્પન્ન થાય છે, એ રીતે અવ્યક્ત બ્રહ્મનો જે કારણ ભાગ-સદ્ભાગ તે જ **नारायण** છે

अनुष्टुप्.

आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः ।

ता यदस्यायनं पूर्वं तेन नारायण स्मृतः ॥ मनुस्मृति. १-१०

અર્થ—જળને **नार** કહેવામાં આવે છે કારણ કે તે **नर**થી કહેતાં પરમાત્માથી ઉત્પન્ન થાય છે, તે **नार** પૂર્વે જગતના આરમ્ભકાળમાં પરમાત્માનું **अयन** કહેતાં નિવાસસ્થાન હતું. તે ઉપરથી પરમાત્મા નારાયણ કહેવાય છે, અને તે જ નારાયણના સ્વરૂપનું વર્ણન કરતા **श्री तारसारोपनिषद्** કહે છે કે—

**ॐ नमो नारायणाय,** આ આઠ અક્ષર પરબ્રહ્મ સ્વરૂપ છે ॐ બ્રહ્મા, **न** વિષ્ણુ, **म** રુદ્ર, **न** ઈશ્વર, **र** વિરાટ્, **य** પુરુષ, **ण** ભગવાન, અને **य** પરમાત્મા છે એ રીતે આ આઠ અક્ષર પરમ પુરુષ રૂપ છે આ પ્રમાણે અવ્યક્ત બ્રહ્મના સિદ્ધાંતનો જ વિચાર કરવો સ્વત અવ્યક્તનું જ જ્ઞાન થાય છે માટે **श्री पुरुषसूक्त** ના **श्रीमन्नारायण** ઋષિ કહ્યા છે.

છન્દના નામ **अनुष्टुभादि** સાર્થક જ છે કારણ કે એ છન્દાન્તર્ગત રહેલો **स्तुभ्** ધાતુ વર્ણનાર્થક છે કે જે છન્દથી આ સૂક્તનું વર્ણન નિર્ગત (ગાન) થાય છે,

सहस्रशब्दस्योपलक्षणत्वादनन्तैः इत्यर्थ. सायन.

આ રીતે શ્રી સાયન સૂત્ર પણ સહસ્ર શબ્દને અનન્ત વાચક સૂચવે છે. માત્ર મહર્ષિ સાયન જ કહે છે એમ નથી, પરન્તુ—

सहस्रशब्दबहुत्ववाची ॥ इति महीधरः

મહીધરાચાર્યને મતે પણ આ શબ્દ બહુપણાનું કથન કરે છે જેમાં કોઈપણ જાતની સંખ્યાની ગણના છે જ નહીં, છતાં તેથી આગળ જતાં જોઈએ છીએ તો श्री मुद्गलोपनिषद् પણ સહસ્ર શબ્દ અનન્તનો વાચક હોવાનું પ્રબોધે છે અને એમ હોવાથી આ સહસ્રશીર્ષ પુરુષનું યોગ નિદ્રામાંથી અનન્ત બ્રહ્માંડોનું જાગૃત થવું-ઉત્પન્ન થવું એવો અર્થ સ્થાપિત થાય છે—આટલું છતાં કદાચ તેને સંખ્યા વાચક ગણવા જઈએ તોપણ આપણને ભાસ થાય છે કે; व्यक्तब्रह्म, अव्यक्तब्रह्म, અને परब्रह्म એ ત્રણ રૂપો તથા [1]भूर्, भुवर्, स्वर्, महर्, जन, तपः અને सत्य ઇત્યાદિ લોકોમાં વ્યાપ્ત પુરુષનાં સમગ્ર ત્રિગુણી જે सप्तर्षि છે તે મળીને દશધા સ્થિતિ થાય છે અને એ દશે રૂપોમાં પુનર્ એજ દશ દશ રૂપો અન્તર્હિત હોય છે એમ સ્થૂળ, સૂક્ષ્મ, અને કારણરૂપ ત્રણ આવર્તન થએ સતે એકસો દશક થાય છે અને તે પ્રમાણે બરાબર સહસ્રની સંખ્યા પૂર્ણ થતાં સંખ્યાત્મક પણ ગણી શકાય

ઉપરોક્ત રીતે સહસ્ર શબ્દનો નિર્ણય કરી હવે पुरुष ના વર્ણનમાં ઉતરતાં શ્રુતિ કહે છે —

इमैवै लोकाः परमेव पुरुषोऽयोयं प्रवर्त्तते ।
सोऽस्यां पुरिशेते तस्मात् पुरुषः ॥

પદપાઠ:—

इमैवै । लोकाः । परम् । एव । पुरुषः । यः । अयम् ।
प्रवर्त्तते । सः । अस्यां । पुरि । शेते । तस्मात् । पुरुषः ।

શબ્દાર્થ:—

इमैवै—સ્તુતિ કરે છે, लोकाः—લોક, परम्—ઉત્કૃષ્ટ, एव—જ, पुरुषः—પુરુષ,

૧ થીઓસોફી પ્રમાણે આ ત્રીપુટી તે ઉપરનો ત્રિકોણ (Upper Triad) અને બીજાં જે સાત-રૂપો રહેલાં છે તે નીચેનું-ચોરસ (Lower Tetrad) એ બધું મળી દશક (Decade) થાય છે

यः—જે, अयम्—આ, प्रवर्त्तते—પ્રવર્તે છે. सः—તે अस्यां—આ पुरि—શરીર-પુર, शेते—શયન કરે છે तस्मात्—તેટલા કારણસર, पुरुषः—પુરૂષ

विवेचनः—અપૌરુષેય એવાં વેદાદિ શાસ્ત્રો જે (પુરૂષ) નું ઉત્કૃષ્ટ રીતે વર્ણન કરે છે તથા આ સૃષ્ટિમાં દૃશ્યમાન એવા સર્વ પદાર્થોમાં જે સર્વદા પ્રવર્તમાન છે અને જે (પુરૂષ) આ મનુષ્ય પ્રાણિ આદિના પુર-નામ શરીરોને વિષે નૈરન્તર્યે શયન કરી રહે છે અર્થાત્ વસી રહે છે તે જ સાક્ષાત્ પુરૂષ પરમાત્મા છે, પુરરૂપ શરીરોને વિષે વાસ કરનાર માટે જ તેને પુરૂષ નામથી ઓળખાય છે.

તથા पुरस्येतीति पुरुषः— અને सपवायं पुरुषः सर्वासु पूर्षु पुरिशयः

તે આ પુરૂષ સર્વ પુર—શરીરોને વિષે પૂર્ણ છે તેથી પુરૂષ કહેવાય છે पुर्—શરીર, તેમાં वस्=उष्+अः—पुरुषः એટલે શરીરમાં સુખદુ આદિ ભોગનો સાક્ષાત્ કરવા અર્થે વસેલો છે એમ પણ અર્થ કલ્પિ શકાય.

આ પુરુષને અન્ય અભિધાનોથી પણ પ્રસંગ પરત્વે વર્ણવવામાં આવે છે એનું સ્મૃતિવાક્યોથી પણ જાણી શકાય છે.

अनुष्टुप्

सहस्रशीर्षा पुरुषो रुक्मवर्णस्त्वतीन्द्रियः ॥
ब्रह्मा नारायणाख्यस्तु सुष्वाप सलिले तदा ॥११॥ मनु. अ. १

અર્થ.—હજાર મસ્તકવાળા, સુવર્ણના જેવા ઝળહળતા વર્ણવાળા, ઇન્દ્રીઓથી જાણાય નહીં તેવા તથા જેનું બ્રહ્મા અને નારાયણ નામ છે એવા પુરૂષરૂપ પરમાત્માએ તે વખતે જળમાં શયન કર્યું

सपुरुषो लोके ब्रह्मेति कीर्त्यते ।

તે પુરૂષ જગતમાં બ્રહ્માને નામે કહેવાય છે.

પુરરૂપ શરીરના ધારણ પૂર્વે વા શ્રીમદ્ ભગવદ્ગીતા આદિમાં વર્ણવેલા ક્ષેત્ર રૂપ ઉપાધિના ગ્રહણ પૂર્વે આ પુરૂષ તે પુરૂષ શબ્દ વાચ્ય નહીં કિન્તુ સાક્ષાત્ બ્રહ્મ એવા નામાભિધાનથી વિધાનાર્થું હતું કારણ તત્પૂર્વે તો શ્રી ઐતરેય શ્રુતિ પ્રમાણે

आत्मावा इदमेक एवाग्र आसीत् । नान्यत्किञ्चन मिषत्॥

અર્થ—પ્રસિદ્ધ આ (જગતની ઉત્પત્તિની) પૂર્વે એક આત્મા જ હતું. અન્ય કોઈપણ વ્યાપારવાળું નહોતું—અને

सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्॥

અર્થ—હે સૌમ્ય !!! આ જગત પૂર્વે સત્ જ હતું એક જ અદ્વિતીય હતું પરન્તુ પાછળથી જ્યારે આ સૃષ્ટિ ઉત્પાદન કરવાની ઇચ્છા થઈ ત્યારે स ईक्षत लोकान्नु सृजा इति॥१॥ તે અવલોકન કરવા લાગ્યા કે હું લોકોને રચું અને એવી રીતે एकोऽहं बहु स्याम् (હું એક છતાં બહુ રૂપે થાઉં) તથા सोऽकामयत बहु स्यां प्रजायेय। તે પરમાત્મા સંકલ્પ કરતા હતા કે હું બહુરૂપે થાઉં નામરૂપે વ્યક્ત થઉં ઇતિ—આ સંકલ્પને પરિણામે પછી स इमोऽसृजत। તે તેઓને સૃજતા હવા તથા अम्भो मरीचीर्मरमापोऽदोऽम्भः परेण दिवं द्यौः प्रतिष्ठाऽन्तरिक्षं मरीचयः॥ पृथिवी मरो या अधस्तात्ता आपः॥

શબ્દાર્થ—(તે આ લોકોને રચતા હવા) અંભ, મરીચિ, મર, ને આપ આ અંભ સ્વર્ગથી પર છે ને સ્વર્ગ તેનો આશ્રય છે, અન્તરિક્ષ મરીચિઓ છે પૃથિવી મર છે, જે પૃથિવીની નીચે છે તે આપ કહેવાય છે.

વિવેચન:—તે સર્વ શક્તિવાન મહા માયાવી પરમાત્મા અપંચીકૃત ભૂતો પંચીકૃત ભૂતો તથા બ્રહ્માંડ રચીને પછી હવે પછી કહેવાશે તે લોકોને ઉપજાવતા હવા; અંભ, મરીચિ, 'મર, ને આપ' એ તે લોકોનાં નામ છે, એ લોકોનાં નામ લોકમાં અપ્રસિદ્ધ હોવાથી શ્રુતિ પોતે જ તેમનાં સ્વરૂપ સમજાવે છે-આ અંભ શબ્દથી વાચ્ય જે મહર્લોક છે તે સ્વર્ગથી ઉપર છે, મહર્લોકના કથનથી જનોલોક, તપોલોક, ને સત્યલોકનું પણ ગ્રહણ કરવાનું છે સ્વર્ગલોક તે મહર્લોકાદિનો આશ્રય છે, અર્થાત્ સ્વર્ગલોક તેની નીચે રહેલ છે મહરાદિ લોકોમાં જળતત્ત્વની પ્રધાનતા હોવાથી તેને અંભ (જળ) કહેલ છે સ્વર્ગની નીચે જ અન્તરિક્ષ લોક છે તે સૂર્યનાં કિરણોના સંબંધથી મરીચિઓ (સૂર્યનાં કિરણો) કહેવાય છે, જેમાં પ્રાણીઓનું સદા મરણ થાય છે એવી પૃથિવી મર કહેવાય છે. પૃથિવીની નીચે જે પાતાળલોક છે તે ઘણાં પ્રાણીઓને ભોગ ભૂમિરૂપે પ્રાપ્ત થાય છે તેથી આપ પ્રાપ્ત થનાર કહેવાય છે એવી રીતે પરમેશ્વરે ચાર લોક ઉત્પન્ન કર્યા.

જગદુત્પત્તિ પૂર્વે આ શ્રી વેદપુરુષ વા બ્રહ્મ પુરુષનું વર્ણન કરતાં કહે છે કે:—

अजम निद्रम स्वप्न मनामकमरूपकम्।
सकृद्विभातं सर्वज्ञं नोपचारः कथञ्चन ॥ श्री मांडूक्य.

सर्वतोहत्वा परिविष्टय આ વાક્યથી ઉક્ત શબ્દોમાં આ 'બ્રહ્મ' બ્રહ્માંડ પર્યંતનો સમાવેશ કર્યાનું સ્પષ્ટ જ્ઞાન થાય છે, કારણકે માત્ર ભૂમિ શબ્દથી આ લોકનો જ સમાવેશ માનવામાં આવે તો તે પુરૂષના સર્વવ્યાપકપણાને બાધ 'આવશે' પરંતુ તેનો 'મોટો' સંકુચિત અર્થ થઈ શકતો નથી કેમકે

अथयदतः परोदिवो ज्योति दिप्यते। विश्वतःपृष्ठेषु सर्वतः
पृष्ठेष्वनुत्त मेषुत्तमेषु लोके ष्विदं वावतद्य दिदम् स्मिन्नन्तः
पुरुषेज्योतिः॥

અર્થ—હવે જે જ્યોતિ સ્વર્ગથી ઉપર, સમગ્ર પ્રાણિવર્ગથી ઉપર, સર્વ ભૂરાદિ લોકોથી ઉપર, અનુત્તમ ઉત્તમ લોકોમાં પ્રકાશેછે તે આ જ્યોતિ નિશ્ચય આ પુરૂષના અન્તરમાં છે આ શ્રુતિમાં ज्योति શબ્દથી પુરૂષ પરમાત્માનું કથન કરેલું છે તથા अनुत्तमेषुत्तमेषु-અનુત્તમ ઉત્તમ લોકોમાં એ શબ્દોથી સમગ્ર વિશ્વનો સમાવેશ કર્યોછે—અર્થાત્ આ પુરૂષ ભૂમિ બ્રહ્માંડ આદિને ચતુરસ્ર વિરાટ—વ્યાપમાન થઈ રહેલો છે

મૂળ મંત્ર માંહેલો अति શબ્દ અધિકપણું સમજાવેછે એટલે કે તે અધિકપણું સ્થાન વિશેષરૂપ જ સમગ્ર બ્રહ્માંડની ચતુરસ્ર વ્યાપ્તિ પછી કંઈ સ્થાન અવશેષ રહેછે એવી શંકા ન ઉદ્ભવે તેટલાજ ખાતર दशाङ्गुलम् શબ્દનો પ્રયોગ જોવામાં આવેછે.

दशाङ्गुलम्—દશ આંગળ અધિક પ્રસરેલો છે અર્થાત् दशाङ्गुलपरिमितं देशमस्य विमुश्यातिक्रम्य व्यवस्थितः। दशाङ्गुलमित्युपलक्षणम्। ब्रह्माण्डाद् बहिरपि सर्वतो व्याप्यावस्थित॥ इत्यर्थः॥

અર્થ—

સંપૂર્ણ

દામોદર દેરૂજી વ્યાવહારિક
માંગરોળ

## बालधर्म—शिक्षण.

### પાઠ ૯ મો.

#### જીવન વ્યવસ્થા—આશ્રમ

જન્મે જન્મે ઉન્નતિ પ્રાપ્ત કરવાને માટે જેટલી વર્ણ વ્યવસ્થાની જરૂર છે, તેટલી જ

જરૂર અખિલ જીવનમાં ક્રમે ક્રમે ઉન્નતિ પ્રાપ્ત કરવાને જીવનની અમુક વ્યવસ્થા કરવાની છે જીવનનો પ્રથમ ઉદ્દેશ જગતની ઉપાધિથી દૂર થઇ કેવળ આનંદ રૂપ, જ્ઞાનરૂપ અને સદ્રૂપ થવાનો છે. અર્થાત્ ક્ષણિક દુઃખોત્પાદક તત્ત્વનો સ્પર્શ ન થતાં નિત્ય અક્ષર આનંદ અને અક્ષય જ્ઞાનમાં એકરૂપ થવું, એજ જીવમાત્રનો મહોદ્દેશ હોવો જોઇએ. એ મહોદ્દેશ પાર પાડવાને અનેક કાળ–અનેક જન્મો અને સતત ઉગ્ર પ્રયાસની અપેક્ષા રહે છે, ક્રમે ક્રમેજ તેમ થઇ શકે છે સિવિલ સર્વિસની પરીક્ષા પસાર કરવાને અસાધારણ બુદ્ધિ, અસાધારણ સંપત્તિ, અસાધારણ આત્મોત્સાહ અને અસાધારણ પ્રયાસની આવશ્યકતા છે, તે સાથે ધનાદિક સંપત્તિ તેમજ મિત્રાદિક સાહાય્યની અપેક્ષા રહે છે; તે સર્વે સામગ્રીમાંથી એકની પણ ન્યૂનતા હોય તો કાર્યસિદ્ધિ થઇ શકતી નથી; ત્યારે આ અનન્ત બ્રહ્માંડની ઉપાધિને દૂર કરવાને કેટલી બધી સામગ્રીની આવશ્યકતા હોવી જોઇએ, તે સહજ લક્ષમાં આવશે સામાન્ય મનુષ્યે સિવિલ સર્વિસનો અભ્યાસ કરવાનો આરંભ કરવો, તે જેટલું નિરર્થક, હાનિકારક અને દુઃખપ્રદ થાય છે, તેથી સહસ્રગુણ નિરર્થક, હાનિકારક અને દુઃખપ્રદ એકદમ આ મહોદ્દેશ પાર પાડવાનો પ્રયત્ન થઇ પડે છે.

આ સૂચના કરવાનું કારણ એટલુંજ છે કે–બાલ્યાવસ્થામાં અથવા યુવાવસ્થામાં પ્રાણશક્તિનો આવિર્ભાવ બહુ વેગથી થાય છે, તેથી તે અવસ્થામાં નેટલોજ ઉત્સાહ પ્રકટ થાય છે આ ઉત્સાહથી પ્રેરિત થઇ બાળક અથવા યુવક પોતાને વર્તમાન સ્થિતિમાં શું કરવાનું છે, તેનું યથાર્થ ભાન નહિ હોવાથી ક્ષણે ક્ષણે નવીન નવીન અભીષ્ટ પ્રાપ્ત કરવા ઉત્સુક થાય છે, જેનું પરિણામ તેની મૂર્ખતામાં આવે છે

પ્રથમ તો મનુષ્ય માત્રનું સામાન્ય અને પ્રથમ કર્તવ્ય શું છે, તેનો તમે ગંભીરપણે કદિપણ વિચાર કર્યો છે? તમારો દેહ ટકાવી રાખવાને તમારે સૌથી વધારે અગત્ય અન્ન અને વસ્ત્રની હોય છે. તે અન્ન અને વસ્ત્ર તમે જે રૂપમાં ઉપયોગમાં લો છો, તે રૂપમાં આવતાં પહેલાં, તેનું તે સ્વરૂપ પ્રકટ કરવામાં કેટલાં બધાં અને ક્યા ક્યા દેશોનાં મનુષ્યોએ પરિશ્રમ કર્યો હોય છે. તેનો તમને ખ્યાલ પણ આવ્યો નહિ હશે એક વસ્ત્રનું દૃષ્ટાંત લો. તમારો કોટ શીવીને તૈયાર કરનાર દરજી છે; પરંતુ તેનાં કાપડો અને બટનો વિલાયત, અમેરિકા અથવા જર્મનિ વગેરે દેશોમાંથી આવે છે તે વસ્ત્રોનો પ્રત્યેક ભાગ તૈયાર કરવાનાં મોટાં મોટાં કારખાનાં હોય છે, અને તે કારખાનામાં અનેક મનુષ્યો,-સ્ત્રીઓ, પુરુષો અને બાળકો કામ કરે છે વસ્ત્ર સૂતરનું બને છે. તે સૂત્ર અને તેનું વસ્ત્ર બનાવવાને પણ જૂદા જૂદા દેશનાં અનેક મનુષ્યો તેજ રીતે ભાગ લે છે. તે વસ્ત્રમાં આપણા દેશનું અને અમેરિકાનું રૂ વાપરવામાં આવે છે તે બન્ને દેશના રૂ ઉગાડનારા ખેડુતો અને મજુરો સખ્ત શીતોષ્ણવર્ષાનાં કષ્ટો સહન કરીને પણ અહોનિશ સતત પરિશ્રમ કર્યાં કરે છે રૂને કપાશીઆથી જુદું પાડવાને તેમજ બજારમાં લાવવાને માટે તેના ગાંસડીઓ બાંધવાને પણ મોટાં મોટાં કારખાનાંઓ હોય છે, જ્યાં હજારો મનુષ્યો તમારા કોટ માટે રાત્રીદિવસ કામ કર્યાં કરે છે. અરે એટલુંજ નહિ પણ રૂ,

સણ, ઘઉં વગેરે એક દેશમાંથી બીજા દેશમાં મોકલવાને તમારે માટે મોટી મોટી અગ્નિ-નૌકાઓ બાંધવામાં આવેલ છે ને અગ્નિનૌકાઓને ચલાવવાને માટે તથા વ્યવસ્થા રાખવાને માટે પ્રથમથી પ્રવિણતા મેળવી અનેક મનુષ્યો તૈયાર થઇ રહ્યાં હોય છે તે સઘળી વસ્તુઓ એકઠી-કરી મોકલવાને માટે નાના મોટા વ્યાપારીઓ સતત ઉદ્યમ કર્યા કરે છે. તમને રાત્રીએ તેજ આપવાને માટે જે તેલ તૈયાર હોય છે, તે તેલ રશિયા, અમેરિકા, બ્રહ્મદેશાદિ દેશોના ખાણમાં થાય છે તે ખાણોના પ્રાણઘાતક વાયુમાં પણ તમારા શરીરના નિર્વાહ માટે હજારો મનુષ્યો પોતાનાં શરીરોનો ભોગ આપે છે.

આ સઘળા ઉપરથી શું સમજી શકાય છે? તમારે માટે આખું જગત્ નિરંતર ઉદ્યોગ કર્યા કરે છે. કોઇપણ મનુષ્ય તેમ કરતા અટકી પડે તો નિશ્ચય તમારા શરીરનો નિર્વાહ થઇ શકે નહિ ત્યારે જગતના બીજાં સઘળાં મનુષ્યોનાં શરીરો ટકાવી રાખવાને તમારે પણ નિરંતર ઉદ્યોગ કરવોજ જોઇએ, ને માટેજ તમે સર્જાયા છો. અનંત સામર્થ્યવાન પરમેશ્વરનો એજ ઉદ્દેશ છે. આખું જગત્ તે પરમેશ્વરનું શરીર છે. તેમાં હું, તમે અને અન્ય સઘળાં મનુષ્યો, પ્રાણીઓ વગેરે સર્વ વસ્તુઓ ને શરીરનાં અવયવો છે એક પણ અવયવ પોતાનું કાર્ય ન કરે તો તેથી આખા શરીરને હાનિ પહોંચે છે તેમ હોવાથી તમારું પોતાનું પોષણ બીજાઓનાં પોષણથીજ થઇ શકે છે, એમ સ્પષ્ટ સિદ્ધ થાય છે તમારે તમારા પોતાને માટે નહિ, પણ બીજાઓને માટે સતત ઉદ્યમ કરવો જોઇએ કેમકે બીજાઓના રક્ષણથીજ તમારું રક્ષણ થઇ શકે તેમ છે. શરીરની અંદર કામ કરતાં અટકી પડેલો ભાગ મૃત ગણાય છે તેને શરીરમાંથી કાઢી નાંખવાનીજ જરૂર પડે છે તેજ પ્રમાણે અખિલ જન સમાજમાં જે મનુષ્ય પોતાનું કર્તવ્ય ન કરે તે મૃતવતજ છે, ને જન સમાજથી દૂર થવાનેજ પાત્ર છે*

પરંતુ તે પ્રથમ ઉદ્દેશની સાથે સાથે અંતિમ ઉદ્દેશ પાર પાડવાને માટે પણ તમારે તૈયાર થવાનું છે. તેમ હોવાથી તમારે કયે સમયે શું કરવું- તેનો વિચાર ઋષિ મુનિઓએ કરી રાખ્યો છે નિશાળમાં પ્રવેશ કરવાનો તમારો પ્રથમ ઉદ્દેશ વ્યવહારમાં યોગ્યતા મેળવવાનો હોય છે, ને અંતે અંતિમ ઉદ્દેશ તમારાં હૃદય અને બુદ્ધિને અસત, સૂક્ષ્મ, સર્વગ્રાહી અને સર્વવ્યાપી બનાવવાનો હોય છે તે શી રીતે થઇ શકે, કયે-સમયે કયા કયા વિષયો તમારે શીખવા તેનો વિચાર કેળવણી ખાતાના અધિકારીઓએ અથવા સરકારે અથવા યુનિવર્સિટિના સભ્યોએ કરી રાખ્યો છે તેઓએ જે ક્રમ બાંધ્યો છે તેમાં ફેરફાર કરવાનો તમને પોતાને કશો હક નથી જરા પણ ફેરફાર કરવાથી લાભને બદલે હાનિ થવાનોજ સંભવ છે. તેજ પ્રમાણે ઋષિ મુનિઓએ તમારા અખિલ જીવનને માટે જે સમય પત્રક (Time Table) બનાવી રાખ્યું છે, અને તે સમય પત્રક પ્રમાણે કર્તવ્ય ક્રમ (Curriculum)ની જે યોજના તૈયાર કરી છે, તેમાં જરા પણ ફેરફાર કરવાનો તમને હક નથી

*આ વિષે વિસ્તારથી વિવેચન પંચ મહાયજ્ઞનાં પ્રકરણમાં કરવામાં આવશે.

તે સમય પરત્વે અને કર્તવ્ય ક્રમ પ્રમાણે તેઓએ એક મનુષ્યના અખિલ જીવનના ચાર વિભાગો પાડ્યા છે, જેને તેઓ આશ્રમો કહેછે પેહેલા ભાગમા અથવા આશ્રમમાં તમારૂં સ્થૂલ શરીર, બુદ્ધિ અને હૃદય કુદરતી રીતે ખીલી શકે તેમ હોવાથી અને જીવનના બીજા ભાગોમાં તે સર્વના અસલ અપેક્ષા હોવાથી, તમારે શરીર, હૃદય અને બુદ્ધિની કેળવણી કરવી, એવું તેઓએ ઠરાવ્યું છે. આ વિભાગને તેઓએ બ્રહ્મચર્યાશ્રમ નામ આપેલું છે બ્રહ્મચર્ય શબ્દનો મૂળ અર્થ તો વિદ્યાભ્યાસ કરવો, એટલોજ થાય છે. પરંતુ તે શબ્દના અર્થમાંજ તેઓએ એવો સંકેત કર્યો છે કે—જેની ઉપર તમારા આખા જીવનના સાફલ્યનો આધાર રહે છે બ્રહ્મચર્યના તે સાંકેતિક અર્થમાં તેઓએ ગુરૂઓ અને વડીલોની સેવા, તેઓની આજ્ઞાનું યથાર્થ પાલન, પ્રથમથીજ ઇન્દ્રિયોના સ્વાદને વશ ન થતાં ઇન્દ્રિયોને પોતાની ઇચ્છાનુસાર વર્તાવ કરાવવાની ટેવ પાડવી, અર્થાત્ ઇન્દ્રિયોને કાબુમાં રાખતાં શીખવું, તે સઘળાનો સમાવેશ થાયછે આ આશ્રમમાં તમારૂં અંતઃકરણનું સ્વરૂપ ઘડાય છે, તમારા શરીરનું સ્થાપન બંધાય છે, તમારી બુદ્ધિની સૂક્ષ્મતા ઉત્પન્ન થાય છે, તેથી તમારા પોતાના સંબંધમાં આ આશ્રમની મહત્તા એટલી બધી છે કે—તેમાં એક પણ ભૂલ કરવાથી આખા જન્મમાં તમારે પસ્તાવાનો પ્રસંગ આવેછે. આ આશ્રમનો ઉપનયન સંસ્કાર સાથે ગાઢ સંબંધ હોવાથી તેનું વિસ્તાર પૂર્વક વિવેચન તે પ્રસંગે કરવામાં આવશે પરંતુ આ સમયે તમારે એટલું સારી પેઠે સ્મરણમાં રાખવાનું છે કે—જ્યાં સુધી તમારા શરીરમાં પરિપક્વ બલ અને તેજનો સંચય ન થાય, જ્યાં સુધી વ્યવહારમાં ઉપયોગી થતાને તમે યથાર્થતા ન મેળવી શકો, ત્યાંસુધી તમારે આ આશ્રમનું એક નિષ્ઠાપૂર્વક પાલન કરવાનું છે નિયમિત સમયે વિદ્યાભ્યાસ કરવામાં, નિયમિત સમયે કસરત કરવામાં, નિયમિત સમયે રમત ગમતમાં ભાગ લેવામાં, નિયમિત સમયે નિયમિત આહાર કરવામા, તેમજ અખિલ જગદ્રૂપ શરીરના આત્મારૂપ ઈશ્વર પ્રતિ સતત લક્ષ રાખવામાંજ આ આશ્રમમા તમે જ્યા સુધી હો, ત્યા સુધી સ્થિર થઈ રહેવાનું તમારૂં કર્તવ્ય છે જ્યાં સુધી એ સર્વ સંપત્તિઓ તમને જોઈએ તેટલી પ્રાપ્ત ન થાય ત્યાં સુધી તેમાંથી નિરમવું જોઈએ નહિ તે વિષે ઘણો ઘણો વિચાર કરીને આ આશ્રમની મર્યાદા આપણા ઋષિઓએ ઓછામાં ઓછી ચોવીશ વર્ષના વય સુધી રાખી છે હાલ જમાનાઈ ગયેલા કાળને લીધે તમારે જોઈએ તેટલી યોગ્યતા પ્રાપ્ત કરવાને પચીશથી ત્રીશ વર્ષ સુધી વિદ્યાભ્યાસ કરવો પડેછે, માટે ઓછામા ઓછી તે મુદત સુધી તમારે વિદ્યાભ્યાસ કરવા સિવાય બીજી કંઈપણ પ્રવૃત્તિમાં પડવાનું નથી.

આ પ્રમાણે તમારૂં વર્તન રહેવાથી, તમોગુણ જે દેહનો સ્વાભાવિક ધર્મ છે, તેનો એકદમ નાશ થઈ જાયછે, કામ કરવાની વૃત્તિ એટલે રજોગુણનો સંચય થાય છે; તે સાથે તમારૂં જીવન આનન્દને અર્થે છે, એવી ભાવના થવાથી અને તે ભાવના પ્રમાણેજ તમારા સહાધ્યાયીઓને આનન્દ કરવાની ટેવ પડી જવાથી સત્ત્વ ગુણનો ઉદય થાય છે એમ આ પ્રથમ આશ્રમમાંજ જીવનના પ્રથમ ઉદેશનો એક અંશ ફળીભૂત થાયછે.

જ્યારે શરીર, હૃદય, મન અને બુદ્ધિનો પૂર્ણ વિકાસ થાય ત્યારે તમારા શરીરના

નિર્વાહ માટે બીજાઓ ઉપર આધાર રાખવાનો નથી. જેઓના ઉપકારથી તમે એટલી ઉમરે પહોંચ્યા છો, એટલી સંપત્તિ પ્રાપ્ત કરી છે, તેઓને પ્રત્યુપકાર કરવા માટે તમારે સાંસારિક જીવનના ઉગ્ર સંગ્રામમાં પડવું પડે છે. જીવનના તે વિભાગને ગૃહસ્થાશ્રમનું નામ આપવામાં આવ્યું છે. આ આશ્રમમાં તમોએ તમારા વડીલો અને ગુરૂઓ તરફથી શારીરિક, માનસિક અને આર્થિક સંપત્તિ પ્રાપ્ત કરી છે, તે સંપત્તિનું ઋણ અદા કરવાને માટે તમારે કુટુંબનો વિસ્તાર કરવાનો છે, તેઓનું પોષણ કરવાનો ભાર તમારે શિર આવી પડે છે, તે સાથેજ આખા દેશનું અને આખા વિશ્વનું ઋણ ચુકવવાનો અવસર પણ તમને આ આશ્રમમાં મળે છે. તેટલા જ માટે બ્રહ્મચર્યાશ્રમ સમાપ્ત થયા પછીજ તમારે વિવાહ કરવાનો પ્રસંગ ઉત્પન્ન થાય છે. જુદા જુદા પ્રકારના ઉદ્યમો કરી ધન સંચય કરવાની અને ધર્મ સંચયથી બીજાઓનું સંરક્ષણ કરવાની ફરજ તમારે આ આશ્રમમાં બજાવવાની છે. તમોએ સંપાદન કરેલા જ્ઞાનનો આ આશ્રમમાંજ સમયે સમયે ઉપયોગ કરવાનો છે, તે સાથે મનુષ્ય કરતા પણ ઉત્તમ કોટિના જે સત્વો એટલે દેવો જેઓ તમારી ઉપર નિરંતર ઉપકાર કર્યા કરે છે, અને જે કોટિમાં મનુષ્યાવતાર પછી તમારે જવાનું છે, તે દેવોનું તમારી તરફ સંપૂર્ણ આકર્ષણ કરવાનું છે. તે સઘળા કર્તવ્યો કરવાને માટે ઋષિઓએ અનેક ઉપાયો યોજ્યા છે, અનેક માર્ગો શોધ્યા છે, અને અનેક સાધનો પ્રકટ કર્યાં છે તેમાંથી તમારી રૂચિને અનુસાર અથવા ખરૂં કહીએ તો તમારી યોગ્યતા પ્રમાણે દરેકાઇ ઉપાયનું, દરેકાઇ માર્ગનું અને દરેકાઇ સાધનનું અવલંબન કરવાની અત્યંત આવશ્યકતા છે. ગૃહસ્થાશ્રમ પ્રવૃત્તિનોજ આશ્રમ છે. રજોગુણની પરાકાષ્ઠા આ આશ્રમમાં પ્રાપ્ત થાય છે, તમોગુણનો સમૂલ નાશ થાય છે, અને સત્વ ગુણનો અધિક વિકાસ થાય છે.

તેમ કરતાં કરતાં જ્યારે તમારી શક્તિ ક્ષીણ થઇ જાય, વિશ્રામની ખરેખર આવશ્યકતા છે, એમ તમોને લાગે ત્યારે તે સઘળી પ્રવૃત્તિ ધીમે ધીમે દૂર કરવાની જરૂર રહે છે. જીવનના તે વિભાગને વાનપ્રસ્થાશ્રમ કહે છે. પૂર્વ કાળમાં પ્રત્યેક મનુષ્ય યુવાવસ્થામાં પોતાનાં સઘળાં કર્તવ્યો પરિપૂર્ણ કર્યાં પછી વૃદ્ધાવસ્થામાં વનમાં જઇને એકાન્ત જીવન ગાળતું હતું તે કારણથી તે વાનપ્રસ્થાશ્રમ કહેવાય છે. હાલના સમયમાં વનમાં રહેવાની અનુકૂળતા નથી તોપણ કોઇ તીર્થ અથવા ક્ષેત્રમાં જઇને વસવાની ઘણી પણ અનુકૂળતા રહી છે. વાસ્તવિક રીતે જીવનના ધનસંચય કરવાના પરિશ્રમથી દૂર રહીને નિશ્ચિન્ત અહર્નિશ પરમાત્માનું ચિંતન કરવું, અને તે સાથે તમારી આવનારી અનુયાયી તમારા અનુભવોનો તમારા જન્મ પર્યંતના કાર્યોનો અર્થાત્ તમારા સઘળા જ્ઞાનનો ઉપદેશથી લાભ આપવો, તેજ આ આશ્રમ એટલે જીવનના આ વિભાગનું મુખ્ય કર્તવ્ય છે. તેમ કરવાથી અન્તઃકરણનું આવરણ ક્ષીણ થઇ શાંતિનો અનુભવ થાય છે, અન્તઃકરણ શાંત થવાથી જ્યોતિરૂપ આત્માનો તેમાં નિર્મળ પ્રકાશ પડી શકે છે, અર્થાત્ રજોગુણ શિથિલ થઇ એક સત્વગુણજ પ્રધાનપણે વિકાસી રહે છે.

તોપણ આ આશ્રમમાં પણ રજોગુણનો સમૂલ નાશ થઇ શકતો નથી, કેમ

સુધી ઇન્દ્રિયોને વિષયોનો આનંદ કરાવવામાં આવેછે, ત્યાં સુધી ઇન્દ્રિયોને વિષયોનો સંબંધ છુટી શકતો નથી તોપણ અમુક વૃદ્ધાવસ્થાને લીધે ઇન્દ્રિયોની શક્તિ અતિ ક્ષીણ થઇ જાયછે, તે સાથેજ સત્વ ગુણના બળથી વિષયો સ્વત. નિઃસ્વાદ થઇ જાયછે. તે સમયે આ લોકની સામગ્રીઓ એકઠી કરવાનો અથવા એકઠી કરી તેનો તમારે માટે અથવા બીજાઓને માટે ઉપયોગ કરવાનો ભાર તમારે શિરથી દૂર થાય છે. અર્થાત્ રજોગુણ જ્યારે સ્વત. નાશ પામે, કેવળ સત્વ ગુણની સત્તા જ્યારે વ્યાપી રહે, ત્યારે જીવનનો અંતિમ ઉદ્દેશ પાર પાડવાનો સમય ઉપસ્થિત થાયછે જીવનના તે વિભાગને સન્યાસ આશ્રમ કહેવાયછે આ આશ્રમમાં એકાન્તમાં રહીને અખિલ વિશ્વના આદિ કારણ પરમાત્મામાંજ અંતઃકરણને જોડવાનું અને એમ કરતે કરતે તે એકજ પરમાત્માની સત્તા, જ્ઞાન અને આનંદનો સર્વત્ર અનુભવ કરવાનું કર્તવ્ય રહેછે. આ સમયનાં તત્વો બહુ ગૂઢ છે, તેના મર્મો ઘણા ગંભીર છે, તેની પ્રાપ્તિ અતિ દુર્લભ છે છતાં જીવ માત્રનો એજ અંતિમ ઉદ્દેશ અને એજ સત્ય ઉદ્દેશ છે

તે ઉદ્દેશ એક જન્મમાં પાર પડી શકતો નથી વર્ણવેલા પાઠમાં કહી ગયા પ્રમાણે એક જન્મમાં જે ગુણ પ્રધાનપણે સ્ફુરણમાં રહેલો છે, તે ગુણનું સમૂળ ઉચ્છેદન થઇ શકતું નથી તેવી સ્થિતિએ પહોંચવાને માટે અનેક જન્મો લેવા પડે છે, અને અનુભવીઓ અથવા ત્રણે કાળનું જેઓને જ્ઞાન હતું, તેવા ઋષિઓની આજ્ઞા પ્રમાણે અનેક પ્રકારના પ્રયત્નો કરવાથી કાળાન્તરે એવી સ્થિતિ પ્રાપ્ત થઇ શકે છે.

પરંતુ તે સર્વનો સાર માત્ર એટલોજ છે કે—અનંત કાળની આગળ મનુષ્યનું જીવન થોડુંજ સ્વલ્પ-મહાસાગરમાં એક જળબિંદુવત્ છે તેટલા કાળનો પણ યથાર્થ ઉપયોગ કરવામાં ન આવે તો ઉન્નતિ તો શું, પણ અધોગતિજ થવાની તમારી શાળામાં જે સમયે તમારે વિદ્યાભ્યાસ કરવાનો સમય હોય, તે સમયે તમે વિદ્યાભ્યાસ ન કરો અને રમતમાં અથવા આળસમાં અથવા મોજ શોખમાં તે સમયનો ઉપયોગ કરો, તો નિશાળ ગયા પછી તમને તેની ખામી તુરત જણાશે. એક દિવસ પણ શાળાના અભ્યાસનું દુર્લક્ષ થવાથી, તેની અસર બીજા દિવસના અભ્યાસ ઉપર અને ક્રમે ક્રમે આખા વરસના અભ્યાસ ઉપર એવી થાય છે કે—તેથી તે આખું વરસ તમારૂં નિષ્ફળ જાય છે. એટલુંજ નહિ પણ તેથી તમે નિરુત્સાહ થઇ જાઓ, તમારા આખા જીવનને ભ્રષ્ટ કરી નાખો છો, તેનો અનુભવ કોને થતો નથી? જે સમય ભણવાનો છે, તેનો કદિપણ રમવામાં ઉપયોગ કરશો નહિ. રમવાના સમયની પણ સ્થૂલ શરીરની કેળવણી માટે તેમજ માનસિક શરીરની વિશ્રાન્તિ માટે તેટલીજ જરૂર છે જે સમય રમવાનો હોય, તે સમયની તક પણ કદિ ગુમાવવી જોઇએ નહિ. આખા દિવસમાં એવી એકપણ ક્ષણ નથી, કે જે ક્ષણનો તમે તેના નિશ્ચિત ભોગમાં વિના દુરૂપયોગ કરી શકો. વિદ્યાભ્યાસના કાળમાં તમે ગૃહસ્થાશ્રમને ભોગવી નાખશો. અફસોસ! તેવું નિરંતર થતું જોવામાં આવે છે—તો શી રીતે તમારા શરીરના અવયવો ખીલી શકશે? શી રીતે તમારી સ્મરણ

શક્તિને, તમે કળાકાથી શકશો? શી રીતે મોટા મોટા વિદ્યા હુન્નરના વિષયો ધારણ કરવાને તમે સમર્થ થઇ શકશો? ઋષિઓએ જે આશ્રમો બાંધ્યા છે, તે આશ્રમોનું સાંકર્ય કરવાથી જ આપણો દેશ પરતંત્ર થઇ ગયો છે, આપણે નિર્બળ, નિસ્તેજ અને નિર્ધન થઇ ગયા છીએ, આપણામાં જરાપણ શૌર્ય રહ્યું નથી, આપણી પ્રાચીન વિદ્યાનો નાશ થઇ ગયો છે અર્વાચીન મોટી મોટી શોધો વિદેશીઓજ કરે છે, તે શોધોનો લાભ લેવાને પણ આપણામાં શક્તિ રહી નથી. ખરું કહીએ તો ઇશ્વરના શરીરમાં આપણે સડેલા અવયવરૂપ થઇ ગયા છીએ. હજુ પણ સમય છે કે બાળકો તમારી ઉપર આપણા દેશનો આધાર રહ્યો છે. સ્વરાજ્ય, સ્વદેશી, બહિષ્કાર વગેરે જે ભાવનાઓ તમારા હૃદયમાં રેડવામાં આવે છે, તે ભાવનાઓનું સ્થૂલ સ્વરૂપ બાંધવું, તમારા હાથમાં રહ્યું છે. કદિપણ એક આશ્રમનું કર્તવ્ય બીજા આશ્રમમાં કરશો નહિ. વિશેષત: બ્રહ્મચર્યાશ્રમને તો બીજા સર્વ આશ્રમોથી ભિન્નજ રાખજો, તે આશ્રમને અવ્યભિચારી અને પવિત્રજ બનાવજો. વિદ્યાભ્યાસ અને વિદ્યાભ્યાસ સિવાય કંઇપણ વિચારને તમારા હૃદયમાં પ્રવેશ કરવા દેશો નહિ. તમારી ઉપર આખા દેશનું ભવિષ્ય લટકી રહ્યું છે. ઇશ્વર તમારામાં તેવી પાત્રતા પ્રાપ્ત કરવાને પરિપૂર્ણ સામર્થ્ય આપે, એવો વૃદ્ધ જનોનો હૃદયોત્કટ આશીર્વાદ છે!

માનશંકર પીતાંબરદાસ મહેતા.

## प्रथम वार्षिक महोत्सव.

### શ્રી વડનગરા નાગર મંડળ, મુંબઇ.

શ્રી વડનગરા નાગર મંડળ, મુંબઇનો પ્રથમ વાર્ષિક મહોત્સવ ઉસ્સી ગણેશચોથને દિવસે કાવસજી પટેલના તળાવ સામે હીરાબાગના કુશાદે હોલમાં ઉજવવામાં આવ્યો હતો. એ પ્રસંગે લગભગ ૨૨૫ ગૃહસ્થો હાજર થયા હતા મેળાવડાનું પ્રમુખસ્થાન મરહુમ દીવાન આઝમ ગૌરીશંકર ઉદયશંકર ઓઝા સી. આઇ. ઇ. ના પૌત્ર રા.'ગ. સાગુભાઇ વજેશંકર ગૌરીશંકરે લીધું હતું.

મંડળના સભાસદ ગ. રા. પ્રાણલાલ હાથીભાઇ વૈદ્યે તે પ્રસંગ માટે ખાસ તૈયાર કરેલી "ઇશ્વર પ્રાર્થના" તથા "શ્રી હાટકેશ્વરને વિજ્ઞપ્તિ" ની કવિતાઓ હારમોનિયમ સાથે ગાઇ હતી. અને મંડળ જેવીજ સંસ્થાઓને ઉદ્દેશીને લખાએલી એક આશીષ કવિતા તથા કાદમ્બરીનો રા. રા. છગનલાલ પંડ્યાના ભાષાન્તરમાંથી લક્ષ્મીનું [illegible] વર્ણન બોલવામાં આવેલ હતાં આરંભ પુરું થઇ રહ્યા બાદ મંડળના મંત્રી રા. રા. લખપતરામ દોલતરામ અંજારિયા બી. એ. એ પુરાં થતાં વર્ષનો અહેવાલ વાંચ્યો હતો. જેમાં તેણે મંડળની ઉત્પત્તિ અને તેનો ઉદ્દેશ ટુંકામાં સમજાવ્યાં હતાં તથા હાલ સુધીમાં મુંબઇમાં વડનગરા નાગરોની સંસ્થા સ્થાપવા માટે કરવામાં આવેલા પ્રયાસો તથા

પ્રમુખનો ઉપકાર માન્યા બાદ મંડળ તરફથી તૈયાર રાખેલ નાસ્તા વગેરે (રીફ્રેશમેન્ટ) ને તથા હારમોનિયમ સાથેનાં ગાયનમાં આવેલા ગાયનો અને પાનસોપારીને માન આપી મેળાવડો સાંજના ૬-૪૫ સુમાર ઠાઠમે વિસર્જન થયો હતો.

---

# त्रीजी गुजराती साहित्य परिषद्.

## નાગર સમ્મેલન.

રાજકોટ ખાતે તુરતમાં ભરાયેલ ઉપર કહેલ પરિષદને ટાંકણે ગુજરાત તરફના સાહિત્ય પ્રેમી નાગર સજ્જનોનો સારો જમાવ થયેલો હતો અને તેઓ ઘણાખરા આવ્યા ખાસ કારણ વીના આ તરફ પધારે પણ નહી એટલે આ તકનો લાભ લઇ અહીના રા. રા. કલ્યાણરાય જેઠાભાઇ બક્ષીએ તે સદ્ગૃહસ્થોની અહીંના તથા કાઠીઆવાડમાંથી આવેલ ગૃહસ્થો સાથે મીલન કરાવવાના ઇરાદાથી તા ૨૯મી ઓકટોબર સને ૧૯૦૯ને વાર શુક્રને રોજ રાત્રીએ સાયંતન વખતે પોતાને ત્યાં તમામ ગૃહસ્થોને પધારવાની વીનતી કરી હતી જે વખતે નીચેના કાઠિઆવાડ બહારના ગૃહસ્થો પધાર્યા હતા

| | |
|---|---|
| રા. બા. લાલશંકર ઉમીઆશંકર | રા. રા. શંકરરાય અમૃતરાય. |
| રા. રા. ચુનીલાલ દલપતરામ કવીશ્વર. | રા. રા. શીવપ્રસાદ દલપતરાય |
| રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ | રા. રા. કાંતીલાલ છગનલાલ પંડ્યા |
| રા. રા. હરીકૃષ્ણ લાલશંકર દવે | રા. રા. મણિશંકર નર્મદાશંકર પંડ્યા. |
| રા. રા. રમણભાઇ મહીપતરામ | રા. રા. જગસુખરાય પુરૂષોત્તમરાય. |
| રા. રા. ઉત્તમલાલ કેશવલાલ. | રા. રા. હરીરાય ભગવતરાય |
| રા. રા. કૌશીકરામ વિધ્નહરરામ. | રા. રા. મંજુલાલ ગોપીલાલ |
| રા. રા. અંબારામ મુલ્તાનીરામ જાની | રા. રા. નંદનાથ કેદારનાથ દીક્ષીત વડોદરાવાળા. |
| રા. રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીઆ. | રા. રા. જયેંદ્રરાય ભગવાનલાલ દુરકાલ |

ઉપર બતાવ્યા છે તે સિવાયના કાઠીઆવાડના ઘણા ગૃહસ્થો મળી સારી સંખ્યા ભેગી થઇ હતી બાળ વૃદ્ધ નાગર જનોનું આ સમ્મેલન સંગીત આદી સામગ્રીથી જેટલું આનંદ ઉપજાવનારૂં જોવામાં આવતું હતું તેના કરતા તેઓમાંના અનુભવી અને જ્ઞાન વૃદ્ધ વડીલ જનોની વાત્સલતા ભરી ધીર ગંભીર વાણી અને પ્રોત્સાહન ભરી નવરસિક યુવક જનોની સમયોચિત જીજ્ઞાસા અને આપૃચ્છાને લીધે તે વિશેષ આકર્ષક લાગતું હતું

સર્વે આવી ગયા બાદ રા. રા. કલ્યાણરાય ભાઇએ જણાવ્યું કે જ્ઞાતિ ગંગા તુલ્ય એટલે ગંગાજીત પાવની કહેવાય છે તે હીસાબે સમગ્ર નાગર જ્ઞાતિએ પોતાના મનોતા

પગલાં મારે ત્યાં કરી પાવન કર્યાં છે તેને માટે પરમાત્માનો અનુગ્રહ માનુંછું વળી ગ્રહિ મંગા તુલ્ય હોય માતાને સ્થાને છે તેથી પીડાતું બાળક જેમ માને યાદ કરે ને માએ તે બાળક હને તેય સંભાળ લેવી ઘટે તેવીજ રીતે મારી વિનંતિ સાંભળી આપસહુ પધાર્યા તે મારે ઉપકાર માનુંછું અને દરેક આવે પ્રસંગે કોન્ફરન્સ ભરવા પ્રયત્ન થાયછે પણ આ વખત તેવો પ્રયત્ન નહીં છતાં હું તો આ પરિષદ્ સાહિત્યમાં સુધારાનું સાધન થાય તે અવશ્ય કોન્ફરન્સનું સાહિત્ય બનેલ છે એમ માની આપણા પુજ્ય વડીલ હરિકૃષ્ણ દવેજીને પ્રમુખ સ્થાને સ્થાપી વીદીત કરૂંછું કે જે પીડામાં મેં ઉપર મુજબ જ્ઞાતિનું સ્મરણ કર્યું હતું તે પીડા એ છે કે હાલના વિકાસ પામતા જમાનામાં આપણા સામુદાયિક હિત માટે દેશકાળ લક્ષમાં રાખી બુદ્ધિપૂર્વક યોજના—પ્રબંધ થવાની જરૂર છે અને તે પ્રબંધ કરવા જતાં કેટલાક કહેછે કે "વખત પોતાનું કામ કરશે" પરન્તુ તેમ રાખવું એ અકસ્માતને કામ ભળાવ્યા જેવું છે અને અકસ્માતથી ઇષ્ટ માર્ગે વા ઇષ્ટ સ્વરૂપમાં પરિણામ આવે નહીં એટલે કે અકસ્માતનું અદ્વૈત—ઐક્ય અનેક રીતે ભાગી તુટી ધુળ આકારે થાય અને બુદ્ધિપુર્વક કરાય તો ગાંઠ બંધાઇને ઐક્ય થાય તેવીજ રીતે વિકાસના વેગ અર્થાં પ્રવાહને ઉપર પ્રમાણે અકસ્માતને સોંપવામાં આવે તો તે પ્રવાહ તળાવના ઓગન વાટે પોતાનો નીર્ગમ રસ્તો કરી લેશે પરંતુ તે પ્રવાહને બુદ્ધિપૂર્વક પ્રબંધ કરી એટલે કે તળાવમાંથી નહેરો વગેરે કરીને સદ્ અર્થે વાળ્યો હોય તો તેનો સદઉપયોગ થવા નુકશાન થવાનો જે સંભવ તે નીવારી શકાય છે માટે ક્યાં ક્યાં કારણોને લીધે આવી વસ્તુ સ્થિતિ ઉભી થતી જોવામાં આવે છે તે તપાસી સ્થિતિ સમય સ્થળને અનુકુળ પડતી રીતે એવાં તો સંગીન પગલાં આગળ ભરવાં જરૂરનાં છે કે જેને લીધે બુદ્ધિ કાયદામાં જ્યારે અન્ય જ્ઞાતિયો પોતપોતાની સુધારણાની પ્રવૃતિમાં પડી છે તેવે સમયે કોઇપણ રીતે પણ પછાત ન પડતાં જીવનની હમેશીમાં આગળ આવી શકીએ.

ત્યારબાદ જુદા જુદા ગૃહસ્થોએ (૧) પરદેશ ગમનના પ્રશ્નના નિર્ણય અર્થે નિયમો બાંધવાની (૨) છ જ્ઞાતિના નાગરોનો પરસ્પર જે જે બાબતો સર્વને સામાન્ય હોય તે સંબંધી મત મેળવીને સામાન્યતા કરવાની તથા તે રસ્તે ઐક્ય વધારવાની. (૩) ગરીબોની કેળવણી માટે ફંડ સદાવ, વીશી, સ્કોલરશીપ વગેરે આકારમાં વધારવાની. (૪) ધર્મશિક્ષણ મતમતાંતર વિનાનું અપાય તેવી યોજનાની વગેરે જરૂરિયાત તરફ લક્ષ ખેચ્યું હતું

તેમાં પુજ્ય દવેજી હરિકૃષ્ણે પ્રમુખપદેથી નાગર જ્ઞાતિના બાહ્ય ધર્મનું દિગ્દર્શન કરાવી નિત્યકર્મમાં અભિરત રહી કર્તવ્ય નિમગ્ન થવાની આવશ્યકતા જણાવી હતી.

છેવટે રા. રા. કલ્યાણરાય ભાઇએ એકઠા થયેલા ગૃહસ્થોને આ વિનંતિ ધ્યાનમાં રાખી પોતપોતાના ગ્યાનમાં જ્ઞાતિ પાસે મુકવા તથા કોઇ સભાનો બનતો પ્રબંધ રચવા વિનંતિ કરી હતી, ત્યારબાદ અતર, પાન, ગુલાબ અપાતાં સમ્મેલન વિસર્જન થયું હતું

# ज्ञाति वर्तमान.

## જુનાગઢ.

નીમણુક વગેરે—(૧) રા. શીવાભલાલ વી ગીરધરલાલ જેઓ બીલખામાં ન્યાયધીશ હતા તેઓ જેતપુર ન્યાયાધીશના શીરસ્તેદાર નીમાયા છે

(૨) ચોરવાડ રેવન્યુ ઓફીસર તરીકે રા. હરપ્રસાદ ઉદેશંકરની નીમણુક થઇ છે.

### નૃસિંહ ચોરા સંબંધી હકીકત —

શ્રી કૃષ્ણ પરમાત્માનુયાયી પરમ ભક્તરાજ શ્રી નૃસિંહ મેહેતાના ચોરા પ્રત્યે હાલમાં નાગરી નાતના ગૃહસ્થોનું લક્ષ સારી રીતે આકર્ષાતું જાયછે જે બીના પરમ આલ્હાદ જનક છે

સંવત ૧૯૬૫ના ચૈત્ર શુદી ૭ના રોજ શ્રી નૃસિંહ ચોરામાં ભક્ત રાજની માદગીરી તરીકે ઓત્સવ પળાયો અને નાગર જ્ઞાતીએ ખાસ કરી તે ઉજવી લીધો તે રોજથી ચોરાનો દેખાવ તેમજ મહીમામાં એટલુંજ નહી પણ શ્રી દામોદરરાયજીની મૂર્તિના દર્શન વખતના દેખાવમાં કોઇ અલૌકિક રીતે જાહરી ફેરફાર માલૂમ પડેછે જે આપણી જ્ઞાતિનું શુભસૂચક ચિન્હ છે એમ માનવુ ખોટું નથી

ગયા છ માસમાં ખાસ નાગર જ્ઞાતિના જુદા જુદા શીવકો તરફથી નીચે મુજબ ભેટ શ્રી ઉપયોગને અર્થે આવેલી છે

૧, રા રા. મેતા ત્રિકમરાય ન્યાલચંદ વીલકીયા તરફથી તેમનાં ગંગા —સ્વરૂપ ધર્મ પત્ની વિદુષી બાઇ ગણીકુંવર હસ્તુ નીચે મુજબ શીવ અર્પણ થએલ છે
   - ૧ શ્રીના નીજ મંદીરનાં કમાડ રૂપાનાં
   - ૨ શ્રીના અંગ ઉપર હેમનો ગંઠો ૧ તથા કુંડલ હીર પેચ વગેરે
   - ૩ સાજ, ચંદીરી કપડાનો સામો
   - ૪ હીરાનું વૉલચીટનું ઝુમર ૧ આસરે રૂ. ૧૦૦ની કીમતનું

૨ જ્ઞાતિ બન્ધુઓ તરફથી શ્રીના મંદીરની ઇમારત પુરી કરવામાં કોરી ૧૨૦૦ની રકમ આશરે ભરાયેલી છે જે ખરચ કરી પૂર્ણ થએલ છે.

૩ રા રા. નૃસિંહપ્રસાદ કાહાનદાસ નાણાવટી તરફથી શ્રીના નીજ મંદીરની પીતળના સરીયાની જાળી ૧ આસરે કોરી ૧૫૦)ની

૪ મરહુમ રા. રા. અંબાશંકર પ્રભુદાસ વછાવડાનાં ધર્મ પત્ની ગંગા સ્વરૂપ બાઇ ગંગા તથા તેના પુત્રી ઓધવરી તરફથી નીજ મંદીર માટે રૂપાનું તોરણ ૧૧ તથા મંદીરમાં પીતળની દીવી અને મોતીનો પંખો ૧

૫ રા રા. મેતા સુનીલાલ ભવાનીદાસ નાણાવટી તરફથી રૂપાનો હીંડોરો ૧ શ્રીના સિંહાસન માટે કડાં ૨ મરેલા.

૬ એક બાઇ તરફથી મોતીનો જાયેમ સોનાનો મગ્રાઓ ૧ શ્રી અંગ ઉપર.

૭ રા. રા મેતા ગૌરીશંકર વજેશકર કીકાણી તરફથી રૂપાનું પાણું ૧ અને પીતળના પ્યાલા ૬ ૭ તેમજ થી મારે કપડાનો સાજ ૧ એક.

૮ મરહુમ રા રા જીવાભાઇ પ્રીતમદાસના પુત્રો તરફથી મદીરમાં ફુવારો ૧ નખાવી દીધો છે

૯ રા. રા. મેતા કલ્યાણરાય વૃજદાસ વૈષ્ણવ તરફથી પીતળની રકાબી ૨ બે મીનવાળી.

૧૦ રા. રા. છોટાલાલ જીવણજી અવારીયા તથા રા. રા. નાનાલાલ ભુદરજી શુકલ તરફથી અને રા. રા. જયસુખરાય દુલેરાય મજમુદાર તરફથી મીના સીહાસન મારે આરસો અપાયા છે તે જડાઇ ગયા છે

૧૧ રા રા જયસુખરાય દુલેરાય મજમુદાર તરફથી રાસ ચોરા ઉપરના મીના પગથાને જડવા આરસ ૧ તથા તે ઉપર છાપો કરતા પત્રાં ૩.

૧૨ રા રા. ઉલશકર કૃપાશકર વૈષ્ણવ તરફથી નીજ મદીર મારે પડદો ૧.

૧૩ રા રા. દ્વારકાદાસ ભવાનીદાસ વૈષ્ણવ તરફથી ઘડીયાળ ૧ એક

૧૪ રા. રા. મોતીલાલ માધવજી કોઠારી તરફથી પેટી ૧

૧૫ બાઇ રેવતી ગૌરીશકર તરફથી તોરણ ૧ મોતીનું. ઉપર પ્રમાણે અર્પણ થયેલ સેવાઓ શ્રી નૃસિંહ ચોરાની કમીટી મારફત ચોરાના પૂજારી બાઇ દુષીને સુપ્રત કરવામાં આવેલ છે

જીર્ણોદ્ધાર પૈકી માટનું કામ લગભગ પૂર્ણ થઇ રહેવા આવ્યું છે' આ માસની છપાતી સાથે અમદાવાદના સખી ગૃહસ્થ શેઠ ચીનુભાઇનું નામ "માવચ્ચદ્રદિવાકરૌ" રહેશે હજુ જીર્ણોદ્ધાર કરવા લાયક ઘણો અવકાશ છે જેથી દરેકોઇ સખી ગૃહસ્થ આ કામ ઉપાડી લેશે એવી ઉમેદ રાખવામા આવેછે.

## ભાવનગર.

**નીમણુંકો**—(૧) રા. માનશંકર કૃપાશકર ઉમરાળામાં થાણદાર રૂ. ૪૦થી નીમાયા છે.

(૨) રા. લાભશકર લક્ષ્મીશકર ભાવનગર છાપખાનામા આસી મેનેજર તરીકે રૂ. ૭૫ના પગારથી નીમાયા છે

(૩) નીચે મુજબ ગૃહસ્થો ઇન્ટર નૅશનલ ટ્રેડીંગ કમ્પનીમાં મુંબઇમાં નીમાયા છે રા. રામપ્રસાદ લક્ષ્મીશકર ઓઝા મેનેજર રૂ ૭૫થી રા. હરિલાલ રામપ્રસાદ ઓઝા કલાર્ક રૂ. ૩૦થી

(૪) રા. સુખવતરાય લાલભાઇ બૅાંક ઑફ ઇન્ડીયા એજન્સીમા કલાર્ક રૂ. ૭૫થી મુંબઇમા નીમાયા છે

(૫) રા. મોતીલાલ વિ. મગનલાલ મુંબઇમાં મગ્યન્ટાઇલ બેંકમાં કલાર્ક તરીકે રૂ. ૩૦થી નીમાયા છે

**શ્રી મુંબઇ ભાવનગર વડનગરા નાગર મંડળનો પહેલો વાર્ષિક ઉત્સવ**—આ મંડળ સ્થપાયાને એક વર્ષ પુરૂં થયું તેથી ભાવનગર નાગર છાત્રખાનાના

ગોરીશંકર દેરાસમાં તા. ૨૭-૮-૧૯ના રોજ ને મુંબઈમાં સનીવાર તા. ૨૫-૮-૧૯ ના રોજ ઉત્સવ કરવામાં આવ્યો હતો. ભાવનગરમાં જ્ઞાતિ સમસ્તને આમંત્રણ આપેલ હતું જે વખતે રા પ્રતાપરાય વજેશંકર મહેતાએ જ્ઞાતિ ફંડની આવશ્યકતા વિષે સારૂં વિવેચન કર્યું હતું અને કેટલાક ગૃહસ્થોએ સારી રકમ ભર્યાનું સંભળાયેલ છે રા દુર્લભરાય મહીપતરાય ઓઝાએ પ્રમુખ સ્થાન લીધું હતું અને પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં કીંમતી અને અનુભવી સલાહ આપી હતી. છેવટે આ પાન સોપારી લઈ મેળાવડો વિસર્જન થયો હતો.

**વસંત પુજા**—રા રા. હરિલાલ સવાઇલાલ મહેતાને ત્યાં આવસથ્ય પોતે લીધું તેની તિથિએ વસંત પુજા કરાવવામાં આવી હતી

**લ્હાણુ**—રા નાનાભાઇ જયંતીલાલ ઓઝા તરફથી સરીપાદના અરખાની ચોપડીઓ વહેંચવામાં આવી છે

**ઇનામ**—રા સામળદાસ છગનલાલ પ્રાઇઝ રૂ. ૧૫નું જે રા મહેતા વીઠલદાસ સામળદાસ તરફથી નાગર જીમખાના મારફત આપવામાં આવે છે તે માટેનો આ વર્ષનો વિષય "મનુષ્ય જીવન ઉપર ધાર્મિક કેળવણીની અસર" એ નક્કી થયેલ છે.

(૨) રમણીકર ધર્મપ્રાઇઝ રૂ ૧૫નું રા રા. માનશંકર પીતાંબરદાસ મહેતા તરફથી નાગર જીમખાના મારફત આપવાનું ઠરેલ છે તેને માટે આ વર્ષે "સ્વધર્મની આવશ્યકતા"નો વિષય નક્કી કરેલ છે

મુંબઇ.

મુંબઇ વડનગરા નાગર મંડળ.

૧ ભેટ—રાજકોટના રા રા. ગુલાબરાય વજેશંકર છાયાએ આ મંડળને રૂ. ૧૦ ની બક્ષીસ આપી છે તે ઉપકારસહ સ્વીકારવામાં આવી છે

૨ બીજા વરસ માટે ચુંટાયેલા અધિકારીઓ—પ્રમુખ રા રા ગુલાબરાય શંભુશંકર વૈદ્ય, ઉપ પ્રમુખ રા રા. વ્રજલાલ જટાશંકર છાયા બી એ. એલ. એલ બી ભુજ; તથા સેક્રેટરી અને ટ્રેઝરર તરીકે અનુક્રમે રા. મણિલાલ રેવાશંકર તથા ભગવાનલાલ વ્રજલાલના નામ ઉમેરવામાં આવ્યા છે

૩ એક આના સ્કોલરશીપ ટીકેટ—આ મંડળે કરેલા ઠરાવ અનુસાર નાગર ભાઇઓને વિદ્યાનાં કામમાં મદદ કરવા એક આનાની ટીકેટો કાઢી છે અને દરેક શુભ પ્રસંગે ઇચ્છા અનુસાર ટીકેટોની ખરીદી કરી આ ફંડને મદદ કરવા નાગર ભાઇઓને વિનંતી કરવામાં આવે છે

૪ પહેલા લાઇફ મેમ્બર—રા. રા. સારાભાઇ વજેશંકર ઓઝા આ મંડળના પહેલા લાઇફ મેમ્બર થયા છે અને તેટલા માટે તેમને મુબારકબાદી આપવામાં આવે છે

૫ મુંબઇ યુનીવર્સિટીની પરીક્ષા ટાણે પરીક્ષા દેવા આવનાર નાગર વિદ્યાર્થીઓને મ ડપની નજીક પાણી ચા વગેરેની સગવડ બી. સી. વી. માંકડે કરતા આ મડળે રૂ ૧૦ મદદ તરીકે તેમને આપ્યા છે

૬ નાગર બોર્ડીંગ અને લોજીંગ—આ મડળની આગેવાની નીચે થયેલ ઉક્ત સસ્થાનો વાર્ષિક દીવસ તા ૩૧-૧૦-૦૫ના રોજ ઉજવવામા આવ્યો હતો. તે વખતે માંગરોળના નાગર બ્રાહ્મણ વે મૂ અનતરાયે નર્સીંહ મહેતાનું આખ્યાન હરિ કીર્તનરૂપે કર્યું હતું અને બોર્ડિંગના મેમ્બરો તરફથી વોરા શકરને તથા બીજા કારભારીઓને ચાંદીના પચપાત્ર આચમની તથા વજાણાની ભેટ આપવામાં આવી હતી

## જામનગર.

**સ્કોલરશીપ**—અહીંના રહીશ રા. મોહનલાલ રગીલદાસના ચી ભુપતરાય અમદાવાદ યુનિવર્સિટીમા બી એ ની પરીક્ષા પસાર કરી એલ એલ બી નો લોનો અભ્યાસ કરે છે તેને સ્રસ્થાન લીંબડીના નામદાર ઠાકોરસાહેબ દોલતસિંહજીએ પોતાના પરીચયમા રા. મોહનલાલ લગભગ ૧૨ વર્ષ રહ્યા તે અરસામાં તેમને માટે જે તેમના દીલમાં પ્રમાસ થયેલ તે પ્રદર્શિત કરવાના રસ્તા તરીકે માસિક રૂ ૬૫ ની બે વર્ષ ચાલે તેવી સ્કોલરશીપ આપી છે. નામદાર સાહેબની કદર કરવાની રીતિનો આ બીજો નમુનો છે ઇશ્વર તેવા રાજકર્તાનો અખડ અમલમાં રાખો

**નિમણુકો**—(૧) શ હરિલાલ રવિશકર અતાણી જે ઇલાામાં નોકર હતા તેઓ વડોદરાના એન્જીનીયરીંગ ખાતામા રૂ. ૫૦ થી નીમાયેલ છે

(૨) રા અંબાશકર દોલતરામ મંકોડી જેઓ જામખભાળીયાના રહીશ છે ને ભીવાણુના માલીયામા ઓવરસીઅર હતા તેમને રૂ. ૫ ના વધારાથી લાંના યાણદાર સાહેબના શીરસ્તેદાર નીમ્યા છે

(૩) રા. બીહારીલાલ જદુરામ રહેવાશી આમરણ રૂ. ૩૦થી રોઝ મુળજી જેઠાની ફુ માં નીમાયા છે

(૪) રા. મપરશાલ ફગસનજી રહેવાશી જામનગરના કારખાનામાં રૂ. ૪૫ થી આસિ. આરતગ નીમાયા છે

**ઇનામ**—રા. રંગીલદાસ વી નથુરામ માંકડને મુંબઇમાં મેળાવેલ જૈન કોન્ફરન્સ તરફથી હરીફાઇની પરીક્ષામાં "Perfect way in diet" ના વિષય સબધે રૂ. ૨૦ નું નબર ચોથાનું ઇનામ મળ્યું છે

**લાંબી નોકરીની બુઝ**—અહીંના રહીશ રા હરસનજી દલપતરામ માંકડ જેઓએ સ્રસ્થાન જુનાગઢના હિસાબી ખાતામાં એકજ જગોએ ૪૦ વર્ષ સુધી સંસ્થાન મોસુફની નોકરી બજાવી છે તેની નેક નીયતની કદરમાં નેક નામદાર ખુ નવાબ

સાહેબ રસુલખાનજી બહાદુરે રૂ. ૧૦૦૦ ઇનામ તરીકે આપ્યા છે. આવા કદરદાન રાજકર્તા અહોનિશ આમ યોગ્યતાની બુઝ કરતા રહો એમ પરમકૃપાળુ પ્રભુ પાસે પ્રાર્થના છે

### રાજકોટ.

**નીમણુક**—(૧) રા. રતીલાલ મગનલાલ અંતાણી જેઓ જામનગરમાં મે. દીવાન સાહેબના શીરસ્તેદાર હતા તેઓ અલરાપરણુ રજપુતાણામાં કસ્ટમ ઓફીસર તરીકે નીમાયા છે.

(૨) રા. રા. ગુલાબરાય વજેશંકર છાયા જેમને પોરબંદરના મરહુમ રાણા સાહેબે તેમજ તેમના કૈલાસવાસ થયા બાદ એડમીનીસ્ટ્રેશને સ્પેશીયલ એપેલેટ જજ તરીકે પોરબંદરમા નીમેલ તેમની કામગીરી પુરી થતાં સાથી ધારક થયેલ છે

**વકીલાતની સનદ**—જુનાગઢવાળા રા. ગનુપ્રસાદ વિ. ગુલાબશંકરને રાજકોટ સ્ટેટની કોર્ટમાં વકીલાત કરવાની પરવાનગી મળી છે

**પોલીસ ટ્રેનીંગ સ્કુલનું લાં પ્રાઇઝ**—ભાવનગર નીવાસી અને કાઠિયાવાડ એજન્સિ પોલીસના જમાદાર રા માર્કંડરાય વિ કલ્યાણરાય ઓઝા પોલીસ ટ્રેનીંગ સ્કુલનો ક્રમ પુર્ણ કરી આવ્યા છે ને લાંનુ લાં પ્રાઇઝ મેળવવા ભાગ્યશાળી થયાછે.

### પોરબંદર.

**પેનશન**—સં. પોરબંદરના રાજના જુના અનુભવી અને મરહુમ રાણા સાહેબના વિશ્વાસુ નોકર રા. લક્ષ્મીશંકર પ્રભુદાસને રૂ ૫૦નું પેનશન અને રૂ. ૧૦ ખરદાસી ખાતામાં દેખરેખ રાખવા મદદ મહેનતાણાના કરી રૂ ૬૦નું પેનશન મળ્યું છે

**નીમણુક વગેરે**—(૧) રા રા. નરભેશંકર જીવણરામ માર્ફ હાઇકોર્ટ પ્લીડર જેઓ અહીં આર. દીવાનનો હોદો ધરાવતા હતા તે હોદો એડમીનીસ્ટ્રેશન થતાં નાબુદ થતાં રૂ. ૨૫૦ના પગારથી ન્યાયાધીશ નીમાયા છે.

### જસદણ.

**લાંબી નોકરીની બુઝ**—રા નથુરામ નારણજી મોદી જે આ રાજ્યમાં લાંબા વખત થયાં સરન્યાયાધીશ અને નાયબ કારભારીનું કામ કરેછે તેની લાયકાત જોઇ રૂ. ૪૦નો ઇજાફો નામદાર દરબાર સાહેબે બક્ષ્યો છે

આ રાજની ચાલતી આવેલી રૂઢી મુજબ જુના નોકરોની કદર કરવામાં જેમ નામદાર આલાખાચર સાહેબ પછાત નહોતા તેમ નામદાર ઓઘડખાચર પણ પોતાના પુજ્ય પિતાને પગલે ચાલતા જોઇ ખુશી થવા જેવુ છે

### ગોંડળ.

**ના. ઠાકોર સાહેબ સર ભગવતસિંહજીની સિલ્વર જ્યુબિલી**—તા. ૨૫-૮-૦૫ ના દિવસે અહીંના ના. ઠાકોર સાહેબને ગાદીનશીન થયે પચીશ વર્ષ પુરા થયેલ

હોય તેની ખુશાલીમાં અહીંના નાગર કોમ તરફથી શ્રી હાટકેશ્વરના મંદીરમાં મેળાવડો કરી હજુરશ્રીને રાજકુટુંબ સહિત આમંત્રણ આપેલ તે ઉપરથી તેઓ હજુરશ્રીએ સહકુટુંબ પધારી ઉપકાર કર્યો હતો અને તે વખતે કન્યાઓએ આવકાર સાથે આશીશ અને નાગર બ્રાહ્મણોએ વેદોચ્ચાર સાથે આશિર્વાદ આપ્યો હતો.

## માંગરોળ.

વેદશાળા—આ વેદશાળાને યોગ્ય સ્થિતિમાં રાખવા પાટક આણંદરાય દુર્ગાશંકરે ઘણી રીતે મદદ કરી હતી અને કરતા હતા પરંતુ તેમનું જેઠ સુદ ૧૩ના રોજ યુવાન અવસ્થામાં પરલોક ગમન થતાં તેમના કુટુંબ સગા સંબંધીઓને ખોટ તો છેજ પણ શાળાને તેવો મદદ આપનાર જતા જે ખોટ પડી છે તેનું વર્ણન થઇ ન શકે તેવી બાબત છે આવા સત્કર્મમાં મદદ કરનારનો આત્મા સદ્‌ગત પામો (૨) આ શાળામાં વિદ્યાર્થિઓ મોકલવામાં તથા તેમના અભ્યાસમાં શાળામાં જોઇતું લક્ષ આપવા પ્રયત્ન કરવામા આવે છે તે ફળીભૂત થવામાં એક બાબતની ખામી નજરે આવે છે તે એ જણાવવામાં આવે છે કે વિદ્યાર્થિઓને જે કર્મ ક્રિયાદિ શીખવવામા આવે છે તે બરાબર પર આગળ તૈયાર કરવામા તેઓ મથ્યા રહે છે કે શાળામાં શીખવેલુ શાળામાં રાખી આવે છે તેની વધાર તેમના માબાપો રાખતાં નથી. માટે અમે ભલામણ કરીએ છીએ કે શાળા સ્થાપનારને સંતોષ મળવામાં માબાપો તરફથી જેટલી ન્યુનતા રહેતી હોય તે પુરી પાડી તેમના ઉઠાવેલ પ્રયત્નને યોગ્ય રીતે શોભાવી દેવામાં તેમણે ખરા ઉમંગથી મદદ આપવા રહેવુ જોઇએ.

## અમરેલી.

"નાગર મિત્ર મંડળ"—એ નામની એક સંસ્થા નાના પાયા ઉપર અહીં સ્થપાયેલી છે તેમાં હાલમાં પ્રમુખ તરીકે રા. રા. મજમુદાર વિનોદરાય જયસુખરાય બી. એ એલ એલ બી. અને ઉપપ્રમુખ તરીકે પેટલાદના મુદરસ રા રા. દેસાઇ છગનલાલ લક્ષ્મીલાલ, મંત્રી તરીકે રા. રા. નર્મદાપ્રસાદ મયાશંકર દરબાર અને ઉપમંત્રી તરીકે રા. રા. રામશંકર ઉમીયાશંકર પીતાંબરીયા નીમાયા છે આ મંડળ દર રવિવારે પોતાની બેઠક કરે છે અને તેમાં ઘણી હિતની ચરચા કરે છે

આ પ્રમાણે નાની સંસ્થા સ્થાપીને પણ બહુ એકઠા કરતા થઇ તો કોઇક ક્રમમે એક જ્ઞાતિ તરીકે મહાન દેખાશું એવી શુભ આશાથી આ મંડળનું શ્રેય શ્રી પરમાત્મા પાસે માગીએ છીએ.

---

# सामान्य.

૧ અયોધ્યાના જ્યુડીશીયલ કમિશનર નીમાયા તથા સી. આઇ. ઇ. નો ખેતાબ મળ્યો—અલ્હાબાદ હાઇકોર્ટના એક બાહોશ ધારા શાસ્ત્રિ અને ત્યાંની યુનિવર્સિટિના માજી વાઇસ ચાન્સેલર ધી ઑનરેબલ રાય બહાદુર પંડિત સુંદરલાલને થોડા વખત અગાઉ નામદાર સરકારે ઉપર વર્ણવેલ મોટા પગારવાળો અને માનવંત હોદ્દો આપેલ છે. તેટલા માટે તેમને માન આપવા મુરાદાબાદ વગેરેમાં વસતા વિસનગરા નાગર બંધુઓ તા. ૬-૭-૧૯૦૯ના રોજ ભેગા થયા હતા; તેમ તે સદ્‌ગૃહસ્થને સી. આઇ. ઇ. નો ખેતાબ ઇનાયત થયો તે માટે લખનૌના નાગર ક્લબ તરફથી તેમને માનપત્ર આપવામાં આવેલ હતું

૨ મુંબઇમાં વિધવાશ્રમ સ્થાપવામાં મદદ—સસ્થાન ભાવનગરના દિવાન સાહેબ રા. રા. મે. પ્રભાશંકર દલપતરામ પટ્ટણીના પત્ની અખંડ સૌભાગ્યવતી રમાબાઇએ ઉપરની સસ્થાને રૂા ૧૦૦૦) આપેલ છે

૩ પગારમાં વધારો—વડોદરાના નાયબ દિવાન રા રા મે મનુભાઇ નન્દશંકર મેહેતાના પગારમાં નામદાર ગાયકવાડ સરકારે રૂા ૧૦૦) નો વધારો કરી આપ્યાના ખબર મળ્યા છે

૪ પરદેશ ગમન—શ્રી બનારસથી અમોને સમાચાર નીચે મુજબ ખબર આપવામાં આવે છે તે જાણ માટે વિદિત કરીએ છીએ

મુંબઇમાં પ્રસિદ્ધ થતા 'ગુજરાતી'માં એવું છાપવામાં આવ્યું હતું કે શ્રી ઑનરેબલ માધવલાલ મુનશીના કુટુંબમાંથી જે ગૃહસ્થ અભ્યાસ અર્થે વિલાયત ગયેલ હતા તેમને પ્રાયશ્ચિત આપી જ્ઞાતિની અંદર દાખલ કરવામાં આવેલ છે આ વાત તદ્દન બીનપાયેદાર છે એમ અમને લખવામાં આવે છે. કારણ કે વિલાયત જઇ આવેલ ગૃહસ્થની પત્ની અને તેનાં બાળકોને પ્રાયશ્ચિત કરાવી જ્ઞાતિમાં લેવામાં આવેલ છે, પરંતુ ગૃહસ્થ મોસુફ માટે હજુ કંઇપણ વિચાર કરવામાં આવેલો નથી ખોટા ખબરથી દોરવાઇ સંબંધ ધરાવનાર માણસો તરફ જુદી લાગણીએ આ બાબુનો નાગરનો સમુદાય ન જુવે તેટલા વાસ્તે આ ખરી હકીકત પ્રસિદ્ધ કરવા અમોને ખાસ ભલામણ થતાં અહિં તેમ કરવામાં આવેલ છે

# યુનિવર્સિટી વગેરેનાં પરિણામ.

એલ. એલ. બી.—વેણીશંકર જીવણજી આવાસીઆ જુનાગઢ
વેણીલાલ હરીદાસ નાણાવટી. "
રણુલાલ ગોવીંદરામ અંજારિયા ભુજ

સદર- પહેલી—૧ રવીશંકર અંબારામ છાયા જુનાગઢ.
જસવંતલાલ સાકરલાલ મહેતા ભાવનગર.

મીકેનીકલ એનજીનીયર—2nd cl હેમતલાલ ધીરજરામ માંકડ-જામનગર.
Do કનૈયાલાલ છબીલરામ ઓઝા રાજકોટ.
Do. ભગવાનલાલ અમૃતલાલ વૈશ્નવ વઢવાણ શહેર

પ્રીલીમીનરી સાયન્ટીફીક એક્ઝામીનેશન—

એમ. બી. સી. આઇ.—વૈશ્નવ હરીદાસ પોપટભાઇ જુનાગઢ

એલ. એમ. એન્ડ એસ-પહેલી પરીક્ષા.
ધોળ માણેકલાલ રવિશંકર જુનાગઢ
માંકડ વેણીલાલ હરીપ્રસાદ જામનગર.

સદર— બીજી—(૧) વજરાજની બીદારીલાલ છોટાલાલ-જામનગર.
(૨) વસાવડા ઝવેરીલાલ ગીરજાશંકર-જુનાગઢ.
અલ્હાબાદ—એમ. એ. બી. હેમતલાલ કલ્યાણરાય બક્ષી રાજકોટ

સનાતન ધર્મ પ્રવર્તક મંડળી—રાજકોટ શાખા-તરફથી લેવાએલ પરિક્ષાનું પરિણ
સાતમા ધોરણમાં—શ્રી હરદેવ ગુલાબરામ કીકાણી-ઇનામ રૂા. બેનું.
છઠા ધોરણમાં—શ્રી. રામપ્રસાદ ઉમીયાશંકર બક્ષી, ઇનામ રૂા. બેનું
" બાલાશંકર લાભશંકર—રા. બેનું
" કનકપ્રસાદ રવિશંકર—રા ૨

પાંચમા ધોરણ—શ્રી. ચંદુલાલ વિ અમૃતલાલ બુચ ઇનામ રૂા. ૩
સનાતન ધર્મ પ્રવર્તક મંડળીની પહેલી પરિક્ષા—બેન કુંતા વિ દોલતરામ માં
રાજકોટ હિંદુ કન્યાશાળામાંથી—રૂા ૨નું ઇનામ.

# त्रिमासिक.

પુસ્તક ૬ ઠું. ચૈત્ર શુદ ૧૪ સંવત ૧૯૬૬. અંક ૧ લો.

## श्री हाटकेश्वर प्रार्थना.

सुंदर गुण मन्दिर तनु नन्दीश्वरा--ए राह.

---

१

वन्दे त्वां सततमहं हाटकेश्वरम्
भवतु भवतु ते पदाम्बुजं निरन्तरम् ॥ वन्दे.
शशधर करनिकर शेखरं सदाशिवम्
नगधर दुहितानननाल्मशोभितं शिवम्
गमकुसमसुरवरीकृतं प्रभावशालिनम्
शरणम् तरणम् चरणम्
पुरुषपरम् त्रिभुवनवरम् अभयकरम्
हेशिकेश्वरम् ॥ वन्दे.

२

नाथ त्वं सदैव शंकरपदं नृणाम
पाहि त्वं पाहि नश्शरणमागतान्
करुणामृतदृष्टिना प्रभो निरीक्ष्यताम्

હાટક એટલે સુવર્ણ, અને સુવર્ણના ઈશ્વરના ભક્તો શું સુવર્ણનેજ—ધન સંપત્તિને—સાંસારિક વિષયોને અથવા અર્થ અને કામને જ ભજનારા છે? ભલે, કેટલાક આધુનિક ભક્તોની તેવી અવસ્થા થઈ ગઈ હોય, ભલે, તેઓ પોતાના જીવનને પૈસાથી જુદું પાડી શકતા ન હોય, તો પણ હાટકેશ્વરના ભક્તો હાટકેશ્વરના ભક્તો જ છે! હાટક એટલે સુવર્ણ—ઐશ્વર્ય—તેજ—ચિતિ—જ્યોતિર્બિમ્બ—જ્ઞાનચૈતન્યના પૂજકો પાર્થિવ સુવર્ણ—જડ પદાર્થમાં મુગ્ધ થાય, તે કાલ પ્રભાવ જ છે! નાગરખંડમાં પરમ પુરુષ—આદિ નારાયણ—સદાશિવની સર્જનક શક્તિનું લિંગરૂપે તેજો બિમ્બરૂપે—અગ્નિ જ્વાળારૂપે મહાદેવે સ્થાપન કર્યાનું વર્ણન કર્યું છે, તેજ ઉપનિષદ્‌ના પદાર્થ માત્રમાં સૂત્રની પેઠે પ્રાણશક્તિથી રહેલા સૂત્રાત્મા, હિરણ્ય ગર્ભ પુરુષ છે આધુનિક વૈજ્ઞાનિકો જેને સ્પંદન (Vibration) કહે છે, સાંખ્યમાં જેને મહત્તત્વ કહેલ છે, વેદાન્તમાં જે બુદ્ધિતત્વથી ઓળખાય છે, પ્રકૃતિનો જે સત્વગુણ છે, તેમાં અવ્યક્ત શક્તિની સાથે પ્રથમ પ્રકટ થયેલ હિરણ્મયાત્મા અથવા શ્રી મદ્ ભગવદ્‌ગીતાનો મહાનાત્મા હાટકેશ્વર છે સત્વગુણનો, મહત્તત્વનો અને બુદ્ધિતત્વનો રંગ સુવર્ણ સરખો છે, યોગી પુરુષો ધ્યાનમાં તેવા હિરણ્મય પુરુષનું દર્શન કરી શકે છે; વાજસનેયિ સંહિતાના પુરુષસૂક્તમાં એક ઋષિએ નિર્ભયતાથી ગાયું છે કે—

वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात् ।
तमेव विदित्वाऽति मृत्युमेति । नान्यः पन्था विद्यतेऽयनाय ॥

"આદિત્યના જેવો જેનો વર્ણ છે તમોરૂપ અવિદ્યાથી જે પર છે, તેવા મહાનાત્માનાં મને દર્શન થયાં છે તેના જ સાક્ષાત્કારથી જન્મ મરણનો ભય દૂર થાય છે તેના શરણ વિના અન્ય કોઈપણ માર્ગ નથી."

અવિદ્યાથી પર એટલે વિદ્યા અથવા દૈવીશક્તિ (Light of the Logos) જેને ઉમા એટલે જગતનું ઉપાદાન કારણ કહો, અથવા મહામાયા કહો, સતી એટલે સતતસર્વવ્યાપિની કહો—તેવી મહાશક્તિના અધિષ્ઠાતા—પતિ, સદાશિવ—શાંતિ સ્વરૂપ, દેવના દેવ મહાદેવ—તેજ હાટકેશ્વર છે તે હાટકેશ્વરના ભક્તો જ્ઞાનથી અથવા બુદ્ધિથી વિમુખ તેમજ ક્રિયાથી શૂન્ય – તમોગુણી (Inert) કેમ હોય શકે? હૃદયમાં સાક્ષીરૂપે વ્યાપી રહેલ, ઇન્દ્રિયોમાં દેવોરૂપે વિલસી રહેલ, ગૃહમાં લક્ષ્મીરૂપે પ્રકાશી રહેલ, પદાર્થમાત્રમાં ગતિરૂપે પ્રકટ થયેલ હાટકેશ્વરના સ્મરણ-મનન અને નિદિધ્યાસનથી યોગજ બળથી યોગજ બળ મારે પરાભવ કરતી અવિદ્યારૂપ આસુરી સંપત્તિનો કુરુક્ષેત્રમાં કૌરવોની જેમ સમૂળ નાશ થાઓ! હાટકેશ્વરના ભક્તોની હાટકેશ્વરમાં ભક્તિ પુનઃ સ્થાપિત થઈ, બળવતી અને અચળ થાઓ!

* * * *

શુ, હાટકેશ્વરના ભક્તો માટે પૃથક્ પણ એકત્ર પ્રયત્નની આવશ્યકતા નથી? ત્રિમાસિકનું અસ્તિત્વ કેવળ નિરર્થક છે? શ્રી નાગરખંડમાં જેનું યશોગાન પરિસ્ફુટ કર્યું છે, તેવા ત્રિજાત અથવા ભર્તૃયજ્ઞ નામના મહાત્માએ કરેલો શ્રમ નિરર્થક હોય, પ્રાચીનકાળમાં નાગલોકોને મારી હઠાવનાર, મધ્યકાળમાં ગૂજરાત અને કાઠિયાવાડના ઇતિહાસનું નિરૂપણ કરનાર, અને સાંપ્રતકાળમાં પણ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ—એ ચતુર્વર્ગની પ્રાપ્તિ માટે આદર્શરૂપ જીવન ચલાવનાર નાગરજ્ઞાતિના અસ્તિત્વની આવશ્યકતા ન હોય, વર્ણાશ્રમનો સમૂલ ઉચ્છેદ ઇષ્ટ હોય, તો જ નાગર જ્ઞાતિ માટે પૃથક્ પણ એકત્ર પ્રયત્નની આવશ્યકતા નથી. મીમાંસા દર્શનના પ્રકાશક **જૈમિની** મુનિ તો (**चोदना लक्षणोऽर्थो धर्मः**) વેદવિહિત કર્મને જ ધર્મ કહે છે વેદવિહિત કર્મમાં અધિકાર વિશેષની અપેક્ષા રહેલી છે તે અધિકાર વર્ણ વિશેષથી પ્રાપ્ત થાય છે વર્ણના સંસ્થાપક ઇશ્વર પોતે જ છે, એમ ઇશ્વરે પોતે જ ભગવદ્‌ગીતામાં કહેલું છે શરીર વિશેષની રચના પિતૃદેવો કરે છે, એમ વિદુષી **ઍની બીસેંટે** અત્યંત સૂક્ષ્મતાથી સમજાવેલું છે હિંદુધર્મને વેદવિહિત કર્મથી જુદો પાડી શકાય, તો જ તે વર્ણાશ્રમથી જુદો થઇ શકે છે બે હજાર વર્ષો પહેલાં મહારાજા **ભર્તૃહરીએ** (**ज्ञातिश्चेदनलेन किम्**) 'જ્ઞાતિ હોય તો અગ્નિનું શું પ્રયોજન છે?' એમ કહીને, તેમ જ સાંપ્રતકાળમાં આધુનિક સુધારકોના અગ્રણી મહારાજા **શિયાજી**-રાવ ગાયકવાડ 'આપણા દેશની અવનતિનું કારણ જ્ઞાતિસંસ્થા જ છે'—એમ કહીને વર્ણભેદના અનર્થનું દર્શન કરાવે છે તેમ જ્યાં આપણા દેશના પ્રાચીન તેમ જ અર્વાચીન ઇતિહાસમાં વર્ણવર્ણના સંઘર્ષથી દેશની અવનતિ થઇ હોય, એવો એકપણ દૃષ્ટાંત મળી શકતો નથી મહાભારતનું ભીષણ યુદ્ધ, પૃથુરાજનો પરાભવ અને પેશ્વાનો પાણીપતમાં સંહાર— એ આપણા દેશની અધોગતિનાં કારણો હોય, તો તે ત્રણે કારણોમાં જ્ઞાતિ જ્ઞાતિનો દ્વેષ બીજરૂપ હતો, એમ માનવાને આપણી પાસે કંઇપણ સાધન નથી. સર્વ પ્રજાઓમાં અધોગતિનાં જે સામાન્ય કારણો— ભોગલુબ્ધતા અને સ્વાર્થપરાયણતા જોવામાં આવે છે, તે જ કારણો આપણા દેશની અધોગતિનાં છે હજુ પણ તે જ કારણો વિદ્યમાન છે તે કારણો અધર્મનાં જ પરિણામો છે જ્યાંસુધી સ્વધર્મ—સત્યધર્મ શું છે, એમ સમજવામાં આવશે નહિ ત્યાંસુધી દેશની પુનરુન્નતિની આશા રાખવી તે આકાશ કુસુમવત્ છે

* * * *

એક મહાન્ પુરુષ કહે છે કે —

Man's mission in the world, the task which he has been set to accomplish is to realise God, to fulfil Him in our outer

appointments. This realisation can be effected only by fulfilling ourselves in our individual life, in the family, in the community, in the nation and lastly in Humanity at large.

"ઇશ્વરનો-બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો, આપણાં વ્યાવહારિક કર્તવ્યોમાં તેનું સંપૂર્ણરીતે ઉપપાદન કરવું, તેજ આ જગતમાં મનુષ્યના જન્મનો ઉદ્દેશ છે, અથવા તેજ કાર્યની સિદ્ધિ માટે તેને ઉત્પન્ન કરવામાં આવ્યો છે આપણા પૃથક જીવનમાં, કુટુંબમાં જ્ઞાતિમાં, રાષ્ટ્રમાં તેમ જ અંતે નિખિલ મનુષ્ય જાતિમાં આપણને પોતાને સંપૂર્ણતાએ લય જ્યાથી ઇશ્વરનો સાક્ષાત્કાર થઇ શકે છે"

હજારો વર્ષોથી આપણા મહર્ષિ મહાત્માઓ વેદ, ઉપનિષદ્ પુરાણાદિ દ્વારાએ તેજ ઉપદેશ કરતા આવ્યા છે **भेदमां अभेद** (Unity in separation), એ આપણો રહસ્ય મંત્ર છે સ્થૂલ જગત અને સ્થૂલ શરીરની બહાર નહિ જનારા પાશ્ચાત્યોના સંસર્ગથી આપણી બુદ્ધિ કલુષિત થઇ ગઇ છે તેઓને પણ તેઓની સ્થૂલ પ્રવૃત્તિનાં પરિણામોનું દર્શન થવા લાગ્યું છે, અમેરિકાના પ્રોગ્રેસ (Progress–પ્રગતિ) નામના માસિક પત્ર (સપ્ટેમ્બર ૪ સ. ૧૯૦૯) માં એક મહાન વિદ્વાન **ટોમસ, એચ, કયીલર** (Thomas H Cuyler) કહે છે કે—

"યુરપમાં અઢારમા સૈકાના મધ્ય ભાગ સુધી સામાન્ય જન સમાજ અંધકારમય જીવન ગાળતું હતું ત્યારપછી ફ્રાંસમાં અને અમેરિકામાં જે રાજ્યવિપ્લવો થયા, તેની અસરથી, તેમજ ફ્રાંસમાં વૉલ્ટેર અને અમેરિકામાં **જેફરસન** અને **પેન** જેવા વિદ્વાનોના શિક્ષણથી જન સમાજ ધર્મ વિમુખ થઇ જડ પરાયણ થવા લાગી હતી ૧૯મા સૈકામાં **ડાર્વિન, હક્ષલી,** ટિન્ડોલ અને **હર્બર્ટ** સ્પેન્સર જેવા વિદ્વાનોથી જડવાદ કેન્દ્ર સુધી પહોંચી ગયો પરંતુ આશ્ચર્ય જેવું છે કે—તે સૈકાના અંતમાં પ્રત્યાઘાત શરૂ થયો જે જડવાદ વૈજ્ઞાનિક મંડળમાં તેમજ વિશ્વવિદ્યાલયોમાં બહુ પ્રિય થઇ પડ્યો હતો, તે જડવાદ હવે અસ્તપ્રાય થયો છે, અને તેની જગ્યા ચૈતન્યવાદે લીધી છે" છતાં પણ તેઓમાંના ઘણા ખરાઓની બુદ્ધિમાં ચૈતન્યની પ્રતીતિ નહિ થઇ શકવાથી, તેઓએ રાજકીય વ્યવસ્થા લોકમત (Democracy) થી અને સામાજિક વ્યવસ્થા સામાજિક સંપત્તિ વિભાગ (Socialism) થી ઉકેલવાને ભગીરથ પ્રયત્ન કરવા માંડ્યો છે એકની અથવા અમુક ભાગની નહિ પણ આખી પ્રજાની સમગ્ર સત્તા રાજવ્યવસ્થામાં હોવી જોઇએ. તેમજ સર્વેધન સંપત્તિ એકની અથવા અમુક ભાગની માલેકીની નહિ પણ આખી જનસમાજની માલેકીની હોવી જોઇએ. એવા વિચારોએ પશ્ચિમમાં સ્થપાતા પ્રાપ્ત કરવા માંડી છે 'કોમ્યુનિઝમ્ (Communism–જાતિ સંસ્થા), ફેબીયનીઝમ્ (Fabianism), 'નેશનલીઝમ્' (Nationalism–રાષ્ટ્રીય સંસ્થા) વગેરે વગેરે જુદી

પ્રભાશંકર દલપતરામ પટ્ટણીને તેઓએ કરેલી રાજ સેવાના બદલામાં સી આઇ. ઇ નો માનવંતો ઇલ્કાબ આપ્યો છે' મોજુદ સમયમાં આ સઘળા બનાવો ઉપરા-ઉપરી બન્યાથી નાગરોમાં જાગૃતિ થાય અને પોતાની આત્મશક્તિનું ભાન થવા લાગે તો તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી. રાજકોટના નાગર ગૃહસ્થોએ મુનશીજીને જે માનપત્ર આપ્યું છે, તે માનપત્રમાં આપણા વિર પુરૂષોનું બહુ ઉત્સાહપૂર્વક સ્મરણ કરાવ્યું છે હજુપણ આપણામાં પુરી છવાઇ વીરતાનું દર્શન થઇ શકે છે તો પણ લેકી નામનો સુપ્રસિદ્ધ વિદ્વાન "રાજકીય દૃષ્ટિએ ઇતિહાસની કિંમત" (Political Value of History) નિબંધમાં લખે છે કે—

Do not persuade yourself that any institution, however great may be its antiquity, however transcendent may have been its uses in a remote past, can permanently justify its existence, unless it can be shewn to exercise a really benifical influence over society over our own age.

"એમ કદિપણ માનશો નહિ કે—દરેક સંસ્થા, જેનો ભૂતકાળ ગમે તેટલો મહત્વ ભરેલો હોય અથવા ભૂતકાળમાં જેનો ઉપયોગ બહુ સૂક્ષ્મ હોય, તેવી સંસ્થા જો જનસમાજ ઉપર અથવા વર્તમાનકાળ ઉપર ખરેખરી ઉપયુક્ત અસર ન કરતી હોય તો તે લાંબા વખત સુધી ટકી શકવાને વાજબી કરી શકે છે

અર્થાત્—આપણો ભૂતકાળ ગમે તેટલો યશસ્વી હોય તો પણ હાલના સમયને અનુસરીને જ્યાં સુધી આપણે એક મનથી એકત્ર થઇ સમગ્ર જ્ઞાતિના વિકાસ માટે સમસ્ત પ્રયત્ન ન કરીએ ત્યાં સુધી ઉજ્વળ ભવિષ્યની આપણે આશા રાખવી, તે સઘળા મહાન્ વિદ્વાનોના બુદ્ધિ પૂર્વક સ્થાપિત સિદ્ધાન્તોથી વિરૂદ્ધ જ છે

તંત્રી.

# चर्चापत्र

રા. રા. માનશંકર પીતામ્બરદાસ મહેતા,
તંત્રી ત્રિમાસિક

સુજ્ઞ મહાશય,

વિ. વિ. જે આપના 'ત્રિમાસિક'ના પોષ શુદ ૧૪ સંવત ૧૯૬૬ના અંકના પૃષ્ઠો ૧૦૪થી ૧૦૮ ઉપર "વડનગરા નાગર પરિષદ્‌ની આવશ્યકતા" એ વિષય ઉપર પ્રગટ થયેલા રા. રા. ગુલાબરાય ગોવિંદરામ દેસાઇ, બી. એ., એલ. એલ. બી. ના લેખને ઉદ્દેશી આ પત્ર અમો લખીએ છીએ.

ત્રિમાસિકના ઉપર કહેલા અંકના પૃષ્ટ ૧૦૩ ઉપર ઉક્ત લેખ સંબંધે છપાયેલી આપની ટીપણ (note)માં આપ જ્ઞાતિના હિતચિંતકોને એ વિષય ઉપર પોતાના વિચાર સ્પષ્ટપણે લખી મોકલવાને આમંત્રણ કરો છો. તદનુસાર શ્રી વડનગરા નાગર મંડળ, મુંબઇ, એ, એ વિષય પરત્વે વિચાર કરી પોતાનો સંસ્થા તરીકેનો અભિપ્રાય ઉચ્ચારવા આવશ્યકતા જોઇ છે. મંડળની તા. ૨૭ માર્ચ ૧૯૧૦ ની મીટિંગમાં તે લેખ વાંચવામાં આવ્યો હતો, તથા તેનાપર ચર્ચા ચલાવવામાં આવી હતી, અને પુખ્ત વિચારને અંતે નક્કી થયેલા ધોરણ ઉપર એક પત્ર લખી, મંડળની સ્ટેન્ડીંગ કમીટી પાસે તે મંજુર રાખવી, આપને મોકલવાનું અમોને કહેવામાં આવ્યું હતું, જે મુજબ આ પત્ર અમો લખીએ છીએ.

અમારૂં મંડળ માને છે કે દેશના પૃથક્ પૃથક્ વિભાગોમાં પુરાતન કાળમાં સ્થપાયેલ જ્ઞાતિ સંસ્થાઓનું હાલમાં નષ્ટ પ્રાય થતું જતું બંધારણ જોતાં ચાલુ જમાનાને અનુસરતા ધોરણ ઉપર તે સંસ્થાઓને પુનઃસજીવન કરવાના ઉપાય તરીકે વડનગરા નાગર પરિષદ્‌ની આવશ્યકતા વિષે બે મત હોઇ શકેજ નહિ પરંતુ આવી પરિષદ્ ભરવાના, તેને સતત્ નિભાવી રાખવાના, અને તેના ઉદ્દેશો અમલમાં મુકવાના માર્ગોમાં ઘણી મુશ્કેલીઓ ઉભીછે, અને હવે પછી ઉભી થશે. આમ છતાં પણ રા. ગુલાબરાયજીએ તે મુશ્કેલીઓનો જે રદીઓ આપ્યો છે તે જોતાં, તથા તે દૂર કરવાના જે ઉપાયો દર્શાવ્યા છે તે ધ્યાનમાં રાખી જો જ્ઞાતિ બંધુઓ આવા ભગીરથ પ્રયત્નને સફળ ઉતારવા સજ્જ થાય, તો કંઇ અશક્ય નથી એમ અમારૂં મંડળ માનેછે, રા. ગુલાબરાયજીના લેખ સંબંધે આ સ્થળે લંબાણ સ્પષ્ટીકરણ કરવાની મંડળને જરૂર જણાઇ નથી, પરંતુ જે મુખ્ય મુદ્દાઓ રજુ કરવા તે આવશ્યક ધારેછે તે નીચે મુજબ છે

લેખ ઉપરથી જણાય છે કે પ્રથમ, ભરવાનું સંમેલન કચ્છ, કાઠિયાવાડના પૃથક્ પૃથક્ વિભાગોની જ્ઞાતિના પ્રતિનિધિઓનું બનશે અમારા મંડળનો ઉદ્દેશ, જે દરેકાઇ સ્થળે વસતા વડનગરા નાગરને બધ બેસતો છે, તે જોતાં અમો સહેજ દિલગીર થઇએ છીએ કે સમસ્ત વડનગરા નાગરોની પરિષદ ભરવાની યોજના થઇ શકતી નથી ગુજરાતના અમુક વિભાગો જે કાઠિયાવાડની સાથે વ્યવહારિક સબંધમાં છે, જેના મુખ્ય પુરૂષો કાઠિઆવાડ એજન્સીમાં મોટા હોદ્દાઓ ધરાવી ગયા છે જે વિભાગોના સદ્‌ગૃહસ્થો કેળવણીના ઉચ્ચ સંસ્કારોને લઇ પરિષદ જેવાં કાર્યમાં પણે અત્રે મદદરૂપ થઇ પડવા સંભવ છે, અને જે સ્થળે આપણું મુળ વતન વડનગર આવેલું છે, તે વિભાગોને આવી પરિષદમાં ભાગ લેતા કરવા અમારૂં મંડળ ભલામણ કરી શકે છતાં પણ આવા મહાન પ્રયાસને અંગે ઉભી થતી મુશ્કેલીઓનો ખ્યાલ રાખી રા. ગુલાબરાયજીએ જે વિભાગોનું પ્રથમ સંમેલન ભરવા સુચના કરેલી છે, તેમા અમો કોઇપણ રીતે અંતરાયરૂપ થવા માગતા નથી. જો ઉક્ત વિભાગોનુંજ સંમેલન ભરાય તો જે માગણી કરવા અમો ઇચ્છીએ છીએ તે એ છે કે અમારૂં મંડળ, કે જેમાં કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત અને ઉપરાંત યુનાઇટેડ્ પ્રોવીન્સીઝના મેમ્બરો પણ છે, અને જે અલબત કચ્છ, કાઠિયાવાડની બહારનું લેખાશે, તેને અને તેવી ચોકસ પાયાપર સ્થપાએલી વડનગરા નાગરોની બીજી હયાત સંસ્થાઓને તે સંમેલનમાં પ્રતિનિધિઓ મોકલવા હક આપવામાં આવે એ જોવા અમારૂં મંડળ આતુર છે અમો ચોકસ માનીએ છીએ કે અમારાં મંડળ જેવા બહોળા ઉદ્દેશ ઉપર સ્થપાએલી વડનગરા નાગરોની બીજી હયાત સંસ્થા પશ્ચિમ હિંદુસ્તાનમાં અમારા સાંભળવામાં નથી, અને તેવી સ્થિતિમાં અમારા મંડળને સંમેલનમાં ભાગ લેતું કરવાથી તે સંમેલન જે ઉદ્દેશથી ભરવામાં આવશે તે ઉદ્દેશ બર લાવવામાં અમારૂં મંડળ મદદરૂપ થઇ પડવા દરેક આશા રાખી શકાય.

કદાચ રા. ગુલાબરાયજીએ આવાં મંડળોને પ્રતિનિધિપણું આપવા અત્યાર પહેલાંજ ધાર્યું હશે, છતાં પણ ભવિષ્યમાં "હવે મોડું થયું છે" એમ કહેવા કારણ ન મળે તે જોવા મંડળે આ માગણી કરવા યોગ્ય ધાર્યું છે

છેવટે રા. ગુલાબરાયજીને તેમના મનન કરવા યોગ્ય લેખ માટે તથા તેમના અનુકરણીય આચાર અને ઉચ્ચ કેળવણીને છાજતા હાથ ધરેલા આ મહાન પ્રયાસ માટે મંડળ તરફની મુબારકબાદી આપતાં આ પત્ર અમો બંધ કરીશું

આ પત્રની એક નકલ રા. ગુલાબરાયજીને અમો મોકલીએ છીએ એજ વિનંતિ.

લી. સેવકો,

મુંબઇ તા. ૩૧–૩–૧૦

દલપતરામ દોલતરામ અંજારિયા

માણેકલાલ રેવાશંકર વૈષ્ણવ,

ઓનરરી જોઇન્ટ સેક્રેટરીઓ.

# वडनगरा नागर परिषद्नी आवश्यकता.

(ગતાંક પૃષ્ટ ૧૦૮થી અનુસંધાન)

ગયા અંકમાં આપણી જ્ઞાતિ સમસ્તનું સંમેલન ભરવાની આવશ્યકતા ઉપસ્થિત થએલી છે, તેને ઉદ્દેશીને મે જે લખાણ કર્યું હતું, તેના અનુસંધાનમાં હવે સંમેલનમાં (૧) પ્રતિનિધિઓ પસંદ કરવામાં કાંઇ ચોકસ ધોરણ રાખવું કે કેમ, તેમજ રાખવું તો ક્યા ખાતામાં એ ધોરણ કેવા પ્રકારનું રાખવું તે બાબત તેમજ (૨) હાલ તરત સંમેલનમાં કઇ કઇ બાબતો ચર્ચવી તે બાબત ઉપર મારા વિચારો હવે પછીના અંકમાં પ્રદર્શિત કરવા મે ઇચ્છા જણાવી હતી, તે અમલમાં મુકતાં પહેલાં સંમેલન ભરવાનો તાત્કાલિક પ્રયાસ થાય તો તે ફળીભુત થવાનો સંભવ પુરતો છે, તેમજ પ્રારંભમાં તો તે પ્રયાસ ભાવનગરમાંજ વધારે સહેલાઇથી પાર પાડી શકાશે, તેની પ્રત્યક્ષ પ્રતીતિ સદરહુ લખાણ લખાયા બાદ બનેલ એક અમલના અને ચિરકાળ સ્મરણીય પ્રસંગના અંગમાં થએલી હોવાથી, તે સંબંધિ મોકુફ લખવા રજા લઉંછુ

૨ કાશી નિવાસી શ્રીયુત મહારાજ મુનશી માધોલાલ વેણીલાલસી એસ આઇ ક્ષમીથી પોતાના કુટુંબ કબીલા તેમજ એક મોટા રસાલા સહિત શ્રી દ્વારકાનાથની યાત્રા કરવાના હેતુથી મુંબઇ પધાર્યા હતા પરંતુ ત્યાં આવ્યા બાદ શ્રી દ્વારકાપુરીમાં મરકીનો ઉપદ્રવ ચાલુ હતો; સબબ તે સ્થળે જવાનો વિચાર મોકુફ કરી તેઓએ પોતાના પિતાએ જે સંકલ્પ કરેલ, પરંતુ જે તેઓ દૈવયોગથી પાર પાડી શક્યા નહોતા, તેજ સંકલ્પ પરિપૂર્ણ કરવા માટે ગુજરાત કાઠિયાવાડમાં વસતા વડનગરા નાગરોનાં મુખ્ય મુખ્ય શહેરોમાં પધારી, ત્યાંના આપણા જ્ઞાતિભાઇઓને દર્શન આપી પરસ્પરની મુલાકાતનો લાભ મેળવવાની ધારણા કરી અને તેને લઇને તેઓ પોતાના પ્રવાસના દરમ્યાન બીજા સ્થળોએ પધાર્યા હતા, તેમ ભાવનગર પણ પધાર્યા હતા, તે પ્રસંગે તેમને માનપત્ર આપવા માટે તેમજ તેમનો અન્ય રીતે સત્કાર કરવા માટે અહીંની જ્ઞાતિની "નાગર છાત્રખાના" એવા મશહુર નામથી ઓળખાતી સંસ્થા તરફથી ઉત્કૃષ્ટ ગોઠવણ કરવામાં આવી હતી, અને વિશેષમાં કાઠિયાવાડનાં અન્ય મુખ્ય મુખ્ય સ્થળોના નાગર ગૃહસ્થોએ સદરહુ સત્કારના કાર્યમાં ભાગ લેવા માટે પ્રતિનિધિઓ મોકલેલ હતા. તદનુસાર જુનાગઢ-જામનગર-વઢવાણ-ગોંડળ વગેરે સ્થળોએથી પ્રતિનિધિ સદરહુ મેળાવડામાં ભાગ લેવા તેમજ ઓનરેબલ મુનશીજીને જુનાગઢ-રાજકોટ તથા જામનગર પધારવાની વિનતિ કરવા માટે આવ્યા હતા

૩ ઉપર જે હકીકત દર્શાવી છે, તેનો હેતુ માત્ર એટલોજ છે કે એક કાળ એવો હતો કે જ્યારે આપણા સ્વજ્ઞાતીય બાંધવો આપસ આપસમાં સત્તાની સ્પર્ધાને લઇને બહારના પરસ્પરના વ્યવહારમાં એકત્રતાનો આડંબર રાખતા હતા, છતાં તેઓ કોઇપણ સામાન્ય હેતુનું અવલંબન કરી અંતઃકરણથી ઐક્ય સાધવા માટે બહુ મથતા નહોતા, એટલુંજ નહિ બલ્કે દરેકોઇ વિભાગમાં વસતા આપણા સ્વજ્ઞાતીય બાંધવો ઉન્નતિ અગર સરસાઇ અને પ્રસિદ્ધિ સંપાદન કરે તેમાં સૌનું હિત સમાએલ છે, એવો વિચાર ધરાવી તેની એકત્રપણે લાગણી દર્શાવવા માટે એકઠા મળવાનો પ્રાસંજ આપણને બહુ ક્વચિત્ આવતો હતો, ત્યારે આ વખતે તેમજ રા. રા. લલ્લુભાઇ સાહેબ મુંબઇની ધારાસભામાં નીમાણા તે પ્રસંગે, એ બનાવથી જાણે સૌને લાભ થયો હોય એમ માનીને દરેક વિભાગ વાળાઓએ તે તે લાગણીનું પ્રદર્શન યોગ્ય રીતે કર્યું હતું. ઉપરાંત આ પ્રસંગે તો મુનશીજી જેવા પ્રતિષ્ઠિત અને નામાંકિત સદસ્ય કાઠીઆવાડમાં-પ્રથમ પધાર્યા તે ખાતે સૌને કેટલો હર્ષ થયો હતો તેની સ્થુલ રીતે પ્રતીતિ આપવા માટે કાઠીઆવાડના ઘણાખરા વિભાગના નાગરોના પ્રતિનિધિઓ એકજ સ્થળે ટુંક વખતમાં એકઠા થયા એ હકીકત શું સુચવે છે?

એજ કે હવે આપણે એકઠા મળી પરસ્પરને ઉપકારક તથા ઉપયોગી થવા માટે વિશેષ ચીવટ ધરવા લાગ્યા છઇએ.

ઉપરાંત જેમ આવી બાબતોમાં તેમજ આપણા સામાન્ય રીત રિવાજોની બાબતોમાં પણ આપણે એકત્ર મળી વિચાર ચલાવવાનો સંકલ્પ કરીએ, તો તે પણ આપણે પાર પાડી શકશું તેનું પણ તેથી આપણને સુચન મળ્યું હતું

૪ ઉપરને પ્રસંગે એકઠા થએલ બહારથી આવેલા પ્રતિનિધિઓની વાતચીત ઉપરથી પણ એમજ લાગ્યું હતું કે આપણે હવે સામાન્ય હિતને લગતા સવાલો એકઠા મળી ચર્ચવા જોઇએ ઉપરાંત તેનો એક યા બીજી રીતે નિર્ણય કરી આપણને બધાને એક બીજાની સાથે કન્યા લેવા દેવાની બાબતનો વ્યવહાર પણ વિસ્તૃત કરવામાં સરળતા થાય એવો તેનો વિસ્તાર લાવવો જોઇએ, અને તેની સાથે હવે આપણે ગમે તે ગામમાં વસતા હોઇએ છતાં તેને લઇને, જે સંકુચિત દૃષ્ટી રહેતી હતી તે દૂર કરી નાગર તરીકે આપણામાંથી ગમે તે સારો થાય અને આગળ વધે તેમાં સૌને સરખા તે અભિમાન ધરાવવાનું કારણ મળે એ સ્થિતિ જામતી જાય એવો પ્રયાસ કરવાની તક આવી લાગી છે મતલબ શ્રી હાટકેશ્વરની કૃપાથી આપણામાં આવી ઉદાર ભાવનાનો થોડે થોડે સંચય થવા લાગ્યો છે એ આપણા ભવિષ્યને માટે શુભસૂચક છે, પરંતુ એવી ભાવનાઓ બીજરૂપે છે તેને યોગ્ય જળનું

સિંચન કરી, અંકુરિત કરી પલ્લવિત કરવાની જરૂર છે, કે જેથી તેમાંથી ઉત્પન્ન થતાં મિષ્ટ ફળોનો આસ્વાદ આપણે બધા લઇ શકીએ; અને તેને પરિણામે આપણી ભવિષ્યની હાલત દરેક રીતે ખરેખર ઉજ્જવળ અને પવિત્ર થઇ શકે.

૫ હવે સંમેલનમાં પ્રતિનિધિઓ પસંદ કરવા માટે અને તેની સંખ્યા મુકરર કરવા માટે કોઇ ધોરણ રાખવું કે કેમ એ સવાલનું નિરીક્ષણ કરવામાં જો આપણે એમજ ચોકસ કરીએ કે હજી શરૂઆત છે માટે કોઇ ધોરણ ન રાખતાં ગમે તેને આવવાની છુટ રાખવી, તો તે મત બહુ વાસ્તવિક નથી, એમ મને જણાય છે, કારણકે શરૂઆતજ કોઇ બહુ સારા અને ચોકસ ધોરણ ઉપર કરવી જોઇએ, કે જેથી તે સંમેલનમાં જે કોઇ વિષયો ચર્ચાય અને તે ઉપર જે ઠરાવો થાય તેનું ગૌરવ અને મહત્તા તેમજ તેના ઉપર કેટલું વજન રાખવું તે સૌ કોઇ સહજ-જોઇ શકે; ઉપરાંત નિયમિત સંખ્યા ન હોય તો પછી સંમેલનનું કામ વ્યવસ્થિત રીતે ચાલી પણ ન શકે અને સંમેલનમાં પધારેલા ગૃહસ્થોનો સત્કાર કરનારાઓને પણ અવધાર થઇ પડવાનો અવકાશ રહે છે, સબબ મ્હારો નમ્ર મત એમ છે કે દરેક વિભાગ વાળાઓએ પ્રતિનિધિઓ નિયમિત સંખ્યામાં મુકરર કરવા. પરંતુ આ ઉપરથી મ્હારું કહેવું એમ નથી કે દરેક વિભાગવાળાઓએ પ્રતિનિધિઓની સંખ્યા મુકરર કરવામાં એક સરખે ધોરણેજ કામ લેવું એ સંબંધે તો દરેક વિભાગવાળાઓએ યોગ્ય લાગે તે ધોરણ અખત્યાર કરવું. પરંતુ તેમાં એટલી વાત ખાસ કરીને ધ્યાનમાં રાખવી જોઇએ કે જે પ્રતિનિધિઓ નિમાય તે જ્ઞાતિ સમસ્તના પ્રતિનિધિઓ લેખાવા જોઇએ, અને તેઓ જે જે વિભાગમાંથી પસંદ થઇ આવેલ હોય, તે તે વિભાગની આપણી કોમના તરફથી જે જે વિષયો ચર્ચાય તેમાં મત આપવાને અધિકૃત થયેલા હોવા જોઇએ. આ બાબતને અંગે દરેક વિભાગના જ્ઞાતિ ભાઇઓને પહેલેથી જે વિષયો ઉપર ચર્ચા ચલાવવાની હોય તેની ટીપ કરી મોકલી આપવી કે તે ઉપર તેઓ વિચાર કરી અમુક રીતે મત આપવો, એ સંબંધમાં પોતપોતાના પ્રતિનિધિઓને સૂચના કરી શકે આ બાબતમાં વિશેષમાં એટલું પણ એક તત્વ ઉમેરવાની મને ખાસ જરૂર જણાય છે કે જ્યાં જ્યાં આપણા જ્ઞાતિ ભાઇઓએ કોઇપણ વ્યવસ્થિત સંસ્થા સ્થાપેલ હોય ત્યાં ત્યાંથી તે તે સંસ્થાવાળાઓ પોત પોતાના પ્રતિનિધિઓ મોકલી આપે તો સંમેલનમાં સામેલ રાખવા જોઇએ, કે જેથી એવી એવી સંસ્થાઓએ એવા વિષયો ઉપર પુખ્તપણે ઘણો વખત સુધી ચર્ચા ચલાવી વિચારો બાંધ્યા હોય તો તેવા વિચારો અને તેના માટે સવિસ્તર કારણો જાણવાનો અવકાશ મળે. પ્રતિનિધિઓ પસંદ કરવાની બાબતમાં બીજી કોઇ વધારે સરલ યોજના સુઝી શકતી હોય તો તે કરી અમલમાં ન મુકવા બાબતમાં મ્હારો કોઇપણ પ્રકારનો આગ્રહ નથી. સબબ એ સંબંધે જે કોઇ સૂચના થશે તે બહુ ઉપયોગી થઇ પડશે. હવે છેવટ સંમેલનમાં પ્રથમ કયા કયા વિચારો ચર્ચવા, એ સંબંધે મ્હારા વિચારો જણાવવા રહ્યા છે પરંતુ તે હું હવે પછી જણાવીશ.

કારણકે મ્હારા પ્રથમ લેખના સબંધમાં મુંબઇ વડનગરા નાગર મંડળ તરફથી "ત્રિમાસિક"ના તંત્રી ઉપર એક પત્ર લખાયો છે, અને જેની નકલ તે મંડળના માનનીય મંત્રીઓએ મ્હારા ઉપર પણ મોકલી આપી છે તે પત્રની બાબતમાં અત્રે ટુંકમાં લખવાની જરૂર જણાતાં રજા લઉં છઉં

૧ એ પત્ર બહુ વિચાર પૂર્વક લખાયો છે અને તેમાં વડનગરા નાગર સમસ્તની પરિષદ્ મેળવવાની તરફેણમાં મ્હારો મત નથી, તે ખાતે સહેજ દીલગીરી જાહેર કરેલી છે પરંતુ તેનો ખુલાસો માત્ર એટલોજ છે કે એ મંડળનો ઉદ્દેશ મને સર્વાંશે માન્ય છે, અને હું પણ સમસ્ત વડનગરા નાગરોમાં ઐક્ય જામે એ જોવાને એ મંડળના જેટલોજ ઉત્સુક છઉં પરંતુ "ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય" એ કહેવત અનુસાર શરૂઆત થોડે થોડે કરવાથી આપણું કાર્ય વધારે સંગીન પાયા ઉપર રચાશે, એવી મ્હારી માન્યતા હોવાથી તેમજ શરૂઆતમાં તમામ વિભાગના નાગરોની પરિષદ્ જલદી મેળવવામાં કેટલીએક ન દૂર થઇ શકે એવી મુશ્કેલીઓ ઉભી થવાનો સંભવ છે, માટે અમુક વખત પછી એ પગલું ભરવું એજ હેતુથી મે શરૂઆત તો ટુંકમાં કરવાનું સૂચન કરેલ છે એટલે હવે એ બાબતમાં મુદ્દાનો મતભેદ નથી. સબબ વિશેષ વિવેચનની આવશ્યકતા રહેતી નથી, છતાં સમસ્ત વડનગરા નાગરોનું સંમેલન થઇ શકે એમ આગ્રમોનો મત થાય તો તે સ્વીકારવામાં પણ મને કોઇ પ્રકારનો બાધ નથી —

બીજી બાબત એમણે જે સૂચવી છે તે જેવા ઉદ્દેશથી વડનગરા નાગર મંડળ સ્થપાયેલ છે, તે તરફ લક્ષ રાખી તેમને અને તેમના જેવા ઉદ્દેશવાળા મંડળોને પ્રતિનિધિ મોકલી આપવાની છુટ રાખવી જોઇએ તેને લગતી છે. આ બાબતમાં મ્હારો અભિપ્રાય તેમની સાથે ઘણે અંશે મળતો છે ફક્ત એમાં એટલુંજ ધ્યાન રાખવાનું છે કે તેવા મંડળો જે પ્રતિનિધિઓ મોકલી આપે તે પુખ્ત ઉમ્મરના, પ્રૌઢ વિચારના અને અનુભવી હોવા જોઇએ. વડનગરા નાગર મંડળ જેવું મંડળ આવી બાબતની ચર્ચા વિશેષ આગળ વધારવામાં ભાગ લેશે તો તે મ્હારા જોવાને બહુજ ઉપકારક થઇ પડશે સબબ તેમણે જે પત્ર લખ્યો છે તે ખાતે હું તેમનો પૂર્ણ આભારી થયો છઉં, અને તેઓએ મને જે ધન્યવાદ આપ્યો છે, તેને હું પાત્ર નથી; કારણકે મે તો એક વ્યક્તિ જે અલ્પ પ્રયાસ સમગ્ર જ્ઞાતિ જનોનો મત મેળવવા અને કેળવવા માટે કરી શકે તે કરવામાં માત્ર કર્તવ્યના પ્રદેશની રેખા દોરી છે, પણ તેને લંબાવી તેનો વિસ્તાર વધારવાનું કાર્ય એ અને એવાં બીજાં મંડળો ઉપાડી લે અને આવી બાબત ઉપર સંગીન વિચાર કરી એમાં ભાગ લેવાનો સંપૂર્ણ ઉત્સાહ બતાવે તો તેઓજ ખરેખર માનને પાત્ર ગણાશે, અને મને તો એમજ લાગે છે કે આવી સત્ પ્રવૃત્તિઓ હવે વેધતી જશે તો તેને પરિણામે શ્રી ઇષ્ટ દેવની કૃપાથી આપણી જ્ઞાતિ સમસ્તનું ઐક્ય વિશેષ જામશે

અને થોડા કાળમાં જ્ઞાતિની દરેક પ્રકારની ઉન્નતિની વૃદ્ધિનાં ચિન્હો વિશેષ પ્રાદુર્ભાવ પામેલાં જોવાનો સંજોગ અને હર્ષ સૌ કોઇને પ્રાપ્ત થશે પણ એ પ્રવૃત્તિ હમેશાં બુદ્ધિ, નીતિ અને ધર્મ એ ત્રિપુટિના યોગથી સંકલિત રહેવી જોઇએ, એમ મ્હારી નમ્ર પણ ચોક્કસ માન્યતા છે અને તેમ થશે તો આપણું ભવિષ્ય અવશ્ય ઘણુંજ ઉજ્વળ અને યશસ્કર તથા શ્રેયસ્કર થશે એમાં કાંઇજ શક નથી. હાલ એટલુંજ લખી વિરમું છઉં, અને હવે પછી સંમેલનમાં ચર્ચવાના વિષયો સંબંધે લખીશ.

અપૂર્ણ.

ગુલાબરાય ગોવિંદરામ દેસાઇ

---

# प्रोफेसर देवदत्त अने गुजरातना नागरो.

આપણા સુવિખ્યાત રામકૃષ્ણ ભાંડારકરના પુત્ર પ્રોફેસર દેવદત્તથી લખાયેલ 'મેવાડના રાણાઓ અને ગુજરાતના નાગરો' એ નામનો લેખ વસંતપત્રના ગયા કાર્તિક માસના અંકમાં પ્રકટ થયેલો છે તે લેખ ઉપરથી તા ૧૩મી માર્ચ ઇ સ ૧૯૧૦ના ગુજરાતી પત્રના અંકમાં સાક્ષરશ્રી મનસુખરામ સૂર્યરામના પુત્ર રા ગ શ્રી તનસુખરામ ભાઇએ એક પ્રતિવાદ પ્રસિદ્ધ કરેલ છે વળી તેજ વિષયમાં વેદમૂર્તિ આચાર્ય વલ્લભજી હરિદત્તે પ્રોફેસર દેવદત્ત ઉપર એક પત્ર લખી મોકલ્યો છે તેની નકલ અમારી તરફ મોકલવામા આવી છે* આ ત્રણે લેખો ઉપરથી કંઇક કહેવાનું આવશ્યક છે, એમ ધારી સંક્ષેપમાં તે વિષે અમારા વિચારો જણાવીએ છીએ

પ્રારંભમાં એટલું જણાવવાનું જરૂરનું છે કે—કોઇપણ સિદ્ધાંતનું પ્રતિપાદન કરવામાં જ્યાં સુધી સાધ્ય અને સાધન વચ્ચે વ્યાપ્તિ ન હોય, ત્યાં સુધી નૈયાયિકો તેમાંથી કંઇપણ અનુગમન કરવાની રજા આપતા નથી. સાધ્યના એક અંગનું સાદૃશ્ય અથવા એકાદ સાધનના એક અંગ સાથે હોય તો તેટલાજ ઉપરથી સાધ્ય સાધનની વ્યાપ્તિ ઠરાવવી તે અન્યનેજ નહિ પણ પોતાના હૃદયને પણ ઠગવા જેવું છે. પાશ્ચાત્ય વિદ્વાનોએ આપણા પ્રાચીન ઇતિહાસ સંશોધન સંબંધી જે રીતી ધારણ કરી છે, તેજ રીતિનું આપણા દેશના વિદ્વાનો પણ અનુકરણ કરેછે પરંતુ

---

* આ વિષય લખાઇ ગયા પછી આ પત્ર તેના અસલમાં તેમજ સુરતના રા. રા. મી. મહાદેવપ્રસાદ તાપીપ્રસાદનો પત્ર ગયા પોષ માસના વસંતના અંકમાં પ્રસિદ્ધ થયેલ છે.

તેથી કોઇ 'પ્રસંગે કેવું હાસ્યાસ્પદ પરિણામ આવેછે, તે તે વિષયનું આલોચન કરનારથી અજાન નહિ હોય અસ્તુ આ પ્રસંગે પ્રાચીન ઇતિહાસનુ સંશોધન કરવામાં કેવું ધોરણ રાખવુ જોઇએ તથા અમુક સિદ્ધાંત સ્થાપિત કરતાં પુર્વે કેવાં પ્રમાણો હોવાં જોઇએ, તેની ચર્ચા કરવાનું આપણને કંઇ પ્રયોજન નથી તેથી પ્રસ્તુત વિષયનુ અવલોકન કરવું, તેજ ઇતબાર છે

પ્રોફેસર દેવદત્તે લખેલા વિષયનું અભિધાન જોતાં તેઓનો ઉદ્દેશ 'મેવાડના રાણાઓ અને નાગરો વચ્ચેનો સબંધ' દર્શાવવાનો જણાય છે. પરંતુ તે ઉદ્દેશનુ પરીક્ષણ કરતાં તેઓને એક ભારી નજરે પડેછે, જેમાંથી તેઓ એક મોટા અરણ્યમાં કુદી પડેછે અર્થાત્ ગુજરાતના નાગરો મેવાડના રાણાઓ તથા વલભીપુરનાં રાજાઓ મૈત્રક અથવા મિત્ર જાતિના હતા એમ સિદ્ધ કરવાને તેઓ મથેછે

બધા ત્રિમાસિકના પોષ માસના અંકમા રા રા. શ્રી તનસુખરામ ભાઇનો આ વિષયને સબંધ રાખનારો લેખ પ્રકટ થયેલો છે તે લેખમાં તેઓએ 'મેવાડના રાણાઓનો મૂળ પુરૂષ બપ્પ હતો, અને તે બપ્પ વડનગરનો નાગર હતો' એમ દર્શાવવાને માટે તેઓને જેટલાં પ્રમાણો મળી આવ્યાં છે, તે પ્રમાણો પ્રસિદ્ધિમાં મુક્યાં છે તે પ્રમાણો નીચે પ્રમાણે છે

૧ ચિત્રકૂટ દુર્ગ (ચિતોડ) ના ગૌમુખ દરવાજા આગળ રસીયાજીની છત્રીનો સંવત્ ૧૩૧૧નો લેખ.

૨ અર્બુદાચલ (આબુ) ઉપર અચલેશ્વર મહાદેવની દક્ષિણ પાર્શ્વે પાશુપતના મઠમાનો સંવત્ ૧૩૪૨નો શિલાલેખ.

૩ ઉદયપુરના મહારાણા કુંભકર્ણ (કુંભાજી) ના પુત્ર મહારાણા રાજમલ્લે એકલિંગજી મહાદેવના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી તેમાં કરાવેલો સંવત્ ૧૫૪૫નો શિલાલેખ.

૪ તેજ કુંભાજીએ ગીત ગોવિંદ ઉપર રચેલી રસિક પ્રિયા નામની ટીકાના આરંભના શ્લોકો

એ પ્રમાણે તેઓએ પ્રમાણો આપ્યાં છે છતાં વિક્રમ સંવત ૧૭૭૨ના રાય સાગરના લેખોમાં તેથી વિપરીત હકીકત લખાયેલી હોવાથી, તે હકીકતનો જ્યાં સુધી પરીહાર કરવામાં ન આવે ત્યાં સુધી ઉપર્યુક્ત પ્રમાણે નિર્ણયકારક છે, એમ કહી શકાય નહિ. તોપણ પ્રોફેસર દેવદત્તે તદુપરાંત વિશેષ પ્રમાણો આપી તે વિષય ઉપર અધિક પ્રકાશ પાડયો છે, માટે તે પ્રમાણે પણ સમજી રાખવા યોગ્ય છે

૧ ઉદેપુરના મહારાણા કુંભાજીના સમયમાં રચાયેલ એકલિંગ મહાત્મ્યમાં નીચે પ્રમાણે શ્લોક જણાય છે.

जयति जगति विख्यातसकलमहीलोक पावनं सुमहत् ।
श्री एकलिङ्गदैवतं गोत्रं श्री वैजवापाख्यम् ॥ १ ॥
जयति तथानन्दपुरे नागरकुलमण्डनो महीदेवः ॥
यजनादिकर्मकुशलो विजयादित्याभिधो विप्रः ॥ २ ॥
तत्तनयो द्विजवर्यः केशवनामा बभूव लोकेऽस्मिन् ।
मुनयो यत्र यतस्तः षट्कर्मरता भान्ति ॥ ३ ॥
तस्य सुतो जगतीतलमखिलं तपसा सुखास्पदं कुर्वन् ।
नागा रावलनामा बभूव पात्रं स्मृतिनां यः ॥ ४ ॥
तत्पुत्रो जगति भोगा रावलसंज्ञो धराधिपैर्वन्द्यः ।
आज्ञापरोऽसूनुः श्रीदेवादित्यस्तस्य तनुजन्मा ॥ ५ ॥
तत्तनुजः सर्वज्ञो दत्ताम्बरऋद्धिभूविभूद्दिमलः ।
स महादेवो भगवानभिधानेनाभिधे येन ॥ ६ ॥
तस्य कुलाङ्कुरणो गुहदत्तोऽन्वयनामधेयोऽभूत् ।
यथाऽपि यस्य नाम्ना वंशोऽयं ख्यातिमाप्जगति ॥ ७ ॥
यदुक्तं पुरातनैः कविभिः ।
आनन्दपुर समागत विप्रकुलानन्दनो महीदेव
जयति श्री गुहदत्तः प्रभवः श्री गुहिलवंशस्य ॥

ભાષાન્તર.

જગત વિખ્યાત, સકલ મહીલોક પાવન, સુમહાન શ્રી એકલિંગ દેવ અને શ્રી બૈજવાપ ગોત્રનો જય ! ૧

તેમજ યજનાદિ કર્મકુશલ આનન્દપુરના મહીદેવ, નાગર કુળ મંડન વિજ્યાદિત્ય નામના બ્રાહ્મણનો જય ! ૨

તેનો પુત્ર દ્વિજવર્ય કેશવ થયો, જેનામાં ચારે શ્રુતિઓ ષડંગ સહિત પ્રકાશી રહી. ૩ તેનો પુત્ર સ્મૃતિઓનો આધાર અને આખા જગતીતલને પોતાના તપ વડે સુખસંપદ કરતો, એવો નાગાદિત્ય થયો. ૪ તેનો પુત્ર ભોગા દિત્ય રાજાઓનો વંદનીય થયો. તેનો પુત્ર આશાધર થયો. તેનો પુત્ર દેવ નામનો થયો ૫ તેનો પુત્ર મહાદેવ નામ પ્રમાણે ગુણવાળો થયો, મહાદેવ સર્વજ્ઞ તેમ એ પણ સર્વજ્ઞ; મહાદેવ દક્ષાધ્વર કૃત એટલે દક્ષના યજ્ઞનો ભંગ કરનાર તેમ તે કુશળ યજ્ઞ કરનાર, મહાદેવ વિભૂતિભૂત એટલે શરીરે રાખ ધારણ કરનાર, તેમ તે સમૃદ્ધિમાન્, અને મહાદેવ વિમલ તેમ એ પણ વિમલ. ૬ તેનો પુત્ર કુળનો અલંકાર અને નામ પ્રમાણે ગુણવાન્ ગુહદત્ત થયો, જેના નામથી તેનું કુળ હજુ પણ જગતમાં સુવિખ્યાત છે. ૭

પુરાતન કવિઓએ પણ કહ્યું છે કે —

" શ્રી ગુહિલવંશનો મૂળ પુરૂષ શ્રી ગુહદત્ત બ્રાહ્મણ, આનંદપુરથી આવેલા બ્રાહ્મણ કુળોને આનંદ આપનારો, જય પામે છે "

૨ " મેવાડના બ્રાહ્મણોને રાણાના કુળ વિષે સંક્ષિપ્ત હકીકત જણાવવા કહીએ છીએ, ત્યારે તેઓ નીચેનો શ્લોક સંભળાવે છે '

> देवः श्री एकलिङ्गो हरितऋषिगुरुर्बाणमाता कुलाम्बा
> पर्वाणि त्रीणि सूत्रे यजुरिति निगमो बैजवापाख्यगोत्रम् ।
> बप्पो मूलं नरेशो द्विज सुरभिदपामेदपाटेश्वरत्वम्
> चित्रोऽद्रिर्मूलभूमि र्दशमिरिति गुणै र्भाति शीसोदवंशः ॥

**ભાષાન્તર**

ઇષ્ટદેવ શ્રી એકલિંગ,[1] હરિત ઋષિગુરૂ,[2] બાણમાતા કુળદેવી,[3] સૂત્રમાં ત્રણ પર્વ,[4] વેદ યજુર્વેદ,[5] ગોત્ર બૈજવાપ,[6] મૂળ પુરૂષ રાજા બપ્પ,[7] બ્રાહ્મણ વિષે દયા,[8] મેદપાટનું ઈશ્વરત્વ[9] મૂળ ભૂમિ ચિત્રાદ્રિ,[10] (ચિતોડગઢ), આ દશ ગુણવાળો શિશોદ વંશ પ્રકાશે છે. ઉપરનાં સઘળાં પ્રમાણો ઉપરથી ઘણાં વિદ્વાનો એક જ નિશ્ચય ઉપર આવીને, એક જ પ્રકારના નીચે પ્રમાણે અનુમાનો ઉપજાવી કાઢે છે

૧ ઉદયપુરના રાણાઓનો મૂળપુરૂષ બૈજવાપ ગોત્રનો, વડનગરનો નાગર બ્રાહ્મણ હતો. ૨ તે બપ્પનો ગુરૂ નામબ્રહ્મના પાશુપત મઠમાં તપ કરનાર હરીતઋષિ હતો તે ગુરૂના પ્રસાદથી બપ્પે ચિતોડ છતી લઈ ત્યાં રાજધાની કરી હતી. ૩ તે બપ્પના ગુહિલ નામના પુત્ર ઉપરથી તેના વંશજો ગુહિલો કહેવાયા. અર્થાત્ શીસોદયા

રજપૂતો અને ગુહિલવંશના રજપૂતોનો મૂળપુરુષ આ વડનગરનો નાગર બપ્પ હતો.

ઉપર્યુક્ત પ્રમાણો સિવાય ભાવનગરના રાજ્ય તરફથી પ્રાચીન શોધસંગ્રહ નામનાં ૩ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે, તે પુસ્તકોમાંના ભાગ ૧ લામાં મેવાડ પ્રાંતમાં આવેલા રાજનગર અને કાંકરોલી ગામની પાસે રાજસાગર નામના તળાવ ઉપર કેટલાક શિલાલેખો છે, તે પૈકી ત્રીજો અને ચોથો લેખ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. તે શિલાલેખો વિક્રમ સંવત્ ૧૭૩૨ (ઇ. સ. ૧૬૭૬)માં રાણા રાજસિંહના વખતમાં લખાયેલા છે.

પહેલા લેખમાં શ્લોક ૨ થી શ્લોક ૩૧ સુધી આદિનારાયણ ભગવાનથી આરંભી સૂર્યવંશના ઇક્ષ્વાકુ કુળના ૧૨૨ રાજાઓની વંશાવળી ભાગવત પુરાણાનુસાર આપી છે. ત્યારપછી તે વંશાવળીના છેલ્લા રાજા સુમિત્રના પુત્ર વજ્રનાભથી સિંહરથ રાજા સુધી ૧૨ રાજાઓનાં નામ જણાવી, છેવટે ૩૬ મા શ્લોકમાં વિજયભૂપ રાજાનું વર્ણન કરવામાં આવ્યું છે તે વિજયભૂપથી પદરમી પેઢીએ ગુહદત્ત થયો, અને તે ગુહદત્તનો પુત્ર બપ્પ થયો, એમ લખેલું છે. આ પ્રસંગે વિજયભૂપના વર્ણનથી બપ્પના વર્ણન સુધી આપણને ઉપયોગ હોવાથી, તેટલા જ શ્લોકો નીચે લખવામાં આવે છે

अर्भगसेनस्तस्माच्च मदनसेनस्ततोऽभवत् ।
नृपः सिंहरथस्त्वेते अयोध्यावासीनो नृपाः ॥ ३८ ॥
तस्माद्विजयभूपोऽथ मुक्त्वायोध्यां रणागतान् ।
जित्वा नृपान् दक्षिणस्थान् अवसद्दक्षिणक्षितौ ॥ ३९ ॥

રાજસાગરના ત્રીજા લેખમાંથી અવતરણ.

---

ततो विजय भूपस्य पद्मादित्योऽभवत्सुतः ।
शिवादित्योऽस्य पुत्रोऽभूत् हरदत्तोऽस्य वा सुतः ॥२॥
सुजसादित्यनामास्मात् सुमुखादित्यकस्ततः ।
सोमदत्तस्तस्य पुत्रः शिलादित्योऽस्य चात्मजः ॥३॥
केशवादित्य एतस्मात् नागादित्योऽस्य चात्मजः ।

भोगादित्योऽस्य पुत्रोऽभूत् देवादित्यस्ततोऽभवत् ॥४॥
आशादित्यः कालभोजादित्योऽस्मात्तनयोऽस्य तु ।
गुहादित्य इहादित्या अनुर्दशमितास्ततः ॥५॥
गुहादित्य सुताः सर्वे गुहिलोताभिधा सुताः ।
जाता युक्तं तेषु पुत्रो ज्येष्ठो बप्पा भिधोऽभवत् ॥६॥

× × × × × ×

हारितराशि स मुनि मण्डः शैमोर्गणोऽभवत् ।
तस्य शिष्योऽभवद्बाप्य स्तस्याज्ञानः प्रसादतः ॥८॥
नागहृदपुरे तिष्ठन्नेकलिंग शिवप्रभो ।
चक्रे बाप्पोऽर्चनं चास्मै वरान्हृष्टो ददौ ततः ॥९॥
चित्रकूटपतिस्त्वं स्याः त्वद्वंशपचरणाध्रुवम् ।
मागच्छता चित्रकूटः संतति· स्यादखंडिता ॥१०॥

× × × × × ×

ततः स निर्जित्य नृपं तु मोरीजातीय भूपं मनुराजसंज्ञम् ।
गृहीतवांश्रित चित्रकूटं चक्रे च राज्यं नृप चक्रवर्ती ॥१८॥
राज्याप्ति पूर्णत्व धरत्व लक्ष्मीमयत्व शब्दादि मवर्णयुक्तां ।
स्रां रावलाख्यां पदवीं दधानो बप्पाभिधानः स रराज राजा ॥१९॥
ततः खुमाणाभिधरावलोऽस्माद्गोविंदनामाथ महेंद्रनामा ।
आलूनृपोऽस्मादथ सिंहवर्मा तस्यात्मज शक्तिकुमारनामा ॥२०॥

રાજસાગરના ચોથા લેખમાંથી અવતરણ.

ભાષાન્તર.

અભંગ સેન, દેવ સેન, લેથી સિંહરથ રાજા—એટલા રાજાઓ અયોધ્યામાં રહેતા જાણ થયા. ૩૫ તેથી વિજયભૂપ થયો. તે અયોધ્યાને છોડીને સંગ્રામમાં આવેલા દક્ષિણમાં રહેનારા રાજાઓને જીતીને દક્ષિણ ભૂમિમાં વસ્યો. ૩૬

ત્યારપછી વિજયભૂપનો પદ્માદિત્ય થયો તેનો શિવાદિત્ય, તેનો હરદત્તાદિત્ય પુત્ર થયો. ૨ તેથી સુજશાદિત્ય, તેથી સુમુખાદિત્ય, તેનો પુત્ર સોમદત્તાદિત્ય, તેનો પુત્ર શિલાદિત્ય થયો. ૩ તેનાથી કેશવાદિત્ય, તેનો પુત્ર નાગાદિત્ય, તેનો પુત્ર ભોગાદિત્ય, તેથી દેવાદિત્ય થયો. ૪ તેનો આશાદિત્ય, તેનાથી કાલભોજાદિત્ય, તેનો પુત્ર ગુહાદિત્ય થયો. એ પ્રમાણે ચૌદ રાજા આદિત્યની સંજ્ઞાવાળા થયા. ૫ ત્યારથી ગુહાદિત્યના સર્વ પુત્રો ગુહિલોત કહેવાયા ને ગુહાદિત્યના પુત્રોમાં મોટો બાપ્પા નામે રાજા થયો, ૬

* * * *

મંડ નામના ઋષુના અંશ મુનિ હારીતરાશિ થયા તેનો શિષ્ય બાપ (બાપ્પ) થયો. તે તેની આજ્ઞાથી તથા કૃપાથી. ૮ નાગહૃદ (નાગદા) પુરમાં રહેતો થકો, એકલિંગપ્રભુનું અર્ચન કરતો હતો. તેથી હરે તેને વરદાન આપ્યો. ૯ "તું ચિત્રકૂટ-(ચિતોડ) નો ધણી થા; તારા વંશજોના શરણથી નિશ્ચે ચિત્રકૂટ ન જાશો; તારી સંતતિ અખંડિત થાશો ૧૦

* * * *

તે બાપ્પે મોરી જાતિના મનુરાજ નામના રાજાને જીત્યો, અને ચિતોડ જીતી લઈને પછી ત્યાં રાજ્ય કરતો થકો ચક્રવર્તી થયો ૧૮ રાજત્વ એટલે રાજાથી પૂર્ણપણું, વત્સ એટલે એકપણું, અને લક્ષ્મીયુક્ત એટલે લક્ષ્મીથી યુક્તપણું—એ ત્રણ શબ્દોના આદ્યાક્ષરોથી રાવલ—એવી પદવીને ધારણ કરતો, એવો તે બાપ્પ રાજા શોભતો હતો. ૧૯ તે બાપ્પથી ખુમાણ, તેથી ગોવિંદ, તેથી અલ્લટ, તેનો સિંહવર્મા, અને તેનો પુત્ર શક્તિકુમાર નામે થયો ૨૦

ઉપરના શ્લોકોમાંથી તથા રાણા કુંભાજીના સમયમાં રચાયેલ એકલિંગ મહાત્મ્યના શ્લોકોમાંથી વિજયભૂપની વંશાવળી નીચે પ્રમાણે ઉપજાવી કાઢ્યા છે.

### વિજયાદિત્યની વંશાવળી.

એકલિંગ-મહાત્મ્ય પ્રમાણે—૧ વિજયાદિત્ય, ૨ કેશવ, ૩ નાગા રાઉલ, ૪ ભોગા રાઉલ, ૫ આશાધર, ૬ દેવ, ૭ મહાદેવ, ૮ ગુહદત્ત

રાયસાગરના લેખો પ્રમાણે—૧ વિજયભૂપ, ૨ પદ્માદિત્ય, ૩ શિવાદિત્ય, હરદત્તાદિત્ય, ૫ સુજશાદિત્ય, ૬ સુમુખાદિત્ય, ૭ સોમદત્તાદિત્ય, ૮ શિલાદિત્ય, ૯ કેશવાદિત્ય, ૧૦ નાગાદિત્ય, ૧૧ ભોગાદિત્ય, ૧૨ દેવાદિત્ય, ૧૩ આશાદિત્ય, ૧૪ કાળભોજાદિત્ય, ૧૫ ગુહદિત્ય, ૧૬ બાપ્પ, ૧૭ ખુમાણ, ૧૮ ગોવિંદ, ૧૯ અલ્લટ, ૨૦ સિંહવર્મા, ૨૧ શક્તિકુમાર.

એકલિંગ મહાત્મ્યમાં વિજયાદિત્યથી ગુહદત્ત સુધીમાં આઠ રાજાઓ ગણાવ્યા છે ત્યારે રાયસાગરના લેખોમાં વિજયભૂપથી ગ્રહાદિત્ય સુધીમાં પંદર રાજાઓનાં નામો લખ્યાં છે એકલિંગ મહાત્મ્યમાં વિજયાદિત્યથી ગુહદત્ત સુધીમાં (રાયસાગરના લેખોના) પદ્માદિત્યથી શિલાદિત્ય સુધીના રાજાઓનાં નામો નથી, તેમજ ગુહદત્તના પિતાનું નામ મહાદેવ આપેલું છે વળી બીજા સઘળા પ્રાચીનતર લેખો સાથે કદી પણ પરિહાર ન થઇ શકે તેવો વિરોધ એ છે કે—તે સઘળા લેખોમાં બપ્પનો પુત્ર ગુહિલ કહ્યો છે અને તે ગુહિલથી ગુહિલવંશ થયો, એમ લખ્યું છે, ત્યારે ઉપરના બન્ને લેખોમાં ગુહદત્તથી ગુહિલવંશ થયો, એમ જણાવ્યું છે. રાયસાગરના લેખમાં તો બપ્પનો પુત્ર ખુમાણ હતો, એમ કહેલું છે ખુંમાણ—એ કાઠિયાવાડના કાઠિઓનો એક ભાગ માત્ર છે, તેનું નામ રજપૂતોમાં કદીપણ જોવામાં આવતું નથી, પોતાના વંશને સૂર્યવંશી રાજાઓ સાથે મેળવવાની ઉત્સુકતામાં રાયસાગરની પ્રશસ્તિ રચાવનારને એવી કપોળ કલ્પિત કલ્પનાના વમળમાં પડવાની જરૂર પડી હોય, એમ તે ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે તેજ કારણથી તે પ્રશસ્તિની હકીકત ઐતિહાસિક દૃષ્ટિએ કદિપણ વિશ્વસનીય થઇ શકતી નથી છતાં આ પ્રશસ્તિ વિષે વિસ્તારથી વિવેચન કરવાની રા. રા. શ્રી તનસુખરામ ભાઇએ પ્રસ્તાવના દર્શાવી છે, એટલે તે વિષે વિશેષ ન કહેતાં, તે લેખોનો જે ભાગ અવશ્ય ધ્યાનમાં રાખવા યોગ્ય છે, અને જે ભાગ ઉપરથી પ્રસ્તુત વિષય ઉપર પ્રકાશ પડી શકે છે, તેનોજ અત્ર ઉલ્લેખ કરવો બસ છે

તે લેખમાં પણ કહેવામાં આવ્યું છે કે—૧ ગુહાદિત્ય (ગુહદત્ત)ના વંશજો ગુહિલ કહેવાયા. ૨ મેવાડના રાણાઓનો મૂળ પુરુષ બપ્પ હતો, જેણે નાગહૃદ (નાગદા)ના હારીતરાશિ પાસેથી વરદાન મેળવીને મોરીજાતિના મનુરાજને હરાવ્યો, અને ચિતોડમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું ૩-બપ્પનો મૂળ-પુરુષ વિજયભૂપ હતો.

બપ્પનું ગોત્ર બૈજવાપ હતું, અને બૈજવાપ ગોત્ર માત્ર ગુર્જરાતના નાગર બ્રાહ્મણોમાં છે, અન્ય કોઇપણ જ્ઞાતિમાં નથી, તેમજ બપ્પ આનંદપુરનો રહીશ હતો, તે આનંદપુર કુમારપાળના સમયમાં રચાયેલી વડનગરની પ્રશસ્તિ પ્રમાણે વડનગરજ હતું, એ સઘળું સિદ્ધ કરવાને પ્રોફેસર દેવદત્તે કેટલાક પ્રમાણો આપી, બપ્પ વડનગરનો નાગર હતો, એમ તો તેઓ સ્પષ્ટ રીતે સ્વીકારે છે પરંતુ બપ્પ નાગર હતો કે નહિ, તે સિદ્ધ કરવાને એટલી બધી જંજાળમાં પડવાને બદલે તેઓએ ઉદાહરણ એકલિંગ મહાત્મ્યના બીજા શ્લોકમાં ગુહદત્તનો મૂળ પુરુષ વિજયાદિત્ય આનંદપુર (=વડનગર)નો નાગર કુળ મંડન વિપ્ર (=નાગર બ્રાહ્મણ) હતો, એમ સ્પષ્ટ લખેલું છે, તેની ઉપરજ આધાર રાખવાથી કંઇપણ શંકાનો અવકાશ રહેતો નથી.

આટલે સુધી નાગરોનો મેવાડના રાણાઓ સાથેના સંબંધની હકીકતનો

સમાવેશ થાય છે, પરંતુ પ્રોફેસર દેવદત્ત હવે પછી એક બીજા વખતમાં અકસ્માત પડી જાય છે. વલ્લભીપુરના રાજાઓએ મળેલા પ્રાન્તના કેટલાક ગામો આનર્તપુર અથવા આનન્દપુરના બ્રાહ્મણોને દાનમા આપેલાં હતાં. તે સબંધીના દાન પત્રોમા નીચે પ્રમાણે લેખો જોવામાં આવે છે

૧ ગુપ્ત શક ૨૭૦ માં ભટ્ટાર્કના પુત્ર ધ્રુવસેન ૧લાના સમયનું તામ્રપત્ર

आनर्तपुर विनिर्गत खेटक निवासी शार्कराक्षिसगोत्र बह्वृच स ब्रह्मचारि ब्राह्मण ....मिश्रपुत्र ब्राह्मण विष्णुमित्राय।

૨ ગુપ્ત શક ૪૪૭નું શિલાદિત્યનું તામ્રપત્ર

श्रीमदानन्दपुरवास्तव्य चातुर्विद्यसामान्य शर्कराक्षिसगोत्र बह्वृच स ब्रह्मचारि भट्टास्कन्दमित्राय भट्ट विष्णुपुत्राय।

૩ ગુપ્તશક ૩૩૦નું ધરસેન ૪થાના સમયનું તામ્રપત્ર.

आनन्दपुर विनिर्गत खेटकवास्तव्यानन्दपुर चातुर्विद्यसामान्य शर्कराक्षिसगोत्र बह्वृच स ब्रह्मचारि ब्राह्मण केशव मिश्रपुत्र ब्राह्मण नारायणमिश्राय.

૪ ગુપ્તશક ૩૩૭નું ભટ્ટાર્કથી ૧૪મા રાજા ખરગ્રહના સમયનું તામ્રપત્ર.

आनन्दपुर विनिर्गत खेटकवास्तव्यानन्दपुर चातुर्विद्यसामान्य शर्कराक्षिसगोत्र बह्वृच स ब्रह्मचारि ब्राह्मण केशवपुत्र ब्राह्मण नारायणाय।

તેજ પ્રમાણે વલ્લભીપુરના ગુપ્ત વંશના રાજાઓના ઘણા ગુણ ઘણાંક વિશે જે લેખો પ્રાપ્ત થાય છે, તેમાંના ધ્રુવસેનમાં તેનું વર્ણન નીચે પ્રમાણે છે

१ प्रसभप्रणतामित्राणां मैत्रकाणामतुल बलसंपन्न (सपत्न ?) मंडला-भोग संसक्त संप्रहारशत लब्धप्रताप ઇત્યાદિ.

ઉપરના પ્રથમના ચાર તામ્રપત્રો પૈકી પહેલા ત્રણમાં (૧) आनर्तपुर विनिर्गत અથવા आनन्दपुर वास्तव्य અથવા आनन्दपुर विनिर्गत. (२)

તથા शार्कराक्ष गोत्र, તેમજ (૩) विष्णुमित्र, आखंडलमित्र, केशवमित्र અને नारायणमित्र—એટલાં પદો જોવામા આવે છે. ચોથા તામ્રપત્રમાં માત્ર केशव અને नारायण નાં નામો લખેલાં છે તે ઉપરથી પ્રોફેસર દેવદત્ત નીચે પ્રમાણે કલ્પના દોડાવે છે

૧ વિષ્ણુ, આખંડલ, કેશવ અને નારાયણ આનર્તપુર અથવા આનન્દપુર એટલે વડનગરના નિવાસી હતા. ૨ શાર્કરાક્ષ ગોત્ર માત્ર નાગરોમાં છે, તેથી તેઓ નાગર હતા. ૩ તેઓનાં નામને અંતે 'મિત્ર' પદ વાપર્યું છે, તે તેઓની જાતિસૂચક છે. પાંચમા તામ્રપત્રમાં संपन्न ને બદલે सपत्नं શબ્દ હોવો જોઈએ, એવી કલ્પના કરીને તેઓ એવા નિર્ણય ઉપર આવે છે કે—૪ વલભીપુરના ગુપ્તવંશના રાજાઓ મૈત્રક જાતિના હતા.

ઉપર પ્રમાણે વલ્લભીપુરના ગુપ્તવંશ રાજાઓનો મૂળ પુરુષ ભટાર્ક મૈત્રક જાતિનો હતો, તેવા અનુમાન ઉપર આવતાં તેઓને પોતાનેજ ઘણી અયરિક્ષમે સ્થાન ઉપસ્થિત થાય છે, જ્યાં પ્રોફેસર હુલ્ટસના વિવાદમને અનુસરીને संपन्न ને બદલે सपत्नનો પાઠ તેઓને ઠરાવવો પડ્યો છે. એ પ્રમાણે मित्र અને मैत्रक શબ્દોના દર્શન માત્રથીજ તેઓએ વલ્લભીપુરના રાજાઓ સાથે વડનગરના નાગરોનું ઐક્ય સાધવા ઉચિત ધાર્યું છે મેવાડના રાણાઓનો નાગર સાથે સંબંધ પ્રથમથીજ સ્થાપિત કરવામાં આવ્યો છે તેથી આ ત્રણે વર્ગો मित्र અથવા मैत्रक જાતિ (tribe) ના હતા એમ તેઓ સિદ્ધ કરે છે

मित्र પદ જાતિ વાચક છે, એમ સિદ્ધ કરવાને તેઓ નીચે પ્રમાણે કલ્પના જાળ ગૂંથે છે

૧ ઉપરના તામ્રપત્રો પૈકી ચોથા તામ્રપત્રમાં કેશવ અને નારાયણ સાથે મિત્ર પદ જોડેલું નથી, તેથી મિત્ર પદ તે નામોના એક ભાગ તરીકે ગણી શકાય નહિ. ૨ બ્રાહ્મણોને માટે 'શર્મા' પદ માનાર્થે વાપરવામાં આવે છે, મિત્ર પદ કદિપણ માનાર્થે વાપરવામાં આવતું નથી, તેથી મિત્ર પદ આ સ્થળે માનાર્થે વપરાયું છે, એમ કહેવાય નહિ. ૩ વલ્લભીપુરનાં તામ્રપત્રોમાં વડનગરના બ્રાહ્મણોના નામને અંતે મિત્રપદ વાપરેલું જોવામાં આવે છે, બીજા બ્રાહ્મણોના નામને અંતે વાપરવામાં આવ્યું નથી, તેથી વડનગરની નાગર જાતિનેજ તે પદ લાગુ પડે છે ૪ નાગર નામ ભટ્ટ

જુનું નથી, તેથી તે જ્ઞાતિનું પ્રાચીન નામ मित्र જ હોવું જોઈએ ૫ રજપૂતાનામાં આજે પણ કેટલીક જ્ઞાતિઓમાં પોતાના નામને અંતે જ્ઞાતિવાચક પદ વાપરવામાં આવે છે.

ઉપરની કલ્પના જાળ ગુંથતાં પૂર્વે પ્રોફેસર દેવદત્તનું ઉપરનાં દાનપત્રોમાં બ્રાહ્મણ શબ્દ લખ્યો છે, તેની ઉપર તેમ જ ભટ્ટાર્કના સંબંધમાં તે શબ્દ લખાયો નથી, તે ઉપર-ધ્યાન કેમ નહીં ગયું હોય, તે કેવળ આશ્ચર્યવત્ લાગે છે આનર્ત અથવા આનંદપુરના વિષ્ણુ, કેશવ, આખંડલ અને નારાયણ બ્રાહ્મણ હતા, એમાં તો કંઇ સંદેહ રહેતો નથી ભટ્ટાર્ક અને તેઓની એક જ જાતિ એટલે બ્રાહ્મણ વર્ણનો કોઇ અંતર્ગર્ભ હોત તો ભટ્ટાર્કને બ્રાહ્મણ લખવામાં શી અડચણ હતી ! અન્ય સર્વે વર્ણો કરતાં બ્રાહ્મણ વર્ણ શ્રેષ્ઠ જ છે તેથી ભટ્ટાર્ક અને તેના વંશજોએ પોતે બ્રાહ્મણો છે, એમ લેખોમાં લખાવ્યું હોત તો તેઓની પ્રતિજ્ઞાને કંઇ હાનિ પહોંચે તેમ ન હતું ઉપરનાં બ્રાહ્મણોને અપાયેલા દાનપત્રોમાં પણ ધ્રુવસેન શિલાદિત્યાદિ ભટ્ટાર્કના વંશજોનાં નામો છે તેઓએ દાન લેનારાઓને બ્રાહ્મણ લખ્યા છે, પણ તેઓ પોતે બ્રાહ્મણ હતા, એમ કદિપણ લખ્યું નથી. આ એક જ વિરોધથી વલભીપુરના રાજાઓ તથા ગુજરાતના નાગરો એક જાતિના હતા, તે સિદ્ધાન્તને સદાને માટે નિરાકૃત કરી શકાય છે

રા. રા શ્રી તનસુખરામભાઇ ગુજરાતીપત્ર (તા. ૧૩ માર્ચ ૪ સ. ૧૯૧૦) ના અંકમાં કહે છે કે—વલભીપુરના રાજાઓના મૂળપુરુષ ભટ્ટાર્કના સંબંધના લેખોમાં मैत्रक પદ વાપરવામાં આવ્યું છે, તે સત્ય છે પરંતુ મૂળ લેખમાં संपन्न થી પાઠ છે તે જ યોગ્ય છે संपन्न ને બદલે सपत्न નો પાઠાન્તર કરવાની કંઇ જરૂર નથી. તેવી मैत्रकाणाम् પદભટ્ટાર્કની સાથે ન જોડતાં मैत्रक નામની કોઇ સ્વતંત્ર જાતિને છતનાર ભટ્ટાર્ક હતો, એમ અર્થ કરવો, તે યુક્તતર લાગે છે વ્યાકરણના નિયમે આખા વાક્યનો ક્રમે તે અર્થ થઇ શકતો હોય, તે વિવાદમાં ન ઉતરીએ, તોપણ पैत्रक નામની સ્વતંત્ર જાતિ હતી, અને વલભીપુરના રાજાઓ તે જાતિના હતા. એમ સિદ્ધ કરવાને જ્યાંસુધી બીજા સ્વતંત્ર પ્રમાણો મળી શકે નહિ, ત્યાંસુધી માત્ર ઉપરના વાક્યનો ઇચ્છામાં આવે તેવો અર્થ કરીને તે જ ઇચ્છાનુસાર मैत्रक જાતિવાચક શબ્દ છે, એમ ઠરાવવું, તે કેવળ ભ્રાન્તિજનક છે આ સ્થળે માત્ર એક જ પ્રશ્ન ઉપસ્થિત થાય છે, તે એ જ છે કે—मित्र અથવા मैत्रक નામની કોઇપણ સમયે કોઇપણ દેશમાં સ્વતંત્ર જાતિ હતી ખરી! જ્યાંસુધી તે પ્રશ્નનો નિર્ણયાત્મક ખુલાસો ન થઇ શકે, ત્યાંસુધી ઉપરની કલ્પનાને હાલ તુરત નિશાન્જલિ આપવામાં જ ડહાપણ રહેલું

છે, તેથી ઉક્ત, मित्र અથવા मैत्रक જાતિવાચક પદો નહિ, પણ અવટંક અથવા ઉપાધિવાચક પદો છે, એમ ખાત્રીપૂર્વક સિદ્ધ થાય છે પ્રોફેસર દેવદત્તે નાગરજ્ઞાતિના મૂળ નામ માટે સંશોધન કરવામા યત્કિંચિત્ પણ પ્રયત્ન કર્યો હોત તો, તેઓએ જે ભૂલ કરી છે, તે કદિપણ કરત નહિ. ત્રિમાસિકપત્રમા વેદમૂર્તિ આચાર્ય વલ્લભજી હરિદત્ત તરફથી 'નાગર-લેખમા નાગર, એ નામનો વિષય પ્રારંભથી જ ચાલ્યા કરે છે સંવત્ ૧૯૬૪ના ચૈત્ર માસના ત્રિમાસિકના અંકમા તેઓએ જે હકીકત આપી છે, તેમાં આ સંબંધી સંપુર્ણ ખુલાસો થઇ જાયછે આપણાં શાસ્ત્રોના આધારે બ્રાહ્મણના નામને અંતે शर्मन, ક્ષત્રિયના નામને અંતે वर्मन् વૈશ્યના નામને અંતે गुप्त અને શુદ્રના નામને અંતે दास પદ વાપરવાની આજ્ઞા છે. પારસ્કર ગૃહ્યસૂત્રના ટીકાકારો કર્ક, જયરામ, હરિહર અને ગદાધર (કાંડ ૧ કંડિકા),૧૭ ની ટીકાઓના આધારે તથા મનુસ્મૃતિ (અ ૨ શ્લો. ૩૨)ના વચન પ્રમાણે शर्म મંગલવાચક वर्म શૌર્ય વાચક, गुप्त ધનાઢ્યતા વાચક અને दास સેવાવાચક છે. તે ઉપરથી પ્રોફેસર દેવદત્ત ધારેછે, તેમ તે પદો માનાર્થે નહિ પણ વર્ણસુચક માન છે, એમ કહી શકાય. નાગરોના નામને અંતે પણ शर्म પદ વાપરવામાં આવતું હતું પરંતુ તેઓની मित्रादि જે અવટંકો હતી, તે અવટંકો ખાસ રીતે વાપરવાનો રીવાજ હતો નાગરજ્ઞાતિને માટે તે જ્ઞાતિના વિદ્વાનોએ ખાસ પ્રવરાધ્યાયો રચેલા છે તે પ્રવરાધ્યાયોમા ૧ दत्त, ૨ गुप्त, ૩ नंद, ૪ घोष, ૫ शर्म ૬ दास, ૭ वर्म, ૮ नागदत्त, ૯ त्रात, ૧૦ भूत, ૧૧ मित्र ૧૨ देव, ૧૩ मत्र, અને ૧૪ दाम એવી અવટંકો આપી છે હાલ જેમ નાગરોમાં મહેતા, ઓઝા, વોરા, ધ્રુવ, વૈદ્ય, વગેરે અવટંકો છે, તેવીજ અવટંકો એટલે કુટુંબસુચક ઉપાધીઓ પ્રાચીન સમયમાં ખાસ રીતે વાપરવામાં આવતી હતી. તે પ્રાચીન અવટંકોનો આજે વ્યવહારમાં કંઇ ઉપયોગ કરવામાં આવતો નથી, તોપણ ધાર્મિક પ્રસંગે દાતા પ્રતિગ્રહિતાના ગોત્રોચ્ચાર કરવામાં આવેછે, ત્યારે તે અવટંકોનો અવશ્ય ઉપયોગ કરવામાં આવેછે તેજ પ્રમાણે વલભીપુરનાં તામ્રપત્રોમાંના વિષ્ણુ, કેશવ, આખંડલ અને નારાયણ–નામોને અંતે मित्र પદ મુકવામાં આવ્યું છે. બ્રાહ્મણાદિ વર્ણોનાં નામોને અંતે કુટુંબસુચક ઉપાધિપદ મુકીને પછી शर्मादि પદો મુકવામાં આવતાં નથી, તે ખરૂં છે પરંતુ હાલ જેમ બંગાળાના બ્રાહ્મણો અને કાયસ્થોમાં चट्टोपाध्याय, बेनरजी, दत्त, गुप्त, मित्रादि ઉપાધિઓ મુકયા વિના મુળ પુરૂષોના નામો અપુર્ણ મનાય છે, તેમ પ્રાચીન કાળના નાગરોમા પોતાના નામોને અંતે કુટુંબસુચક અવટંકો મુકયા વીના તે નામો અપૂર્ણ મનાતા હતાં, અને તેજ કારણથી બ્રાહ્મણવર્ણસુચક शर्म પદ અવટંકની પછી મુકવામા

આવતું હતું. આજે પણ **विष्णु, केशव, नारायणादि** નામો અપૂર્ણ જ ગણાય છે વર્તમાનકાળની રૂચિ અનુસાર આજે તે નામોની પછી **मसाद, लाल, राय** એવાં પદો ઉમેરવામાં આવે છે, ત્યારે જ તેવાં નામો સંપૂર્ણ ગણાય છે આજના વ્યવહારને અનુસરીને કહેવું હોય તો, **विष्णुशर्मा** કહી શકાય નહિ, પણ **विष्णु मसादशर्मा** જ કહેવું જોઇએ ઉપર ઉતારેલા વલ્લભીપુરના ચોથા તામ્રપત્રના લેખમાં કેશવ અને નારાયણ—નામો મિત્રપદ ઉમેર્યા સિવાયનાં લખેલાં છે તે અપૂર્ણ જ છે

પ્રોફેસર દેવદત્તે વલ્લભીપુરનાં જે ચાર તામ્રપત્રોના દૃષ્ટાંત આપ્યા છે, તે સિવાય બીજા તેવાં ઘણાં તામ્રપત્રો પ્રસિદ્ધિમાં આવ્યાં છે ભટ્ટાર્કના પ્રપૌત્ર ધરસેન બીજાના સમયનું ગુપ્તશક ૨૫૨ ના તામ્રપત્રની તથા શિલાદિત્ય રજાના સમયનું ગુપ્તશક ૩૫૨ના તામ્રપત્રની હકીકતો ઉપર્યુક્ત ત્રિમાસિકના અંકમાં વેદમૂર્તિ વલ્લભજી આચાર્ય તરફથી પ્રસિદ્ધ થયેલી છે તેમાંના પ્રથમના તામ્રપત્રમાં **आनर्तपुर**ના **रुद्रघोष** તથા **रुद्रगोप**નાં તેમજ બીજામાં **आनंदपुर** ના **गोपदत्त** નાં નામો લખેલાં છે આ **घोष** અને **दत्त** પદો ઉપર પ્રોફેસર દેવદત્તનું ધ્યાન કેમ નથી ખેંચાયું, અને તે હકીકતનો પોતાની કલ્પિત પ્રક્રિયાના સંબંધમાં કેમ ખુલાસો કર્યો નથી, તે સમજી શકાતું નથી. કદાચ એમ કહી શકાય કે— **मित्र**અને **मैत्रक** પદોની દર્શનથી નાગરો અને વલ્લભીપુરના રાજાઓને એક જાતિના ઠરાવવાને તેઓની ઇચ્છાનું જોર એટલું બધું વધી ગયું હતું કે, ઉપરની હકીકત ઉપરથી તેઓનું ધ્યાન ખસી ગયું હતું, અથવા જાણી જોઇને ખસવા દીધું હતું

રજપૂતાનામાં કેટલીક જ્ઞાતિઓમાં નામને અંતે જ્ઞાતિવાચક શબ્દનો આજે ઉપયોગ કરવામાં આવેછે, તેથી વલ્લભીપુરના તામ્રપત્રોમાંના બ્રાહ્મણોના સંબંધમાં પણ તેમજ હતું, તે દલીલ બીલકુલ વજનદાર નથી પરંતુ નાગર નામ 'જુનું' નથી, પણ અર્વાચીન છે, તે વિષય અવશ્ય વિચાર કરવા યોગ્ય છે હાલ સુધીના પ્રાપ્ત થયેલા લેખોમાં ૪ સં. ૧૨૦૦ની પહેલાં નાગર નામ આવતું નથી, એમ વેદમૂર્તિ વલ્લભજી આચાર્યે પણ કહેછે પરંતુ તેટલાજ ઉપરથી ત્યારપછીથીજ નાગર જ્ઞાતિએ નાગર પદ ધારણ કર્યું, તે માની શકાય નહી ઉલટું, નાગર બ્રાહ્મણના 'પ્રવરાધ્યાય'માં નીચેનું વાક્ય નજરે પડેછે

श्रीमदानन्दपुर महास्थानीय पंचदशसगोत्राणां संवत् २८१ पूर्व विद्यमान गोत्राणां समानमवरस्य निर्बंधः ॥

આ વાક્ય ઉપરથી નાગર જ્ઞાતિનું અસ્તિત્વ સંવત્ ૨૮૩ પહેલાં પણ હતું, એમ અનુમાન થાય છે એટલુંજ નહિ પણ નાગરોમાં લગ્ન પ્રસંગે ઉબટને દિવસે શાખિપત્ર વાંચવાનો રીવાજ છે તે શાખિપત્રનું લખાણ જોતા નાગર જ્ઞાતિમાં તે રીવાજ સંવત્ ૪૦૪થી પડયો હશે, એમ જણાય છે બંગાળાના પ્રસિદ્ધ આચાર્ય શ્રી સત્યવ્રતશર્મ સામશ્રીએ નિરુક્ત લોચન નામનો ગ્રંથ કર્યો છે, તે ગ્રંથમાં શુક્લ યજુર્વેદનુ ભાષ્ય કરનાર શ્રીમ ન્મહીધરાચાર્ય જેઓ પ્રશ્નોરા જ્ઞાતિના હતા, તેઓનો કાળ સંવત ૧૧૭૬થી ૧૮૦૦ સુધીનો આપ્યો છે વળી આનંદપુરના રહીશ ઉવ્વટાચાર્ય જેઓએ યજુર્વેદ ઉપર પ્રથમ ભાષ્ય રચ્યું છે તે સંવત ૧૦૦૨માં થઇ ગયા એમ ઉવ્વટાચાર્યના પોતાનાજ લેખ ઉપરથી જણાયછે વળી કાશીપુરીના પ્રખ્યાત નાગર ગૃહસ્થ માધવલાલ વેણીલાલ મુનશીના કુટુંબનો મૂળ પુરૂષ ઓછામાં ઓછાં ૯૦૦ વર્ષ પહેલાં ગુજરાતમાંથી દિલ્લી તરફ ગયાં હતાં, એમ તેઓની પાસેના દસ્તાવેજો ઉપરથી જાણી શકાય છે એટલે, તે પહેલા ગુજરાતમાં નાગર જ્ઞાતિએ ઘણી સારી પ્રતિષ્ઠા મેળવી હશે, એમ સહજે અનુમાન થઇ શકે છે નાગર ખંડમાં, પ્રથમ જે નાગ લોકોએ વડનગરમાંથી નાગરોને હાંકી કાઢયા હતા, તે નાગ લોકોને હરાવીને ફરીથી વડનગર નાગરોએ વસાવ્યું, અને ત્યારપછી નાગર પદ ધારણ કર્યું, એમ સ્પષ્ટ લખ્યું છે આ વિષયમાં હજુ ઘણી શોધ થઇ શકે તેમ છે, અને તે વિશે ખાત્રી લાયક પ્રમાણો મળી આવ્યા પછી તે સંબંધી એક સ્વતંત્ર લેખ લખવામાં આવશે.

આ સઘળી હકીકત ઉપરથી એટલુ તો નિ:સંદેહ સિદ્ધ થાય છે કે-

મિત્ર પદ જ્ઞાતિ વાચક નથી, પણ અવટંક વાચક માત્ર છે બંગાળાના પ્રસિદ્ધ વિદ્વાન્ લલિતમોહન વિદ્યાનિધિએ બંગાળામાં સંબંધ નિર્ણય નામનો ગ્રંથ રચ્યો છે તેમાં બંગાળાના બ્રાહ્મણો અને કાયસ્થોનું વર્ણન જોવામાં આવે છે કાયસ્થોમાં દત્ત મિત્રાદિ ૧૦૦ ઉપરાંત અવટંકો છે આશ્ચર્ય જેવું છે કે નાગર જ્ઞાતિની પ્રાચીન સઘળી અવટંકો તેમાં આવી જાય છે તો પણ આ પ્રસંગે પણ જણાવવું જોઇએ કે કાયસ્થોમાં મિત્ર ની અવટંક વિશ્વામિત્ર ગોત્રમાં છે, ત્યારે નાગર જ્ઞાતિમા તે શાર્કરાક્ષ તથા આશ્વાયન ગોત્રોમાં છે વળી પ્રોફેસર દેવદત્ત ધારે છે, તેમ મૈત્રક પદ વલ્લભીપુરના રાજાઓનુ જ્ઞાતિ વાચક નથી, પરંતુ બંગાળાના કાશ્યપ ગોત્રના વારેન્દ્ર બ્રાહ્મણોમાં પણ મૈત્રની અવટંક આજે પણ પ્રચલિત છે આ અવટંકોની ઉત્પત્તિ વિષે હાલમા કંઇ ચોકસ અનુમાન ઉપર આવી શકાય તે થી તો પણ હાલ જેમ અવટંકો પડેલી જોવામાં આવે છે, તેમ પ્રાચીન કાળમાં પણ બનતું હશે, એમા કંઇ શંકા રાખવા જેવુ નથી બહુધા, ગામના નામ ઉપરથી અથવા ધંધા ઉપરથી હાલની અવટંકોની ઉત્પત્તિ જોવામાં આવે છે, शर्म, वर्म, गुप्त અને दासની જે અવટંકો નાગર જ્ઞાતિમાં

હતી, તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય અને શૂદ્રનો ધંધો કરવાથી પડેલી લાગે છે नंद, नागदत्त, वामादि અવટંકો તે તે વંશના રાજાઓના સંબંધમાં આવવા ઉપરથી ઉત્પન્ન થઇ હશે. રાજતરંગિણી ઉપરથી જણાય છે કે-ભૂત નામની ટીબેટની એક જાતિ હતી, અને તે જાતિનું રાજ્ય કાસ્મીર અને તેના આસપાસના પ્રદેશોમાં હતું તે ભૂત જાતિના સંબંધમાં આવવાથી भुत અવટંક પ્રચલિત થઇ હોય, એમ જણાય છે. નાગરો અને કાયસ્થો પ્રથમ કાસ્મીરના વતની હતા, અને ત્યાંથી નાગરો ઘણા પ્રાચીન કાળમા પંજાબ અને રજપુતાનાના માર્ગે થઇને ગુજરાતમાં આવ્યા હોય, એવા અનુમાન ઉપર આવવાને સબળ કારણો મળી શકે છે.

હવે એકજ પ્રશ્ન ઉપસ્થિત થાય છે તે એ છે કે, વલ્લભીપુરનાં તામ્રપત્રો લખાયાં ત્યારે નાગર જ્ઞાતિની નાગર સંજ્ઞા પ્રચલિત હતી, તો શા માટે તે લેખોમાં નાગર પદ લખેલું નથી? તેના પ્રત્યુત્તરમાં એજ કારણ કલ્પી શકાય છે કે—નાગર જ્ઞાતિમાં હાલની જેમ પૂર્વે પણ અયાચક અને યાચક—એવા બે વર્ગો હતા અયાચકો પોતાને નાગર ગૃહસ્થો એટલે માત્ર નાગર નામથી ઓળખાવે છે, ત્યારે યાચકો નાગર બ્રાહ્મણના નામથી ઓળખાય છે નાગર ગૃહસ્થો મૂળથી મુત્સદી હોઇને રાજ્યની મોટી મોટી નોકરી કરતા હતા, તેનાં ઘણાં દૃષ્ટાંત આપી શકાય તેમ છે વલ્લભીપુરના રાજાઓ પાસે નાગર ગૃહસ્થોનું સારી પેઠે જોર હોય, તો જ નાગર બ્રાહ્મણોને ગામનાં ગામ દાનમાં મળી શક્યાં હોય. તેથી તામ્રપત્રમાં દાન લેનાર નાગર છે, એમ લખાવાથી પોતાની પ્રતિષ્ઠાને હાનિ થાય (આજ પણ નાગર ગૃહસ્થો દાન લેવાથી પ્રતિષ્ઠાની હાનિ સમજે છે), એવું ધારીને જે તામ્રપત્રો તૈયાર કરાવ્યાં હોય, તેમાં ખાસ કરીને નાગર શબ્દ ન લખાવ્યો હોય, તો તે વધારે સંભવિત છે તેજ કારણથી વલ્લભીપુરનાં તામ્રપત્રોમાં નાગર શબ્દ ન લખાયો હોય તો તેથી તે વખતે નાગર જ્ઞાતિ નાગર તરીકે અસ્તિત્વમાં ન હતી, એમ કદિપણ કહી શકાય નહિ

આ સર્વે હકીકતો સમગ્ર રીતે ધ્યાનમાં લેતા, એ તો નિશ્ચય પૂર્વક સિદ્ધ થાય છે કે–मित्र પદ નાગર જ્ઞાતિનું જાતિવાચક કદિપણ ન હતુ તેમજ ભટાર્કના સમયના લખાયેલા લેખોમાં मैत्रक પદ હોવાથી નાગરોની અને વલ્લભીપુરના ગ્રુપ્ત વંશના રાજાઓની એક જાતિ કદિ પણ હતી નહિ.

તંત્રી.

# मनुस्मृतिमांथी आपणो धर्म तथा व्यवहार वगेरे.

(અનુસંધાન પાંચમા પુસ્તકના અંક ૪થાના પાના ૧૨૫ થી)

ઉપનયન સંસ્કારના સંબંધમાં શ્લોક ૪૫થી ૪૮ સુધીમાં બ્રાહ્મણ ક્ષત્રિય તથા વૈશ્ય પરત્વે ક્યાં વૃક્ષના કેટલા લાંબા દંડ ધારણ કરવા એ વગેરે બાબત બતાવેલ છે અને તે પછીના ૫૨ સુધીના શ્લોકમાં ઉપનયન કરેલા બટુકે ભિક્ષા કેવી રીતે, કોની પાસેથી માગવી તથા તેણે ભોજન કેવી રીતે કરવુ વગેરે બાબત જણાવેલ છે

સદરહુ પ્રસંગમાં ભોજનની વિધિ બતાવી છે, તે ગૃહસ્થોને પણ લાગુ છે, એમ ૫૩ મા શ્લોકમાં કેટલાએક શબ્દો વાપર્યા છે તેપરથી જણાય છે. અને મૅક્સમુલર કૃત " Sacred Books of the East " ના પુસ્તક ૨૫ માં मनुस्मृति નું ભાષાંતર આપેલુ છે, તેમાં પણ गौतम, कुल्लुक भट्ट, नारद વગેરેનું તે જ પ્રમાણે કહેવુ છે, એમ લખેલુ છે, અને તેથી જોકે આ પ્રકરણનો પ્રસ્તુત વિષય ભોજનવિધિ નથી, તોપણ તે વિષય પણ ઉપયોગી છે, તેથી અહીં તેનો તેટલો ભાગ લખવામાં આવે છે

उपस्पृश्य द्विजो नित्यमन्नमद्यात्समाहितः ।
भुक्त्वा चोपस्पृशेत्सम्यगद्भिः खानि च संस्पृशेत् ॥५३॥

અર્થ—બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને નિત્ય સ્નાન કરી, સ્વસ્થ થઈ ભોજન કરવુ, અને ભોજન કરી રહ્યા પછી પણ સારી રીતે જળથી આચમન લેવું તથા ઇન્દ્રિયોનો એટલે આંખ, નાક અને કાનનો જળવડે સ્પર્શ કરવો.

મૂળ શ્લોકમાં "उपस्पृश्य" શબ્દ વાપરેલ છે શાસ્ત્રીજી પ્રાણજીવન વગેરે તેનો અર્થ હાથ પગ ધોવા એમ કરે છે પરન્તુ "उपस्पृश्य" નો અર્થ "ન્હાવુ" એમ મી. વામન શીવરામ આપ્ટે કૃત સંસ્કૃત અંગ્રેજી કોષમાંથી નીકળે છે અને તે પ્રચાર આપણામાં ચાલુ છે, તેથી અમે તે શબ્દનો અર્થ એ કર્યો છે -

ભોજન વખતની બીજી વિધિ બીજે સ્થળેથી અહીં લખવામાં આવે છે

જમવા કયે મુખે બેસવુ, તે બાબતમાં आह्निक चन्द्रिका માં ૬૪ મે પાને લખ્યું છે કે—

"प्राङ्मुखो वापि भुञ्ज्याद्वै ब्राह्मणा स्तथा। प्राच्यादि दिङ्मुखो भुञ्ज्याच्च कदाचिदु दङ्मुख। इति स्मृत्यर्थ सारादयः।

અથવા બેસવાની જગ્યાએ ગોમય વડે મંડલ કરવું જોઈએ તે દરેક સ્થળે આજેજ કરવામાં આવતું હશે

शांखायनी शाखा ના आह्निक માં ૧૮૭ મે પાને નીચે મુજબ ભોજન-વિધિ જણાવેલ છે—

"कर्ता हस्तौ पादौ प्रक्षाल्य द्विराचम्य चंदनपुष्पाभ्यां स्वांतनु मलंकृत्य भोजनशालायांगत्वा एकांते पीठादौ प्राङ्मुख उदङ्मुखो वोप विश्य स्वदक्षिणे जलपात्रोपपात्रं निधायाग्रे चतुरस्रं मंडलं कृत्वा तत्र शुद्ध मनिषिद्धपात्रं निधाय देवेभ्यः समर्पितं परिविष्टमन्नं सपवित्र हस्तेन॥ "ॐ सत्यं त्वर्तेन परिषिञ्चामि" रात्रौ "ॐ ऋतं त्वा सत्येन परिषिञ्चामि" इति मंत्रेण सान्नं पात्रं प्रदक्षिणं परिषिच्य गायत्र्या तदभि मन्त्र्य प्राची मुदीचीं वोदकधारां पात्रं समीपे दत्वा घृताक्त मन्न मादाय प्राक्संस्थं वा॥ ॐ भूपतये नमः॥ ॐ भुवन पतये नमः॥ ॐ भूतानां पतये नमः॥ इति बलित्रयो दत्वोपर्युदकं दत्वा पत्नीनुच्धृत्य हस्तं प्रक्षाल्य अपोशनार्थं हस्ते जल मादाय वामेन भोजनपात्रं स्पृष्ट्वा। ॐ अमृतोपस्तरण मसि स्वाहा। इति मंत्रेण निःशब्दं पीत्वा घृताक्त मन्न-मादाय पंच प्राणाहुती र्मुखे जुहुयात्। तर्जनी मध्यमांगुष्ठैः॥ॐ प्राणाय स्वाहा॥१॥ मध्यमा नामिकांगुष्ठैः॥ ॐ अपानाय स्वाहा॥२॥ अना-मिका कनिष्ठांगुष्ठै॥ ॐ व्यानाय स्वाहा॥ ३॥ तर्जनी रहिताभिः साङ्गुष्ठाभिः॥ ॐ उदानाय स्वाहा॥४॥ साङ्गुष्ठाभिः सर्वाङ्गुली भिः॥ ॐ समानाय स्वाहा॥५॥

ભાવાર્થ—કર્તા હાથ પગ ધોઇ, બે વાર આચમન કરી, ચંદન અને પુષ્પે કરી પોતાના શરીરને શોભાવી, ભોજનશાળામાં જઇ, એકાંતમાં પાટલા વગેરે ઉપર પૂર્વ અથવા ઉત્તર મુખે બેશી, પોતાના જમણા ભાગમાં પાણીનો કળશો અને પ્યાલો મુકી, પોતાની સામે ચોખંડુ મંડળ કરી, તેપર શુદ્ધ અને નિષેધ વગરનું પાત્ર મુકી, (એટલે સોના અથવા રૂપાના પાત્ર અથવા કેળ, કમળ, મહુડો, જાસુદો, ફણસ, આંબો, ચંપો, ઉમરો અને ખાખરાનાં પાદડાંની પત્રાવળી) દેવને અર્પણ કરેલું અન્ન પોતાનાં પાત્રમાં પીરશી, તેને દર્ભનાં પવિત્રાં સહિત, હાથે "सत्यं० चामि" અને રાત્રિએ "ऋ ऋतंत्वा० चामि" એ મંત્રે કરી અન્ન સહિત પાત્રની ફરતું પ્રદક્ષિણાએ જળ છાંટી, તે અન્નને અંગુઠાએ અનામિકાએ (ત્રીજી આંગળી) સ્પર્શ કરી, અભિમંત્રણ કરી, પૂર્વમાં અથવા ઉત્તરમાં જાય તેમ પાત્ર પાસે પાણીની ધારા કરી, ચીવાળા ચોખા લઇ પૂર્વમાં અથવા ઉત્તરમાં સરખા જાય તેમ (ધારા ઉપર) "भूपतये नमः" ઇત્યાદિ ત્રણ બલિ આપી, તે ઉપર પાણીની ધારા કરી, બલિ આઘાં કરી, હાથ ધોઇ, અપોશન સારૂ હાથમાં જળ લઇ, ડાબા હાથવડે ભોજન પાત્રનો સ્પર્શ કરી, "अमृ०स्वाहा" એ મંત્રવડે શબ્દ ન થાય તેમ તે જળ પીને ચીવાળા ચોખા લઇ, પાંચ પ્રાણાહુતિ મુખમાં હોમવી, તે આ રીતે—અંગુઠો અને તેની પાસેની પહેલી અને બીજી આંગળી વડે "ॐ प्राणा०हा" (૧) બીજી, ત્રીજી અને અંગુઠા વડે "ॐ अपा०हा;" (૨) ત્રીજી, ચોથી અને અંગુઠા વડે "ऋ व्याना०हा," (૩), પહેલી આંગળી વગરની ત્રણ આંગળી અને અંગુઠા વડે "ऋ उदा०स्वाहा" (૪), અને અંગુઠો અને તમામ આંગળી વડે "ऋ समाना०हा" (૫)

ઉપર ત્રણ બલિદાન દેવા લખ્યું છે, તથા તે બલિદાન લઇ લેવા લખ્યું છે, તે સબંધમાં आह्निक चन्द्रिका માં ૯૫ મે પાને કહેલ છે કે—

"भोजनादौ बलेरर्म यावद्भुमौ च तिष्ठति । अभोज्यं तद्भवेदन्नं तस्स्यानात्त्संत्यजेद्बुधाः ॥ इति शातातपोक्त -निषेधात् । तथा । भोजनार्थी बलं मुक्तः स त्यक्त्वा हि भोजनम् । अनुधृत्य तु यो भुङ्क्ते प्राणायामाष्टकं चरेत् ॥ इति रामार्चन चन्द्रिकायां प्रायश्चित्तोक्तेश्च ।"

સારાંશ કે, ભોજન પહેલાં બલિ મારે મુકેલ અન્ન ભુમિપર પડ્યું રહે છે, ત્યાં સુધી તે અન્ન નહીં ખાવા લાયક છે, માટે સુગ પુરુષે તે સ્થળેથી સદરહુ અન્ન ખસેડી લેવુ—આમ शातातप કહે છે તે પ્રમાણે ન કરવામાં આવે તો તેનાં

આચમિત્ત વિષે **रामार्चन चन्द्रिका** કહે છે કે, ભોજન પહેલા મલિ ખસેડી લેવા. અને જો કોઇ માણસ તેમ કર્યા વિના ભોજન કરે તો તેણે આઠ પ્રાણાયામ કરવા

ઉપર જણાવ્યા પ્રમાણે ગાયત્રી વડે અન્નને અભિમંત્રણ કરવાનું કહ્યું છે, તે નીચેના મનુસ્મૃતિના શ્લોકથી સ્પષ્ટ થાય છે.

> पूजये दशनं नित्यमद्याच्चैतदकुत्सयन् ।
> दृष्ट्वा हृष्येत्प्रसीदेच्च प्रतिनन्देच्च सर्वशः ॥ ५४ ॥

અર્થ—હમેશાં ખાવાની ચીજની પૂજા કરવી, (એટલે તે પ્રાણને નભાવી રાખનાર છે તેમ તેનું ધ્યાન કરવુ), તેની નિન્દા કર્યા વિના તે ખાવી (એટલે ખરાબ, કે ખારું કે ખાટું કહી એ પ્રમાણે તેનો તિરસ્કાર કરવો નહિ), તેને જોઇને હર્ષ પામવો, પ્રસન્ન થવુ તથા સર્વે પ્રકારનાં અન્નને અભિનંદન આપવું.

મૂળ શ્લોકમાં **"पूजयेत्"** એ શબ્દ છે તેનો અર્થ તે પ્રાણને ધારણ કરનાર છે એમ **मेधातिथि** વગેરેએ કરેલો છે તેમજ **ऋग्वेद** ૧–૧૮૭–૧ ભગર ૨–૫–૧૮૭ માં પણ તેજ પ્રમાણે અન્નનાં વખાણ કરવા મંત્ર બતાવેલ છે તે બહ્વૃચ નારદ કહે છે તે મંત્ર નીચે પ્રમાણે છે

> पितुंनुस्तोषं महोधर्माणं तविषीम् ।
> यस्यत्रितोव्योजसावृत्रं विपर्वमर्दयत् ॥१॥

(તે વર્ગ તથા તે પછીના વર્ગમાં પણ અન્નનીજ સ્તુતિ કરી છે)

> पूजितं ह्यशनं नित्यं बलमूर्जं च यच्छति ।
> अपूजितं तु तद्भुक्तमुभयं नाशयेदिदम् ॥५५॥

અર્થ—અન્નનું પૂજન કરવાથી તે શરીર બળ તથા પ્રાણબળ આપે છે, અને તેમ નહિ કરવાથી અને નિન્દા કરવાથી તે બન્ને બળનો નાશ થાય છે.

> नोच्छिष्टं कस्यचिद्दद्यान्नाद्याच्चैव तथान्तरा ।
> नचैवात्यशनं कुर्यान्नचोच्छिष्टः क्वचिद्व्रजेत् ॥५६॥

અર્થ—કોઇને ઉચ્છિષ્ટ એટલે પોતાનું જમતાં બાકી રહેલ આપવું નહિ. તેમજ તેનું તે અન્ન ફરીથી ખાવું નહિ; તેમજ અતીવ ભોજન કરવુ નહિ–એટલે અજીર્ણ થાય તેટલું ખાવુ નહિ, તથા એઠે મ્હોડે ઉઠીને ક્યાંય જવુ નહિ.

શાસ્ત્રીજી પ્રાણજીવન વગેરે " **नाद्याच्चैव तथान्तरा** " એ વાક્યનો એવો અર્થ કરે છે કે પ્રભાતનાં ભોજન અને રાત્રિના વાળુની વચ્ચે જમવું નહિ. બીજી તરફથી, **मेधातिथि–मनुस्मृति** ના ટીકાકાર–તે વાક્યની જગ્યોએ " **नाद्यादेतथान्तरा.**" તે પાઠ હોવાનું કહે છે અને તે પ્રમાણે તો ઉપર અમે બતાવેલ અર્થ થાય છે પરંતુ તે ટીકાકાર એ વાક્યના વિકલ્પે બે અર્થ કરે છે એક તો, "એક વખત ભોજન કરતાં ભાગ થયા પછી બીજી વખત ભોજન કરવું નહિ," અને બીજો, થાળાને ડાબો હાથ અડાડી રાખ્યા સિવાય ભોજન કરવું નહિ

**શ્લોક**મા બીજા મતલબનો શબ્દાર્થ મળતો નથી તો પણ આપણામાં પાંચ ગ્રાસ (કોળીયા) આપોશન પછી મોખાની આહુતિ તરીકે ખાવામાં આવે છે, ત્યાં સુધી થાળાને ડાબો હાથ અડાડી રાખવા વિધિ છે, અને તેથી ઉપર પ્રમાણે અર્થ ખરો થવા માટે પાઠાન્તર હોવાનું સૂચવે છે આ બાબતમાં ઉપર જણાવેલ **सांखायनी शाखा** નાં **आह्निक** મા "**वामेन भोजन पात्रं स्पृष्ट्वा**" શબ્દો થી પણ તેજ વિધિ જોવામાં આવે છે તેજ પ્રમાણે **आह्निक चन्द्रिका** નાં પુસ્તકનાં ૬૨ મે પાને લખ્યું છે કે—

"**तत आपोशनार्थं जलमादाय वाम पाणि मध्यमानामिकाङ्गुष्ठै मार्जेन पात्रं धृत्वोऽमृतोपस्तरणमसीति मन्त्रेणापोशनं निःशब्दं तज्जलं पित्वा परिशिष्टा स्तर्जन्याङ्गुलिभि .सर्वान्ग्रासान्ग्रसेत् ।**"

તેમાં ડાબા હાથની વચલી આંગળી, અનામિકા અને અંગુઠો અડાડવા કરાવ્યું છે વળી કહ્યું છે કે—

**पाञ्चिका यत्रे न्यस्त पात्रायावे त्वा प्राणाहुति पर्यन्तं पात्रान्वारंभो मौनं च नियमेन कुर्यादेवेति भट्टोजीये ।**"

આ ઉપરથી સિદ્ધ થાય છે કે પ્રથમના પાંચ કોળીઆ ભરતાં સુધી પાત્રને ડાબા હાથના અંગુઠા તથા અનામિકા (ટચલી આંગળી પાસેની આંગળી) થી સ્પર્શ કરવો.

**श्री शुक्ल यजुर्वेदीय माध्यन्दिन वाजसनेयाह्निक सूत्रावली** ની બીજી આવૃત્તિનાં ૧૯૫મે પાને લખ્યું છે કે—"**वामेन पाणिना पात्रं गृहीत्वा भूमि संस्थितं तर्जनी मध्यमाङ्गुष्ठैः प्राणस्यैवाहुतिं क्षिपेत् ।**" એટલે ભોજન

પાત્રને ડાબે હાથે પકડી રાખી પ્રથમના પાંચ ગ્રાસ અંગુષ્ઠ તથા તે પાસેની બે આંગળી વડે ભરવા.

પાંચ પ્રાણાહુતિના ક્રમમાં कात्यायन परिशिष्ट सूत्र માં જણાવ્યા પ્રમાણે શાખા પરત્વે તફાવત છે वाजसनेयि વગેરેનો ક્રમ નીચે મુજબ છે—ॐ प्राणाय स्वाहा, अपानाय स्वाहा, ॐ व्यानाय स्वाहा, ॐ समानाय स्वाहा અને ॐ उदानाय स्वाहा. બીજી શાખાવાળાને, પ્રથમ उदानाय स्वाहा ને પછી समानाय स्वाहा એમ ક્રમ બતાવેલ છે

ક્રમ કઈ આંગળીથી પાંચ ગ્રાસ લેવા તેમાં પણ તફાવત જણાય છે જેમકે ઉપર જણાવ્યા પ્રમાણે आह्निक चन्द्रिका મા 'सर्वाङ्गुलिभिः' શબ્દો લખી તમામ આંગળીથી ગ્રાસ લેવા લખ્યું છે; અને वाजसनेयि વગેરે પ્રમાણે અંગુષ્ઠ અને તે પાસેની બે આંગળીથી ગ્રાસ લેવા લખ્યું છે, બીજી તરફ ऋग्वेद ની शांखायनी શાખાના आह्निक માં ઉપર જણાવ્યા પ્રમાણે દરેક આહુતિ માટે જુદી જુદી આંગળીઓ બતાવી છે

આ આહુતિનો વિષય सामवेदीय छांदोग्य उपनिषद् મા પાંચમા પ્રપાઠક ના ૧૮ મા ખંડમાં પ્રાણાગ્નિહોત્રના વિષયમાં આપેલ છે તે ઉપરના शंकरभाष्य માં જોતાં કર્મ માર્ગના પ્રસંગમાં ઉપર જણાવ્યા મુજબ આહુતિ દેવામાં આંગળી અંગુષ્ઠના ઉપયોગનો તફાવત રાખ્યો છે પરન્તુ, જ્ઞાનમાર્ગે પ્રમાણે તે આહુતિ વૈશ્વાનર એટલે બ્રહ્મ નિમિત્તે દેવાથી તમામ આંગળીઓ વડે દેવા સૂચવે છે ઉપરની પાંચ આહુતિ કોના પ્રત્યે દેવામાં આવે છે તથા તેના શું ફાયદા છે તે ઉપર કહેલી उपनिषद् ઉપરથી બતાવવામાં આવે છે.

ઉપાસકના અગ્નિહોત્રની સિદ્ધિ માટે प्राणाय स्वाहा એ પહેલી આહુતિ કહેવાય છે—

तयद्भक्तं प्रथम मा गच्छेत्तद्धोमीय ँस यां प्रथमामाहुतिं जुहुया-त्तां जुहुयात्प्राणाय स्वाहेति प्राणस्तृप्यति ॥१॥

અર્થ—સો જે રંધેલ અન્ન (ભોજન માટે) પ્રથમ આવે તે હોમવા યોગ્ય છે તે (ભોક્તા) જે પ્રથમ આહુતિ હોમે ને प्राणाय स्वाहा આ મંત્રવડે હોમે તે વડે પ્રાણ તૃપ્ત થાય છે.

प्राणे तृप्यति चक्षुस्तृप्यति चक्षुषि तृप्यत्यादित्ये तृप्यति द्यौ स्तृप्यति दिवि तृप्यन्त्यां यत्किञ्च द्यौ श्चादित्य श्चाधितिष्ठतस्तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥१९॥

અર્થ—પ્રાણ તૃપ્ત થયે નેત્ર તૃપ્ત થાય છે, નેત્ર તૃપ્ત થયે આદિત્ય તૃપ્ત થાય છે, આદિત્ય તૃપ્ત થયે સ્વર્ગ તૃપ્ત થાય છે, સ્વર્ગ તૃપ્ત થયે જેના પ્રતિ સ્વર્ગ અને સૂર્ય (સ્વામિપણા વડે) સ્થિત હોયછે તે તૃપ્ત થાય છે, વળી તેની તૃપ્તિ પછી (ભોક્તા) પ્રજા વડે, પશુઓ વડે, ભક્ષણ કરવા યોગ્ય અન્ન વડે, (શરીરના વા બુદ્ધિના) પ્રકાશ વડે, ને (સદાચરણ તથા સ્વાધ્યાયથી ઉપજતા) બ્રહ્મતેજવડે તૃપ્ત થાય છે.

હવે, **व्यानाय स्वाहा**—આ બીજી આહુતિ વિષે કહેવામાં આવે છે

अथ यां द्वितीयां जुहुयात्तां जुहुयाद्व्यानाय स्वाहेति व्यानस्तृप्यति ॥२॥

અર્થ—હવે જે બીજી આહુતિ હોમે તે **व्यानाय स्वाहा** આ મંત્ર વડે હોમે તેથી વ્યાન તૃપ્ત થાય છે

व्याने तृप्यति श्रोत्रं तृप्यति चन्द्रमास्तृप्यति चन्द्रमसि तृप्यति दिशस्तृप्यन्ति दिक्षु तृप्यन्तीषु यत्किञ्च दिशश्च चन्द्रमाश्चाधितिष्ठन्ति तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥२०॥

અર્થ—વ્યાન તૃપ્ત થયે શ્રોત્ર તૃપ્ત થાય છે, શ્રોત્ર તૃપ્ત થયે ચન્દ્રમા તૃપ્ત થાય છે, ચન્દ્રમા તૃપ્ત થયે દિશાઓ તૃપ્ત થાય છે, દિશાઓ તૃપ્ત થયે જેના પ્રતિ દિશાઓ અને ચન્દ્રમા (સ્વામીપણા વડે) સ્થિત હોય છે તે તૃપ્ત થાય છે વળી તેની તૃપ્તિ પછી (ભોક્તા) પ્રજા વડે, પશુઓ વડે, ભક્ષણ કરવા યોગ્ય અન્ન વડે (શરીરના વા બુદ્ધિના) પ્રકાશ વડે, અને બ્રહ્મતેજ વડે તૃપ્ત થાય છે

હ[illegible]**गाय स्वाहा** આ ત્રીજી આહુતિનું નિરૂપણ થાય છે—

अथ यां तृतीयां जुहुयात्तां जुहुयादपानाय स्वाहेत्यपानस्तृप्यति ॥३॥

અર્થ—પછી જે ત્રીજી (આહુતિ) હોમે તે **अपानाय स्वाहा** આ (મંત્રવડે)

હોમે (તેથી) અપાન તૃપ્ત થાય છે

अपाने तृप्यति वाक्तृप्यति वाचि तृप्यन्त्याग्निस्तृप्यत्यग्नौ तृप्यति पृथिवी तृप्यति पृथिव्यां तृप्यन्त्यां यत्किञ्च पृथिवी चाग्निश्चाधितिष्ठत स्तत्तृप्यति तस्यानुतृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥२१॥

અર્થ—અપાન તૃપ્ત થયે વાણી તૃપ્ત થાય છે, વાણી તૃપ્ત થયે અગ્નિ તૃપ્ત થાયછે, અગ્નિ તૃપ્ત થયે પૃથિવી તૃપ્ત થાયછે, પૃથિવી તૃપ્ત થયે જેના પ્રતિ પૃથિવી અને અગ્નિ (સ્વામીપણા વડે) સ્થિત હોય છે તે તૃપ્ત થાય છે, વળી તેની તૃપ્તિ પછી (ભોક્તા) પ્રજા વડે, પશુઓ વડે, ભક્ષણ કરવા યોગ્ય અન્ન વડે (શરીરના વા બુદ્ધિના) પ્રકાશ વડે, અને બ્રહ્મતેજ વડે તૃપ્ત થાય છે

હવે समानाय स्वाहा આ ચોથી આહુતિનું વર્ણન થાય છે

अथ यां चतुर्थीं जुहुयात्तां जुहुयात्समानाय स्वाहेति समानस्तृप्यति।

અર્થ—પછી જે ચોથી (આહુતિ) હોમે તે समानाय स्वाहा આ (મંત્ર વડે) હોમે તેથી સમાન તૃપ્ત થાય છે

समाने तृप्यति मनस्तृप्यति मनसि तृप्यति पर्जन्यस्तृप्यति पर्जन्ये तृप्यति विद्युत्तृप्यति विद्युति तृप्यन्त्यां यत्किञ्च विद्युच्च पर्जन्यश्चाधितिष्ठत स्तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥

અર્થ—સમાન તૃપ્ત થયે મન તૃપ્ત થાય છે, મન તૃપ્ત થયે પર્જન્ય તૃપ્ત થાય છે, પર્જન્ય તૃપ્ત થયે વીજળી તૃપ્ત થાય છે, વીજળી તૃપ્ત થયે જેનો પ્રતિ વીજળીને પર્જન્ય (સ્વામિપણાવડે) સ્થિત હોય છે તે તૃપ્ત થાય છે,વળી તેની તૃપ્તિ પછી (ભોક્તા) પ્રજાવડે, પશુઓ વડે, ભક્ષણ કરવા યોગ્ય અન્નવડે, (શરીરના વા બુદ્ધિના) પ્રકાશ વડે, ને બ્રહ્મ તેજ વડે તૃપ્ત થાય છે

હવે उदानाय स्वाहा આ પાંચમી આહુતિનું કથન થાય છે

अथ यां पञ्चमीं जुहुयात्तां जुहुया दुदानाय स्वाहेत्युदान स्तृप्यति।

અર્થ—પછી જે પાંચમી (આહુતિ) હોમે તે उदानाय स्वाहा એ (મંત્રવડે) વડે, તેથી ઉદાન તૃપ્ત થાય છે,

उदाने तृप्यति त्वक्तृप्यति त्वचितृप्यन्त्यां वायु स्तृप्यति वायौ तृप्यत्याकाश स्तृप्यत्याकाशे तृप्यति यत्किञ्च वायुश्चाऽऽकाश श्चाधि तिष्ठत स्तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥

અર્થ—ઉદાન તૃપ્ત થયે ત્વચા તૃપ્ત થાય છે, ત્વચા તૃપ્ત થયે વાયુ તૃપ્ત થાય છે, વાયુ તૃપ્ત થયે આકાશ તૃપ્ત થાય છે, આકાશ તૃપ્ત થયે જેના પ્રતિ વાયુ તથા આકાશ (સ્વામીપણાવડે) સ્થિત હોય છે તે તૃપ્તથાય છે, વળી તેની તૃપ્તિ પછી (ભોક્તા) પ્રજા વડે, પશુઓ વડે, ભક્ષણ કરવાયોગ્ય અન્ન વડે (શરીર વા બુદ્ધિના) પ્રકાશ વડે ને બ્રહ્મ તેજ વડે તૃપ્ત થાય છે વૈશ્વાનર વેત્તાનું કરેલુ અગ્નિ હોત્ર અનન્ત કરવાનું છે એમ જણાવવા પ્રસિદ્ધ અગ્નિહોત્રનું અસારપણું જણાવે છે.

स य इदम विद्वानग्निहोत्रं जुहोति यथाऽङ्गारानपोह्य भस्मनि जुहुयात्तादृक् तत्स्यात् ॥१॥

અર્થ—જે કોઇ આ (કહેલી વૈશ્વાનર વિદ્યા) નહિ જાણતો હોવા છતાં અગ્નિ હોત્ર હોમે છે, તે અંગારાઓને દૂર કરીને રાખમાં હોમ કરે (જેવું હોમવું થાય) તેના જેવું (વૈશ્વાનર વેત્તાના અગ્નિહોત્રની અપેક્ષાએ તેનું) તે (અગ્નિ હોત્રમાં હોમવું) થાય છે

વૈશ્વાનર વિદ્યાને જાણીને ભોજન કરનારાની સ્તુતિ વડે પ્રાણાગ્નિ હોત્રની શ્રેષ્ઠતા જણાવે છે

अथ य एतदेवं विद्वानग्निहोत्रं जुहोति तस्य सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु सर्वेष्वात्मसु हुतं भवति ॥२॥

અર્થ—હવે જે આને એવી રીતે જાણતો છતો અગ્નિ હોત્ર હોમે છે (ભોજન કરે છે) તેનું સર્વ લોકોમાં, સર્વ ભૂતોમાં, (ને દેહેન્દ્રિયાદિરૂપ) સર્વ આત્માઓનું હોમેલુ (ભોજન કરેલુ) થાય છે

तद्यथेषीकातूलमग्नौ प्रोतं प्रदूयेतैवं हास्य सर्वे पाप्मानः प्रदूयन्ते य एतदेवं विद्वानग्निहोत्रं जुहोति ॥३॥

અર્થ—તે જેમ ઇષીકાનુ (મુંજના મધ્યમાં રહેલા સળીનુ) તૂલ અગ્નિમાં

નાખ્યું (છતાં ફરીવાર) બળી જાય છે, તેમ જે આને એવી રીતે જાણતો છતો અગ્નિહોત્ર હોમે છે (ભોજન કરે છે), આનાં (પ્રારબ્ધ રૂપ પાપથી ભિન્ન) સર્વે પાપો બળી જાય છે.

હવે એવા વિદ્વાનને દોષનો સ્પર્શ થતો નથી એમ જણાવે છે—

'तस्मादु हैवंविद्यद्यपि चाण्डालायोच्छिष्टं प्रयच्छेदात्मनि हैवास्य तद्वैश्वानरे हुतं स्यादिति तदेष श्लोकः ॥४॥

અર્થ—તેથી જ એવી રીતે જાણનાર જો કદી ચંડાળને ઉચ્છિષ્ટ આપે, (તોપણ) આનું તે હોમેલું (ચંડાળ શરીરમાં સ્થિત) આત્મારૂપ વૈશ્વાનરમાં થાય છે, (અધર્મનો હેતુ નથી થતું)

यथेह क्षुधिता बाला मातरं पर्युपासत एवं सर्वाणि भूतान्यग्निहोत्र मुपासत इत्यग्निहोत्र मुपासत इति ॥२४॥

અર્થ—જેવી રીતે અહીં (લોકમાં) ભૂખ્યાં બાળકો માની (તે અમને ક્યારે અન્ન આપશે એમ) ઉપાસના કરે છે, એવી રીતે સર્વે ભૂતો (એમ જાણનારના) અગ્નિહોત્રની (ભોજનની) ઉપાસના કરે છે*

**ऋग्वेद शांखायनी संहिता** પ્રમાણે સદરહુ પાંચ આહુતિનાં ચોખા દાંતને સ્પર્શ ન કરે, એ પ્રમાણે ગ્રાસ લેવાના છે. તથા તે પછી હાથ ધોઇ, શિખા છોડી આંખ કાનને સ્પર્શ કરી મુખામુખ ભોજન કરવા જણાવ્યું છે તે સંબંધી વાક્ય નીચે મુજબ છે;

"इत्येव महामौनी दंतै रस्पृशन्हुत्वा पात्रं विमुच्य हस्तं प्रक्षाल्य शिखां विमुच्य जलं स्पृष्ट्वा यथा सुखं भुञ्जीत।"

---

* આ પ્રકરણનો મર્મ સમજાવતાં બંગાળાના સુપ્રસિદ્ધ પંડિત કોકિલેશ્વર ભટ્ટાચાર્ય વિદ્યારત્ન એમ. એ. કહે છે કે [illegible] આ ભાગને પ્રાણાગ્નિહોત્રનું નામ આપેલું છે એક જ પ્રાણશક્તિ આધિદૈવિક અને આધ્યાત્મિક—એ બન્ને રૂપે અભિવ્યક્ત થયેલી હોય છે આપણે જે નિત્ય ભોજન કરીએ છીએ, તેથી પ્રાણની તૃપ્તિ પામે છે પ્રાણની તૃપ્તિથી આખા વિશ્વની અને તે વિશ્વના અભિમાની આત્મા વૈશ્વાનર (વિરાટ્) પુરુષને તૃપ્તિ થાય છે એવી ભાવના કરવાથી દૈનિક ભોજનથી માત્ર પોતાને સુખ થાય છે, અથવા પોતાને તૃપ્તિ થાય છે તેવા બોધને બદલે ભોજનદ્વારા વિરાટપુરુષને તૃપ્તિ થાય છે, એવો બોધ પ્રતિષ્ઠિત થાય છે એમ થવાથી લાલસાનો ક્ષય અને સમસ્ત જગતને વિષે આત્મબોધ થાય છે—પર અને સ્વ એકરૂપ થાય છે. પ્રાણાગ્નિહોત્રનો મર્મ એ જ છે ઉપનિષદનો ઉપદેશ.

મનુસ્મૃતિના ઉપર કહેલા પરમા શ્લોકમાં બીજી બાબત એવી છે કે પોતાનું જમતાં બાકી રહેલું અન્ન કોઈને આપવું નહિ. તે બાબતમાં એમ કહેવામાં આવે છે કે પોતાનું જમતાં વધેલું અન્ન જો બીજાના ખાવામાં આવે છે, તો તે માણસના પાપ ઉચ્છિષ્ટ મુકનારને લાગે આવે છે બીજી રીતે વિચારવામાં આવે તો ઉચ્છિષ્ટ મુકનારના રોગ વગેરે ઉચ્છિષ્ટ ખાનારને જવા સંભવ રહે છે, ઉપર પંચમાહુતી દેવાવાળાને તે લાગુ તો નથી, એમ બતાવ્યું છે એતો નિર્વિવાદ વાત છે અને તેમ હોય પરન્તુ આપણામાં ઉચ્છિષ્ટ ન રાખવું એ શાસ્ત્રની આજ્ઞા અનુસાર ગણાય છે, તથા બ્રાહ્મને ઉચ્છિષ્ટ આપવામાં પુણ્ય માનવામાં આવે છે, તે ઉપરના એ પ્રસવાધને બાધક નહિ હોય, એમ જણાય છે.

સદરહુ શ્લોકમાં અતીવ ભોજન ન કરવા આજ્ઞા છે તે બાબત તેમ ન કરવાથી થતાં પરિણામ તે પછીના શ્લોકમાં બતાવેલ છે —

अनारोग्य मनायुष्य मस्वर्ग्यं चाति भोजनम् ।
अपुण्यं लोकविद्विष्टं तस्मात्तत्परिं वर्जयेत् ॥५७॥

અર્થ—અતિ ભોજન કરવાથી આરોગ્યનો તથા આયુષ્યનો નાશ થાય છે અને તેથી સ્વર્ગ મળતું નથી, તે પાપરૂપ તથા લોકમાં નિન્દા પાત્ર ગણાય છે, તેટલા માટે અતિ ભોજન કરવું નહિ.

આહાર કેટલો હોવો જોઈએ, તે आह्निक चन्द्रिकामांમાં બતાવેલછે કે—
“सत कृत्स्नं ग्रासं साङ्गुष्ठं निःशब्दं ग्रसआहार शक्ते र्भागद्वयं भुञ्ज्यात्।”
આ જોતાં, આહારની શક્તિ હોય તેના બે ભાગ ભોજન કરવું. એટલે, એક ભાગ ઓછું ખાવું

वाजसनेयी आह्निक सूत्र માં आपस्तम्ब નું વાક્ય છે કે—

अष्टौग्रासा मुनेर्भक्ष्याः षोडशाऽरण्य वासिनः ।
द्वात्रिंशत्तु गृहस्थस्य अमितं ब्रह्मचारिणः ॥

ભાવાર્થ કે, મુનીએ આઠ કોળીયા જમવું, વનમાં રહેનારે સોળ કોળીયા, ગૃહસ્થે બત્રીસ કોળીયા, અને ફક્ત બ્રહ્મચારિ માટે પ્રમાણ બાંધ્યું નથી

ભોજનનો વિષય પુરો કરતાં પહેલાં તે સંબંધી થોડું કહેવામાં આવે છે કે વિવાહના પ્રસંગ સિવાય સ્ત્રી તથા છોકરાં સાથે જમવું નહિ તે માટે કહેલછે કે —

“ विवाहं वर्जयित्वा न भार्यया शिशुभिः सह भुञ्जीतेति स्मृत्यर्थ सारः ।

અપૂર્ણ

ગુલાબરાય વિજયશંકર છાયા.

# ગતવર્ષ.

આજ દિન "ત્રિમાસિક" જ્ઞાતિજનની સહાયતાથી પોતાનું પાંચમું વર્ષ પુરૂં કરી છઠ્ઠું વર્ષ શરૂ કરેછે શ્રી હાટકેશ્વરનો પાટોત્સવ તેજ આ બાળકની જન્મ તિથિ છે ગત વર્ષ દરમ્યાન આ બાળક તથા તેનાં ઉદાર પોષક જ્ઞાતિનું અવલોકન અસ્થાને નહિજ ગણાય.

સુવિખ્યાત વૉટસન મ્યુઝીયમ ક્યુરેટર વે. મુ. આચાર્ય વલ્લભજીએ પોતાનો "લેખમાં નાગર" નો લેખ લગભગ પૂર્ણ કર્યો છે અને અન્ય સ્થળે 'નાગર'ને 'મૈત્રિક'ની સાથે જોડી દેવા કરેલ પ્રયત્નને તેમણે તાત્કાલિક યોગ્ય જવાબ દેવા જેવું સાધન આપ્યું છે એજ ગયા વર્ષના 'ગત વર્ષ'ના લેખમા અમોએ કરેલ સુચના મુજબ આવા ઐતિહાસિક લેખોની ઉપયોગિતા અને આવશ્યકતા સિદ્ધ કરી આપે છે. આ જગોએ આપણા ભાઇઓ પોતાના વડવાનાં જીવન ચરિત્ર લખી મોકલવામાં જરૂ પછાત જણાયા છે કેમકે ગત વર્ષમાં પરમ પૂજ્ય ગવરીશંકર ઉદયશંકરનું વૃત્તાંત ને તે ઉપરાંત એકાદ બે બીજા વૃત્તાંતો મળ્યા છે તે પુરતાં ગણાય તેમ નથી. માટે તે બાબત તરફ લક્ષ આપવા વિનતી કરવામાં આવેછે તેની સાથે ધર્મ વ્યવહારનો રા. ગુલાબરાય બચાનો લેખ પણ જ્ઞાતિ જનમાં—જેઓને શાસ્ત્ર મેળવવાં મુશ્કેલ હોય તેને—જાણવા જોઇતા ધર્મ વ્યવહારનો સારો ખ્યાલ આપેછે.

વર્ષ શરૂ થતાંજ ત્રણ વર્ષ સુધી તંત્રી પદે વિરાજીત રા. શંકરપ્રસાદ કૈલાસવાસી થયા અને ત્રિમાસિકે એક યશસ્વી બાહોશ તંત્રી સદાને માટે ખોયોછે. તેમનું જીવન વૃત્તાંત આપવા અમોએ જાહેર કરેલ, પણ અમુક કારણોને લઇ ગયા વર્ષમાં તે વાચકવૃન્દને અર્પણ કરી શક્યા નથી. તે માટે ક્ષમા તેઓ આપશે.

ઉપરની ખાલી પડેલ જગા ઉપર ભાવનગરના રા. મનશંકર પીતાંબરદાસ નવા તંત્રી તરીકે નીમાયા છે ત્રિમાસિક કમીટીના બંધારણમાં ફેરફાર થઇ મેમ્બરોની સંખ્યામાં પણ વધારો થયો છે અને તે સબંધી છેવટ લાવવા તજવીજ ચાલુ છે

જણાવવાને દિલગીરી ઉપજે છે કે "નાગર" જે ધીમે ધીમે પોતાનો માર્ગ કર્યે જતું હતું તે અવસાન પામ્યું છે પરંતુ લાઠિ લો "નાગર વિજય"નો ઉદ્ભવ થયો છે જેને અમો વધાવી લઇએ છીએ આ રસ્તે યત્નની આવશ્યકતા સ્પષ્ટ રીતે જાહેર થઇ ચુકી છે

કેળવણી તરફ નજર કરશું તો ગત વર્ષમાં આપણી કોમમાંથી વે. મ. રવિશંકર વલ્લભજી આચાર્યે એકજ એમ એ. ની પરિક્ષામાં સફળ થયા છે, અને

આગલા વર્ષમાં બે થયા હતા, સાત નવા એલ એલ બી. થયા છે અને તે પહેલાના વર્ષમાં ચાર થયા હતા રીવ્યુના વર્ષમાં એલ, એમ, એન્ડ એલ ત્રણ થયા છે તે તે પહેલાના વર્ષની સંખ્યા કરતાં એક વધુ છે તે લાઈનની ઉતરતી જુદી જુદી પરિક્ષામાં ૭ પાસ થયા છે તેઓ એકેક વર્ષમાં ઉંચી પરિક્ષા પસાર કરશે. ડીસ્ટ્રીક્ટ કોર્ટ પ્લીડરની પરિક્ષામા બે ગત વર્ષમાજ પસાર થયા છે પહેલાનાં વર્ષમાં ૧૪ બી એ થયેલ જે આ રીવ્યુના વર્ષમાં ૧૦ પસાર થયા છે આ વખતે ૧૩ ઇન્ટર આર્ટસમાં પસાર થયા ત્યાં ગયે વખતે ૧૭ પસાર થયા હતા. પ્રીવીઅસમાં ૧૭ ને તે પહેલાના વર્ષમાં ૧૧ પસાર થયા હતા. બી. એસ સી માં ૧ પાસ થયેલ છે જે તે પહેલાના વરસને મુકાબલે સરખુ પરિણામ છે મેટ્રીકનું પરિણામ ગયા વર્ષે ૨૭ના લાભમાં ઉતરેલ જે આ વખતે તે સંખ્યાથી પણ વધુ છે એસ સી ૪ માં ગયા વર્ષની પહેલાના વર્ષમાં બે જણ પસાર થયા હતા. ત્યાં ગયા વર્ષમાં કોઈ નથી. એ જરા નિરાશા ઉત્પન્ન કરે છે

ટેક્નીકલ કેળવણીમાં એન્જીનીયરની પરિક્ષામાં ૪ બીજા વર્ષમાં અને ૪ ત્રીજા વર્ષમાં એમ ૮ પાસ થયા છે પણ પહેલા વર્ષમાં કોઈ નથી. ચીજ્વીક એન્જીનીયર તરીકે એક વિદ્યાર્થિ તૈયાર થાય છે એનમર્સીજમાં આજ સુધીમાં પહેલાજ લાયશકર ની. દરખશકર જેતપોગ્વળા પસાર થયા છે તેને અમો ધન્યવાદ આપીએ છીએ. આ હુન્નરકળાની કેળવણીની શાખામાં જોઈએ તેટલા પ્રમાણમાં અભ્યાસ જારી થતો દેખાતો નથી. હાલની તે લાઈન તરફ વધતી જતી જીજ્ઞાસા પ્રમાણે યુવકોને આગળ આવવા આમંત્રણ કરીએ છીએ.

આપણી જ્ઞાતિના ઉછરતા બાળકો માટે ઉપરની કેળવણીમાં વખતે મદદની જરૂર પડે તેવાઓ માટે આ ઓફિસ દ્વારા રૂ. ૫૦૦ આશરે સ્કોલરશીપો અથવા મદદમાં આપવામાં આવે છે તેના રૂ ૨૦૦ મરહુમ તંત્રીના સ્મરણાર્થે તેમના દોસ્તો સંબંધીઓ તરફથી મળ્યા છે, આ પ્રમાણે જ્ઞાતિ હિતમાં જેજે ગૃહસ્થો સીધી કે આડકતરી રીતે મદદ કરતા રહે છે, તેમનો આ જગોએ ઉપકાર માનવામાં આવે છે વિશેષમાં ખુશી ઉપજાવનારી બાબત આ સંબંધે છે કે શ્રી મુંબઈ વડનગરા નાગર મંડળ સ્થપાયે હજી માત્ર બેજ વર્ષ થયાં છે અને તેવી ટુંક મુદત માં જે થોડું ભેગુ થઈ શક્યુ છે તેમાંથી પોતાનુ પગપુર કેળવણીને મદદમાં વાપરે છે નોંધ તેની અસ્થાને મનાશેજ નહીં અને તેવા પગલામાં આ મંડળ જે ઉચ્ચ અભિલાષ રાખે છે તેને માટે જેટલો ધન્યવાદ આપીયે તેટલો ઓછો છે

રીવ્યુના વર્ષમાં પણ આ ઓફિસ મારફતે મેટ્રીક વિદ્યાર્થીઓ માટે હમેશ મારફ અમદાવાદમાં સગવડ કરવામાં આવી હતી જેનો ૧૭ જુદાજુદા સ્થળના ભાઈઓએ લાભ લીધો હતો અને ઉક્ત મંડળે મુંબઈમાં પરિક્ષા વખતે આપણા ભાઈઓ માટે ખર્ચ વિના રહેવાની સગવડ એક ગૃહસ્થને અમુક રકમ

મદદ રૂપે આપી કરાવી હતી તે પણ નોંધ લેવા યોગ્ય ગોઠવણ હતી કેમકે આવે વખતે પાણીની મુશ્કેલી બહુજ માલુમ પડતી હતી અમદાવાદની ગોઠવણમાં જે તુટ આવી તે એક ગૃહસ્થે ઉપાડી લીધી છે અને અમને જણાવતા ખુશી હાસીલ થાય છે કે આજ ત્રણ વર્ષ થયા આ ગોઠવણ ચાલુ છે તેમા દરેક વર્ષે જુદાજુદા ગૃહસ્થોએ તે તુટ ઉપાડી લેવા આગળ આવ્યા છે તે એમ સાબીતી આપે છે કે આપણા ભાઇઓને વિદ્યાવૃદ્ધિ માટે સારી લાગણી છે

ગત વર્ષમાં ભાવનગરમાં એક રૂ ઉપડતા દરેક દીવાન કુટુંબે રૂા. ૫૦૦૦ની રકમ ભરી છે અને ત્યાંના છાત્રખાનાને જુદીજુદી રીતે રૂા ૧૨૦૦ ની ભેટ મળી છે, જુનાગઢમાં પણ રૂા. ૧૫૦૦૦ની કીમતની ભેટ જ્ઞાતિને મળી છે

કાઠિઆવાડમાંથી પહેલા ગૃહસ્થ નામદાર મુંબઇ સરકારની ધારાસભામાં બીરાજવા ભાગ્યશાળી થયા છે તે ભાવનગરના રા રા. લલ્લુભાઇ શામળદાસ છે.

શ્રી નૃસીંહદાસ જયંતીનો મહોત્સવ ગત વર્ષમાં ઘણે સ્થળે ઉજવવામાં આવ્યો હતો અને આવી રીતે ભક્તિનો રસ વધ્યાને સમજાય છે

ગયા વર્ષમાં વસ્તી પત્રક સંબંધી કાંઇપણ બની શક્યું નથી. પરંતુ હવે આવતા માર્ચ માસની તા ૧૧ને રોજ નામદાર સરકાર તરફથી નવી ગણતરી થશે. તો તે વખતે જેમ નામદાર સરકારને હકીકત આપવામાં આવશે તેમ તેનીજ એક નકલ અમારી ઓફીસમાં દરેક ગૃહસ્થ પોતાના કુટુંબ સંબંધી લખી મોકલાવશે તો મોટો ઉપકાર થશે અને આપણી જ્ઞાતિ સંબંધી જોઇતી હકીકત પુરી પડી રહેશે.

ગત વર્ષમાં એક નવો પ્રવાહ જ્ઞાતિ સંમ્મિલન અને કોન્ફરન્સ ભરવા સંબંધી શરૂ થયો છે તેમાં સહુને પ્રભુ સન્મતિની સાથે કાર્ય પરાયણતા બક્ષે કે ,તેવા ધોરણ જ્ઞાતિ હિતના શુભ કાર્યો ગતિમાન થાય.

જ્ઞાતિના વૃત્તાંતરૂપ પોતાના વાર્ષિક જીવનની સ્મરણ તરંગ માળા નૂતન વર્ષને પહેરાવતાં ગત વર્ષ તેને સંબોધે છે કે સ્વધર્મ નિરત જ્ઞાતિ સદ્ગૃહસ્થોએ જે ત્રિમાસિક રૂપ પાંચ વર્ષના બાળકનું લાલન પાલન પરમ વત્સલતાથી કર્યું છે તેને વિશેષ સંસ્કારી અને સરસ કરવામાં તેઓ પછાત પડશે નહિ એવી અનુભવીઓને દૃઢ શ્રદ્ધા છે.

ત્રિમાસિક—ઓફીસ

## સ્વર્ગસ્થ રા. રા. ચમનરાય હરરાય.

---

નોંધ લેતાં અમને દીલગીરી ઉપજે છે કે અમદાવાદના પ્રતિષ્ઠિત ચાવહારી

પ્રાત સ. રા. ચમનરાવ હરરાય ગઇ તા ૭ ફેબ્રુઆરીના રોજ ૬૪ વર્ષની વયે સ્વર્ગવાસ પામ્યા છે એવા દેશ પ્રત્યા વફાદારીનું જન ઉપડી જવાથી તેમના કુટુંબને તેમજ આમ જનોને એક રીતે મ્હોટી ખોટ પડી છે પરંતુ તેમના પુણ્યાર્થ પરાયણ જીવનનો સ્મરણ સ્તંભ તેઓ સર્વને તેમજ ઇતર જનોને પણ સર્વદા ઉત્તેજન આપવાને ઉભો છે તો તે સંયોગનો બનતો સદુપયોગ કરવામાં એવા ઉત્તમ પ્રાણ્યા-ત્માનું પ્રતર્પણ મેળવવું એજ ધર્મ કર્તવ્ય છે સ્વર્ગસ્થ રા રા ચમનરાવ હરરાયનો જન્મ તા ૮ ફેબ્રુઆરી ૧૮૪૬ના રોજ થયો હતો. બાલ્યપણ દરમીયાન ઘરમાં, કુટુંબમાં શાળામાં તેમ જ્ઞાતિ જનમાં સરકારી કેળવણી પામી સને ૧૮૬૫થી ૧૮૭૦ સુધી જુદી જુદી હાઇસ્કૂલોમાં અધ્યાપક તરીકે કામ કરીને તેમણે પોતાના જીવનનો ઉદયકાળ વ્યતીત કર્યો હતો પરંતુ રાજદ્વારનો શોખ હોવાથી સને ૧૮૭૧માં તેઓ કાઠિયાવાડ એજન્સિમાં નામદાર બ્રિટિશ સરકારની નોકરીમાં જોડાયા ત્યારથી તે સને ૧૯૦૨માં પેનશન ઉપર રીટાયર થઇ છેવટ પોતે અવસાન પામ્યા ત્યાં સુધી નોકરી ભરી રાજ સેવામાંજ તેમણે પોતાનું જીવન ગાળ્યું હતું. અને તે બધા અરસામાં પોતાના ઉપરી અમલદારોનો સંતોષ અને અન્ય જનોની પ્રીતી તેમણે એક સરખી રીતે મેળવી હતી પોતે માસ્તર હતા ત્યારે તેમજ એજન્સિમાં દફતરદાર, જ્યુડી સુપરીન્ટેન્ડેન્ટ, ડેપ્યુટી આ. પો. એજન્ટ, સ્ટેટ મેનેજર, વગેરે તરીકે ગમે તે અધિકારથી પોતાનું કામ કર્તવ્ય બજાવતા હતા ત્યારે તેમના જે અનુકરણીય સદ્ગુણો એક સરખી રીતે પ્રકાશી રહેલ તે કાર્યદક્ષતા, એકમના અને અનન્ય રાજ્ય ભક્તિ હતા

જે સ્ટેટમાં ગયા ત્યાં પણ તેમણે સારું કામ બજાવ્યું હતું. સરકાર પસંદ-ગીથીજ રાધનપુરમાં તેઓ ફરી વખત ના મરહુમ નવાબ સાહેબને ગાદી મળી તે વખતે ૧૯૦૦થી દીવાન તરીકે ગયા હતા ત્યારે ફરીને નામદાર મરહુમ નવાબ સાહેબની તબીયત બગડી અને એડમીનીસ્ટ્રેશન પણ તે વખતે કાયદા પ્રમાણે એડમીનીસ્ટ્રેટર નીમવા ના સરકારે ખુશી બતાવેલ પરંતુ તેઓએ તે રાજ્યના દીવાન પદ ઉપરથી તે જગ્યા લેવી પસંદ કર્યું નહી

તેમણે દરેક જગોએ કેવું કામ કર્યું હતું તેને માટે વિગત લખવા કરતાં જણાવવું બસ થશે કે તેમના મરણની નોંધ લેતાં કાઠિયાવાડના નામદાર એજન્ટ સાહેબ મે ડીવમાર્દેલ તા ૭-૨-૧૦ ના રોજ એજન્સી ગેઝેટમાં નીચે મુજબ લખે છે

(તરજુમો).

“આજે શ્રી ચમનરાવ હરરાયના મરણના સમાચાર જાણતાં એજન્ટ ટુ ધી ગવરનર સાહેબને ઘણીજ દીલગીરી ઉપજ થાય છે. શ્રી ચમનરાવ ઘણા વર્ષો સુધી દફતરદાર તરીકે અને પછી વખત ઘણી મેનેજડ એસ્ટેટ્સના સુપ્રી. તરીકે કાઠિયાવાડમાં હતા અને તેમણે માનનિય નોકરી અને માન સંપાદન કર્યું હતું. તેમના મરણથી આ પ્રાંતે એક પ્રૌઢ હિમતી અને પ્રમાણિક મિત્ર અને એજ-

નિયમે એક મોટ વર્તનવાળા જુનો નોકર ખોયો છે

ત્રિમાસિક ઓફીસ.

# ज्ञाति वर्तमान.

## જામનગર.

**નિમણુક-ફેરબદલી**—(૧) રા. છોટાલાલ સુરજશંકર જેઓ મ્યુનીસી પાલમાં અમદાવાદ ખાતે રૂા ૧૭૫થી ચીફ એન્જીનીયર તરીકે હતા તેઓ હાની સારંગપુર મીલમાં રૂા ૩૦૦થી ચીફ એન્જીનીયર તરીકે નીમાયા છે પોતાના મ્યુનીસી પાલ સાથેના લાંબા વખતના પરિચયથી જે પોતાના શેઠ અને કામદાર વર્ગમાં સારી લાગણી ઉત્પન્ન કરી શક્યા હતા, તેને પરીણામે તેમની વિદાયગીરી વખતે મજુર સાથ માનપત્ર તેમને તેઓ તરફથી ઇનાયત કરવામાં આવ્યું હતું

(૨) રા દુલેરાય છોટાલાલ અંજારીઆ (એમીક્સચરીસ્ટ) એક દીલ્હીના શેઠને ત્યાં રૂા ૧૦૦થી ભઠીયા વગેરેના સુપરિન્ટેન્ડેન્ટ નીમાયા છે.

## રાજકોટ.

**નીમણુંક**—(૧) રા. વેણીલાલ રઘુછોડદાસ બક્ષી બી. એ એલ એલ. બી. તાલુકે સુમના કારભારી રૂા ૧૫૦)ના પગારથી નીમાયા છે

(૨) રા બળવતરાય હરીશંકર બુચ બી. એ. પ્રીન્સીપાલ મેઇલ ટ્રેનીંગ કોલેજના પગારમાં માસીક રૂા ૧૦) નો વધારો આ વર્ષમાં મંજુર થતાં કુલ રૂા. ૧૯૦ નો પગાર થયો છે

(૩) રા લાભશંકર કલ્યાણરામ બક્ષી જેઓ જામનગરના ચિફ રેવન્યુ અધિકારીના શિરસ્તેદાર રૂા ૬૦) ના પગારથી હતા. તેઓ ભળતે પગારે કંડોરણા મામલતદાર નીમાયા છે

(૪) રે રુ હરજીવન અચળજી આચાર્ય ડીસ્ટ્રીક્ટ પ્લીડર તે જેતપુરના આ. બીમા વાળેરાની જાગીર સામેના દાવા સાંભળવાની કમીટીના બે મેમ્બરમાંના એક મેમ્બર નીમાયા છે

**સ્કોલરશીપ**—આદીના રહીશ રા. સદાશંકર મણીશંકર વૈશ્નવને નામદાર ઠાકાર સાહેબ બહાદુરે ખેતીવાડીના અભ્યાસ માટે આપેલી સ્કોલરશીપ રૂા ૧૫ ની બક્ષી છે

**ભેટ**—શ્રીયુત માધવલાલ મુનશીજી પાસે, "અનતજી બોર્ડીંગ હાઉસ"માં સતોહરામ હોલ" બણાવવાનું ખાત મુહુર્ત કરાવ્યું તે વખતે પોતાની સ્વર્ગસ્થ ધર્મ પત્નીના સ્મરણાર્થે રૂા. ૫૦૦ કમીટીને યોગ્ય લાગે તેવી રીતે વાપરવાની શરતે આપ્યા છે

## જુનાગઢ.

**સ્કોલરશીપ**—બનારસ નિવાસી મુનશીજીએ આવતી દીવાળી સુધી રૂ. ૧૦)ની માસીક સ્કોલરશીપ મી બાળકૃષ્ણને આપી છે

**નિમણુક-ફેરબદલી** વગેરે—(૧) રા. નુર્સીંદરાય બાપુભાઇ મજમુદાર એલ. એમ. એન્ડ એસ. જેઓ મુંબાઈની જમશેદજી જીજીભાઇ હોસ્પીટલમાં સરકારી ખાતામાં એસીસ્ટંટ હાઉસ સરજન તરીકે રૂ. ૧૦૦થી કામ કરતા હતા. તેઓ મળતે પગારે પાલણપુર એજન્સીમાં સરજન તરીકે નિમાયા છે
(૨) સુરત નિવાસી અને આજદીના નવ વર્ષ સુધી હોરો બોર્ગવેલ હેડ માસ્તર ગ. કેશવરામ વિઘ્નહરરામ મહેતા બી. એ. રાજકોટ આલ્ફ્રેડ હાઇસ્કુલના હેડ માસ્તર રૂ. ૨૦૦ થી નીમાયા છે તેમના માનમાં અન્ન મેળાવડો થયો હતો અને રૂપાના દાબડામાં વિદ્યાર્થીઓ તરફથી માનપત્ર અપાયું હતું પ્રમુખપદે મી. જેમ્સ સ્કોટ નિમાયા હતા. જેમણે પોતાનું ભાષણ પુરૂં કરતાં નીચેના શબ્દો કહ્યા હતા

> Honour & shame from no condition rise
> Act well thy part there all the honour lies.
> (Pope)

## ભાવનગર.

**નિમણુક અને ફેર બદલી**—(૧) રા. શાકરલાલ ઉંટાલાલ જેઓ કાઠિયાવાડના જપ્તી ખાતામાં જુના અનુભવી નોકર છે તેઓને જેતપુરના ભા. વાઘા નાગ હમીરની જાગીરના મેનેજર રૂ. ૮૦)થી નીમ્યા છે.

(૨) રા. વસતરામ મહીપતરામ ઓઝા બી. એ. જેઓ રાજકોટની આલ્ફ્રેડ હાઇસ્કુલમાં પહેલા આસી સ્ટેટ રૂ. ૧૨૦થી હતા તેઓ કાઠીઆવાડ એજન્સી કેળવણી ખાતાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઓફીસર તરીકે રૂ. ૧૨૫)થી નીમાયા છે

## પોરબંદર.

**વિદ્યોત્તેજન.**—ખભાલીઆના રહીશ રા. જીવનરામ કલ્યાણજીના અંતાણી મિરજાપી રજ્જલાલ જે પોરબંદરમાં તેમના સગાને ત્યાં અભ્યાસ કરતા હતા તેને શ્રીયુત મુનશી માધવલાલ ખુશી થઇ પોતાની સાથે કાશીપુરીમાં અભ્યાસ કરાવવા લઇ ગયા છે

**નાગર યુનીયનને ભેટ.**—શ્રીમાન મુનશીજીએ રૂ. ૧૦૦) ભેટ તથા મેમ્બરોમાં સદ્ગૃહસ્થોને પણ જુદી જુદી ભેટ આપી છે.

**નિમણુક.**—રા. દુર્લભરામ ઉમીયાશંકર પોટા જેઓ રાજકોટમાં વકીલાત કરતા હતા તેઓ સ. જામનગરના મહાલ આરકોટના મુન્સફ-માજીસ્ટ્રેટ રૂ. ૭૫)થી

નીમાયા છે

## ગોંડળ.

**નિમણૂક.**—અહીંના રહીશ રા. જમનાશંકર વિ. મહાશંકર ભુચ રાજકોટની આલ્ફ્રેડ હાઇસ્કુલમાં આસીસ્ટંટ માસ્તર નીમાયા છે

**મૃત્યુ.**—અહીંના રા. ન્યાલચંદ મુળચંદ જેઓ સુપરીન્ટેન્ડન્ટ ઓફ ઓરીસીઝ એન્ડ હજુર રેકર્ડનો દરજ્જો ભોગવતા હતા તેઓ ૫૧) વર્ષની ઉમરે કૈલાસવાસી થયા છે તેઓ પોતે માયાળુ અને શાન્તી ચાહનારા ગૃહસ્થ હતા અને તેમના જવાથી સ્ટેટે વફાદાર નોકર, વસ્તીએ મદદગાર શહેરી અને જ્ઞાતીએ એક ઉચ્ચ ભાવનાવાળા ગૃહસ્થને ખોયા છે પ્રભુ તેમના આત્માને શાન્તી આપો.

## દ્વારકાં

**"નાગર નિકેતન".**—અહીંના ધામમાં જાત્રાર્થે આવનારા નાગર બ્રાહ્મણો માટે કાંઇ ઉતારા વિગેરેની સગવડ નહોતી. તે માટે અહીંના નાગર મંડળની માગણી ઉપરથી જુનાગઢના સ્વર્ગસ્થ ગુલાબરાયના પૌત્ર રા. મણીરામ ત્રીકમરાયે ઉતારાની સગવડ કરી આપવા માટે દક્ષિણા મર્તિ મંદીર નજીકની જગ્યા બક્ષીસ આપી. તે ખુલ્લી મુકવાની ક્રિયા વડીયા દરબાર સાહેબને હાથે થઇ હતી સેક્રેટરી મી દુલ્લભજીએ સંમેલનનો હેતુ કહી સંભળાવી દરબાર સાહેબને મકાન ખુલ્લુ મુકવા વીનતી કરી. મકાન ખુલ્લુ મુકાયા પછી દરબાર સાહેબ તરફથી રા કૃપાશંકર ઓઝાએ મકાનથીજ સંતોષ નહિ પામતાં ઉતારુઓની બીજી જરૂર પડતી સગવડતાના સાધન માટે એક ફંડ ઉભુ કરવાની જાહેરાત જણાવી દરબાર સાહેબ તરફથી રૂ. ૧૦૧) તથા પોતા તરફથી રૂ. ૨૫) તે ફંડમાં અર્પ્યા હતા બાદ રીફ્રેશમેન્ટ લઇ મેળાવડો વિસર્જન થયો હતો

## ભુજ.

**નિમણૂકો તથા ફેર બદલી**—(૧) રા. અમૃતલાલ જટાશંકર માંકડ હાઇકોર્ટ પ્લીડરને કોરી ૩૦૦)થી ભુજ ન્યાયાધીશ નીમ્યા છે

(૨) રાપર ન્યાયાધીશની માંડવી, રા. મહીપતરામ અમરજીની અંજાર, રા. શામજી કરસનજીની મુંદ્રા બદલી થઇ છે

(૩) રા. મુળશંકર અમરજી ભુજ વહીવટદાર હતા. તેઓ મગતે પગારે હજુર ઠેઝરર થયા છે.

(૪) રા. વજેશંકર લાલજી નખત્રાણા કોર્ટના અવલ કારકુન નિમાયા છે અને તેની જગ્યાએ રા. બીહારીલાલ રૂગનાથજી કોરી ૬૦)થી નીમાયા છે.

**લહાણું.**—રા ભગવતીદાસ નરભેરામે કાશી આદિ યાત્રા કરી આવી શતચંડી તથા મહા રૂદ્ર કરી જ્ઞાતિ ભોજન સહીત મોટાનું લહાણુ કર્યું છે છેહ

સહાણ સવત ૧૯૬૯મા થયુ હતુ

મુંબાઇ.

વડનગરા નાગર મંડળ—

ડોનેશન—(૧) રા ડાક્તર કેશવલાલ જેશંકર ધોળકીયા (રામપુર) તરફથી રૂા. રૂ૫ મળ્યા છે

સ્કોલરશીપ ફંડ—(૧) રા હરજીવન રપશંકર માંકડ જામનગર તરફથી રૂા. ૧૦ ભેટ મળ્યા છે (૨) જામખંભાળીયાના નાગરી નાતના ગયા મહા માસના વિવાહને પ્રસગે ડોનેશન તરીકે રૂા. ૧૧–૮–૦ મોકલ્યા છે

સ્કોલરશીપો અપાઇ—માર્ચ ૧૯૧૦થી ડીસેમ્બર ૧૯૧૦ સુધી રૂા. ૩ ની એક પોરબંદર ખાતે ને એક ભુજ ખાતે ને રૂા. ૨ની એક જેતપુર ખાતે સ્કોલરશીપ આપી છે

આ ઉપરાંત જામનગર ખાતેની ધી ન્યુ ઈંગ્લીશ સ્કુલમાના વિદ્યાર્થીઓ ને ફીની મદદમા રૂા ગા દર માસે આપવામાં આવ્યા છે

# श्री नृसिंह महेतानी प्रयाण जयन्ति.

જુનાગઢના શ્રી નૃસિંહ ચોરાના સેવક મંડળ તરફથી આપણી જ્ઞાતિના શિરોમણી પુન્ય મહાત્મા ભક્ત કવિ શ્રી નૃસિંહ મહેતાના જીવનમાં તેઓએ શ્રી ગોપેશ્વર આરાધન કરવાની શરૂઆત કરી તે દિવસ અથવા આરાધનને અંતે શ્રી ગોપેશ્વર એમને પ્રસન્ન થયા તે દિવસ ચૈત્ર શુદ ૭ નો હતો. સબબ તેને એક માંગલિક દિવસ ગણી દરેક વિભાગમાં વસતા વડનગરા નાગરોએ તે ઉત્સવ તરીકે પાળવા વિનંતિ કરવામા આવેલ તે અનુસાર જે જે સ્થળે તે પ્રમાણે જયન્તિ ઉજવવામાં આવેલ તેનો ટુકો હેવાલ આપી આપવામાં આવે છે

જુનાગઢમા સાંજના પાંચ વાગતે શ્રી નૃસિંહ ચોરામાં લગભગ સાતસો માણસો એકઠા થયેલાં ક્રમ અનુસાર ગ્રથેલ કવિતાઓ પ્રથમ બોલાવવામાં આવેલ અને ત્યારબાદ કુંવરબાઇના મામેરાનું આખ્યાન થયુ હતુ. ભાવનગરમાં જીમખાનાના પ્રમુખે છપેલ પત્રિકાથી સાના સર્વ ભાઇઓને તે ઉત્સવમાં ભાગ લેવા આમંત્રણ આપ્યેથી મંડળ મહેલમા ૫૦૦–૬૦૦ ગ્રહસ્થો પધાર્યા હતા. પ્રમુખ તરફથી મહેતાજીના ગુણાનુવાદનું દિગ્દર્શન ભાષણદ્વારા કરાવ્યા બાદ રા કાન્તીપ્રસાદે ખાસ તે પ્રસંગ વાસ્તે બનાવેલ બે કાવ્યો ગાવામાં આવ્યાં હતાં અને ત્યારબાદ ગંદ વગેરે લઇ મેળાવડો વિસર્જન થયો.

તેવીજ રીતે અમરેલી–પોરબંદર–બાલાગામ–ગોધરા–વણાવડ–કરાંચી–મુંબઇ–મુન્દ્રા–રાજપીપળા–દ્વારકા–ઉના–વસઇ–સુરત–ઉના નામે ઠામોમાં આ ઓચ્છવ ઘણા ઉત્સાહ પૂર્વક ઉજવવામાં આવેલ હતો.

# त्रिमासिक.

પુસ્તક ૭ મું    ચૈત્ર શુદ ૧૪ સંવત્ ૧૯૬૭    અંક ૧ લો.


## वामनपुराणान्तर्गत
## श्री हाटकेश्वर प्रार्थना.

ऋतुध्वज उवाच    (अ ६४)

उवाच गम्यतां सुभ्रु   रुदंतीं पतिलालसां ।
गच्छस्व सुभगे देशं   सप्तगोदावरं शुभं ।
तत्रोपास्य महादेवं   महान्तं हाटकेश्वरं ॥७७॥

(अ ६५)

एतस्मिन्नन्तरे प्राप्ता   सर्व एवापिपार्थिवाः ।
द्रष्टुं त्रैलोक्यकर्तारं   त्र्यंबकं हाटकेश्वरं ॥१२०॥
इत्येवमुक्त्वा वचनं   वल्लभ्या अवतीर्य च ।
समासन्नागतो शंभो   गायन्ती गीतकान् शुभान् ॥११७॥

ॐ नमोऽस्तु शर्व शंभो त्रिनेत्र चारुगात्र त्रैलोक्यनाथ उमापते दक्षयज्ञविध्वंसकारक कामांगनाशन घोरपापप्रणाशन महापुरुष महोग्रमूर्ते सर्वसत्वक्षयंकर शुभंकर महेश्वर त्रिशूलधर स्मरारे गुहाधामन् दिग्वासः महार्चंद्रशेखर जटाधर कपालमालाविभूषितशरीर वामचक्षुः क्षुभितदेवप्रजाध्यक्ष भगाक्ष्णोः क्षयंकर भीमसेन नाथ पशुपते कामाङ्गदाहिन् चत्वरवासिन् शिव महादेव

પણ અગત્યના ભાગને કેવી અસર થવાનો સંભવ છે, શુભ પરિણામનું કારણ તેની દક્ષતા અને અશુભ પરિણામનું કારણ તેની અપયશગામિતા થઈ પડશે, વગેરે આત્મસ્વરૂપના વિચારપ્રતિ તેનું વલણ થતું આવતું હોય, તો શૈશવાવસ્થામાં તેણે સ્વધર્મનું પ્રતિપાદન કર્યું છે, એમ નિર્ભયતાથી કહી શકાશે સ્વધર્મનું પાલન કરવું, સ્વધર્મનું પાલન કરાવવું, વાણી અને કર્મથી સ્વધર્મનો જ ઉપદેશ આપવો, એટલા માટે તેનો જન્મ થયેલો છે, એ જ તેના જીવનનો મહોદ્દેશ છે શરીરના જુદા જુદા અવયવોના જુદા જુદા ધર્મો હોય છે, આખી પૃથ્વી ઉપર વસતી મનુષ્યજાતિનું પરમ લક્ષ્ય એક જ હોઇ શકવા છતાં, ખંડ ખંડપરત્વે, દેશ દેશ પરત્વે અને પ્રાંત પ્રાંત પરત્વે પૃથક્ પૃથક્ કર્તવ્યો હોઇ શકે છે અમુક એક અવયવના ઉપચય અપચયથી હરકોઇ અન્ય અવયવને તેમ જ આખા શરીરને પણ શુભાશુભ અસર થયા વિના રહેતી નથી તે જ નિયમ જનસમાજને સર્વાંગે લાગુ પડે છે તેટલા જ માટે આખી જનસમાજ અથવા તેના એક ભાગના સામાન્ય ધર્મોને કેળવવાની જેટલી આવશ્યકતા છે, તેટલી જ આવશ્યકતા તે ભાગના નાનામાં નાના વિભાગના વિશેષ ધર્મો કેળવવાની છે કૃષ્ણ, બુદ્ધ, ક્રાઇસ્ટાદિ ઇશ્વરાવતાર અથવા મહાત્માઓએ આખી જનસમાજને અમુક એક માર્ગે કેળવવાનો યત્ન કર્યા છતાં તેઓનો તે યત્ન ફલીભૂત થઇ શક્યો નથી સાંપ્રતકાળમાં થીઓસોફિકલ સોસાઇટી વગેરે મંડળો તેવો યત્ન કરવાને અમલ પરિશ્રમ ઉઠાવે છે, છતાં જૂદા જૂદા વિભાગોનું પોતપોતાના વર્તુલોમાં ઉદ્ઘાટન થવા દેવાની પૂરેપૂરી અગત્યતા છે, એમ તેઓથી સ્વીકાર્યા વિના રહેવાયું નથી તેટલા જ માટે પૃથ્વી ઉપર વસતી જનસમાજના એક વિભાગ તરીકે, આર્યા હિંદુસ્થાનની પ્રજા તરીકે, ગુજરાત અથવા કાઠિયાવાડમાં વસતી એક ઉપપ્રજા તરીકે આપણા જેમ સામાન્ય ધર્મોની મર્યાદા સંકુચિત અને પૃથક્ થતી જાય છે, તેવી રીતે નાગરજ્ઞાતિ તરીકે પણ આપણે બીજાઓની સાથે રહીને પણ પૃથક્ રીતે જે ઉદ્ઘાટન કર્યું છે—જે સ્થિતિમાં આપણે આપણને મૂક્યા છે—તે દૃષ્ટિએ આપણા કંઇક વિશેષ ધર્મો રચ્યા છે—કંઇક વિશેષ કર્તવ્યો નિર્માયાં છે તે વિશેષ ધર્મો અથવા કર્તવ્યોનું વ્યાખ્યાન કહો કે ઉપદેશ સ્થાપન કહો, કર્મક્ષેત્ર કહો કે પ્રગતિસાધન કહો, જે કહો તે કહો, પણ તેવો જ વિશેષ ઉદ્દેશ ત્રિમાસિકનો હોઇ શકે અને છે તેના જન્મની અપેક્ષા તે જ છે, તેમ જ તેના જીવનની અપેક્ષા પણ તેટલી જ છે છતાં તેના જીવનના નિર્વાહનું જોખમ આપણા પોતા ઉપર છે, તેને અકાળ મરણને શરણ થવા દઇ પરોક્ષ રીતે તેના ઘાતનું કારણ થવું, અથવા અપેક્ષિત સ્થિતિએ તેને પહોંચાડવું, તે માત્ર આપણી—સમગ્ર જ્ઞાતિની ઇચ્છા અથવા સત્તામાં જ રહ્યું છે

× × × ×

ઉપર્યુક્ત ઉદ્દેશ લક્ષમાં રાખી ત્રિમાસિકના છ વર્ષના જીવનનું અંતરાવલોકન કરશું તો જણાશે કે—તેની પ્રવૃત્તિનું કેન્દ્ર પરિષદની ચર્ચા હતી તે વિષયમાં વાણીથી થઇ શકે તેટલું વિચારનું નિદર્શન કરાવવામાં આવ્યું છે, તેથી હવે પછીને માટે વણીને કંઇક સમય વિશ્રાંતિ આપી કાર્યસાધક પગલાં લેવાની ત્રિમાસિક કમિટીએ યોજના કરવા ધારી છે, તે યોજના સફળ થાય, એટલી જ ઇચ્છા દર્શાવી આ પ્રસંગે વિરમવાનું જ ઉચિત ધારવામાં આવે છે તે સિવાય જ્ઞાતિના ઇતિહાસના અન્વેષણમાં સ્વર્ગસ્થ વેદમૂર્તિ વલ્લભજી હરિદત્ત આચાર્યજીએ જે ભગીરથ પ્રયત્ન આરંભ્યો હતો, તે પ્રયત્ન તો શું, પણ તેઓને પગલે-

ચાલવાનો પણ જોઇએ તેટલો ઉત્સાહ આપણામાં ઉત્પન્ન થયો નથી. જો પ્રત્યેક ગામ અને નગરનાં જ્ઞાતિજનો પોતાની જ્ઞાતિનો ઇતિહાસ સંગ્રહિત કરવા પ્રયાસ કરે તો તેમાંથી કચ્છ કાઠિયાવાડમાં વસતી આપણી જ્ઞાતિના પ્રાચીન ઇતિહાસ ઉપર થોડો પ્રકાશ પડી શકે તેમ નથી. ધર્મ સંબંધીનો વિષય તો એટલો બધો વિસ્તૃત અને સર્વત્ર સર્વકાળે એટલો બધો ચર્ચિત થતો જાય છે કે તે વિષયમાં આપણી જ્ઞાતિને વિશેષ શિક્ષણ કેટલું અને કેટલું અપેક્ષિત છે, તેનો નિર્ણય થઇ શકે નહિ છતાં તે વિષયમાં સ્વધર્મનિષ્ઠ રા. રા. શ્રી ગુલાબરાય વિજયશંકર જમાએ જે અવિરમ શ્રમ ઉઠાવ્યો છે, તે ઉપરથી સમાનુભવે આપણી જ્ઞાતિની ક્ષીણ થતી શ્રદ્ધા પુનરુજ્જીવિત થવાનાં ચિન્હો જણાય, તો તેઓના શ્રમનું સાર્થકપણું ગણાય

હાલ આખા દેશમાં જેની ગંભીર ખામી જણાય છે, તે કેળવણીનો વિષય છે. કેળવણીનો છૂટથી પ્રચાર કરવાને ઑનરેબલ ગોખલેએ આખા દેશ તરફથી હરકોઇ પ્રકારનો આર્થિકભોગ આપવાને માટે તત્પરતા દર્શાવી છે. હરકોઇ સમાજમાં જોઇએ તેવી અને જોઇએ તેટલી કેળવણીનો પ્રચાર થયો છે કે નહિ, તેનું માપ કાઢવું હોય તો તે સમાજના સ્ત્રીવર્ગની સ્થિતિ તપાસવી જોઇએ. ત્રિમાસિકે સ્ત્રીઓના લેખો માટે ઇનામો આપવાની સંસ્થા સ્થાપી છે, તેમાં બે હેતુઓ સમાયેલા છે. પ્રથમ અને મુખ્ય હેતુ તો અમુક લેખ લખવા પહેલાં તે લેખના વિષય માટે યોગ્ય જ્ઞાન સંપાદન કરવાને સ્ત્રીઓની અભિરૂચી ઉત્પન્ન થાય તે જ છે, પરંતુ તેવા લેખોના સ્વરૂપ ઉપરથી સ્ત્રીકેળવણીની કેવી સ્થિતિ છે, તે જાણી શકાય, તેવો બીજો હેતુ પણ છે. કોઇપણ વસ્તુની શક્તિનું માપ અન્ય વસ્તુની સાથે સરખામણી કરવાથી થઇ શકે છે. પ્રથમ બંગાળી સ્ત્રીઓ આત્મબળથી જ સાક્ષરોને પણ પ્રસન્ન કરે તેવા પ્રકારના પત્રો લખવા, પ્રસિદ્ધ કરવા અને તે સંબંધી સર્વ પ્રકારની વ્યવસ્થા કરવા શક્તિ ધરાવે છે, તે વૃત્તાંત આપણને આશ્ચર્ય ઉત્પન્ન કરવાની સાથે આપણી માન્યતાને કુંઠિત કરતો હતો, પરંતુ હવે આપણી પડોશમાં જ એટલે ગુજરાતમાંજ અને તે પણ ઘણો ભાગ આપણી જ્ઞાતિની સ્ત્રીઓથી જ લખાતું—એવું **સુંદરી સુબોધ** નામનું માસિક આપણી દૃષ્ટિ સમીપ સાક્ષાત્ થાય છે, ત્યારે તેની સાથે આપણા ત્રિમાસિકમાં આવતા સ્ત્રી લેખો સરખાવતાં હજુ આપણી જ્ઞાતિ કેળવણીમાં કેટલી બધી પશ્ચાત્ છે, તેનું ભાન થયા વિના રહેશે નહિ. તે વિષયમાં આપણી જ્ઞાતિએ કટિબદ્ધ થવું જ જોઇએ, જે કાર્ય પરિષદ્ વિના ભિન્ન ભિન્ન પ્રયત્નોથી થઇ શકશે કે કેમ, તે જોવા જેવું છે

અલબત, સંવત ૧૯૬૫-૬૬ની સાલે સંવત ૧૯૬૬-૬૭ની સાલમાં આપણી જ્ઞાતિના યુવકોના પરીક્ષાનાં પરિણામોની સરખામણી કરવામાં આવે તો કંઇક આશા ઉત્પન્ન કરે તેવું લાગે છે. એટલે એમ. એ, એલ. એલ. બી, બી. એ. જેવી ઉચ્ચ પરીક્ષાઓમાં પ્રથમના વર્ષ કરતાં ગતવર્ષમાં વધારે સંખ્યા વિજય મેળવવા પામી છે, એટલુંજ નહિ પણ મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં પણ ઓછી સંખ્યા પસાર થયેલ નથી, તે સાથે હુન્નર ઉદ્યોગ, વ્યાપાર અને ચિત્રકળાની પરીક્ષાઓમાં ઓછામાં ઓછા સાત વિદ્યાર્થીઓ પસાર થઇ શક્યા છે. તદુપરાંત કેટલાક વિદ્યાર્થીઓએ ઉચ્ચ નંબરે પાસ થઇને સ્કોલરશીપો અને ઇનામો મેળવવાને ભાગ્યશાળી થતાં જ્ઞાતિની પ્રતિષ્ઠામાં વધારો કર્યો છે, તે હકીકત કદાચ આપણને સંતોષ આપવાને બસ ગણીએ તો ગણી શકાય. પરંતુ આપણી જ્ઞાતિએ સમયની શ્રેણીમાં ઉત્તરોત્તર પરિશ્રમ કરીને જે અગ્રપદ પ્રાપ્ત કર્યું છે, તે પદ સાચવી રાખવાને તે હકીકત સમર્થ છે કે

નહિ, તેનોજ વિચાર કરવાનો છે જીવન કલહમાં પોતાના અસ્તિત્વ માટે જેઓની સાથે આપણે સ્પર્ધા કરવાની છે, તે સ્પર્ધામાં ટકાવી રાખવાનું ઉપરના પરિણામોમાં સામર્થ્ય છે કે નહિ, તે પ્રશ્નનો ઉત્તર નકારમાંજ આવી શકે, એમ હાલમાં આપણા યુવાનોને ભોગવવી પડતી હાડમારીથી સિદ્ધ થઈ શકે છે

વિશ્વનિયમાનુસાર આપણી જ્ઞાતિ તરફ ભિન્નભિન્ન રાજકર્તાઓ પ્રીતિ અને વિશ્વાસથી જુએ છે, એમ તેઓ તરફથી જૂદાજૂદા રૂપોમાં મળેલી કદરથી જાણી શકાય છે નાગર જ્ઞાતિનો ઉદ્ભવ થતાંજ રાજકર્તાઓની સાથે તેઓનો ન તુટી શકે તેવો સબંધ ઉત્પન્ન થયો છે, જેને લઈને કાઠિયાવાડ, કચ્છ, ગૂજરાત અને હિંદુસ્થાનના જૂદાજૂદા ભાગોમાં આપણી જ્ઞાતિએ સમય સમયના રાજકર્તાઓની એકનિષ્ઠાથી અનેક સેવાઓ બજાવેલી છે તે સબંધ હમેશને માટે નભે એવી આપણી પ્રાર્થના છે

જે વિષયમાં ત્રિમાસિકનાં પૃષ્ઠોમાં વારંવાર ભાર મૂકીને ચર્ચા કરવાની જરૂર પડી છે, તે વિષય સ્વાર્થત્યાગનો છે અન્ય જ્ઞાતિઓ અથવા અન્ય પ્રજાઓ સાથે સરખાવતાં, કદાચ આપણી જ્ઞાતિ તેઓની સ્પર્ધા અથવા બરોબરી પણ ન કરી શકે તો તેનાં કારણો તો સમજી શકાય તેવાં છે તોપણ સર્વાત્મભાવવિદ્યામાં મચી રહેવામાં માન સમજનારા નાગર ગૃહસ્થો તે વિદ્યાનું પ્રથમ પદ, ત્યાગ વૃત્તિને ક્રિયાથી દર્શાવી ન શકે તો તેથી તેઓની માનસિક રચનામાં કેવાં પરમાણુઓનો ખામચો થયો છે, તે સહજ સમજી શકાય છે છતાં તે વિષયમાં પણ નોંધ લેવા જેવું બની શક્યું છે, તેથી કંઈ ઓછો સંતોષ થતો નથી કાશી નિવાસી શ્રીયુત રાજા માધવલાલ મુન્શીજી તરફથી સ્થપાયેલી બે સ્કોલરશીપો, મુંબઈ વડનગરા નાગર મંડળ તરફથી આપવામાં આવતી ચાર સ્કોલરશીપો, ભાવનગર નાગર છાત્રખાના તરફથી ત્યાંના મેમ્બરો વગેરે તરફથી તેમજ કેટલાક ગૃહસ્થોની આર્થિક સાહાય્ય સહ-વર્તમાન જૂદાં જૂદાં સાત વાર્ષિક ઇનામો સહિત ઉઘાડવામાં આવેલી મેટ્રીક્યુલેશન ક્લાસ, ત્રિમાસિક ઓફિસ તરફથી સ્થપાયેલ આર્ટિકલોને માટે ઇનામો તથા અદ્યાપિપર્યંત અપાયેલી રૂ. ૧૦૧૦ સુધીની સ્કોલરશીપો, રાજકોટના અનંતજી બોર્ડિંગ હાઉસને વસાવડના તાલુકદાર રા. રા. પ્રભાશંકર રાજારામ તરફથી પોતાના સ્વર્ગસ્થ બંધુ સંતોકરામના સ્મર્ણાર્થે મકાન બાંધવા અપાયેલ રૂા ૬૦૦ની, શ્રીયુત રાજા માધવલાલ મુન્શીજી તરફથી રૂા ૫૦૦ની અને રા. રા. શ્રી અમૃતલાલ રણછોડદાસ બક્ષીજી તરફથી રૂા ૫૦૦ની રકમની અપાયેલી બક્ષીસો, જૂનાગઢના સ્વર્ગસ્થ રા રા શ્રી ત્રિકમરાય ન્યાલચંદનાં વિધવા, બાઇ મણિકુંવર તરફથી શ્રી વૃદ્ધિ ચોરાંના સદાવ્રતના ફંડમાં રૂ. ૫૦૦૦ તથા જૂનાગઢ નિરાશ્રિત નાગર ફંડમાં રૂા. ૫૦૦૦ની અપાયેલી રકમો, ગણદેવીના નાગર ગૃહસ્થો તરફથી ગામની વૈદિક પાઠશાળા વગેરે જે કંઈ છુટક છુટક પણ યોગ્ય દિશામાં સ્વાર્પણવૃત્તિઓ પ્રકટ થતી જોવામાં આવે છે, તે ઉપરથી અત:પર ભવિષ્યમાં કંઈ સારી આશા નવાનું કારણ મળે છે

છેવટે, નામદાર બ્રિટિશ સરકાર ૧૦ આ વર્ષે થયેલ વસતિ ગણતિની સાથેજ કચ્છ કાઠિયાવાડની આપણી જ્ઞાતિની વસતિની ગણતિનું કામ તૈયાર કરવામાં આવ્યું છે યોગ્ય પ્રસંગે તે ઉપરથી પ્રાપ્ત થતી સ્થિતિનું અવલોકન કરાવવાનું બની શકશે તો તેવો પ્રયાસ કરવામાં આવશે તોપણ તે વિષયમાં સખેદ નોંધ લેવાની જરૂર પડે છે કે—આપણી આખી નાગરજ્ઞાતિને અભિમાનરૂપ જે મહાદેવો હતા, તેમાંના અવશિષ્ટ રહેલા આ પત્ર અને

સંસ્થાના નેતારૂપ, સંસ્કૃત ભાષાના અભ્યાસમાં અગ્રણી ગણાતા, ધર્મનો મર્મ સમજવામાં અને સમજાવવામાં અદ્વિતીય, પ્રાચીન શોધમાં કરેલા કાર્યોથી હિંદુસ્થાનના પ્રસિદ્ધ વિદ્વાનોની પંક્તિમાં મૂકાયેલ અને તે જ કારણથી અંગ્રેજ અધિકારીઓનું પ્રીતિપાત્ર થઈ પડેલા વેદમૂર્તિ વલ્લભજી હરિદત્ત આચાર્યજીના સ્વર્ગવાસથી જેમ આ સંસ્થા અને પત્રને ખામી આવી છે, તેથી સહસ્ત્રગણી ખામી કચ્છ કાઠિયાવાડની આપણી આખી જ્ઞાતિને આવેલી છે, તદુપરાંત, પ્રમાણિકપણાથી રાજસેવામાં અપ્રતિમ મનાયેલ રા. રા. શ્રી ચમનરાય હરરાય, મુત્સદ્દીપણામાં તેમ જ ધર્મપાલનમાં અનુપમ રા. રા. શ્રી વેણીશંકર ગૌરીશંકર અને અકાળ કાળને વશ થઈ ગયેલ રા. રા. શ્રી સારાભાઈ વિજયશંકરના સ્વર્ગવાસની નોંધ લેતાં કલમ પણ કુંઠિત થઈ જાય છે! છતાં જગદાત્મા પરમેશ્વરે નિર્મિત કરેલ ચક્રની ગતિને અધીન થવાનો જ મનુષ્યધર્મ સમજી તેઓના સદ્ગુણો અને સત્કર્મો ભવિષ્યની પ્રજાને દૃષ્ટાંતરૂપ થઈ પડે, એટલું જ ઇચ્છવા યોગ્ય છે

• -

ત્રિમાસિક અને ત્રિમાસિકના સંબંધીઓની એ ગત વર્ષની કથા છે, પૂર્વાભિમુખ ગતિમાં અસ્ખલન થવા માટે પશ્ચાદવલોકન આવશ્યક છે કંઇક ખોવું અને કંઇક મેળવવું અપચય અને ઉપચય, એ વસ્તુમાત્રનો સ્વભાવ છે વિકાસક્રમ (Evolution) માં પ્રત્યેક વસ્તુને એક સાદી સ્થિતિમાંથી મિશ્રિત-સંગીન સ્થિતિમાં પ્રસાર થવાને માટે પ્રલય (Dissolution) ની સ્થિતિમાં આવવું પડે છે અલ્પાંશ વસ્તુને તેવી સ્થિતિ અલ્પસમયમાં અને અધિકાંશ વસ્તુને તેવી સ્થિતિ અધિક સમયમાં પ્રાપ્ત થાય છે તે સમયના અંતરને આપણાં શાસ્ત્રોએ યુગની સંજ્ઞા આપેલી છે ગયા સાઠ વર્ષોના યુગનું આપણી જ્ઞાતિનું સરવૈયું તપાસશું તો તેમાં વસ્તુ ગતિના નિયમ પ્રમાણે વિવિધ પ્રવૃત્તિઓથી શક્તિના અંતર્ધાન (Absorption of Motion) અને સ્થૂલતાના ઐક્યતાના વિયોજન (Disintegration of Matter) નીજ ગીર્ણીક રહી હતી જેથી સમૃદ્ધતાનો ભંગ અપરિહાર્ય હતો પરંતુ તેની ઘટનાને ઇશ્વરી નિયમ અથવા વિશ્વનિયમ કહીએ તો તે તેવા જ અનુક્રમણીય નિયમનું પરિણામ જ હતું યુગ બદલાયો છે, પુનર્યોજન (Redistribution) નો આરંભ થવા માંડ્યો છે અમુક પ્રદેશની મર્યાદામાં ભરાઈ રહી માત્ર નિજ વિકાસમાં નિકસવાનો કાળ સમાપ્ત થયો છે આપણા વિકાસ ક્રમના ક્ષેત્રની મર્યાદા જૂનાગઢથી ભૂજ અથવા જામનગરથી ભાવનગરની દીવાલો તોડી અગાધ વિશાળતા મળી ગઈ છે આપણા યુવાનોને માટે સેવા જેવી દીનવૃત્તિને બદલે અનેક ઉદાર માર્ગો ખુલ્લા થયા છે લગભગ ભેદાન્તર વર્ષનો આપણી જ્ઞાતિનો માલુમ પડતો ઇતિહાસ તપાસશું તો જણાશે કે તેવાં અનેક પરિવર્તનોથી આપણે ટેવાયેલા જ છીએ. ગયા યુગના અંતભાગમાં આપણે કચ્છી અને બરડીને દૂર કરી દીધેલ છે, કદમ પણ ખુલી જ રહી નાખી છે હવે પછીની આપણી પ્રજા ગમાભિકૂઓ ગમે ત્યાં ગોઠવે છતાં તેઓના ક્ષેત્રનું પરિધ તો ટોકીયોથી આફ્રિકા અને લંડનથી ન્યુઝીલાંડ સુધી વિસ્તારાયેલું હોવું જોઈએ ધૈર્ય, આશા અને આગ્રહપૂર્વક ઉદ્યોગ એ આપણા પ્રવૃત્તિશાસ્ત્રો (Watch words) થાઓ! ઐક્ય, ત્યાગ, અને સ્વધર્મ એ આપણો મુદ્રાલેખ (Motto) રહો! શ્રી દ્વારકેશ્વર અને નરસિંહ ગઢેનો સર્વથા સર્વદા આપણા હૃદયમાં અચળ નિવાસ કરો!

તંત્રી.

# कच्छना प्राचीन नागर वीरो.

(મળેલું)

આપણી જ્ઞાતિના ઇતિહાસ વિશે ત્રિમાસિકના અંકોમાં કોઇ કોઇ પ્રસંગે છુટક છુટક જણાતો પ્રસિદ્ધ થયેલો જોવામાં આવે છે, તો પણ કાઠિયાવાડ અને કચ્છમાં પ્રથમ નાગરો ક્યારે અને ક્યાંથી આવ્યા, તેઓએ આજ દિવસ સુધીમાં શું શું જાણવા જોગ કાર્યો કર્યાં, તેઓની સામાન્ય તેમજ વિશેષ સ્થિતિ કેવી હતી, કેવા કેવા પ્રયોગોમાં તેઓનો અભ્યુદય અથવા પાત થયો, તે સંબંધી ચોખવટવાર વૃત્તાંત શોધી કાઢવાને કોમ ગાને શીખ, ઉપરાંત તેમજ હીંદુસ્થાનનો વિસ્તાર અને સવિવેચન ઇતિહાસના જ્ઞાતા જેવા ગ્રેજ્યુએટોએ પણ કિંચિત્ પણ પ્રયત્ન કર્યો નથી, તે શું શોચનીય નથી? આપણી જ્ઞાતિનો પ્રાચીન ઇતિહાસ આપણી ભવિષ્યની પ્રજાને આદર્શ રૂપ થઇ અત્યંત શિક્ષણીય થવાનો સંભવ છતાં, તે તરફ આપણી જ્ઞાતિના વિદ્વાનોનું લક્ષ દોરાતું નથી, તે ખરેખર આશ્ચર્ય જેવું છે! અસ્તુ! હાલમાં કચ્છના નાગરો વિશેનું એક હસ્તલિખિત ટિપ્પણ મારા જોવામાં આવ્યું છે, અને તે ઉપરથી જે હકીકતો નીકળી આવે છે, તે કચ્છની નાગર જ્ઞાતિના ઇતિહાસના અન્વેષકને ભવિષ્યમાં ઘણું ઉપયોગી થઇ પડશે, એમ ધારી આ સ્થળે પ્રકટ કરવા રજા લઉં છું.

૧ જેમ જણાય છે કે—અમદાવાદના બાદશાહ મહમદ બેગડાને જામ હમીરજીની દીકરી પરણાવ્યાં હતાં. મહમદ બેગડો ઇ. સ. ૧૫૧૩માં મૃત્યુ પામ્યા પછી તે બાઇ ભૂજમાં પોતાને પીયર આવ્યાં, ત્યારે તેઓના કારભારી તરીકે ગોપાળજી વ્હોરા સૌથી પહેલાં ભૂજમાં આવ્યા. તે સમયે કચ્છમાં નાગર જ્ઞાતિનો પ્રથમ પ્રવેશ થયો, એમ જાણવામાં આવ્યું છે. આ ગોપાળજી વ્હોરાને રાજ્ય તરફથી કેટલોક ગ્રાસ મળ્યો હતો, જે ગ્રાસ હમણાં તેઓના દૌહિત્ર મેહેતા કાનજી ગૌરીશંકરના કુટુંબમાં છે.

૨ તે ગોપાળજી વ્હોરાના પ્રપૌત્ર વ્હોરા માવજી થયા. તેઓએ કચ્છના રાજ્યની દીવાનગીરી લીધી. તે અરસામાં વડનગરથી નાગરો આવીને આશરે બે હજાર ઘરોએ જીર્ણ-દુર્ગે એટલે જૂનાગઢનો આશ્રય લીધો હતો. (લગભગ ઇ. સ. ૧૬૦૦ની આસપાસ.) તેઓમાંથી કેટલાંક કુટુંબો કચ્છમાં નોકરી કરવાને નિમિત્તે આવીને વસ્યાનું જણાય છે તે સમયના કચ્છના રાજાના આગ્રહથી આ આવેલા નાગરો અને કચ્છના અસલ નાગરો વિવાહના સંબંધથી જોડાયા. તે ઉપરથી નીચે પ્રમાણે દુહો કહેવામાં આવે છે

દુહો

ડુંગર ડુંગર વરતાં મેલ્યાં, પડતા મેલ્યા વાધા;
સાત પેઢીથી સ્વસ્તિ કહેતા, તે રીત બાંધવા લાગ્યા.

આ ઉપરથી જણાય છે કે આ વ્હોરા અવટંકવાળું કુટુંબ પ્રથમ નાગર બ્રાહ્મણની

પંક્તિનું હશે. પરંતુ પાછળથી આવેલા નાગરો સાથે કન્યા લેવા દેવાનો વ્યવહાર થયેથી તેઓ ગાવજી વ્હોરાના સમયથી ગૃહસ્થના વર્ગમાં ગણાયેલા જણાય છે

૩ ત્યારપછી લગભગ ૧૦૦ વર્ષની કંઇ હકીકત મળતી નથી પરંતુ ઇ સ. ૧૭૦૦ સંવત ૧૭૫૬માં સૌરાષ્ટ્ર પ્રાંતના મેહેતા માધવજી અવટંકે સ્વાદીઆ તથા મેહેતા કુંવરજી અવટંકે ધોળકીઆ મામા ભાણેજ ભુજમાં આવીને વસ્યા. માધવજી સ્વાદીઆ બક્ષીનું કામ કરતા હતા, તેઓની પાસે તેઓના ભાણેજ કુંવરજી ધોળકીઆ કારકુનનું કામ કરતા હતા. માધવજીના વંશજો હજુ પણ બક્ષીનું કામ કરે છે, અને તેઓની અવટંક સ્વાદીઆ ની છે તેઓનું કાયમા એકજ ઘર કચ્છમાં ટકી રહેલું છે. માધવજી તથા કુંવરજી વિષે નીચેનો દુહો કહેવાય છે

દુહો

વચ્છ ત્રવાડી પીપળે, સોરઠ શંકર ધામ,
કચ્છ ધરા માધવ કુંવર, નાગર અવિચળ નામ.

કુંવરજી મહેતાના પૌત્ર મેહેતા ચતુર્ભુજે રાવશ્રી મોટા પ્રાગમલજી બાવાના વખતમાં ત્રણ પેઢીના રાજાઓની પાસે કચ્છના રાજ્યની દીવાનગીરી કરેલી કહેવાય છે કાંયાજી જાડેજાને રાવશ્રી પ્રાગમલજી સાથે કંઇક કારણથી વેર થયું હતું તે કાંયાજીની સાથે તેઓએ યુદ્ધ કરી તેઓને હરાવેલા હતા ચતુર્ભુજ મહેતા દીવાન પદે છતા ઇ સ ૧૭૩૮ સંવત્ ૧૭૯૪મા સ્વર્ગવાસી થયા. તેઓને વિશે પણ નીચે પ્રમાણે દુહો કહેવાય છે—

દુહો

ચોરે ચોરી પરહરી, માગણ માગતા ન જાય,
ચતુર્ભુજના રાજ્યમાં સમ વરાવત આય.

સંવત્ ૧૮૦૫ ઇ સ ૧૭૫૩માં ચતુર્ભુજ મહેતાના પુત્ર ગોવર્ધન મેહેતા રાવશ્રી લખપતજીના દીવાન થયા પરંતુ ત્યારપછી એક રાવશ્રી લખપતજી અને તેઓના કુંવર ગોડજી વચ્ચે ખટપટ ઉઠવાથી, તે ખટપટનું કારણ ગોવર્ધન મેહેતો છે, એવી શંકા ઉપરથી રાવશ્રીએ તેઓને તથા તેઓના બીજા ૭ કુટુંબીઓને મારી નખાવ્યા.

૬ તે પહેલાં એટલે સંવત્ ૧૭૯૫–૯૬ ઇ સ. ૧૭૩૯–૪૦માં સુરજી વ્હોરા હોમ થયા, જેઓ કામદારી ચલાવતા હતા, અને જેઓ સુરજી બાવાના નામથી પ્રસિદ્ધ થયા છે. તે સુરજી વ્હોરાએ વ્હોરાઓની ડેલીમા એક કુવો બંધાવ્યો છે તે અદ્યાપિ પર્યંત બાવા વાળો કુવો કહેવાય છે

૭ ગોવર્ધન મહેતા પછી વોહોરા શામળજી સુંદરજી સંવત્ ૧૮૧૩ ઇ સ. ૧૭૫૭ સુધી દીવાન પદે હતા પરંતુ ત્યારપછી રાજ્યમા ખટપટ ઉઠવાથી તેઓ નવાનગરમાં ભાગી ગયા, અને તેઓ જીવતાં સુધી ત્યાંજ રહ્યા.

૮ સંવત્ ૧૮૧૧થી સંવત્ ૧૮૨૮ સુધી એટલે ઇ સ ૧૭૫૫થી ૧૭૭૨ સુધી વોહોરા કાનજી ભીમજીએ કચ્છનો કાર્યભાર કર્યો હતો

૯ ત્યારપછી કેટલાંક વર્ષો સુધી રાજ્યમા ખટપટો ઉઠવાથી અંધાધુંધી ચાલી રહી

હતી. આખરે સંવત્ ૧૮૭૧ (ઈ. સ ૧૭૧૫) ના પ્રથમ ભાદ્રપદ વદ ૭ ને રોજ સુવિખ્યાત લક્ષ્મીદાસજીએ નોતીઆર ફતેહમામદના દીકરા હુસેનમીયાં પાસેથી કામદારી લીધી; પરંતુ તે માત્ર ૪૨ દિવસ ચાલી છેવટે તેઓને ફરીથી સંવત્ ૧૮૭૨ (ઈ. સ. ૧૮૧૬)ના જ્યેષ્ઠ શુદ ૭ ને રોજ દીવાનગીરી આપવામાં આવી, જે તેઓએ સંવત્ ૧૮૯૧ (ઈ સ. ૧૮૩૫) ના આષાઢ શુદ ૨ સુધી ચલાવી.

આ પ્રતાપી પુરૂષનો જન્મ સંવત્ ૧૮૩૬ (ઈ. સ. ૧૭૮૦) ના વૈશાખ વદ ૨ ને રોજ થયો હતો. તેઓનાં માબાપ ઘણાં ગરીબ સ્થિતિનાં હતાં પરંતુ તેઓ આત્મબળથીજ મોટી પદવીએ ચડવાને ભાગ્યવાન્ થયા હતા. એવું કહેવાય છે કે રાવશ્રી ભારમલજી બીજાના વખતમાં રાજ્યનો સઘળો કાર્યભાર હુસેનમીયાંના હાથમાં હતો. કર્નલ રેઇ સાહેબ લખે છે કે—“ તે વખતમાં જે લુચ્ચો અને બળવાન હતો, તેજ ફાવી શકતો હતો. કોઇ માણસની જીંદગી સલામત ન હતી. લોહીની નદીઓ વહે વેરઝેરમાં ખુનો થતાં હતાં. કોઇ સ્ત્રીને ઇશ્વરે રૂપ આપ્યું હોય તો તેને મોટામાં મોટી શિક્ષા થયેલી જણાતી. રાજ્યમાં લશ્કરના પગાર ચડી ગયા હતા, અને રાવશ્રી ભારમલજીએ ચાર લાખ કોરી ઉછીની લેવા માટે માંડવી વાળા હંસરાજ શાહના દીકરા શીવરાજ શાહને દીવાનગીરી આપવાની શરતે બોલાવ્યા હતા, છતાં તેઓને સારૂં મુહૂર્ત ન આવવાથી, તેઓ આવ્યા નહિ. લક્ષ્મીદાસ મહેતાને આ વાતની ખબર થતા તેઓ રાવશ્રી પાસે ગયા, અને દીવાનગીરીની શરતે ઇચ્છેલી રકમ મેળવી આપવાની કબુલત આપી. લક્ષ્મીદાસજીએ શરત પાળવાથી રાવશ્રીએ તેઓને દીવાનપદે નિયુક્ત કર્યા લક્ષ્મીદાસજીએ કાર્યભાર સંભાળ્યો ત્યારે પણ આખા રાજ્યમાં તેવીને તેવીજ ખટપટ હતી છતા તેઓએ હિંમત રાખી સુવ્યવસ્થા કરવાનો આરંભ કર્યો પ્રથમ તો ઇંગ્રેજ સરકારે સંવત્ ૧૮૭૨ (ઇ સ ૧૮૧૬) માં હુસેનમીયાં સાથે લડાઇ કરી અંજાર પરગણું લઇ લીધુ હતુ, તે પાછું મેળવવાને તેઓએ યત્ન કરવા માંડ્યો. સંવત્ ૧૮૭૭ ઇ. સ. ૧૮૨૧માં મુંબઇ ઇલાકાના નામદાર ગવર્નર એલ્ફીન્સ્ટન સાહેબ ભૂજ પધાર્યા, ત્યારે તેઓ સાથે કચ્છના રાજ્ય અને ઇંગ્રેજ સરકારના સબંધનો નિર્ણય કરી, ફરી સલાહ કરી. તેની રૂએ તેઓએ ૮૮,૦૦૦ કોરી પ્રતિ વર્ષે સરકારને આપવી ઠરાવી અંજાર પરગણું પાછુ લીધું રાવશ્રી ભારમલજીને તે છતાં સરકાર સાથે અણબનાવ રહેવાથી સંવત્ ૧૮૬૫ ઇ સ ૧૮૧૯માં વિલ્સમ કેરે ભુજનો કિલ્લો સર કર્યો, ભારમલજીને પદભ્રષ્ટ કરી તે કિલ્લામાં રાખ્યા અને તેઓના બશુ વર્ષની ઉમ્મરના કુંવર દેશલજીને ભુજની ગાદીએ બેસાડ્યા, તે સાથે ભુજમાં કાયમને માટે કેમ્પ રાખી.

ભારમલજીની ચોકી માટે સરકારે જૂનાગઢના નાગર ગૃહસ્થ મહેતા હરજીવનદાસને રાખ્યા હતા. તેઓને રાજ્ય તરફથી હમેશની વીશ કોરી આપવામાં આવતી હતી. આ હરજીવનદાસ મહેતાએ રાત્રિમાં બે ચાર વાર સ્હાણા વગેરે કરી બહુ પ્રખ્યાતિ મેળવી છે. છેવટે લક્ષ્મીદાસજીના પ્રયત્નથી સંવત્ ૧૮૮૧ ઇ સ. ૧૮૨૫માં ભારમલજીને મુક્ત કરવામાં આવ્યા હતા.

આ પ્રમાણે લક્ષ્મીદાસજીએ રાજ્યની તેમજ સરકારની મોટી સેવા બજાવી છે સંવત્ ૧૮૭૭ ઇ. સ. ૧૮૧૧માં તેઓએ વિષ્ણુ યાગ તથા મહારુદ્ર કર્યાં હતાં. સંવત્

૧૮૮૧ ઇ. સ. ૧૮૨૫ ના ભયંકર દુષ્કાળમાં તેઓએ સામાન્યતઃ સઘળા ગરીબોને અને વિશેષે નાગર જ્ઞાતિને અનાજ પુરૂં પાડવાને અઢળક ધન ખરચી નાખ્યું હતું. તે સિવાય બ્રાહ્મણોને તેઓએ લક્ષપુરીઓ અનેકવાર આપી હતી. ઉપરાંત નાગર ગૃહસ્થોને પણ મુશ્કેલીને વખતે વારવાર નાણાંની મદદ તેઓ આપ્યા કરતા હતા સંવત્ ૧૮૯૨ ઇ. સ. ૧૮૩૬ ના આશ્વિન શુદ ૧૦ ને રોજ એક મોટો સંઘ કાઢી તેઓ કાશીની મહાયાત્રાએ ગયા હતા ત્યાં લગભગ ૧૮ માસ ગાળીને બીજે વર્ષે વૈશાખ શુદ ૪ને રોજ તેઓ ભુજ પાછા ફર્યા હતા. આ યાત્રામાં તેઓને વીસ લાખ કોરીનું ખર્ચ પણ થયું, એમ કહેવાય છે ત્યારપછી ફરીથી રાજ્યમાં ખટપટ થવાથી તેઓએ દીવાનગીરી છોડી દીધી અને સંવત્ ૧૯૦૪ ઇ. સ. ૧૮૪૮માં તેઓએ સ્વર્ગવાસ કર્યો તેઓને વિષે નીચે પ્રમાણે દુહો કહેવાય છે.

દુહો

સેખણ લક્ષ્મીદાસની હદ દિશે ચાલે,
કચ્છ, હાલાર અને વાગડ, જશ કીધાં સેખણને ભાલે

૧૦ ત્યારપછી મહારાવશ્રી દેશળજી બીજાના વખતમાં મહેતા અંબારામ રાજારામ ને દીવાનગીરીની પાઘડી મળી હતી. તેઓના વખતની કંઇ વિશેષ જાણવા યોગ્ય હકીકત નીકળતી નથી.

ઉપર પ્રમાણે જે હકીકત મારા જાણવામાં આવી છે, તે સઘળી પ્રસિદ્ધિમાં મુકી છે તેજ પ્રમાણે પ્રત્યેક ગામમાંથી કોઇ યોગ્ય ગૃહસ્થો પોતાના ગામના નાગરોની હકીકત મેળવવાનો પ્રયત્ન કરી પ્રસિદ્ધ કરે તો થોડા વખતમાં આખા કાઠિયાવાડના નાગરોનો સુંખલાબદ્ધ ઇતિહાસ પ્રાપ્ત થઇ શકે

ભુજ — મણિલાલ લાભશંકર રવાદીયા.

---

# कर्म.

(અનુસંધાન, ગત પુસ્તક ૫ અંક ૩ પૃષ્ઠ ૮૧થી)

ધર્મ એટલે શું, ધર્મ માટે પ્રામાણિક અને નિયામક ગ્રંથો કયા છે, ધર્મનું સ્વરૂપ કેવું છે, તથા ધર્મના સ્વરૂપની રચનામાં વર્ણ અને આશ્રમની કેવી આવશ્યકતા છે, તે જાણ્યા પછી એક મહાન્ ગંભીર પ્રશ્ન ઉપસ્થિત થાય છે કેવાં કર્મો કરવાં તે ધર્મ કહેવાય અને કેવાં કર્મો કરવાથી અધર્મનીજ પ્રાપ્તિ થાય છે, તે પ્રશ્ન કાંઇ ઓછા મહત્ત્વનો નથી. આરંભમાં એટલું તો નિશ્ચિત છે કે-આપણી આસપાસ આપણે જે જે વસ્તુઓ જોઇએ છીએ, તે સઘળી ક્રિયાશીલ છે. જડમાં જડ અને કેવળ અક્રિય દેખાતા પર્વતો અને તેઓના પથ્થરો તથા મૃત્તિકાનાં પણ સતત ક્રિયા રહેલી છે જેમ જેમ તમે શાળામાં વિજ્ઞાન શાસ્ત્ર (Science)નો અભ્યાસ કરતા જશો, તેમ તેમ તમને માલુમ પડશે કે-

પ્રત્યેક પદાર્થ અમુક પરમાણુઓનો બનેલો છે; તે પરમાણુઓમાં કંઇ ઇચ્છિત કાર્ય પાર પાડવાને માટે નિરંતર સ્પંદનો (Vibrations) થયા કરે છે પત્થરાદિ જડતમ પદાર્થોથી આગળ વધશું તો જણાશે કે—નદી સમુદ્રાદિ જળાશયોમાં જે જળ સમૂહ રહેલ છે, તેની ક્રિયા તો સાક્ષાત્ દૃષ્ટિગોચર થાય છે ઉપર આકાશમાં સૂર્ય ચંદ્ર તારાદિની આન્હિક ગતિથી કોણ અજ્ઞાન છે? વાયુ, તેજ અને અગ્નિમાં પણ અમુક પ્રકારની નિરંતર ક્રિયા થયા કરે છે તે સઘળી ક્રિયાઓ વિશ્વના અમુક વ્યાપારને પરિપુષ્ટ કરવાને માટેજ થાયછે નાનાં નાનાં જંતુઓ-કીડી, મંકોડા અને મધમાખીથી આરંભી પક્ષી પશ્વાદિ પ્રાણી વર્ગ પણ પોતપોતાના નિયુક્ત કાર્યમાં અહર્નિશ ગુંથાયા રહે છે આપણા શરીરની રચના જોઇશું તોપણ જણાશે કે– આપણી ઇચ્છા હોય કે ન હોય તોપણ ચક્ષુ આદિ ઇન્દ્રિયો બહારના પદાર્થોના સંબંધમાં આવી પોતાનું કાર્ય ક્ષણ પણ વિરામ પામ્યા વિના કર્યે જાય છે ફેફસાં, હૃદય, જઠર, યકૃત, આંત્ર વગેરે સઘળા અવયવો ઘટિકા યંત્રના ચક્રોની જેમ નિયમિત વ્યાપાર કર્યા કરે છે આપણી જાગૃદવસ્થામાં આપણું અંતઃકરણ વિચારો અને કામનાઓથી ભરાયેલું રહેછે. બહારના વિષયોના સંસર્ગના બળથી અતિ આળસુ મનુષ્યોનાં મન, ઇન્દ્રિયો અને અવયવો કામ કર્યાં વિના રહી શકતા નથી અર્થાત્ ગમે તે વસ્તુ જુઓ, ગમે તે સ્થિતિનો વિચાર કરો, પણ કર્મના બંધનથી આપણે કદિ પણ મુક્ત થઇ શકતા નથી

ત્યારે માત્ર એટલોજ પ્રશ્ન રહે છે કે- કેવા કર્મો કરવાથી આપણી ઉન્નતિ થઇ શકે? ઉન્નતિને આપણે અમુક દેશકાળની મર્યાદામાં બાંધી લઇ શકશું નહિ અમુક આહાર કરવાથી અમુક કાળને માટે આપણે આપણી ઇન્દ્રિયોને તૃપ્ત કરી શકશું, પરંતુ તે આહારથી બીજેજ દિવસે આપણા શરીરને હાનિ થવાનો સંભવ હોય તો તેવા આહારથી આપણે દૂર રહેશું, એમાં કંઇ શક નથી. એ પ્રમાણે ઉન્નતિનો પ્રદેશ અને કાળ અનંત હોવાથી, આપણી એક ઇચ્છા પાર પડયા પછી, અધિક ઉન્નતિ માટે બીજી ઇચ્છા ઉત્પન્ન થશે. ધનાદિ સંપત્તિથી મોદ પામનારાં મનુષ્યો અમુક ધનપ્રાપ્તિથી સંતુષ્ટ થઇ શકતા નથી વિદ્યાભિલાષી જનો જેમ જેમ વિદ્યાભ્યાસમાં આગળ વધે છે, તેમ તેમ તેને પોતાની ન્યૂનતાનું હૃદયવેધક ભાન થાય છે એમ ઉન્નતિના માર્ગનો અંત નહિ હોવાથી આપણા આત્માને સત્ય શાંતિ મળી નથી તેટલાજ વિશ્વનિયમદર્શી મહાત્માઓએ જે નિયમો પ્રદર્શિત કર્યા છે, જે માર્ગનું દર્શન કરાવ્યું છે, જે પ્રણાલી ગુંથેલી છે, તેનુંજ અવલંબન કરવાથી ઉન્નતિની પ્રાપ્તિ થઇ શકે છે સાંપ્રત કાળમાં પાશ્ચાત્ય પ્રજાએ પાર્થિવ પદાર્થોના ધર્મોનું પૃથક્કરણ કરીને વિશ્વની ભૌતિક શક્તિને પ્રદર્શિત કરી છે, તેઓએ તે ઉપરથી જે નિયમો સ્થાપિત કર્યા છે, તે ઉપરથી માત્ર ભૌતિક પદાર્થોના પરમાણુઓ કેવા સંયોગોમાં સંયુક્ત થાય છે, અને કેવા સંયોગોમાં વિયુક્ત થાય છે, અને તેમ થવાથી તે કેવું કાર્ય કરી શકે છે, એટલુંજ આપણને જ્ઞાન થઇ શકે છે પરંતુ તે નિયમોના જ્ઞાનથી અંતઃકરણની ક્રિયાઓનું આપણને કંઇપણ ભાન થઇ શકતું નથી. સૂક્ષ્મમાં સૂક્ષ્મ વાયવીય (Gaseous) અથવા આકાશીય (Etheric) સ્થિતિ સુધી અથવા તેથી આગળ વધતાં ઇલેક્ટ્રોનની સ્થિતિ સુધી પહોંચ્યા છતાં, પ્રાણી માત્રના સૂક્ષ્મ શરીરની રચનાનું કંઇપણ જ્ઞાન થઇ શકતું નથી અગ્નિ (Heat), તેજ (Light), વિદ્યુત (Electricity), અયસ્કાન્ત (Magnetism), તેમજ રસાયનિક અને યાંત્રિક શક્તિઓના સંયોગ વિયોગથી

કર્મો કહે છે જે કર્મો એક જન્મ પુરો થવા પછી પરિપક્વ થઇ અન્ય પ્રકારના સંસ્કારો વાસના, મનુષ્ય તેજ તથા મનુષ્ય શરીરની રચના કરે છે, તેને પ્રારબ્ધ કર્મો કહે છે ક્ષેત્રમાં બીજ વાવીએ કે તુરત તેનું ફળ ઉત્પન્ન થઇ શકતું નથી ફળ પ્રાપ્તિને માટે બીજ, ક્ષેત્ર, વાયુ, જળ, તેજ આદિ તત્ત્વોની અપેક્ષા રહે છે કેટલાંક બીજો એવાં હોય છે કે, ઘણા કાળે તેમાંથી અંકુર ફુટી, વૃક્ષ થઇ, તેને ફળ ફુલ આવે છે. તેજ પ્રમાણે ક્ષેત્રમાં રહેલા પોષક પદાર્થો ઉપર તથા વાયુ તેજ આદિ બહારના પદાર્થો ઉપર તે સાથે શક્તિ ઉપર ફળ પ્રાપ્તિના કાળનો આધાર રહે છે જો આપણે કરેલાં કર્મોનાં ફળો ઉત્પન્ન થવાંજ જોઇએ અને તેમ થવું તે એક વિશ્વનિયમ છે—તો આપણે કરેલાં સઘળાં કર્મોનાં ફળોના આપણે ભોક્તા થવાની જરૂર રહે છે જ્યારે અમુક પ્રકારનાં કર્મો અમુક એક જન્મમાં તેનાં ફળો ઉત્પન્ન કરી શકે તેમ ન હોય, ત્યારે આપણે તેવાં ફળો ભોગવવા અન્ય ક્ષેત્ર એટલે અન્ય લોકમાં જવું પડે છે, એટલુંજ નહિ પણ આ લોકમાં એટલે પાર્થિવ ક્ષેત્રમાં જ જે કર્મ બીજોનું ઉદ્‌ઘાટન થઇ શક્યું હોય, તે કર્મોનાં ફળો ભોગવવા આ પાર્થિવ ભૂમિકામાં એટલે આ લોકમાં ફરીથી જન્મ લેવાની તેટલીજ અપેક્ષા રહે છે આ ઉપરથી પુનર્જન્મનો અનુસંધાનીય નિયમ પણ સ્થાપિત થાય છે વસ્તુત અમુક ક્રિયાથી જે તત્ત્વના પરમાણુઓનો સંચય કર્યો હોય તે સંચયમાંથી તેજ તત્ત્વની ભૂમિકામાં અથવા લોકમાં તાદૃક પરિણામ ઉત્પન્ન થાય છે, અર્થાત વિચાર માનસિક અને કામના હૃદયનો વ્યાપાર છે મન તેજસ તત્ત્વનું અને હૃદય અપસ્તત્ત્વનું બનેલું છે, તેથી વિચારની ક્રિયાથી તેજસ્તત્ત્વનાં અને કામનાની ક્રિયાથી અપસ્તત્ત્વનાં પરમાણુઓનો સંચય થાય છે પ્રેત, પિતૃ અને ચંદ્રલોકનો બનેલો ભુવર્લોક અપસ્તત્ત્વનો અને સ્વર્લોક તેજસ્તત્ત્વનો બનેલો છે તે કારણથી કામના જન્ય કર્મોનાં ફળો ભોગવવા માટે ભુવર્લોકમાં અને વિચાર જન્યકર્મોનાં ફળો ભોગવવા માટે સ્વર્લોકમાં જવાની સંપૂર્ણ આવશ્યકતા રહે છે, તેજ પ્રમાણે આપણા પાર્થિવ શરીરની ક્રિયાઓનાં ફળો ભોગવવા પાર્થિવ લોકમાં આપણને અવતર્યા વિના છુટકો નથી તેમ છતાં સ્વર્લોક, ચંદ્રલોક અને પિતૃલોકનાં તત્ત્વોમાં શુદ્ધ એટલે સત્ત્વગુણ પ્રધાન પરમાણુઓમાં રજો અથવા તમોગુણ પ્રધાન હોય છે, તેથી શુદ્ધ એટલે સત્ત્વ ગુણ પ્રધાન વિચાર અને કામનાઓથીજ સ્વર્ગ, ચંદ્ર અને પિતૃ લોકની પ્રાપ્તિ થાય છે, પરંતુ અશુદ્ધ વિચારો અને કામનાઓ આપણને દુ:ખમય અને બાધકારમય લોકોના અનુભવ કરાવે છે.

ઉપર કહેવામાં આવ્યું છે તેમ કર્મના ફળની પ્રાપ્તિનો કાળ બીજક્ષેત્રાદિ ઉપર તેમજ તેની ઉપર જે પ્રમાણમાં બળ વાપર્યું હોય તે ઉપર આધાર રાખે છે તેથી સઘળાં ક્રિયમાણ કર્મોના સંસ્કારોનાં અને મનુષ્ય તેજનાં પરિણામો એક અથવા વધારે જન્મો સુધી અપ્રકટસ્થિતિમાં રહે છે, તે કર્મોને આગામી કર્મો કહે છે પરંતુ કેટલાંક કર્મો એવાં છે કે, તેઓનું તાત્કાળિક પરિણામ આવે છે વિષપાન કર્યાથી તત્કાળ મૃત્યુ થાય છે, અપથ્યસેવનથી તુરત વ્યાધિ થાય છે. તેની પેઠે ઉત્કટ કામનાથી કરેલાં કોઈક પ્રકારનાં કર્મોનાં ફળો તત્કાળ ઉત્પન્ન થાય છે. તેજ કારણથી ઘણાં મનુષ્યો પોતાનાં અમુક શુભ અથવા અશુભ કર્મોથી એજ જન્મમાં ફળ ભોગવતાં નજરે પડે છે; તેનીજ સામે એવાં ઘણાં મનુષ્યો છે કે જેઓનાં કર્મોનાં ફળો તેના તેજ જન્મમાં કદિપણ પ્રાપ્ત થઈ શકતાં નથી તેટલાજ કારણથી પુનર્જન્મનો નાશ થાય છે. સુખ, દુ:ખ, યશ, સંપત્તિ આદિની પ્રાપ્તિ કર્મપણ

કારણ વિના ઉત્પન્ન થાય છે, અથવા અમુક સંયોગો ઉપર જ તે સર્વનો આધાર છે, એમ માનવાને કંઇપણ કારણ નથી એટલે સારી પેઠે લક્ષમાં રાખવાનું છે કે કારણ વિના કાર્ય થઇ શકતું નથી પ્રત્યેક બનાવનું કારણ પૂર્વ જન્મનાં અથવા આ જન્મનાં કર્મો જ છે તેમજ જે કર્મ કરવામાં આવે છે, તે કર્મનું ફળ આ જન્મમાં અથવા પૂર્વ જન્મમાં અથવા પરલોકમાં ભોગવ્યા વિના છુટકો થતો નથી. જેમાંથી સુખદુ:ખાદિ પરિણામ ઉદ્ભવે છે, તેવી રચના આપણે પ્રત્યેક ક્ષણે ઉત્પન્ન કરીએ છીએ, તે રચનાનું અમુક સ્વરૂપ બંધાયા છતાં તેનો નાશ થાય, તે બુદ્ધિથી પણ વિરુદ્ધ જ છે

આ સઘળા વિવેચન ઉપરથી કર્મના નીચે લખ્યા પ્રમાણે કેટલાક નિયમો સહજ લક્ષમાં આવી શકે છે.

૧ કૃત કર્મનો કદિપણ નાશ થતો નથી.

૨ જેવા પ્રકારનાં કર્મો હોય, તેવા પ્રકારનાં પરમાણુઓના સંચયથી તેવા જ પ્રકારનાં બુદ્ધિમનાદિ સૂક્ષ્મ શરીર તેમજ સ્થૂલ શરીર અને તે સાથે સુખ દુ:ખાદિ ફળો ઉત્પન્ન થાય છે.

૩ જે વ્યક્તિ જે કર્મ કરે છે, તે વ્યક્તિને તે કર્મનું ફળ અવશ્ય આ લોકમાં, પરલોકમાં, આ જન્મમાં અથવા અન્ય જન્મમાં ભોગવવું પડે છે; એટલું જ નહિ પણ એક વ્યક્તિના કર્મની અસર આખા વિશ્વને થવાથી વિશ્વના વિકાસક્રમ ( Evolution )નો આધાર પણ પ્રત્યેક વ્યક્તિના કર્મો ઉપર રહે છે.

ઉપરના ત્રણ નિયમોને લક્ષમાં રાખી સૂક્ષ્મદર્શી મહાત્માઓએ ક્રિયમાણ કર્મો રચેલાં છે તે સાથે સૂક્ષ્મ શરીર એટલે અંતઃકરણ પણ પ્રકૃતિ એટલે જડ પદાર્થનું બનેલું છે, અને જડ પદાર્થમાં પ્રથમ તમોગુણ અને પછી રજોગુણનો જ આવિર્ભાવ મુખ્ય હોય છે, તે હકીકત પણ તેઓના ધ્યાન બહાર ગયેલી નથી. તમોગુણથી ક્રિયાની મંદતા થાય છે, અને રજોગુણથી બહારના વિષયોની સાથે સંબંધ વધારનારી વૃત્તિઓ ઉત્પન્ન થાય છે, એ ઘટનાને લક્ષમાં ગણી તેઓએ ક્રિયમાણ કર્મના સકામ અને નિષ્કામ—એવા બે ભાગો પાડ્યા છે નિષ્કામ કર્મો પણ ઇશ્વર બુદ્ધિથી અથવા સત્ત્વગુણનો સંચય કરવાની ઇચ્છાથી કરવામાં આવે છે તે ઉપરથી નિષ્કામ કર્મના નિત્ય નૈમિત્તિક અને પ્રાયશ્ચિત એવા ત્રણ પ્રકારો કહેલા છે જ્યારે આ લોકના ભોગની વૃત્તિ બંધ પડી, ઉત્તમ લોકની પ્રાપ્તિ માટે ઇચ્છા થાય છે, ત્યારે સત્ત્વગુણનો આવિર્ભાવ થયો છે, એમ સમજાય છે તેવી પ્રવૃત્તિના મનુષ્યો માટે તેઓએ ઉપાસના (યોગ)ની પ્રણાલી નિર્મિત કરેલી છે. પરંતુ જે કર્મોથી સત્ત્વગુણનો ઉદય ન થતાં ક્રમે ક્રમે રજસ્ અને તમોગુણનો વધારો થતો જાય છે, તેવા કર્મોનો તેઓએ નિષેધ કરેલો છે, તેથી તેવાં કર્મો નિષિદ્ધ કર્મો કહેવાય છે

એ પ્રમાણે જુદી જુદી દૃષ્ટિએ જોતાં કર્મનું નીચે પ્રમાણે વર્ગીકરણ થઇ શકે છે

૧ જેમાંથી કર્મનું બળ (Force) ઉત્પન્ન થાય છે, તે ઉપર દૃષ્ટિ રાખતાં, કર્મના માનસિક, વાચિક અને કાયિક એવા ત્રણ ભેદ પડે છે,

૨ કર્મના પરિપાક અલ્પ અથવા દીર્ઘ કાળમાં થાય છે. તે ઉપર લક્ષ રાખતાં તેના संचित, प्रारब्ध અને क्रियमाण એવા વિભાગો થાય છે.

૩ કુરકોઇ કર્મ જે કાળે કરવામાં આવે છે, તે કાળે તે કર્મ क्रियमाण કહેવાય છે; પરંતુ અન્ય લોક અથવા અન્ય જન્મ સુધિ તેવાં કાર્યો અપકવ સ્થિતિમાં રહે છે, ત્યાં સુધી તે आगामी કહેવાય છે.

૪ ફળ ભોગવવાની ઇચ્છાથી કરાયેલાં કર્મો सकाम અને ફળની દરકાર રાખ્યા વિના કરાયેલાં કર્મો निष्काम કહેવાય છે.

૫ સકામ અને નિષ્કામ દ્રષ્ટિથી ક્રિયમાણ કર્મોના नित्य, नैमित्तिक, काम्य प्रायश्चित, उपासना અને निषिद्ध એવા પાંચ વિભાગો પાડવામાં આવ્યા છે.

જે કર્મ થઇ ગયું છે, જે ખીજ વપરાયેલું છે તે ઉપર કોઇને અધિકાર રહેતો નથી આપણે પૂર્વે જે કાર્યો કર્યાં હોય, અને તે કર્મોમાંથી જે કર્મો ફળ આપવાને માટે જોઇએ તેટલાં પરિપકવ થયાં હોય તેવાં કર્મો એટલે આપણાં પ્રારબ્ધ કર્મો ઉપર આપણી વર્તમાન સ્થિતિ રહી છે તેવાં કર્મોનાં ફળોના ભોગથી જ આપણે તે કર્મને નાશ કરી શકીએ. પરંતુ જે કર્મો ખીજ રૂપે રહેલાં છે, તે કર્મોના પરિપાક થતાં પહેલાં આપણે વર્તમાન કર્મોથી તેઓના સ્વરૂપમાં ફેરફાર કરવા સમર્થ હોઇએ, તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી એટલું જ નહિ પણ ભવિષ્યમાં આપણી ઉત્તરોત્તર ઉન્નતિ પણ વર્તમાન કર્મો એટલે ક્રિયમાણ કર્મોથી કરી શકવાને આપણામાં શક્તિ અને સ્વતંત્રતા રહેલ છે એટલા જ માટે હવે પછી ક્રિયમાણ કર્મોની ચર્ચા કરવાની આવશ્યકતા રહે છે આ સ્થળે તો એટલું જ કહેવાનું છે કે મહાત્માઓએ કહેલાં કર્મોનું એક નિષ્ઠાથી અનુષ્ઠાન કરવાથી જ અહર્નિશ તેવી જ પ્રવૃત્તિવાળું જીવન કરી મુકવાથી આપણો ઉદ્ધાર થઇ શકે તેમ છે. ઉન્નતિનો તેજ માર્ગ છે, જીવનનો મહોદેશ તેથી જ ફળીભૂત થઇ શકે છે

તંત્રી

---

# स्त्री केळवणी तथा स्त्री धर्म.

(અપૂર્ણ.)

લેખક—એક નાગર સ્ત્રી, જુનાગઢ

પ્રિય બ્હેનો!

આપ સર્વેના જાણવામાં હશે કે આજ કેટલાંક વર્ષોથી આપણી જ્ઞાતિ તરફથી ત્રિમાસિક નામનું પત્ર બહાર પડે છે, અને તે આપણી જ્ઞાતિને વિના લવાજમે મળે છે તેથી કરીને આપ સર્વ બ્હેનોને તેના અંકો મળતા હશે, અને આપ તેનો ઉપયોગ પણ કરતાં હશો તે ઉપરથી આપ સર્વે બ્હેનોના જાણવામાં હશે કે—ગયા આષાઢ માસના અંકમાં 'સંસારિક, ધર્મ અને નીતિ સંબંધી' વિષયો મગાવ્યા છે તે સબંધી મારી અલ્પ મતિ પ્રમાણે બે બોલો બોલવાની રજા લઉં છું

આપણે સ્ત્રીઓનો ધર્મ શું છે, તેમાં પણ આપણો ખરો ધર્મ શું છે તેજ જાણવાનું છે. કારણ કે, હાલના ચાલતા વખતમાં આપણે આપણો ખરો ધર્મ શું છે, તે દિન પ્રતિદિન આપણા સ્મરણમાંથી દૂર થતો દેખીએ છીએ, એ કેવી અફસોસની વાત છે! તેને બદલે આપણા પોષાકોમાં તેમજ કેટલીક રહેણી કરણીમાં દિવસે દિવસે ઓર તરેહનો ફેરફાર, અર્થાત્ ફાશનોની શોખીનગીરી વધતી જતી દેખીએ છીએ! તેનો ફેરફાર કદાચ કેટલેક અંશે જરૂરનો હોય, છતાં તેની સાથે આપણે એટલું યાદ રાખવાનું છે કે આપણે આપણો ખરો ધર્મ વિસરવાનો નથી. જેવી રીતે ઉપરનો પોષાક વગેરે મનને આનંદ આપે છે, તેની સાથે જો આપણે અંદરનો સુધારો અને આપણા ખરા ધર્મ ઉપર દૃઢ આસ્થા સાથે ભળે તો પછી આપણા આનંદની સીમા રહેશે નહિ. માટે બ્હેનો! આપણો મૂળ ધર્મ શું છે, તે જાણવું અગત્યનું છે તે મુળ ધર્મ પતિની સેવાજ છે. પતિ આપણો ખરો ઈશ્વર છે. એમ માનવું જોઈએ. પરંતુ હાલના ચાલતા વખતમાં મૂળ ધર્મ ઉપર ધ્યાન પણ થોડું આપવામાં આવે છે તેને બદલે હવેલીઓમાં કે મંદિરોમાં, કેવડી ઉમરનાએ જવાનું છે, તેનો વિવેક રહ્યો નથી. જેઓ મોટી ઉમરનાં તેમજ સંસારપરથી કેટલીક બાબતોમાં તૃષ્ણા રહિત હોય, તેઓને તો તેવે સ્થળે જવાનું યોગ્ય છે. તેવાંઓ તો કદાચ જતાં હશે કે નહિ, પરંતુ હજુ તો આપણે નાની વયના અને અનેક જાતની તૃષ્ણાઓથી ભરાયેલાં છીએ, તેવાં પણ પરચામ ઓઢીને ગમે તે મંદિરોમાં દોડીએ છીએ, તે દેવનાં દર્શન માટે નહિ, પણ તે મંદિરોની શોભા અને ઠાઠમાઠ જોવા માટે જ જઈએ છીએ. કેટલીક સ્ત્રીઓના શ્વાસ ભરાઈ ગયેલા, માથા ઉપરથી કપડું ખસી ગયેલ, એવી સ્થિતિમાં દોડતી જતી જોઈએ છીએ! તેમાં જો કોઈ વડીલ વર્ગનું સામું મળે તો તેને સમજે પણ તેઓની મર્યાદા સાચવવામાં આવતી નથી. કારણ કે 'દેવના દર્શને જવું છે'! પણ બ્હેનો! આ આપણી કેવી ભૂલ ભરેલી બેવકુફાઈ કહેવાય છે, એ આપણે વિચારવાનું છે જેવા ઉત્સાહથી આપણે હવેલી કે દેવાલયોમાં દોડીએ છીએ, તેથી વિશેષ ઉત્સાહ લાવીને આપણે પતિ સેવામાં પરાયણ રહેવા માટે આપણા મનને રોકવું, તે જરૂરનું છે કારણ કે

આપણા ઇશ્વર તો આપણા પતિ જ છે આપણે એમ માનવાનું નથી જે આપણે આપણા પતિને રાખી જમાડ્યા પછી આપણે ગોકળી થયાં. અને ત્યારપછી અમે તે દેવાલયોમાં જવાને છુટાં થયા તેવો વિચાર ખરેખર ભુલભરેલો છે કારણ કે આપણા ખરા ઇશ્વર જે આપણા પતિ છે, તેમનો સત્કાર ન કરતા, મર્યાદા રહિત થઇને દેવાલયોમાં દોડવાથી કંઇપણ આપણું શ્રેય થવાનું નથી આપણા પતિ આપણા ઉપર પ્રેમને લઇને, કેટલીક બાબતોમાં તેઓને કહેવાનું પોહોંચતી હોય આપતા કેટલીક બાબતો તેઓને નાપસંદ હોય છતાં તેઓ આપણને જણાવે નહિ, તો તેટલાજ કારણથી આપણે એવી રીતે ચતુરાઇની બુદ્ધિ વાપરવી જોઇએ કે તેઓના અંતઃકરણમાં ખરા વિચારો શું છે, તે જાણી લેવું, અને તે પ્રમાણે વર્તવું, તેજ આપણો ખરો ધર્મ છે આપણા પતિ આપણાથી શા રીતે સુખી થાય, તેનું ચિંતન કર્યા કરવું, તે સાથે આપણી વર્તણુંકમાં કંઇ દોષ જણાય તો તેને જલદીથી દૂર કરવાનો યત્ન કરવો તેઓ અલબત ખુશી હોય તોજ વ્રતો કરવાં અથવા દેવાલયોમાં જવું

આપણા માતપિતાએ આપણને અગ્નિ આદિ દેવોની સાક્ષીએ આપણા પતિને અર્પણ કરેલ છે, તેથી આપણા પતિ વ્યસની હોય અથવા તેઓનામાં ગમે તેવા દોષો હોય તોપણ આપણો ધર્મ તો તેઓને ઇશ્વરરૂપ માનવાનોજ છે તેમનું મન દુભાવ્યા વિના ખરા અંતઃકરણથી તેમની સેવા કરવી, તે આપણી ફરજજ છે જુઓ સુકન્યા રાજાની પુત્રી હતી. એક દિવસે તેઓના પિતા મૃગયા રમવા ગયા તે સાથે તે વનમાં ગઇ હતી ત્યાં તેઓએ એક વાડીમાં પડાવ કર્યો વાડીની શોભા જોવાની ઇચ્છાથી સુકન્યા થોડે દૂર ગઇ, તેટલામાં તેઓએ એક રાફડો દીઠો. તે જોઇને તેઓને બહુ આશ્ચર્ય થયું તેઓ રાફડાની અંદર બારીકીથી તપાસવા લાગ્યા તો એક છિદ્રમાં કંઇક ચળકતું દીઠું બાલ્યબુદ્ધિથી તેઓએ તે છિદ્રમાં એક સળી ખોસી કે તુરત તેમાંથી રૂધિરનો પ્રવાહ બહાર આવ્યો તે જોઇને તે બાળાને ભાન થયું કે-"મેં બહુ ખોટું કર્યું આ રાફડામાં અવશ્ય કોઇ ઋષિ હશે" કારણ કે, કેટલીક વખત તેઓએ પોતાના પિતા પાસેથી સાંભળ્યું હતું કે-આ પૃથ્વી ઉપર એવા ઉગ્ર તપસ્વીઓ પડેલા છે કે-તેઓના શરીર ઉપર તપ કરતાં કરતાં રાફડા થઇ જાય છે. આમ ધારીને તેમાં ઋષિ હશે તો મને શાપ દેશે, એવા ભયથી ગભરાઇ જઇને, તેઓએ રાફડાની માટી ખસેડવા માંડી, તો તેમાં તેઓએ ચ્યવન નામના ઋષિને ધ્યાનમાં બેઠેલ જોયા તેઓને જોઇને સુકન્યાએ તેઓની સારવાર કરી અને 'મારાથી આપનો અપરાધ થયો હોય તો ક્ષમા કરો' એમ કહીને ઘણો પશ્ચાત્તાપ કર્યો, ચ્યવન ઋષિની આંખોમાં શૂળ ભરાવાથી તેઓ તો અંધત્વ પામ્યા, છતાં તેઓએ પોતાના પિતાને કહ્યું કે-આ "ઋષિનો મેં અપરાધ કર્યો છે, તેના પ્રાયશ્ચિતમાં હું તેઓને પરણીને કાયમ સેવા કરવા ઇચ્છું છું" રાજાએ તેને ઘણું ઘણું સમજાવ્યું, છતાં તે તો તે ઋષિને મનથી વરી ચુકયાં હતાં, એટલે બીજાને પરણવાની ના કહી છેવટે તેઓ તે ઋષિને પરણ્યાં, અને જીવનપર્યંત તેઓની સેવા કરી એ પ્રમાણે તેઓએ રાજાની કન્યા છતાં- રાજ્યભવનમાં ઉછર્યાં છતાં રાજ કન્યાના વસ્ત્રાલંકારનો ત્યાગ કરી, માત્ર વલ્કલ ધારણ કરી ફક્ત જેઓના શરીરમાં હાડકાંજ રહ્યાં છે, તેવા પોતાના અંધ પતિની અંતઃકરણપૂર્વક સેવા કરવામાં પોતાનું જીવન ગાળી નાંખ્યું તેઓની અંતઃકરણપૂર્વક ભક્તિના ફળમાં છેવટે ચ્યવન ઋષિનો દેહ દિવ્ય બનાવી દીધો ચ્યવન ઋષિએ દિવ્ય દેહની પ્રાપ્તિ માટે જે કુંડમાં સ્નાન કર્યું હતું, તે કુંડ હાલ બ્રહ્માવરના

રાજ્યમાં સરસાપાઠને ગરને 'ચ્યવન કુંડ' નામે પ્રસિદ્ધ છે, અને હજુ પણ તે કુંડ તેવોને તેવોજ પવિત્ર મનાય છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે-તે વાત કૃત્રિમ નથી, પણ ખરી બનેલી છે

વળી બીજો દાખલો સતી સાવિત્રીનો બનેલો છે, તે તો સૌ બ્હેનોના જાણવામાં હશે. સાવિત્રી વરવા યોગ્ય થયાં ત્યારે તેમના પિતાશ્રીએ તેમને દેશાટન કરી યોગ્ય વર પસંદ કરવાનું કહ્યું દેશાટન કરતા કોઇ સ્થળે તેઓની દૃષ્ટિ સત્યવાન નામના ઋષિપુત્ર ઉપર પડી. તેઓના રૂપ ગુણથી આકર્ષિત થઇને તેઓએ તેમને વરવાનો નિશ્ચય કર્યો, અને તે નિશ્ચય તેઓએ પોતાના પિતા પાસે નિવેદન કર્યો. તેવામાં નારદ ઋષિ ત્યાં પધાર્યા, તેઓને સાવિત્રીના પિતાએ સત્યવાન સંબંધી હકીકત કહી, ત્યારે નારદજીએ કહ્યું કે-"સત્યવાન બીજી બધી રીતે યોગ્ય છે, પણ તેનું આયુષ્ય હવે માત્ર એકજ વર્ષનું રહ્યું છે" આ ઉપરથી રાજાએ સાવિત્રીને બીજો વર પસંદ કરવાને સમજાવ્યાં, છતાં તેઓએ ઉત્તર આપ્યો કે-ગમે તો તેઓનું આયુષ્ય એક વર્ષનું હોય અથવા એક દિવસનું હોય, પણ હું તો તેમને વરી ચૂકી છુ" સાવિત્રીનો દૃઢ નિશ્ચય જોઇને, તેમના પિતાએ તેમનો સત્યવાન્ સાથે વિવાહ કર્યો ત્યારપછી તેઓએ પણ રાજપોષાકનો ત્યાગ કરી, વનવલ્કલ ધારણ કરી પોતાના પતિની અને સાસુ સસરાની તન મનથી સેવા કરવા લાગ્યા. નિર્મિત સમયે સત્યવાનનો દેહ પડી ગયા છતાં પોતાના પાતિવ્રત્યના પ્રભાવથી ધર્મરાજાને પ્રસન્ન કરી, પોતાના પતિને પુનઃસજીવન કરાવ્યો અને તેઓને લાંબુ આયુષ્ય અપાવ્યું સાવિત્રી આખ્યાન નામનું પુસ્તક વાંચવાથી આ વિષે સૌ બ્હેનોને બરોબર ખાત્રી થશે એવી એવી અનેક મહા સતીઓ થઇ ગઇ છે માટે બ્હેનો! આપણે સ્ત્રીઓએ એવી મહાસતીઓનાં આખ્યાનો વાંચી બનતાં સુધી તે પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરવો જોઇએ

આપણી બાળાઓને પણ તેવાજ પ્રકારનો અભ્યાસ બાલ્યાવસ્થાથી કરાવવો જોઇએ જેથી તેઓને નીતિને રસ્તે જવાનો માર્ગ તેમની મેળે જડી આવે પરંતુ હાલના ચાલતા વખતમાં ધર્મ સંબંધી કે નીતિ સંબંધી તો બિલકુલ કેળવણી આપવામાં આવતી નથી, તે કેવુ ખેદ કારક છે ! હમણાં તો જ્યાં દશબાર વર્ષની ઉમર બાળાઓની થાય છે, અને શાળામાં બીજી કે ત્રીજી ચોપડી સુધી માંડ પહોંચેલ હોય છે, કે તુરત તેમને શાળામાંથી ઉઠાડી લેવામાં આવે છે જ્યારે તેઓની બુદ્ધિ ખીલીને અભ્યાસ કરવાનો ખરો વખત આવે છે. તેવામાં તો તેઓને શાળા છોડવાનોજ વખત આવે છે. ઘેર રાખ્યા પછી પણ અભ્યાસ જારી રાખવા અથવા ગૃહસંસારનું અને પાકશાસ્ત્રનું તેમજ ધર્મ અને નીતિ સંબંધીનું જ્ઞાન આપવુ જોઇએ, તેને બદલે તે ઉપર બિલકુલ લક્ષ આપવામાં આવતું નથી. તેર ચૌદ વર્ષે તેઓને પારકે ઘેર જવાનો વખત આવે છે તે પહેલા ઉપર કહેલી કેળવણી માબાપો તરફથી આપવામાં આવી હોય તો પારકા ઘરમાં કેવી રીતે વર્તવુ, તે તેઓને જરાપણ કઠણ લાગે નહિ પણ અફસોસ સાથે મારે કહેવુ પડેછે કે આવી કેળવણી કોઇકને ત્યાંજ અપાતી હશે ! તેને બદલે નાની બાળાઓનું કુમળુ મગજ શ્રી કૃષ્ણનાં ભજનના બહાને અપટિત કવિતાઓથી બગાડી નાખવામાં આવે છે ઘરની અંદર આવી બાળાઓને કોઇ વખત એવાં ગીતો શીખવવામાં આવે છે કે તેમાંનું એક પણ ગીત આ પત્રના પૃષ્ઠ ઉપર મૂકવામાં પણ

શરમ આવે તેવું છે ! વળી જન્માષ્ટમી, દિવાસો વગેરે વ્રતના દિવસોની રાત્રીએ તો દશબાર વર્ષની ઉમરથી માંડી ત્રીશ વર્ષ સુધીની સ્ત્રીઓ કોઇ કોઇ ઘરમાં એકઠા થઇ એવાં ગીતો ગાય છે કે સાંભળનારને શરમીંદા ન થાય ! હાલારમાં તો તેવે સમયે ગીતની સાથે ઢોલક બજાવવાનો રિવાજ હોય છે જૂનાગઢમાં આવણ વદ ચોથને દિવસે સાંઝના પાંચથી તે રાત્રીના આઠ વાગતાં સુધી મોટી ઉમરની સ્ત્રીઓ કીમતી વસ્ત્રો પહેરીને શેરીમાં એકઠાં થઇને રાસ રમે છે તથા કાજળો કહે છે. તેવે સમયે રસ્તે ચાલતાં સઘળાં લોક તે તમાસો જોવા એકઠા થાય છે બ્હેનો ! આ આપણી જ્ઞાતિની કેવી નબળાઇ ગણાય છે, તે વધારે વિચારવું જોઇએ આવા પ્રકારના વર્તનથી બાળાઓને કેવા પ્રકારનું શિક્ષણ મળે છે, અને તેનાં કેવાં માઠાં પરિણામો આવવા સંભવ રહે તે ઉપર તમારે ધ્યાન આપવું જોઇએ એવા વિષયમાં ગુમવાન રહેવાથી શરીર અને મન કેવાં નબળાં પડી જાય છે, અને તેથી જ ઉલટ તેવી સ્ત્રીઓ કેવી નિર્માલ્ય પ્રજા ઉત્પન્ન કરે છે, તે શું તમારા જોવામાં આવતું નથી ? આપણી જ્ઞાતિની સ્ત્રીઓનાં સેંકડો મરણો ગર્ભાવસ્થામાં થાય છે, અથવા સુવાવડ અથવા ગર્ભાશયના રોગોથી થાય છે, તેની ઉપર તમારૂં ધ્યાન કેમ ખેંચાતું નથી ? એ સઘળા વ્યાધિઓ અને મરણોનું મૂળ અને પ્રથમ કારણ આવાં અયોગ્ય ગીતોનું શિક્ષણ જ છે મારી બ્હેનો ! આપણી બાળાઓ સમજણી થાય તે પહેલેથી જ તેઓને આવી જાતની કેળવણી આપવી એકદમ બંધ કરી દો, અને તેઓને ખરા ધર્મની અને નીતિની કેળવણી મળે તેવો માર્ગ યોજો ! તેમ કરવાથી તેઓનાં શરીરો કદિપણ નબળાં પડશે નહિ, અને મજબૂત શરીરમાં પવિત્ર મન હોવાથી તેઓને કોઇપણ પ્રકારનો માનસિક રોગ સ્પર્શ કરી શકશે નહિ, ત્યારે જ તેઓનાં આયુષ્ય લાંબાં થશે, અને તેઓ બળવાન પ્રજાની માતા બનશે. વધારે અફસોસની વાત તો એ છે કે-હાલમાં જેઓ મોટા મોટા મેજીસ્ટ્રેટો છે, જેઓ મોટા રોળ પાછી ફરતા ફરે છે, અને કેળવણીની કિંમત પીછાનવા શક્તિવાન છે, તેઓના ઘરમાં પણ બાળાઓને ઉપર કહી તેવીજ કેળવણી આપવામાં આવે છે! જેવી રીતે ઘરમાં સુંદર ફર્નિચર ગોઠવવાની અથવા ફેશનવાળો પોશાક પહેરવાની ચીવટ રાખો છો, તેવી જ ચીવટ આપણા ઘરની અંદર દાખલ થઇ ગયેલા દુષ્ટ રીવાજોને દેશવટો આપવાની અને બાળાઓને યોગ્ય કેળવણી આપવાની રાખવામાં આવે તો કેટલો બધો સુધારો થઇ શકે ? સારૂં શું છે અને નઠારૂં શું છે, તે સમજવાને થોડી ઘણી મગજને તસ્દી આપવાની જરૂર છે બ્હેનો ! તમારાં અંતઃકરણને ઉત્તમ કેળવણીથી કેળવી સ્વચ્છ આરસા જેવું બનાવો ! તેની ઉપર કોઇપણ પ્રકારનો દુર્ગુણરૂપી ડાઘ ન પડે તેની કાળજી રાખો ! કોરી કેળવણી કદિપણ શોભશે નહિ કેળવણીરૂપી સોનાને સદ્ગુણના વસ્ત્રાલંકારથી શણગારી તમારાં શરીરો શોભાવો, એવી મારી પ્રાર્થના છે !

"શું કરશે સારૂં બ્હેન કોરી કેળવણી ! સદ્ગુણની જો નહીં હોય સાથે મેળવણી."

# ग्रन्थावलोकन.

## विचारशक्ति, तेनो निग्रह अने विकास*.

ગયા અંકમાં અમે કહી ગયા છીએ તે પ્રમાણે **विचारशक्ति, तेनो निग्रह अने विकास** નામનો ગ્રંથ અમને તેના ભાષાન્તરકર્તા તરફથી અવલોકનાર્થે મળેલો છે. થીઓસોફીકલ મંડળના પ્રમુખ, સુપ્રસિદ્ધ વિદુષી બાની બિસેંટે રચેલ Thought Power, Its control and Culture નામના ઉત્તમ ગ્રંથનું આ ભાષાન્તર છે. આ ગ્રંથનું એક ભાષાન્તર કોઈ પારસી વિદ્વાને અને બીજું ભાષાંતર કોઈ ગુજરાતી વિદ્વાને કર્યું છે છતાં પારસી ભાષાન્તરની ભાષા પારસી ગુજરાતી હોવાથી તેમજ ગુજરાતી ભાષાન્તર કેવળ સંસ્કૃતમય હોવાથી રા. રા. શ્રી અભ્યાસીને ગુજરાતી વાચકોના સામાન્ય વર્ગને સરલતાથી બોધ થાય, તેના હેતુથી ઘણી સરલ ભાષામાં આ ત્રીજું ભાષાન્તર કરવાની જરૂર પડી છે. થીઓસોફિકલ મંડળનું નામ આજ જોકે પ્રસિદ્ધ થયું છે-તે મંડળનું પરિબળ જેમ જેમ વધતું જાય છે-તેના પ્રમાણમાં તે મંડળના સિદ્ધાન્તો અને સાહિત્યનું જ્ઞાન જનસમૂહમાં થયું નથી; એટલુંજ નહિ પણ વાસ્તવિક રીતે કહીએ તો તેના સિદ્ધાન્તો, ઉદ્દેશો અને પ્રવૃત્તિનું અજ્ઞાન જેટલે અંશે હાનિ કરી શકે, તેના કરતાં તેને વિષે જે ભ્રમજ્ઞાન પ્રવર્તે છે, તે બહુ ભયંકર અનર્થો ઉત્પન્ન કરે છે. તેવી સ્થિતિ અટકાવવાની થીઓસોફીસ્ટોની પ્રથમ ફરજ છે તે ફરજ માત્ર સાદી અને લોકપ્રિય ભાષામાં તે સંસ્થાના સાહિત્યના ગ્રંથોનાં ભાષાન્તરો કરવાથી જ થઈ શકે છે

આજે હિંદુસ્થાનમાં તે મંડળની લગભગ ૪૦૦ શાખાઓ હોઈને તે મંડળના આશરે ૧૨૫૨ સભ્યો છે છતાં સામાન્ય રીતે તે મંડળની તરફ અનાદર, તિરસ્કાર અને વિરોધ દર્શાવવામાં આવે છે. તેનું મૂળ કારણ તેના સિદ્ધાન્તોનું અન્યથા જ્ઞાન જ છે આ અન્યથા જ્ઞાનને લીધે જ થીઓસોફી (૧) હિંદુ ધર્મની વિરુદ્ધ છે, (૨) તે મંડળના આગેવાનોનો વિચાર સર્વને ક્રિસ્ચીયન બનાવવાનો છે, (૩) જાતિભેદ તોડી એકાકાર કરવાની તેઓની ધારણા છે, (૪) મહાત્માઓ અને દિવ્ય દર્શનના ચમત્કાર કેવળ અસત્ય જ છે, (૫) તેમજ તેઓ અન્યજાતિના હોવાથી આચાર્યપદ ધારણ કરવાને યોગ્ય નથી, વગેરે વગેરે આક્ષેપો અને પ્રહારો તે મંડળ ઉપર આવી પડે છે ખરી રીતે જોઈએ તો આવા ઉદ્ગારો માત્ર બે વર્ગના મનુષ્યો તરફથી નીકળી શકે તેમ છે (૧) એક તો જેઓ પોતાની સમૃદ્ધિ અને સામગ્રીથી હીન હોઈને અન્યનો ઉત્કર્ષ સહન કરી શકતા નથી, તેઓ; અને બે (૨) બીજાઓ જેઓ સત્યાસત્ય પારખવાને માટે અશક્ત હોવાથી ગતાનુગતિક હોય છે, તેઓ આ બન્ને વર્ગના મનુષ્યોને યોગ્ય માર્ગે લાવવાને માટે બ્રહ્માની શક્તિ પણ કુંઠિત થઈ જાય તેમ છે, પરંતુ તે સિવાયનો ત્રીજો વર્ગ, જે માત્ર ભ્રમિત જ્ઞાનથી ઉન્માર્ગે દોરાઈ જાય છે, તેઓને સત્યજ્ઞાન મેળવવાને જેમ બને તેમ ઓછો આયાસ પડે, તેવો યત્ન કરવો, અત્યાવશ્યક છે

*ભાષાન્તરકર્તા—રા. રા. શ્રી અભ્યાસી, સરસ્વતી છાપખાનું, મૂલ્ય રૂ. ૦–૬–૦

થીઓસોફી—એ ગ્રીક શબ્દ છે; તેનો 'દેવ વિદ્યા' એવો અર્થ થાય છે. પરન્તુ આપણાં ઉપનિષદોની પરા વિદ્યા, કે જે વિદ્યાથી ક્રમે ક્રમે મુક્તિની પ્રાપ્તિ થાય છે, તે અર્થમાં તે શબ્દનો પ્રયોગ તે મંડળના સ્થાપકો અને અગ્રણીઓએ કરેલો છે અને કરે છે ધર્મ શબ્દનો વાસ્તવિક અર્થ ધારણ કરનાર એટલે જીવને સ્થૂલ અને સૂક્ષ્મ અંશો માંથી ક્રમે ક્રમે છુટો પાડી પરિણામે એક અખંડ દિવ્ય જ્યોતિ તરફ લઈ જનાર, એવોજ થાય છે અર્થાત્ જે સંસ્થા, પદ્ધતિ અથવા પ્રક્રિયામાં ઇશ્વર, પરલોક, જીવ અને આ લોક સંબંધી તેમજ તે સર્વેના પરસ્પર સંબંધો સંબંધી વિચાર કર્યો હોય, અને તેને અનુસરીને ઉત્તરોત્તર ઉન્નતિ પામવાને માટે અમુક નિયમો સ્થાપવામાં આવ્યા હોય, તે સંસ્થા, પદ્ધતિ અથવા પ્રક્રિયામાં ધર્મનો સમાવેશ થઈ જાય છે છતાં થીઓસોફી મંડળના અગ્રણીઓ 'થીઓસોફી અમુક ધર્મ છે અથવા થીઓસોફી મંડળ અમુક ધર્મ સંસ્થા છે', એમ સ્વીકારવાને સ્પષ્ટ ના કહે છે તેનું કારણ એટલુંજ છે કે-થીઓસોફીના સાહિત્યમાં પ્રદર્શિત વિચારો અથવા પ્રક્રિયાઓ દરેક ધર્મમાં ગુપ્ત સ્થિતિમાં છે તેમ હોવાથી જુદા જુદા ધર્મ મંડળોના આચારોથી કંઈ અમુક જુદાજ આચારો અથવા નિયમોનું પાલન કરાવવાનો તેઓનો બીલકુલ આગ્રહ નથી, તેમ હોઈ શકે પણ નહિ તેમ છે ત્યારે થીઓસોફી મંડળમાં દાખલ થવાથી દાખલ થનાર પોતાનો ધર્મ છોડી કોઈ અમુક ધર્મમાં દાખલ થાય છે, એમ માનવાને કંઈપણ કારણ રહેતું નથી ઉલટું, તે મંડળના અગ્રણીઓ તો પોત-પોતાનો પરંપરાનો ધર્મ યથાર્થ સમજી, તેનું સારી રીતે પાલન કરવું, તેવોજ આગ્રહ કરે છે છતાં 'થીઓસોફી પરધર્મ છે, તેનો આશય સૌને ખ્રિસ્તી બનાવવાનો છે, તેમજ જ્ઞાતિભેદ તોડવા તરફ તેનું વલણ છે,' એ કેવળ અજ્ઞાનનુંજ પરિણામ છે. જેઓએ થીઓસોફીના અભ્યાસક્રમના પુસ્તકો વાચ્યાં હશે તેઓના જાણવામાં તો આવ્યું જ હશે કે થીઓસોફીના (૧) અદ્વૈતતત્વ એટલે જીવ, જગત અને ઈશ્વરનું એક અખંડ સ્વતંત્ર ચૈતન્યમાંથી પ્રકટ થવું, (૨) ઇશ્વરનો ત્રિમૂર્તિરૂપે પ્રકાશ, (૩) પરલોક, (૪) અખિલ જગતની વ્યવસ્થા કરનાર દેવો અને દેવગણો તેમ જ પિતૃઓ અને પિતૃગણો, તે સાથે (૫) સાર્વત્રિક ભ્રાતૃભાવ—એ સિદ્ધાન્તો જ મુખ્ય છે; અને તે સિદ્ધાન્તો ઉપરથી જ થીઓસોફીનું બંધારણ થયેલું છે. છતાં 'થીઓસોફી હિંદુધર્મની વિરૂદ્ધ છે, અથવા આત્મા વિનાના કેવળ એક મહા શક્તિમાન્ સત્વની દયા ઉપર લટકી રહેલા જીવનવાળા ખ્રિસ્તિધર્મનું તે અનુકરણ છે,' એમ કેવી રીતે કહેવામાં આવે છે, તે સમજી શકાતું નથી અલબત, તે મંડળના મહાત્માઓનો ઘણો ભાગ બુદ્ધ દેવના શિષ્યવર્ગમાંથી છે એમ તે મંડળની માન્યતા છે, પરન્તુ તે મહાત્માઓની ઇચ્છા ૨૫૦૦ વર્ષો ઉપર થઈ ગએલ બુદ્ધદેવનું જ ધર્મશિક્ષણ આખી પૃથ્વીના મનુષ્યોને આપવાની હોય, એમ તેઓનાં અનુયાયી શિષ્યોએ પ્રકટ કરેલ સાહિત્ય ઉપરથી કદિપણ સિદ્ધ થઈ શકતું નથી છતાં તેવા મહાત્માઓ મૂળ ગમે તે સંપ્રદાયનો પ્રચાર કરનારને જન્મી ગયા હોય, પણ તેટલા જ ઉપરથી અમુક એક જ દિશા તરફ સૌને દોરવાનો તેઓનો આશય છે, એમ કહી શકાય નહિ. મહાત્માઓના અસ્તિત્વ વિષે ખુદ હિંદુઓ તરફથી શંકા બતાવવામાં આવે, તે કેવળ આશ્ચર્ય જેવુંજ છે આપણાં પુરાણોમાં તો સ્થળે સ્થળે તેવા મહાત્માઓનું વર્ણન કરેલું છે વળી આની બીસેંટ પોતે જ પોતાનાં પુસ્તકોમાં ભાર મૂકીને કહે છે કે-પિતૃગણો પૂર્વ જન્મોના કર્મો પ્રમાણે જ મનુષ્યોનાં યોગ્ય યોગ્ય વર્ણોનાં શરીરો રચે છે, તે

શરીરોમાં એક જન્મના જ આચારોથી તેને તે જ જન્મમાં કોઇપણ મનુષ્ય પોતે કંઇપણ ફેરફાર કરવાને સમર્થ થઇ શકતો નથી, છતાં વર્ણવ્યવસ્થા તોડી નાખવા તરફ તે મંડળનું વલણ છે, એવો ભય શા માટે રાખવામાં આવે છે, તે પણ દુર્બોધ જ થઇ પડે છે વળી થીઓસોફી અમુક ધર્મસંસ્થા જ નથી ત્યારે જે અર્થમાં આપણે ધર્માચાર્યને સમજીએ છીએ તે અર્થમાં તે મંડળના સ્થાપકો અથવા અગ્રણીઓ આચાર્યપદનો દાવો કરે, તેમ કહેવું તે કેટલું બેહૂદું છે? દિવ્ય દર્શનની શક્તિ એટલે સૂક્ષ્મ અને પાર્થિવ પદાર્થો તેમજ તેવી ઘટનાઓ જોવાની શક્તિ ચૈતન્ય હીન માનસિક શક્તિ પરીક્ષક (Psychical Research) મંડળ પણ કેળવી શકવાને સમર્થ થઇ શકી છે, ત્યારે આપણાજ શાસ્ત્રોમાં જે યોગ વિદ્યાનો આશ્રય લઇ, તે મંડળના આગળ વધેલા સભ્યો તેવી મેળવી શક્યા હોય, તો તેમાં શું અશક્ય છે, તે સમજવું પણ તેટલુંજ દુર્લભ થઇ પડે છે અર્થાત્ થીઓસોફીની વિરુદ્ધ જે જે ભ્રમણાઓ ઉપસ્થિત થઇ છે, તે કેવળ આપણાં શાસ્ત્રો અને તે મંડળે પ્રસિદ્ધ કરેલા પુસ્તકોના અજ્ઞાનને લીધેજ થયેલ છે, એમ સ્પષ્ટ જાણી શકાય છે.

આ સ્થળે થીઓસોફીનો બચાવ કરવાનો અથવા તેને ગ્રહણ કરવાને માટે આગ્રહ કરવાનો હેતુ અથવા પ્રસંગ પણ નથી તોપણ એટલું તો કહ્યા વિના ચાલે તેમ નથી કે-જે મંડળની શાખાઓ પશ્ચિમમાં કાલીફોર્નીયા, ઉત્તરમાં રશીયા, પૂર્વમાં જાપાન, અને દક્ષિણમાં આસ્ટ્રેલીયા સુધી ફેલાયેલ છે, તથા આ હિંદુસ્થાન સિવાય બીજા દેશોમાં ફેલાયેલી જે શાખાઓની સંખ્યા લગભગ ૪૭૬ની અને જેના સભાસદોની સંખ્યા આશરે ૧૫૧૦૪ની છે, અને તેમ હોવાથી જેણે આખી પૃથ્વીની હિંદુસ્થાન તથા હિંદુઓ તરફ માનની અને પ્રેમની લાગણી ઉત્પન્ન કરી છે, જે મંડળે, યુરપના મોટા મોટા વિદ્વાનોએ સ્વપ્નવત્ વેદ શ્રુતિ, બાળ ભાષણ અને અશિક્ષિત વિચારરૂપ છે, તેમજ બ્રાહ્મણ ગ્રંથો અને પુરાણો તો કેવળ સ્વાર્થી બ્રાહ્મણોની કપટમય રચના છે, એવું ઠસાવ્યું હતું, તે વિચારને જડમૂળથી ઉખેડી નાખી વેદ અને પુરાણોના રહસ્યો સમજવા યથાર્થ કુંચીઓ પુરી પાડી છે, જે મંડળે હિંદુત્વ ઉત્પન્ન કરવા તથા તેને પ્રદીપ્ત કરવા એક અતીવ સમર્થ વિદ્યા સંસ્થા ઉપસ્થિત કરી છે, તે મંડળની નિષ્કારણ અવગણના કરવી, તેના જેવો અપકાર મનુષ્ય જાતિ કદિપણ કરી શકે, તેવું માની શકાય તેમ નથી।

**विचार शक्ति, तेनो निग्रह अने विकास** નામના પુસ્તકમાં થીઓસોફીના સઘળા સિદ્ધાન્તોનું ઉદ્ઘાટન કરવામાં આવ્યું નથી. તે ગ્રંથ વાસ્તવિક રીતે કહીએ તો માનસશાસ્ત્ર તથા યોગશાસ્ત્રની ભૂમિકા જેવો છે થીઓસોફીનો પ્રચાર થયા પછી યુરપમાં અને વિશેષત. અમેરિકામાં માનસિક શક્તિના બળની કિમ્મત થવા લાગી છે સૂક્ષ્મમાંથી સ્થૂલ પરિણામ પામે છે, અને સ્થૂલ સ્વરૂપનું મૂળ સ્વરૂપ વિચાર અથવા સંકલ્પરૂપે જ જન્મ પામે છે, તે સિદ્ધાન્ત હવે સ્વતઃ સિદ્ધ મનાવા લાગ્યો છે. આપણાં શાસ્ત્રો એટલે વેદો તેમજ પુરાણોમાં તો આખી સૃષ્ટિ ઇશ્વરના સંકલ્પરૂપ અને મનુષ્યનું અખિલ જીવન તેના માનસિક સંકલ્પોનું જ પરિણામ છે, એમ સ્થળે સ્થળે કહેલું છે જીવનકોષો (Cells) અને જ્ઞાનતંતુઓ (Nerves) ચલનવલન તથા ક્રિયા પ્રતિક્રિયાથી ચૈતન્યહીન સંભવત્ જડવાદનું માનસશાસ્ત્ર જ્યારે વિચાર સંક્રમણ (Thought Transference) અને વિચાર દૂર ક્રમણ (Telepathy)

નું સ્પષ્ટીકરણ કરવાને અસમર્થ થવા લાગ્યું ત્યારે થીઓસોફીએ રંગભૂમિ ઉપર આવીને તેમાં ચૈતન્યબળનો પ્રકાશ પાડી હસ્તામલકવત્ કરી નાખ્યું છે મન એજ મનુષ્યનાં બંધન અને મુક્તિનું કારણ છે; પણ તે પ્રમાથિ, બળવાન અને દૃઢ મનને શી રીતે વશ કરવું, અને આપણાં જીવનનો ક્રમે ક્રમે શી રીતે વિકાસ થઇ શકે, તથા વિચારની એકાગ્રતા તથા વધા સંયુક્તતાથી આપણે આપણા આત્માને તેમજ આપણી આસપાસની સમાજને શી રીતે સત્સુખ એટલે શાન્તિ આપી શકીએ, તેનો યથાર્થ મર્મ જાણવો હોય તો આ વિચાર-શક્તિનું પુસ્તક એક ઘણું ઉપયોગી સાધન થઇ પડે તેમ છે

ભાષાન્તર કરનારની ઇચ્છા પ્રમાણે ભાષાન્તર ઘણું સરળ અને વાંચતાં સમજી શકાય તેવું થયું છે, એમાં જરાપણ શક નથી પરંતુ થીઓસોફીના પારિભાષિક શબ્દોના આપણી ભાષામાં યથાર્થ પર્યાયો નિશ્ચિત થયેલા ન હોવાથી જેઓને માત્ર આપણા શાસ્ત્રની પરિભાષાનું જ્ઞાન હોય છે, તેઓને બહુ ગોટાળો થઇ પડે છે દૃષ્ટાંત તરીકે Consciousness શબ્દનો અર્થ ચેતના કર્યો છે, પરંતુ તેનો વાસ્તવિક અર્થ ચિત્ અથવા સંવિત્ કરવામાં આવ્યો હોય તો જ મૂળ શબ્દના ભાવનું ભાન સહજ થઇ શકે તેજ પ્રમાણે Substance નો અર્થ વસ્તુ, Matter નો અર્થ પ્રકૃતિ, Concrete Mind નો અર્થ મૂર્તમનસ, Sensation નો અર્થ ઉપલબ્ધિ, Perception નો અર્થ સંવેદન, Anticipation નો અર્થ પૂર્વધ્યાન નહિ પણ ભવિષ્યનું અનુમાન તેમજ Reproduction નો અર્થ પ્રત્યુત્પત્તિ નહિ પણ પુનરુત્પત્તિ, વગેરે વગેરે ઇંગ્રેજી પારિભાષિક શબ્દોના કંઇક વિવેક પૂર્વક પર્યાયો શોધી કાઢી વાપરવામાં આવ્યા હોત તો તે વિષય જેટલો પગભર થાય છે, તેટલો પરકીય લાગત નહિ તેજ પ્રમાણે સંસ્કૃતમાંથી કેટલાક સીધી રીતે આવેલા શબ્દો લખવામાં અનેક સ્થળે દૃષ્ટિક્ષેપ થઇ ગયેલ છે, તે ઉપર પણ બીજી આવૃત્તિ વખતે વધારે લક્ષ રાખવાની જરૂર છે

ઉપર કહી તેવી કેટલીક સ્વલ્પ ત્રુટિઓ સિવાય આખા ગ્રંથનું ભાષાન્તર સંસ્કૃત અને ઇંગ્રેજી નહિ જાણનારાઓને બહુ ઉપયોગી થઇ પડે તેવું છે, એમ કહેવામાં કંઇપણ બાધ નથી. ભાષાન્તર કર્તાએ પોતાનું નામ પ્રસિદ્ધિમાં મૂકવાની ઇચ્છા રાખી નથી, તે કદાચ તેઓના વિનયશીલ સ્વભાવનું કારણ હોય! છતાં જ્યારે તેઓની એવીજ ઇચ્છા છે ત્યારે અમે પણ તેઓનું નામ પ્રસિદ્ધ કરવાને ઉચિત ધારતા નથી તે છતાં એટલું તો કહેવાનું પ્રાપ્ત થાય છે કે-સતત્ અભ્યાસ અને આગ્રહપૂર્વક યતથી એક સામાન્ય કેળવણી લીધેલ ગૃહસ્થ યુનિવર્સિટિમાં મોટી મોટી પરીક્ષાઓ પસાર કર્યા પછી પોતાનું જીવન કેવળ આલસ્ય અને અપ્રવૃત્તિમાં ગાળી નાખનાર પોતાના ભાઇઓ કરતાં કેટલું ઉચ્ચતર અને ઉપયોગી બનાવી શકે છે, તેનો તે ભાઇએ એક પ્રજ્વલત દૃષ્ટાંત આપ્યો છે, એમાં જરા પણ શક નથી

તંત્રી.

---

# ॐ तत्सत्.

## मनुस्मृतिमांथी आपणो धर्म तथा व्यवहार वगेरे.

(અનુસંધાન ગત પુસ્તકના પૃષ્ઠ ૧૭૦થી)

ત્રીજો અધ્યાય ગૃહસ્થાશ્રમના શું કર્તવ્યો છે તે વિષયક છે

બ્રહ્મચારીએ પ્રથમાશ્રમમાં ત્રણ વેદ એટલે **ऋग्वेद** (જેમાં અન્તર્ગત **अथर्ववेद** આવી જાય છે) **यजुर्वेद** અને **सामवेद** ભણવાનો કાળ બતાવી એક વેદનું અધ્યયન તો અવશ્ય કરવું જ જોઈએ અને તે પછી જ તેણે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો. એ વગેરે પ્રથમના ત્રણ શ્લોકોમાં દર્શાવ્યા બાદ કેવી સ્ત્રી સાથે લગ્ન કરવું, એ વિષય આરંભ્યો છે'

गुरुणानुमतः स्नात्वा समावृत्तो यथाविधि ।

उद्वहेत द्विजोभार्यां सवर्णां लक्षणान्विताम् ॥४॥

અર્થ.— વેદાધ્યયન વગેરે આરંભેલું વ્રત સમાપ્ત કર્યાં પછી દ્વિજવર્ણના શિષ્યે, ગુરૂની અનુમતિ લઈ પોતાને ઘેર આવી, વિધિ પ્રમાણે સ્નાન અને સમાવર્તન કરી, પોતાની જાતિની શુભ લક્ષણવાળી કન્યાને પરણવી

असपिण्डाच या मातु रसगोत्राच या पितुः ।

सा प्रशस्ता द्विजातीनां दारकर्मणि मैथुने ॥५॥

અર્થ —જે કન્યા માતાની સપિંડ ન હોય અને પિતાની સગોત્રી ન હોય તેવી કન્યા દ્વિજ વર્ણોને વિવાહ કરવામાં દંપતીથી થઈ શકે તેવાં ધર્મકર્મ કરવામાં તથા પ્રજોત્પત્તિ કરવામાં શ્રેષ્ઠ મનાય છે

આ બાબતમાં આપણા સગોત્રી ન હોય તો નવનાતના પેઢીથી કન્યા પરણી શકાય છે એટલે કે કન્યા તરફની પાંચ અને વર તરફની સાત પેઢી થાય ત્યારે તે કન્યા પરણી શકાય છે તેમાં સામાન્ય પુરૂષ બે બાજુની ગણતરીમાં લેખવામાં આવે છે. સામાન્ય પુરૂષને બાજુ રાખીએ તો કન્યાની તરફની ચાર પેઢી તથા વરની તરફની છ પેઢી પુરી થાય એટલે તે વર કન્યા બન્ને સગોત્રી ન હોય તો પરણી શકે છે ઉપરના શ્લોકમાં માતાની સપિંડ, કેટલી પેઢીએ આવેલી કન્યા કહેવાય તે સ્પષ્ટ બતાવ્યું નથી

**गोतम स्मृति** પ્રમાણે માતાના કુળની પાંચ પેઢીમાંથી કન્યા લાવવી નહિ તથા લેવી નહિ અને પિતાના કુળમાં સાત પેઢી સુધી કન્યા લેવી કે દેવી નહિ એમ કહ્યું છે આ વિષય

**धर्मसिन्धु** માં ઘણા વિસ્તારથી પાના ૩૫૮ થી ૩૬૬ સુધી આપેલો છે તે જોવાથી વિશેષ સ્પષ્ટતાથી જણાશે. જેમ સગોત્રોમાં વિવાહ કરવાનો પ્રતિબન્ધ ઉપરના શ્લોકમાં જણા-

જો છે તેમ **याज्ञवल्क्य स्मृति** વગેરે પ્રમાણે સમાન **प्रवर** હોય તેની સાથે પણ વિવાહ કરવાનો નિષેધ છે તે વિષે **असमानार्ष गोत्रजाः** એ વાક્ય તે **स्मृति** માં છે

અન્ય બ્રાહ્મણોમા સમાન પ્રવરનો પ્રતિબન્ધ હાલ કેટલે અંશે પાળવામાં આવેછે તે જાણવામાં નથી આપણામાં તે પ્રતિબન્ધ પળાતો નથી કઇ અવટંકવાળાનાં કયાં ગોત્ર અને પ્રવર સામાન્ય છે તે, **त्रिमासिक** પુસ્તક ૧ ના અંક ૪ ના વધારા તરીકે કૈલાસવાસી આચાર્ય વલ્લભજી હરિદત્તે પુરૂં પાડેલ છે તે જોવાથી સામાન્ય પ્રવર કોનાં છે તે જાણી શકાશે.

લગ્ન કરવા સબંધમાં એકદર શાસ્ત્ર ઉપરથી એમ તો સિદ્ધ થાય છે કે વર કન્યા વચ્ચે સગપણ સબંધ જેમ દૂર હોય તેમ તે યોગ્ય ગણાય છે તેનું કારણ એમ કહેવામાં આવેછે કે જેમ જેમ નજીક સબંધમાં વિવાહ થાય છે તેમ તેમ અનેક રોગો જેવા કે નબળાઇ, મગજના રોગ, હીસ્ટિરિયાના રોગ વગેરે થવા વધારે સંભવ છે આ વિષય વૈદકીય શાસ્ત્રનો છે અને તે વિષય Fowler's sexual Science અને Fowler's Phrenology નામના પુસ્તકોમાચર્ચેલો છે એમ મને કહેવામાં આવે છે તેથી આપણા જે બ્રાહ્મણોએ એલ એમ એન્ડ એસ આદિ વૈદકીય પરીક્ષાઓ પસાર કરી હોય અગર તે ઉપરાંત કે અન્યથા તે સબંધમા ઉચ્ચ કેળવણી લીધી હોય તેઓએ આ વિષય **त्रिमासिक** માં ખાસ ચર્ચવા વિનતિ છે કેમકે જ્ઞાતિની ઉન્નતિનો આધાર તેની ભવિષ્યની પ્રજા ઉપર જ છે નો વર કન્યાના લગ્ન સબંધમા એ વિષયનું જેટલું જ્ઞાન આપણ તેટલું ઓછું જ છે તેથી આશા છે કે એવા ઉચ્ચ સંસ્કારવાળા વિદ્વાનો આપણી સભાસ્થાની આ શાખાને સબંધે યોગ્ય રીતે પોતાના વિચારો જણાવી બ્હેલી તકે જ્ઞાતિના સામાન્યઉદ્ધારમાં મદદગાર થશે ઇતિહાસ ઉપરથી પણ જોવામાં આવે છે કે ઉપર બતાવેલ નિયમ ન પાળવાથી જગતની અનેક પ્રજાઓનો વિનાશ થયો છે પરંતુ આપણી આર્યજાતિની પ્રજા લાંબા કાળથી અસ્તિત્વ ભોગવે છે તે ફક્ત પ્રોક્ત નિયમના અનુપાલનને લીધે જ માનવામાં આવે છે

નવનાતનિ નિયમ દાખલ કરી, ગોત્ર સિવાય સામાન્ય પ્રવરનો પ્રતિબન્ધ બાજુ રાખવાનું કારણ એમ જણાય છે કે આપણા જુદા જુદા સમુદાય જુદાં જુદાં સ્થળોમાં રહ્યા પછી તથા એક સ્થળેથી બીજે સ્થળે પહોંચવા હાલના પ્રમાણે રેલવે વગેરે સાધન નહિ હોવાથી તેમજ ઘોર મહારત્નદિયાઓની ભીતિ હોવાથી અત્યાસને પ્રસંગે જ ભયાર કન્યા દેવાનું રાખવાના વિચારને લીધે શાસ્ત્રની મર્યાદા સામાન્ય પ્રવર સબંધે ઉલંઘન કરી માત્ર ઉપરના બે પ્રતિબંધ ધ્યાનમા રાખ્યા જણાય છે

હવે જ્યારે દરેક જાતની સગવડ થઇ છે ત્યારે ધીરે ધીરે સામાન્ય પ્રવરના પ્રતિબંધનો અમલ થાય તો તે ખોટું નથી કેમકે તેથી જુદા જુદા સમુદાય વચ્ચે એકના વધારે તથા એક બીજાના સબંધમાં દરવખત આવવાનું થશે

તે પછી હલકુળની કન્યા સાથે વિવાહ ન કરવા મનુ મહારાજ જણાવે છે અને તે કુલાદ મ્હોટાં સમૃદ્ધિવાળાં હોય તોપણ તેની કન્યા ન લેવી એમ કહે છે.

हीनक्रियं निष्पुरुषं निश्छन्दो रोमशार्शसम् ।
क्षय्यामयाव्यपस्मारिश्वित्रि कुष्ठि कुलानि च ॥७॥
नोद्वहेत्कपिलां कन्यां नाधिकाङ्गीं न रोगिणीम् ।
नालोमिकां नातिलोमां न वाचाटां न पिङ्गलाम् ॥८॥

અર્થ,—નીચેના કુળની કન્યા પરણવી નહિ —જેમાં જાતકર્માદિ સંસ્કારો કરવામાં આવતા ન હોય, જેમાં પુત્ર પ્રજોત્પત્તિ ન હોય, જેમાં કોઈ વેદનું અધ્યયન કરતો ન હોય, જેમાં સ્ત્રી તથા પુરુષના શરીર ઉપર લાંબા વાળ થતા હોય તથા જે કુળમાં હરસ, ક્ષય, મંદાગ્નિ, ફેફસાંનિ, સફેદ કોઢનો તથા બીજા કોઢનો રોગ થતો હોય, વળી જે કન્યાના માથાના વાળ રાતા હોય જેનું એકાદ અવયવ વધારે હોય, જે રોગી હોય, કેશ વિનાની હોય અથવા વધારે કેશવાળી અને વાચાળ તથા પીળી આંખવાળી હોય તેવીને પરણવી નહિ.

नाति स्थूलां नातिकृशां न दीर्घां नातिवामनाम् ।
वयोधिकां नाङ्गहीनां न सेवेत्कलहप्रियाम् ॥

ઉપરના ક્ષેપક શ્લોકમાં વિશેષ એમ પણ જણાવેલ છે કે જે કન્યા અતિ સ્થૂલ હોય, અતિ દુર્બલ હોય, લાંબી હોય બહુ ઠીંગણી હોય, પોતાના કરતાં મોટી ઉમ્મરની હોય હીન અંગવાળી હોય તથા કલહ પ્રિય (જેને કજીઓ વ્હાલો હોય એવી) હોય તેવીને પરણવી નહિ.

ઉપરના શ્લોકોમાં બતાવેલાં કન્યા નહિ પરણવાનાં કારણ સહજ સમજાય તેવાં છે તેમાંના કેટલાક કારણો જેને શરીરના તંદુરસ્તી સાથે સંબંધ નથી તે હાલમાં ધ્યાનમાં લેવામાં આવતા નથી.

તો પણ શાસ્ત્ર ઉપર શ્રદ્ધા હોય કે ન હોય તેમ છતાં સર્વ જાતિ જનોએ આપણી ભવિષ્યની પ્રજાની ઉન્નતિ ખાતર તે તમામ કારણો ધ્યાનમાં રાખવા જેવાં છે કેટલાંક કારણોથી થતો ગેરલાભ તરત જાણવામાં આવે તેમ નથી તેની અસર દીર્ઘકાળે તથા કંઈક ન્યૂન અંશે થતી હશે તો પણ વિવાહ કરવાનો હેતુ મુખ્ય પ્રજોત્પત્તિજ છે તેના સંબંધમાં જેટલી સાવચેતી અને સંભાળ રખી શકે તેટલી ઓછી છે औतसूत्र ૧૦-૩-૨૦માં માતા તથા પિતા બન્ને તરફની સાત સાત પેઢીમાં તેમના વિદ્યા તપ અને શુભ કર્મો તપાસવા જણાવ્યું છે.

नर्क्षवृक्षनदीनाम्नीं नान्त्यपर्वतनामिकाम् ।
न पक्ष्यहिप्रेष्यनाम्नीं न च भीषणनामिकाम् ॥९॥

નવમા શ્લોકમાં નક્ષત્ર, વૃક્ષ, નદી, પર્વત, પક્ષી સર્પ દાસ, એવા નામવાળી કન્યાને નહિ પરણવાનું કારણ બતાવ્યું છે જ્યાં સુધિ ઉપરના નામ પાડવામાં આવેલું હોય ત્યાં જ્યોતિષ શાસ્ત્રના નિયમ અનુસાર તેનું નામ કામ જુદી સ્થિતિનું સૂચવનાર હોય અને

તેથી તેવા નામવાળી કન્યાને પરણવાની મના કરી હોય તો તે જુદી વાત છે નહિતર તે કારણે હાલના જમાનામા ધ્યાનમાં લેવાતાં નથી. **गृह्यसूत्र** ના પતલ એકના વિભાગ ત્રી જામા સૂત્ર દશથી તેર સુધીમા કેવી કન્યા ન પરણવી તે બતાવતા તેમાં પણ ઉપર કહેલાં કારણો દર્શાવ્યા છે

**अव्यंगांगीं सौम्यनाम्नीं हंसवारणगामिनीम् ।**

**तनुलोमकेशदशनां मृद्वंगीमुद्वहेत्स्त्रियम् ॥१०॥**

તે પછીના ઉપલા શ્લોકમાં કેવી કન્યા પરણવી તે બતાવેલ છે અર્થ–ખોડખાપણ વિનાના અવયવવાળી, સુન્દર નામવાળી, હંસ અને હાથીના જેવી ચાલવાળી, સૂક્ષ્મ રુવાંટાં, વાળ અને દાંતવાળી, કોમળ શરીરવાળી સ્ત્રીને પરણવી

**यस्यास्तुनभवेत्भ्राता न विज्ञायेत वा पिता ।**

**नोपयच्छेत तां प्राज्ञः पुत्रिका धर्मशङ्कया ॥११॥**

અર્થ—જે કન્યાને ભાઇ ન હોય અથવા જેના પિતાને જાણતા ન હોઇએ તેવી કન્યાને પરણવી નહિ.

આ શ્લોકમાં જે કન્યાના પિતાનુ નામ ન જાણતા હોઇએ તેની સાથે વિવાહ ન કરવાનું લખ્યુ છે, તે સૂચવેછે કે —

પ્રથમના કાળમાં પણ કન્યાવિક્રય કરનારાઓ પૈસાની–લાલચે દરકોઇ જાતની કન્યાને પોતાની પુત્રી બનાવી કપટથી પરણાવી દેતા

જૂદા જૂદાં ગૃહ્યસૂત્રો તપાસતાં તેમા કન્યા પસંદ કરવામાં કેવા લક્ષણ હોવાં જોઇએ તે બતાવેલ છે **शांखायन गृह्यसूत्र**મા અધ્યાય એકમાં કાંડ પાંચમામા સૂત્ર છથી દશ સુધીમા નીચે પ્રમાણે આપેલ છે —

**या लक्षण संपन्नास्यात् । यस्या अभ्यात्म मंगानिस्युः । समाः केशांताः । आवर्तावपि यस्यै स्यातां पक्षक्षिणौ ग्रीवायां। पद्विरांजनयिष्यतीति विद्यात्। ६-१०**

જેનામા જોઇતા શુભ લક્ષણ હોય, જેના અવયવો ખાટલાં હોય, જેના વાળ સુંવાળા હોય, જેને કંઠે બે અલક લટ જમણી બાજુ નરમ વાળેલી હોય આવી કન્યા સબધે તે જાણે છે કે તે છ પુત્રોને જન્મ આપશે તેજ પ્રમાણે **आश्वलायन गृह्य सूत्र** મા પહેલા અધ્યાયની કંડિકા પાંચમાં સૂત્ર ૧-૨-૩મા તે વિષય આપેલો છે **पारस्कर गृह्यसूत्र** માં અને **खादिर गृह्यसूत्र**મા કેવા લક્ષણવાળી કન્યા જોઇએ તે વિષે કાંઇ આપેલ નથી. **गोभिल गृह्यसूत्र** મા પ્રપાઠક બીજાની કંડિકા પહેલીમાં બીજા સૂત્રમાં સહેજ સાજ લક્ષણ બતાવેલ છે અને **हिरण्यकेशी गृह्यसूत्र**મા પ્રથમ પહેલો પતલ ૬ વિભાગ ઓગણીશના બીજા સૂત્રમાં માતાપિતાની અનુમતિથી પોતાના દેશમાંથી અને જાતિમાંથી અને જુદા જુદા ગોત્રની કન્યા પરણવા જણાવેલ છે **आपस्तंब गृह्यसूत्र**માં પતલ એકના વિભાગ ત્રીજામાં સૂત્ર અગારમામાં કેવી કન્યા પરણવી તે સબધે જણાવ્યુ છે

રાજકોટ, ફાગણ વદિ એકાદશી  ગુલાબરાય પહેરેકર છાયા

# ज्ञाति वर्तमान.

### ભાવનગર.

**પહેલા એડવોકેટ થયા**—સસ્માન ભાવનગરના માજી દીવાન રા રા મે વિઠ્ઠલદાસ શામળદાસ મહેતાના ચિરંજીવી રા રા ભાસ્કરરાવ આ વર્ષે એડવોકેટની પરિક્ષામાં પસાર થયા છે અને તેઓ વડનગરા નાગર જ્ઞાતિમાં પહેલા એ પદવી મેળવવા ભાગ્યશાળી થયા છે તેમને અમે ખરા અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ

**નીમણુક ફેરબદલી**—(૧) રા રા મુકુંદરાય પ્રભાશંકર બી એ એલ એલ બી કુંડલાના ન્યાયાધીશ રૂ ૧૦૦થી નીમાયા છે

### પોરબંદર

**સ્ટેટ સ્કોલરશીપ મળી**—રા રા પ્રભુલાલ જેઠાભાઇ અહીના સ્ટેટ તરફથી વિદ્યોત્તેજન માટેની કરેલ કેટલીક સ્કોલરશીપો પૈકીની આર્ટ સ્કોલરશીપ મેળવવાને ભાગ્યશાળી થયેલ છે

**નિમણુક વિગેરે**—રા રા. મનસુખરામ વિ મોહનલાલ પોટા બી એ રૂપીઆ ૫૦થી વીસનગર હાઇસ્કુલમાં આસિસ્ટંટ માસ્તર નીમાયા છે

### જુનાગઢ.

**ફેરબદલી તથા નીમણુક**—(૧) રા રા બાપુભાઇ જાદવરાય મજમુદારની વીસનગરથી પેટલાદ-હાઇ સ્કુલમાં બદલી થઇ છે

(૨) રા રા. મગનલાલ લક્ષ્મીશંકર વોરા બી એ. એલ એલ બી ની વડોદરા મુનસફ તરીકે બદલી થઇ છે

**સ્કોલરશીપ મળી**—રા. રા ઉજમરામ વી કેશવરાય ઓઝા દેમર્ટ લાટુસ સ્કોલરશીપ માંસીક રૂ ૧૫ ની બે વર્ષ માટે મેળવવા નસીબદાર થયા છે

### રાજકોટ.

**નીમણુક ફેરબદલી**—(૧) રા. રા સુજાવતરાય પ્રેમશંકર બક્ષી બી એ વઢવાણ હાઇ સ્કુલમાંથી રૂ. ૫૦ થી પાટણ (ગુજરાત) હાઇસ્કુલના આસિસ્ટન્ટ માસ્તર નીમાયા છે

(૨) રા રા ઉમીયાશંકર જીવણરામ ઓઝાને સ મોરબીના ના ઠાકોર સાહેબે રા રા હરજીવનરામ જેઠાભાઇ બક્ષી વાળી જગ્યાએ રૂ. ૨૫૦થી પસંદ કર્યા છે

**વૈદરાજ તરીકે કદર**—રા રા પ્રભાશંકર બાવાભાઇ આયુર્વેદ વૈદરાજને ઉદેપુરના ના મહારાણા સાહેબે તેમના નામદાર સાહેબને સમયસરનું સારા વખતનું દર્દ નષ્ટ કર્યા બદલ રૂ ૭૦૦નું ઇનામ આપ્યું છે ધન્ય છે તે રાજાને

### જામનગર.

**પગારમાં વધારો**—રા રા. ભવાનીશંકર રેવાશંકર અજાગીયા ભાટીઆ મેનેજરને તેની ભારવા તાલુકાની સારા વખત સુધીની એક કસબી ખરા [illegible]થી બજાવેલ નોકરીના

બદલામાં કાઠીયાવાડ પ્રાંતના મે. જાજી સુપ્રી સાહેબે રૂ ૧૦નો માસિક વધારો તથા રૂ ૩૦૦ ગ્રેચ્યુઇટીના ના. એજન્ટ સાહેબની પરવાનગીથી કરી આપેલ છે.

## જામખભાળીયા.

**નીમણુક તથા ફેરબદલી**—(૧) રા રા. છગનલાલ જટાશંકર મંકોડી બી. એ. એલ એલ બી જે નામદાર ગાયકવાડ સરકારના રાજ્યમાં પાદરા મુનસફ તરીકે હતા તેની બદલી રૂ ૨૦નાં વધારાથી કોડીનાર મુનસફ તરીકે થઇ છે

(૨) રા રા કેશવલાલ મુળશંકર દેસર બી એ એલ. એલ. બી. સંસ્થાન પોરબંદર તાબે નવીબંદરના સબઓર્ડીનેટ માજીસ્ટ્રેટ અને મુનસફ રૂ ૮૦થી નીમાયાછે

## માંડળ.

**સરન્યાયાધીસ થયા**—રા રા અમૃતરાય દુલેરાય ત્રુમ એમ એ. એલ એલ. બી રૂા. ૨૫૦થી રા રા મરહુમ ભગવાનલાલભાઇ દુરકાલની જગ્યાએ નીમાયા છે

**સનદ મળી**—રા રા જન્મશંકર વિ મહાશંકર બુચને કાઠિયાવાડ એજન્સિની તરજુમો કરવાની સનદ મળી છે

## ભુજ.

**માનપત્ર**—અહીંના રહીશ રા રા પ્રભાશંકર પ્રાણશંકર હાથી જેઓ કલકતામાં એંગ્લો-વર્નાક્યુલર સ્કુલમા હેડ માસ્તર હતા તેઓને ભારત અભ્યુદય કોટન મીલ્સમાં મેનેજરીની જગો મળતાં આ સ્કુલથી જુદા પડ્યા તે વખતે તે સ્કુલના વિદ્યાર્થીઓ તરફથી કલકતામાં ગુજરાતી બોલાતી તમામ કોમોની હાજરીમાં એક માનપત્ર કચ્છની કારીગીરીના રૂપાના દાબડામાં અનાયત કર્યું છે આ ઉપરથી રા. મોસુફે તેમના વિદ્યાર્થીઓનો કેટલો પ્રેમ સંપાદન કર્યો હશે તે સહેજ ખ્યાલમાં આવી શકશે પ્રભુ તેમને નવી જગ્યાએ પણ તેવાજ કર્તવ્ય પરાયણ રાખી ત્યાંના અભ્યુદયને યોગ્ય બનાવો

**નીમણુક**—મરહુમ વૈદ્યરાજ ગીરજાશંકર બાલાભાઇના ચિરંજીવી રા. રા વિદ્યાશંકર ગીરજાશંકર એલ એમ. એન્ડ એસ રજપુતાનામાં આવેલા કોટા સ્ટેટમાં રૂ ૧૫૦થી ૨૦૦ સુધીના પગારથી આસી સરજન નીમાયા છે

## અમરેલી.

**અનુકરણ યુક્તવર્તન**—અહીં નાગર મિત્ર મંડળની સ્થાપના જુદાજુદા આશયના છએ જ્ઞાતના નાગર ભાઇઓએ કેટલાક ઉચ્ચ આશયથી કરી તેમા એ પણ એક છે કે કોઇપણ દુઃખ અને આપત્તિના પ્રસંગમાં મદદ કરવી તે અનુસાર કઇ અનિષ્ટ પ્રસંગોમાં આ મંડળના કેટલાક સભ્યો યથાયોગ્ય રીતે મદદ કરવામાં આગળ આવતા જોઇ બહુજ રાજી થવા જેવુ છે અને અમે એમ ઇચ્છીએ છીએ કે તે ભાઇઓનો દાખલો લઇ બીજા બધા સભ્યો તેવુ વર્તન રાખશે તો મંડળ પોતાના હેતુ પાર પાડવામાં ફતેહમંદ થયુ એમ માનવુ પડશેજ

## મુંબઇ.

**બાબુ છબલલાલ પન્નાલાલે બુજેલી નોકરી**—રા રા. નવલશંકર વી. રાજલાલ દેસર જેઓ બાબુ મોસુફના મેનેજર તરીકે નોકરી કરે છે તેમની હાલની માતાજીના

પ્રસંગમાં તથા રા. મોહનને ત્યાં વીવાહ પ્રસંગ છે તેના ખર્ચ માટે.રૂા ૧૫૦૦ ની મદદની નવાજેસ કરી બજાવેલ નોકરીની કદર કરી છે

આ જગોએ અમારે આપણા ભાઈઓએ કેવી નોકરી બજાવવી જોઈએ તે યાદ આપવામાં ભાઈ નવલશંકરને દાખલે વર્તશું તો કદરદાન શેઠ સાહેબો યોગ્ય પ્રસંગે તેનો બદલો આપ્યા વિના રહેતા નથી તેનો પ્રસક્ષ નમુનો આથી બીજો શું હોઇ શકે એટલું કહેવું પુરતું ધારી

## સામાન્ય.

### ગુજરાત પારણ.

**વીશીંગ્રામ્ય પંચાયત**—ના ગાયકવાડ સરકાર તરફથી દીવાની કાયદા કે બીજા ખાસ કાયદાથી મુકરર થવા સિવાયના ધર્મ સંબંધી કે જ્ઞાતિ રીવાજ સંબંધી તકરારનો ફડચો આ પંચાયત કરશે એમ ઠરાવ થયો છે તે સંબંધી નાગર જ્ઞાતિ પરત્વે ખરડો તૈયાર થઇ ગયો છે એટલે મોડા રોજમા નામદાર હજુરશ્રી પાસે તે રજુ થશે

અને નાગર જ્ઞાતિ સંબંધી તે અનુસાર પુછ પરછના સવાલ જવાબ કરવા માટે આના રા. રા. ગુણવંતરાય ગીરધરરાય મજમુદાર બી. એ. એલ. એલ. બી. તથા રા. રા. બાબારાય બળવંતરાય ડીસ્ટ્રીક્ટ પ્લીડરને જ્ઞાતિ તરફથી પસંદ કર્યા છે

**વિદ્યોત્તેજનાર્થે ફંડ**—અહીના વડનગરા નાગર ભાઈઓએ પોતાના જે કોઇ ભાઈને મદદની જરૂર હોય તેને માટે ફંડ ખોલ્યુ છે તેમાં શરૂઆતમાં કુલ રૂા ૨૫૦૦ ભરાઇ ચુક્યા છે ને હવે પછી તે ફંડમા તમામ કમાતા ભાઈઓએ પોતાનો હિસ્સો રૂપિયે પૈ એક આપવો એમ દરખાસ્ત થઇ છે અમો આ ભાઈઓનો આ જ્ઞાતિ ઉદ્ધારણાનું પહેલું પગથીયુ કેળવણીના પ્રચાર તરફનું ભરી ખાતે ઉપકાર માની પ્રભુ પાસે માગીએ છીએ કે સહુ ભાઈઓ ખભે ખભો લગાડી અવિછિન્નપણે મચ્યા રહી સારો ફળો દુનિયાને દેખાડે

## श्री प्रश्नोरा नागर ज्ञाति तरफथी भावनगरना दीवान साहेब महेरबान प्रभाशंकर दलपतराम पटणीने अपायेल मानपत्र.

विगतमानमदा मुदिताशयाः
शरदुपोढशशांकसमत्विषः ।
मकुतसंम्यपहारविहारिण
स्त्विह सुखं विहरन्ति महाभिधः ॥

# સકલસદ્‌ગુણવિભૂષિત, વિસ્વહિતૈષી, મહાશય,

# પ્રભાશંકર દલપતરામ પટ્ટની, સી. આઈ. ઈ.,

## મુખ્ય દીવાન સાહેબ, સંસ્થાન ભાવનગર.

મહાનુભાવ,

નામદાર બ્રિટિશ સરકાર તરફથી આપશ્રીને "કમ્પેનિયન ઓફ ધી ઇન્ડિયન એમ્પાયર" ની મોટી પ્રતિષ્ઠા અર્પણ થયેલી છે, તે માટે આપશ્રીને અભિનન્દન અને અમારા સન્તોષને સમ્મેલનમાં પ્રદર્શિત કરવા આજે અમે સર્વે અહીં એકઠા થયા છીએ.

અમને ખબર છે કે આપને પોતાને આવા સમ્મેલનો અને તેમાં સાધારણ રીતે થતી પ્રશંસાની વૃષ્ટિ પસન્દ નથી સરલ અને નમ્ર હૃદયના એ અનાદરને પણ અમે માન આપીએ છીએ છતાં આજે અમે આ પ્રવૃત્તિ કરીએ છીએ તે એટલા માટે, કે આપના હર્ષમાં હર્ષિત થવાનો જ્ઞાતિબન્ધુઓ તરીકે અમને કર્તવ્ય કરતા વધારે અધિકાર છે, અને ખાસ કરીને ઉગરતી પ્રજાને આવે પ્રસંગે પ્રતિષ્ઠિતની સાથે એકતા અનુભવવાનો યોગ મળવા ઉપરાંત ઘણું ઘણું જોવાનું અને સમજવાનું મળે છે

નામદાર મહારાજા સર ભાવસિંહજી બહાદુર, કે સી એસ. આઇ, આપના તરફ જે સ્નેહ અને વિશ્વાસની દૃષ્ટિથી હમેશા જોતા આવ્યા છે, તે અમને વિદિત છે અમે માનીએ છીએ કે આપની અનન્ય રાજ્યભક્તિનુંજ એ શુભ પરીણામ છે જો કે જે અસિધારાવ્રતની સફળતા અમે જોઇએ છીએ તેના ગુપ્ત અને ગંભીર ઉપદેશક અંશોની તો કદાચ ભવિષ્યમાંજ કોઇ અભ્યાસક દ્વારા માહિતી મળી શકશે.

અમારામાંથી ઘણાઓનાં ઊન્હા આંસુ આપે લ્હોયાં છે, ઘણા ઉગતા છોડને રસ સીંચી આપે સંવર્ધિત કર્યા છે પોતાનો ડાબો હાથ પણ ન જાણે એ રીતે ઘણાઓને આપે મદદ આપી છે કેળવણી લેવાની ઇચ્છા રાખનારને આપે કેળવણી લેવાનાં સાધનો આપેલાં છે અને ધંધા રોજગારમાં પડવા ચાહનારને ધંધા રોજગારના સાધનો પુરાં પાડ્યાં છે આપની પાસે આવનાર કોઇપણ આર્ત્ત માણસ કદાપિ ખાલી હાથે પાછો ફરતો નથી, એવી સામાન્ય ખ્યાતિ પણ ઘણા વખતથી શરુ થએલી છે

આવા એક પુરુષને માટે સમસ્ત કોમને અભિમાન રહે એ સ્વાભાવિક છે અમને સંપૂર્ણ આશા છે કે આપ ઉત્તરોત્તર જ્ઞાતિ હિતના અધિકાધિક સત્કાર્યો કરતા રહેશો, અને આવતા જમાનાને ઉન્નતને માર્ગે ચલાવવામાં સફળ થશો

આપ સકુટુમ્બ દીર્ઘ નિરામય આયુષ્ય ભોગવો, દિનપ્રતિદિન અધિકાધિક પ્રતિષ્ઠા અને સત્કીર્તિ મેળવવા ભાગ્યશાળી થાઓ, અમ સર્વ તરફ આપના હૃદયની અનેક શુભ ભાવનાઓ અસ્ખલિત વહ્યા કરો, અને આ સંસ્થાન તથા દેશ સમસ્તમાં આપની પ્રભા નિરંતર ઝળકતી રહો, એટલું ઉચ્ચરે અમારા જ્ઞાતિગૃહપણ માટે અમે પરમ કૃપાળુ પરમેશ્વર પાસે નમ્રતાપૂર્વક યાચીએ છીએ. તથાસ્તુ !

ભાવનગર,
શ્રીકૃષ્ણજયન્તી, સંવત ૧૯૬૬

લિ. આપના સદૈવ શુભચિન્તક,
પ્રશ્નોરા જ્ઞાતિના બન્ધુઓ.

# जामनगर फी फंड.

જામનગર ખાતે હાઇસ્કુલ અને મિડલ સ્કુલમાં ભણનારા નાગર વિદ્યાર્થીઓને ફી વગેરે અપાતી મદદનો હિસાબ

વર્ષ છઠું તા. ૧-૬-૦૮થી ૩૧-૫-૦૯સુધી

| | | | |
|---|---|---|---|
| ૩૩-૨-૦ | શીલક | | |
| | ત્રિમાસિક પુસ્તક ચાર અંક ત્રણને પુંઠે જણાવ્યા મુજબ. | ૮-૬-૦ | જુન |
| | | ૭-૧૨-૦ | જુલાઇ |
| ૩-૦-૦ | રા. ચુનીલાલ લક્ષ્મીશંકર તરફથી પોતાના માતુશ્રીના સ્મરણાર્થે. | ૭-૧૨-૦ | ઓગષ્ટ |
| | | ૭-૧૨-૦ | સપ્ટેમ્બર. |
| ૬-૦-૦ | રા. મોતીલાલ તુળશીદાસ | ૭-૧૨-૦ | ઓક્ટોબર. |
| ૩-૦-૦ | રા. નારદલાલ શીવલાલ | ૧૭-૮-૦ | નવેમ્બર, ડીસેમ્બર. |
| ૦-૪-૦ | એકસીસ્પેલાઇઝર. | ૯-૬-૦ | જાન્યુઆરી. |
| ૨-૦-૦ | રા. હેમતલાલ ગણેશજી અંજારીઆ તેમના પિતાની સંવત્સરી ને શ્રાદ્ધ નિમિત્તે | ૯-૬-૦ | ફેબ્રુઆરી. |
| | | ૯-૬-૦ | માર્ચ. |
| | | ૧૮-૧૨-૦ | એપ્રીલ તથા મે. |
| ૧૨-૦-૦ | રા. નવલશંકર સુર્યશંકર. | | |
| ૬-૦-૦ | રા. દોલતશંકર વજેશંકર. | ૧૦૩-૧૨-૦ | |
| ૧૫-૦-૦ | રા. અમૃતલાલ રણછોડદાસ બક્ષી. | ૧૭-૨-૦ | શીલક |
| ૧૨-૦-૦ | રા. ગુલાબરાય વજેશંકર. | | |
| ૯-૦-૦ | રા. દોલતરામ મોતીરામ | ૧૨૦-૧૪-૦ | |
| ૬-૦-૦ | રા. નરભેશંકર જીવણરામ. | | |
| ૪-૮-૦ | રા. બળવંતરાય હરીશંકર | | |
| ૩-૦-૦ | રા. નૃસિંહપ્રસાદ રેવાશંકર | | |
| ૩-૦-૦ | રા. બળવંતરાય વજેશંકર | | |
| ૧-૮-૦ | રા. વૈકુંઠરાય હરીશંકર. | | |
| ૧-૮-૦ | રા. મણીશંકર વજેશંકર | | |
| ૧૨૦-૧૪-૦ | | | |

## વર્ષ સાતમું.

(તા. ૧-૬-૦૯થી તા. ૩૧-૫-૧૦ સુધી)

| | | | |
|---|---|---|---|
| ૧૭-૨-૦ | શીલીક. | ૯-૬-૦ | જુન |
| ૬-૦-૦ | રા. ચુનીલાલ લક્ષ્મીશંકર માંકડ તરફથી તેમના માતુશ્રીના સ્મરણાર્થે | ૯-૬-૦ | જુલાઇ, |
| | | ૧૦-૬-૦ | ઓગષ્ટ, |

૨૪-૦-૦ રા વેણીશંકર હરીશંકર વૈષ્ણવ
બે વર્ષના.
૧૨-૭-૦ રા નવલશંકર. સુર્યશંકર.
૧૫-૦-૦ રા અમૃતલાલ રણછોડદાસ
૧૭-૦-૦ રા ગુલાબરાય વજેશંકર.
૬-૦-૦ રા. મોતીલાલ તુળસીદાસ મઝુંડી
૬-૦-૦ રા દોલતશંકર વજેશંકર.
૩-૦-૦ રા. નારદલાલ કેશવલાલ
૫-૦-૦ મહેતા રેવાશંકર પ્રભુજીના સ્મ-
રણાર્થે હા રંગીલદાસ જોડીયા
૯-૦-૦ રા. દોલતરામ મોતીરામ.
૬-૦-૦ રા. નરભેશંકર જીવણરામ
૫-૦-૦ રા ઉમેદશંકર લક્ષ્મીશંકર
બક્ષી રાજકોટ
૩-૦-૦ રા નર્મદાપ્રસાદ રેવાશંકર
૬-૮-૦ રા યશવંતરાય નથુરામ.
જસદણ
૮-૦-૦ રા. રતીલાલ રંગીલદાસ બક્ષી
રાજકોટ
૧૦-૦-૦ રા પ્રાણલાલ પ્રભુલાલ શ્રી ૬ ક
ના ઓફીસર તરફથી શ્રીમિશ મદદ
પેટે પાછા
૪-૮-૦ રા ભગવતરાય હરીશંકર
૧-૮-૦ રા વૈકુંઠરાય હરીશંકર
૧-૮-૦ રા રવીશંકર વજેશંકર

૧૬૧-૭-૦

૧૦- ૬-૦ સપ્ટેમ્બર.
૧૦- ૬-૦ અકટોબર.
૨૫-૧૫-૦ નવેમ્બર અને ડીસેમ્બર.
૭-૧૦-૦ જાન્યુઆરી
૭-૧૦-૦ ફેબ્રુઆરી.
૭-૧૦-૦ માર્ચ.
૧૭-૧૨-૦ એપ્રીલ અને મે
૧૨- ૦-૦ ભામાભાભિયાના વિદ્યાર્થિને
જુન માસમા મદદ.
૫- ૪-૦ ચોપડીની મદદ

૧૩૩-૧૧-૦
૨૭- ૭-૦ શીલક

૧૬૧- ૨-૦

# त्रिमासिक ऑफिस.

## "ત્રિમાસિક" વ્યવસ્થાપક મંડળના સભ્યોની ટીપ.

વે. મૂ. રા. રા. નાનાલાલ ભુદરજી શુકલ વકીલ, જુનાગઢ
વે. મૂ. રા. રા. ગીરજાશંકર વલ્લભજી આચાર્ય બી. એ. કયુરેટર વૉટસન મ્યુઝીયમ, રાજકોટ
રા. રા. કલ્યાણરાય જેઠાભાઈ બક્ષી જુનીયર એડમીનીસ્ટ્રેટર, પોરબંદર સ્ટેટ.
રા. રા. વજેશંકર શામળજી, ઑડીટ ઓફીસર, જામનગર સ્ટેટ
રા. રા. ગુલાબરાય ગોવીંદરામ દેસાઈ, બી. એ. એલ. એલ. બી, ભાવનગર.
રા. રા. મણિલાલ કેશવલાલ બી. એ. એલ. એલ. બી, રાજ્ય પ્રકરણી દફતરના અધિકારી, જુનાગઢ.
રા. રા. ગુલાબરાય વજેશંકર છાયા ડીસ્ટ્રીક્ટ પ્લીડર, રાજકોટ,
રા. રા. કેશવલાલ મણિશંકર હાઈકોર્ટ પ્લીડર, સરન્યાયાધિશ, જામનગર સ્ટેટ
રા. રા. વિઠ્ઠલરાવ મહીપતરામ મહેતા એમ. એ. એલ. એલ. બી પ્રોફેસર શામળદાસ કોલેજ, ભાવનગર.
રા. રા. માધવરાવ જેઠાભાઈ બક્ષી એજન્સી વકીલ, રાજકોટ
રા. રા. ભગવતરાય હરીશંકર બુચ, બી. એ., પ્રીન્સીપાલ મેઘજી કૂનીમ કોલેજ રાજકોટ.
રા. રા. હીમતરાય સાકરલાલ મહેતા બી. એ. એલ. એલ. બી ભાવનગર
રા. રા. માનશંકર પીતાંબરદાસ મહેતા તંત્રી, ભાવનગર.
રા. રા. ભગવતરાય વજેશંકર છાયા બી. એ. એલ. એલ. બી., રાજકોટ, વ્યવસ્થાપક
રા. રા. અમૃતલાલ રણછોડદાસ બક્ષી, ડીસ્ટ્રીક્ટ પ્લીડર, રાજકોટ
રા. રા. નવલશંકર વી. સર્વેશંકર બુચ વકીલ, જામનગર.

# "त्रिमासिक" व्यवस्थापक मंडळनुं रोजकाम.

રા. રા. ગુલાબરાય ગોવિંદરામ દેસાઈના–ત્રિમાસિક પુસ્તક ૬ને અને ૧૪૫મેથી થઈ થતાં પરિષદ મેળવવાની આવશ્યકતાના લેખમાં તેમના તરફથી કરેલ સુચના અનુસાર આ કમીટી તારીખ ૨ એપ્રીલ સને ૧૯૧૧ના રોજ રાજકોટ મુકામે મળી હતી તેમાં રા. રા. અમૃતલાલ રણછોડદાસ બક્ષી અને રા. રા. નવલશંકર સર્વેશંકર વકીલને આ કમીટીના મેમ્બર તરીકે દાખલ કરવામાં આવ્યા હતા તે પછી રા. રા. અમૃતલાલ બક્ષીને પ્રમુખ સ્થાન આપી નીચે મુજબ કામ કરવામાં આવ્યું હતું

(૧) આ મંડળમાં કેટલા મેમ્બરો રાખવા તેની હદ મુકરર થવી જોઈએ એમ ઠરતાં નીચે મુજબ દરેક સ્થળો માટે મેમ્બરોની સંખ્યા નક્કી કરવામાં આવી.

૫ જુનાગઢ, ૫ ભાવનગર, ૫ જામનગર, ૫ રાજકોટ, ૩ ભુજ ૧ ઇડર ૧ દૂદાની
૧એ તંત્રી તથા વ્યવસ્થાપક કુલ ૨૫.

(૨) કચ્છ કાઠિયાવાડના વડનગરા નાગર તથા નાગર બ્રાહ્મણોનું સમ્મેલન ભરવાની આવશ્યકતા છે એમ કેટલીક ચર્ચા ચાલ્યા બાદ ઠરાવ કરવામાં આવ્યો.

(૩) ઉપરના ઠરાવને પરિણામે આ સમ્મેલન ક્યાં ને ક્યારે મેળવવું, કેવી પદ્ધતિએ મેળવવું અને કયા વિષયો તેમાં ચર્ચવા તે સબંધીના ધારાનો ખરડો તૈયાર કરવા માટે નીચેના ગૃહસ્થોની પેટા કમીટી નીમવામાં આવી.

(૧) રા. રા. કલ્યાણરાય જોશભાઈ બક્ષી.
(૨) રા. રા. ગુલાબરાય ગોવિંદરામ દેસાઈ
(૩) રા. રા. ગુલાબરાય વજેશંકર છાયા.
(૪) રા. રા. નાનાલાલ બુદરજી શુકલ

અને આ પેટા કમીટીએ બે માસમાં સદરહુ બાબતોનો પોતાનો રીપોર્ટ ત્રિમાસિકના વ્યવસ્થાપકને મોકલી આપવો જેણે મંડળ પાસે રજુ કરવો એમ ઠરાવવામાં આવ્યું

નીચેના ગૃહસ્થો સભામાં ભાગ લેવા હાજર થયા હતા.

(૧) રા. રા. કલ્યાણરાય જોશભાઈ બક્ષી પોરબંદરથી
(૨) રા. રા. ગુલાબરાય ગોવીંદરામ દેસાઈ ભાવનગરથી.
(૩) રા. રા. માનશંકર પીતામ્બરદાસ મહેતા ભાવનગરથી.
(૪) વે. મુ. રા. રા. નાનાલાલ બુદરજી જુનાગઢથી.
(૫) રા. રા. કેશવલાલ મણિશંકર જામનગરથી.
(૬) રા. રા. નવલશંકર સર્વશંકર જામનગરથી.
(૭) વે. મુ. ગીરજાશંકર વલભજી રાજકોટથી.
(૮) રા. રા. ગુલાબરાય વજેશંકર છાયા રાજકોટથી.
(૯) રા. રા. બસંતરાય હરિશંકર બુચ રાજકોટથી
(૧૦) રા. રા. અમૃતલાલ રણછોડદાસ બક્ષી રાજકોટથી.
(૧૧) રા. રા. બલવંતરાય વજેશંકર છાયા રાજકોટથી

## 'ત્રિમાસિક' મારફતે આજ દીવસ સુધી અપાયેલ સ્કોલરશીપો તથા મદદોની ટીપ.

### બીજું વર્ષ.

૫૦-૦-૦ રા. રા. વેણીલાલ હરીદાસ નાણાવટીને બી. એ. ક્લાસમાં ઐચ્છિક વિષય સંસ્કૃત લીધો માટે ચોપડીઓની મદદ (એલ. એલ. બી. થઈ નોકરી સર થતાં નાણાં પાછાં મળી ગયા છે)

૧૨૦-૦-૦ રા. રા. વસંતરાય હરીશંકર વડગામાની 'ત્રિમાસિક' સ્કોલરશીપ રૂ ૧૦ માસિક

### ત્રીજું તથા ચોથું વર્ષ.

૨૪૦-૦-૦ રા. રા. ગોવીંદલાલ પુંજાભાઈ વસાવડા 'ત્રિમાસિક' સ્કોલરશીપ રૂ ૧૦ માસીક.

### પાંચમું વર્ષ.

૧૨૦-૦-૦ રા. રા. રતિલાલ ગીરધરલાલ ધોલકીયા 'ત્રિમાસિક' સ્કોલર શીપ રૂા ૧૦ માસીક,

૧૦૦-૦-૦ રા રા. ગીરધરીલાલ છોટાલાલ વછરાજાનીને શંકરપ્રસાદ મીમોરીયલ સ્કોલર શીપ'

### છઠું વર્ષ.

૧૨૦-૦-૦ રા રા. મણીલાલ હરખલાલ વછરાજાનીને 'ત્રીમાસિક સ્કોલરશીપ' માસીક રૂા. ૧૦

૧૧૦-૦-૦ રા રા કેશવલાલ પ્રેમશંકર માંકડ (૫૦ આફ્રીકાથી+૬૦ પબ્લીકપાર્ટમાંથી)

૧૦૦-૦-૦ રા. રા. ભુપતરાય ભગવતીદાસ માંકડ 'શંકરપ્રસાદ ટેકનીકલસ્કોલરશીપ'

૫૦-૦-૦ વે મુ ત્રંબકરામ માધવજી વોરાને ઐચ્છીક વિષય સંસ્કૃત બી. એ ક્લાસમાં લેતા

---

# विद्योत्तेजक ज्ञातिसेवा.

**વત્સલતાનો વિસ્તાર ઘરકુટુંબમાંથી જ્ઞાતિકુળ સુધી કોઇપણ જાતના ઉજળા સ્વરૂપમાં વધે એ પણ જ્ઞાતિઉદ્ધારનું એક દેખીતું સદ્ભાગ્ય સૂચક ચિન્હજ છે એમ નીચેની બે બાબતો વાંચી સૌ કોઇ સ્વીકારશેજ.**

(૧) રા. રા. ગુલાબરાય વજેશંકર છાયાએ, પોતાના નાના ભાઇ રા રા. બળવંતરાય વજેશંકર છાયા જેઓ ગયા ઓકટોબર નવેમ્બરમાં અતિ સખ્ત તાવની બીમારીમાંથી પ્રભુ કૃપાને લીધે સાજા સારા થઇયા તેની શુભ યાદગીરીમાં રૂા ૧૦૦ની એક રકમ વિદ્યોત્તેજક ખાતી સેવા અર્થે અનામત કહાડી છે અને તેની શરત માત્ર એટલીજ છે કે જેને તે અપાય તેઓ ધંધે ચડયા બાદ, ત્રિમાસિક ઓફિસની બીજી સ્કોલરશીપો માફક, ત્રિમાસિક ઓફિસને એવાજ વિદ્યોત્તેજક ઉપયોગ માટે મુદલે મુદલ સદરહુ રકમ પાછી આપી દે. તેની રૂએ રા. મોટાભાઇની સુચના અનુસાર હાલ સદરહુ રકમમાંથી રૂા ૫૦ પચાસ જામનગરના રા મણીપતરાય અમૃતલાલ વછરાજાની કે જે ગુજરાત કોલેજમાં હાલ ભણે છે તેને અને રૂા ૫૦ પચાસ રા. ચમનરાય મનોરદાસ માંકડ જે જામનગર હાઇસ્કુલમાં હાલ ભણે છે તેમને ઉપલી શરતે આપવામાં આવ્યા છે

(૨) એક સદ્ગૃહસ્થે પોતાના સ્વર્ગસ્થ બન્ધુઓના સ્મરણાર્થે રૂા ૫ પાંચની માસીક રકમ આપવાનું અમારા તરફ લખી મોકલેલ છે તેનો આ સ્થળે ઉપકાર માની અમો નીચેની શરતે આવતા માસથી સદરહુ રકમ આપવાનું શરૂ કરીશુ તે જાહેર કરીએ છીએ

(એ) ઉમેદવાર કચ્છ કાઠીયાવાડ વડનગરા નાગર અથવા નાગર બ્રાહ્મણ ગરીબ વિદ્યાર્થી હોવો જોઇએ.

(બી) કોઇપણ સ્થળે શાળામાં અભ્યાસ કરતો હોય તેવો જોઇએ

(સી) તેમને ફી આર આ રકમની આવશ્યકતા છે એવું જાહેર થવુ જોઇએ

ને પ્રતિષ્ઠિત ગૃહસ્થનું પોતાની સ્થિતિ સબંધે તેમજ શાળાના પ્રીન્સીપાલ અથવા હેડમાસ્તર ના સર્ટીફીકેટો સાથે ઉમેદવારોએ વેલ.સર અરજી કરવી

# "ધી રાજકોટ ત્રિમાસિક સભા."

તા. ૪-૩-૧૧ ના રોજ અહી વસતા નાગર ગૃહસ્થોએ શ્રી હાટકેશ્વરના મંદિરમાં એકઠા થઇ "ત્રિમાસિક સભા" ની સ્થાપના કરી છે તે વખતે નીચે મુજબ કામ કરવામાં આવ્યું હતું

(૧) રા. કેવળરામ વી. છબીલરામ બી એ. એલ એલ બી ને સેક્રેટરી તથા નીચેના ગૃહસ્થોની એક મેનેજીંગ કમીટી નીમવામાં આવી હતી

(૧) રા રા સુંદરલાલ ન્હાનાલાલ દેસાઇ બી એ એલ એલ. બી.

(૨) રા રા છગનલાલ મુગટરામ માંકડ ડીસ્ટ્રીક્ટ પ્લીડર.

(૩) રા રા. જન્મશંકર વી. મહાશંકર બુચ.

આ કમીટીને કરવાનાં બીજા કામોની સાથે પ્રસિદ્ધ થઇ શકે તેવું એક એવું કામ સોંપેલ છે કે તેમણે આહી વસતા ગ્રાજ્યુએટો, અન્ડરગ્રાજ્યુએટો તથા બીજા ગૃહસ્થોને વિનંતિ કરી રાજકોટમાં અભ્યાસ કરતા નાગર વિદ્યાર્થીઓને તેમના અભ્યાસમાં મદદ કરવી

આ સભા દર મહીનાને પહેલે રવિવારે મેળવવી

ઉપરની બાબતમાં અહીં હાઇસ્કુલમા અભ્યાસ કરતા ૭૩ નાગર વિદ્યાર્થીઓને મદદ કરવા માટે અનતજી બોરડીંગ હાઉસમાં પાંચ એલ. એલ. બી ત્રણ બી. એ એક ડીસ્ટ્રીક્ટ પ્લીડર અને પાંચ અન્ડર ગ્રાજ્યુએટોની મદદથી કલાસો ખુલ્યા છે અને લગભગ ત્રણ અઠવાડીયાં થયા કામ ચાલે છે હાજરીનું પ્રમાણ પણ ઠીક છે તો પણ મહીનો પુરો થયે સભા બોલાવી કરી રીપોર્ટ રજુ થશે

કમીટીનો રીપોર્ટ તેમને સુપ્રત કરેલ કામનો આવ્યા બાદ અહીં તે કામ કેવું ચાલ્યું તે જોયા પછી આપણો સમુદાય બહોળો હોય તેવાં બીજા ગામોમાં તે માસાલે કામ શરૂ કરવા ત્યાંના ગૃહસ્થોને વિનંતિ પત્ર લખવાનું ઠરાવવામાં આવ્યુ હતું



# त्रिमासिक

પુસ્તક ૭ મું.   આષાઢ શુદ ૧૪ સંવત્ ૧૯૬૯.   અંક ૨

## नवयुग संदेश.

धीमे धीमे थया झांखा तारला, विधु ये थयो;
पुष्पोए पक्षिए साथे, कोलाहोल करी मुक्यो. १

मीठी मीठी चंदनीमां डूबंतां,
मंदी मंदी वायुनी लहेर लेवां,
दैवी सत्त्वो रेडतां दृष्टि मीठी,
स्वप्नां मीठां निरखतां रात्रि वीती. २

अरुण तरुण पृष्ठे दोडतुं बिंब आव्युं,
उपर अधर सर्वे रक्त ज्योतिष् छवाव्युं,
श्रवणपुट विभेदी शोर क्यांथी चढयो आ !
श्लथ शयन सुतेलां दम्पती कम्पव्यां हा ! ३

सभय चकित नेत्रे शीर्ष उंचुं करीने,
प्रियतम रमणीने हस्तथी ठेरवीने,
धीरज धरी विलोके, चित्र विचित्ररूपे
शयन सदन घेर्युं जोतजोतां अरिए. ४

नभ भर कर भारी काळ विकराळ आव्यो,
दश दिश पथराई गर्जतो मेघ जेवो.

अरि तहिं जनसुंदो धैर्य हुंकारतां, ते
सुख कर धरी तोये प्रेमी आळोटतो रे ! ५

"भोगव्या भोग तें झाझा, माग तुं भाग्यहीन रे !"
हांफळो फांफळो दोडयो, शब्दो ए श्रवणे पडये. ६

"मटी मढीने घर राखवुं, ए न्यायी करे न्यायनुं मूम क्यां छे !"
"कुटिलताथी कदि कार्यसिद्धि, कोने टकी नित्य परंपराथी" ! ७
"जोया, जमाव्या, वळी चडी जाता, राज्योतणा रंग विविध भाता,",
"मूल्यो छतां, विस्मय ए ज लागे, कूपे पडयो दीप गृही स्वहाथे !" ८
"रच्यो मच्यो तुं तन पोषवामां, प्रियाभिलाषा परिपूरवामां;"
"परायी पीडा हृदये न आणी तथापि आशा थिर वैभवोनी!" ९
"मिथ्याभिमाने थइ मस्त पूरो, सर्वज्ञ, जाणे न जरा अधुरो !"
"पराधिने पेट भर्युं तथापि, परोपदेशो न गम्या
कदापि !" १०

"शरीरनी शक्ति घटी विलासे, कार्यक्रिया व्यर्थ थयो विवादे !"
"वेदान्तवार्ता अनुकूळ लागी, लेवुं, न देवुं, धृतिहीन रागी !" ११
"जोने ! चारे दिशाए, हृदकमळ सौ उघडयां सूर्यतापे,"
"विश्वव्यापी प्रभाए जडअजड विषे दीप्ति केवी प्रकाशे !"
"खोयुं ! खोयुं न आवे; सुभटवर छतां, रे ! अधेरो थयो शे !"
"जेनां फूलो प्रफुल्यां शीरवर रविथी, ते शुं करमाइ जाशे !" १२
"इच्छा करे जीवन मानुष जीववानी, "
"इच्छा कदापि पद पूर्ण पामवानी, "
"इच्छे शिरोमणि थवा जनमण्डळोनो, "
तो विश्वजीवन विषे जीव होम ता'रो." १३

"तारुं नथी शरीर, ते सहु विश्वनुं छे,"
"पुत्रादि धाम धन, ते पण विश्वनुं छे,"
"मारो न जीव पण, प्राण विराटनो छे,"
"निमित्त मात्र, तुज लेख ललाटनो छे." १४
"विद्युदनिल अनलादि विराट शक्ति"
"जोने! नमे छ करवा तुज शुद्ध भक्ति,"
"दिक्पाल द्वार दश दिश उघाडी नांखे,"
"शैय्या तजी, सुमन अर्पी, वधावी हुं छे." १५
वाणी वेगथी निःसरी प्रसरती आवास आवासमां
उच्छेदी प्रतिशब्दथी गडगडी चोपास, आकाशमां,
ने ते वेग विशेषमां विवदता अस्फुट शब्दो कंइ,
विद्युद्वाहन काळनुं धसी जतुं रोकायुं रोक्युं नहि. १६
'जोवुंछुं हुं विचारुंछुं फरुंछुं जमुंछुं हवां.'
कंपतां, डोलतां बोल्यो चढावी नासिका, भवां ! १७

तंत्री.

---

# आपणी व्हेनोनुं स्नेह सम्मेलन.

(मळेलुं.)

'व्हेली व्हेली चालो साहेली, मळीने सौ रमवा जमवा'—ए राग.
आवो व्हेनो सौ साथे मळीने स्नेही संमेळन आज भरवा;
मान्युं आमंत्रण धर्म तरफनुं होंशे हैयाथी मान्य करवा. आवो.
उद्देश आपणो ऐक्य थवानो, विरोध होय तो दूर करवा,
चर्चो विषय शुं स्थिति छे आपणी, क्यां छैए ने केवां हतां? आवो.
विविध विषय सौ हाथ धरीने, शक्ति अनुसार आज करवा,

आलस्य निद्रा आज त्यजीने, समयानुसार सज्ज रहेवा. आवो.
अन्य ज्ञातिमां उच्च गणाइ, नाम नागरने योग्य रहेवा,
विद्या प्रसारी सद्‌गुण स्थापी, एज आभूषण आज धरवा. आवो.
पतिव्रत सहू प्रीतेथी पाळी, नीतिने पंथे पग भरवा,
यशोगान करी नामांकित नरनां, श्रेष्ठ सतीना गुण गावा. आवो.
योग्य सुधारो आजे आटोपी, गांडी रुढिबंधन तोडवा,
विद्या सत्वर सौ आगळ वधारी, स्थिति समयनुं मान करवा. आवो.
उन्नति साधवा साथे संघाइ, मळी संगे आगळ पडवा,
व्हेलां मळीने विसर्जन लइए, लइ वचनोने विचरवा. आवो.

सौ. स्नेह मञ्जरी.

---

# अथ पुरुष सूक्तम्

( અનુસંધાન વર્ષ ૫ ના પૃષ્ટ ૭૫ થી )

દશાંગુલ પરિમિત દેશને અતિક્રમ કરીને રહેલા છે, દશાંગુલ પ્રમાણ જે બતાવવામાં આવ્યું છે તે એક ઉપલક્ષણરૂપ છે, પરંતુ સમજ એવી છે કે બ્રહ્માંડથી બહાર પણ ચતુરસ્ર સર્વથી વ્યાપ્યમાન થઇ રહેલા છે

* * *

પુરુષ સૂક્તના આ પ્રથમ મન્ત્રથી પરમાત્માએ પોતાની વ્યાપક સ્થિતિ પરિસ્ફુટમાન કરી છે, એનું નિ:સંદેહ આપણે સમજી શકીએ છીએ એટલુંજ નહીં પણ જ્યારે જ્યારે આવો પ્રસંગ પ્રાપ્ત થાય છે ત્યારે ત્યારે જૂદાજૂદા ભાવથી તેજ વાતનું કથન અન્ય સ્થાનો પણ જોવામાં આવે છે

કારણ કે પ્રસંગનો, કથાનો, અને વાર્તાનો ભેદ હોવા છતાં તથા ભિન્નભિન્ન શબ્દ પ્રક્રિયામાં ગુંથાયા છતાં વસ્તુત: એજ વાતનું ગ્રહણ સર્વ સ્થળે સ્વીકાર થયાનું આપણી દૃષ્ટિએ આવે છે અને તે આ મન્ત્રગત **विश्वतोवृत्वा** થીજ માત્ર નહીં પરંતુ **श्वेताश्वतर** પણ એજ ભાવને બીજા શબ્દોમાં વર્ણે છે. છતાં વસ્તુ સ્થિતિ બદલાતી નથી.

अनुष्टुप्.

सर्वानन शिरोग्रीवः सर्वभूत गुहाशय· ।
सर्वव्यापी स भगवां स्तस्मात्सर्वगतःशिवः ॥

અર્થ—

જેથી તે ઐશ્વર્યવાન્ સર્વ મુખવાળા, સર્વ મસ્તકવાળા, સર્વ ડોકવાળા સર્વ પ્રાણિઓની બુદ્ધિરૂપ ગુહામાં સ્થિત (રહેલા) ને સર્વવ્યાપક છે તેથી તે કલ્યાણને વર્ષાવનારા એવા પરમાત્મા સર્વને વિષે રહેલા છે

આટલેથી સંતોષ નહિ રાખતાં પોતે સ્વરૂપે કેવા છે એવો પ્રશ્ન પોતાથીજ ઉત્પન્ન કરી જિજ્ઞાસાની પરિતૃપ્તિ અર્થે તુરત નિચેના બીજા અનુષ્ટુપથી ઉત્તર આપે છે કે—,

अनुष्टुप्.

महान् प्रभुर्वै पुरुषः सत्वस्यैष प्रवर्तकः ।
सुनिर्मलां मिमांप्राप्ति मिशानोज्योतिरव्यय· ॥

અર્થ—

પ્રસિદ્ધ પરમાત્મા મહાન્ જે જગતની ઉત્પત્તિ-સ્થિતિ અને લય કરવામાં સમર્થ છે, તેવા આ પરમાત્મા આ સ્વરૂપાવસ્થારૂપ અત્યંત નિર્મળપ્રાપ્તિ પ્રતિ અન્તઃકરણને પ્રવૃત્તિ કરાવનારા નિયંતા તેજોમય અવિનાશી છે.

પરમાત્માની ઉપરોક્ત સર્વાત્મક સિદ્ધિની અભિવૃદ્ધિ અર્થે અન્ય શ્રુતિવાક્ય **सर्वाणि ह वा इमानि भूतान्याकाशादेव समुत्पद्यंते।**

આ સર્વ પ્રસિદ્ધ ભૂતો પ્રકટ અર્થાત્ પુરૂષ પરમાત્મા વડેજ ઉદ્‌ભવે છે અને પુનર તેમાંજ લયને પામે છે એટલુંજ નહીં પરન્તુ **तस्मात्काया: प्रभवन्ति सर्वे समूलं शाश्वतिकः सनित्यः॥ इत्यापस्तम्बः** તે પરમાત્માથી બધા આદિ સર્વે ઉપજે છે તે અનાદિ તથા અવિનાશી છે.

જે વાત શ્રુતિમાં, જે વાત સ્મૃતિ, તથા અન્ય ઇતિહાસાદિ પ્રમાણોમાં પ્રસિદ્ધ કરેલી છે તેજ સર્વ આ પ્રથમ મન્ત્રના પૃથક્કરણ રૂપ છે તેથી હવે એકજ સિદ્ધાન્તને જુદાજુદા સ્વરૂપમાં મનાવવા પ્રયોજન જણાતું નથી અને તેથી આ મન્ત્રના તાત્પર્યાર્થને સમજતાં હવે બીજા મંત્રના અવલોકનમાં ઉતરીશું

આ રીતે પ્રાપ્ય સૂક્તની પહેલી ઋચાથી પરમાત્માએ પોતાનું સર્વવ્યાપકત્વ સિદ્ધ કરી હવે બીજી ઋચા વડે પોતાનું નિયંતાપણું પ્રસિદ્ધ કર્યાનું આપણે તે ઋચાના અવલોકનથી જાણી શકીશું

---

# अथ द्वितीया[1].

मूलम् पुरुष एवेदं सर्वं यद्भूतं यच्च भव्यम् ॥
उतामृतत्वस्येशानो यदन्नेनातिरोहति ॥२॥ (दक्षिणहस्ते आसनं)

પદપાઠ —

पुरुषः । एव । इदम । सर्वम् । यत् । भूतम् । यत् । च । भव्यम् । उत । अमृतत्वस्य । ईशान । यत् । अन्नेन । अतिरोहति ।२।

શબ્દાર્થ—पुरुष-પુરુષ एव-જ इदम्-આ सर्वम्-સર્વ-સમગ્ર यत् જે भूतम्-ભૂત-થઈ ગયેલ यत्-જે च અને भव्यम् ભવિષ્યત् उत-સાક્ષ—સઘળો अमृतत्वस्य-કૈવલ્યના અથવા મોક્ષના-નાશ રહિતના ईशान-નિયંતા यत् જે अन्नेन-અન્નવડે (કરીને) अतिरोहति-સ્થિતિ કરે છે-જીવે છે

ટીકા —

જે સર્વમાં પૂર્ણ પુરુષ અને જે નાશ રહિત, કારણ અને જીવોના સ્વામી, જે પૃથિવ્યાદિ જડ અને જીવથી અતિરિક્ત છે, તેજ પુરુષ આ સકળ ભૂતભવિષ્યત્ અને વર્તમાનસ્થ જગત્નો બનાવનાર છે.

અન્ય રીતે—

જે અન્ન વડે વૃદ્ધિને પામે છે, જે આ સર્વ દેખાય છે, જે ભૂત રૂપ છે, ને જે ભવિષ્ય રૂપ છે, તેજ પુરુષ છે અને તે વળી પૂર્વોક્ત સર્વના ને કૈવલ્ય-મોક્ષના નિયંતા છે.

વિવેચન—

**पुरुष एव इदम्** આ પદથી આજ પુરુષ આનાથી પર—અન્ય બીજો નહીં એવા પુરુષનું ગ્રહણ છે એમ શા માટે હોઈ શકે અર્થાત્ પ્રથમ મંત્રમાં આ પુરુષ અર્થે કહેવાઈ ગયા છતાં પુનઃપુરુષ શબ્દ પ્રયોગ દ્વિતીય મંત્રમાં સ્થાપન કરવાનું શું પ્રયોજન હશે એવી શંકાને અવકાશ નથી કારણ કે કયો પુરુષ આ સ્થાન અર્થે વિવક્ષિત છે તેનું સંપૂર્ણ દિગ્દર્શન પૂર્વ મંત્રમાં આપણે કરી ગયા છીએ અને આ મંત્રમાં પણ તેનુંજ ગુણ કથન હોઈને પુન. તેનું અભિધાન આલેખવાથી શરિર ભેદ થઈ આમાં કોઈ જુદુંજ પાત્ર છે એમ થઈ શકતું નથી અને તેથીજ ભાષ્યકાર કહે છે કે **यदिदं वर्तमानं जगत् सर्वं तत्पुरुष एव** જે આ સઘળું જગત્ બધું છે તે પુરુષ જ છે આથી હવે અન્યના ગ્રહણને સ્થાનજ નથી અર્થાત્ સ્પષ્ટ વાર્તા તો એજ છે કે પરમાત્મા અનેક વિધ હોઈ શકતા નથી તેમ તેના કાર્ય વા કારણ વશાત્ અનેક વખતે નામ માત્ર આવવાથી તે શરિરે ભિન્ન ભિન્ન હોઈ શકતા નથી તેમજ સ્થાન ભેદે સ્વરૂપ ભેદ કલ્પી પણ શકાતો નથી, અર્થાત્ વેદો "**एकोऽहं**" "**त्रिकालाबाध्य**" છે એટલું જ નહીં પણ **नेहनानास्तिकिंचन** એ પ્રયોગાનુસાર તેનું સ્વરૂપ એકજ છતાં બહુ રૂપે પ્રકાશ બનાવે હોઈ અનેકની સત્તાના આરોપણ માત્રને યોગ્ય

છે વસ્તુ સ્થિતિ ભેદવાળી નથી એ વાર્તા સિદ્ધ કરવા અર્થે આ સ્થળે આપણે એક વ્યાવહારિક નાટક પ્રયોગનું દૃષ્ટાંત લઇએ જેમકે એક યજ્ઞદત્ત નામનો નાટકકાર પ્રસંગ પ્રમાણે જુદા જુદા સ્વરૂપ વડે પ્રેક્ષકોના નેત્ર સન્મુખ જુદા જુદા ચિત્રનું દર્શન કરાવે છે, એટલે કે એક વખત સોળે શૃંગાર ધારી નવયુવતી સ્ત્રીના વેશમાં, ત્યારે બીજે પ્રસંગે તેજ યજ્ઞદત્ત એક સાધુના સુવેશે સન્યાસી, યોગી, અને અવધૂતનું ચિત્ર આપે છે, વળી અન્ય પ્રસંગે રાજ્યાસને આરૂઢ થઇ ચક્રવર્ત્તિ અધિપતિના અલંકારો ધારણ કરી સ્વસેવકોને વિવિધ પ્રકારની આજ્ઞા કરતા દેખાવથી દર્શનકારોને તેવું દર્શન આપેછે, ત્યારે ત્રીજે સમય આવતાં મહાન્ શસ્ત્રાસ્ત્ર ધારી રણવીર યોદ્ધાનું ભાન કરાવે છે, આ સઘળે પ્રસંગે મૂળ પુરૂષ નાટકકાર તે યજ્ઞદત્ત તેમાં જેમ નિઃસંશય ભેદપણું નથી તેમ શ્રી પરમ પુરૂષમાં પણ વસ્તુતા એ ભેદપણું નથી પરન્તુ ઉપર કહ્યું તેમ દરેક ધર્મના આરોપણને લઇ તેવાપણાનું ભાન માત્ર થાય છે એટલુંજ નહી પણ જ્યારે પોતે પોતાથી જ "बहुस्यामू" કહ્યું ત્યારે તે દરેક પ્રકારના ધર્મના આરોપણને યોગ્ય થયું છે જૂઓ શ્રુતિ કહે છે તેમ

अनुष्टुप्.

सर्वतःपाणिपादंतत् सर्वतोक्षि शिरोमुखम् ।
सर्वतश्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥

શબ્દાર્થ—

તે પરમાત્મા પુરૂષ સ્વરૂપ સર્વભણી હસ્તવાળું, સર્વભણી પાદવાળું, સર્વભણી નેત્રોવાળું સર્વભણી મુખોવાળું, સર્વભણી મસ્તકવાળું, સર્વભણી શ્રોત્રવાળું અને તે સર્વ પ્રાણીઓના શરિરોમાં ચતુર્સ્ત્ર આવૃત થઇને અર્થાત્ વ્યાપીને રહેલું છે.

આ શ્રુતિ વાક્યથી પરમતત્વમાં ઇંદ્રિઓના આરોપણ માત્રનું કથનત્વ છે કિન્તુ વસ્તુત. તેવું નથી કારણકે તેના સ્વત સ્વરૂપનું જ્ઞાન નીચેના વાક્યથી આપણને અન્ય રીતે પ્રબોધાય છે.

अनुष्टुप्.

सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रिय विवर्जितम् ।
सर्वस्य प्रभुमीशानं सर्वस्य शरणं सुहृत् ॥

શબ્દાર્થ —

આ પરમ તત્વ ઉપરોક્ત કથનાનુસાર શ્રોત્રાદિ સર્વ પ્રકારની ઇન્દ્રિયોવાળું તથા શબ્દસ્પર્શાદિ ધર્મોવાળું પ્રતીત થાય છે જ્યાં વસ્તુત. સર્વ ઇંદ્રિય ગણથી અને સર્વ ગુણોથી રહિત છે તે સર્વ જગત્માત્રના સ્વામી, સર્વ જગત્ના નિયંતા સર્વેની પરમ ગતિ અને સર્વેનું કારણ છે.

પૂર્વેના શ્લોકથી ઉદ્ભવતિ શંકાને ઉત્તર વાક્ય સારી રીતે નિશ્ચય કરે છે કારણકે ઇંદ્રિયો અને કર્મેન્દ્રિ શ્રોત્રત્વાદિ ધર્મોવાળું વાસ્તવિક હોત તો વેદ વેદાન્ત અને શ્રુતિ

પુરાણાદિ નિરંજન નિગમાગમાદિનું વર્ણન કરે છે તે નહીં કરતાં કેમ જૂદાજ પ્રસંગનું દર્શન કરાવત

આટલા સન્નિકર્ષથી આપણે નિર્વિવાદ નિર્ણય મેળવી શકીએ છીએ કે **पुरुष एव इदं** પદથી તેજ પરમાત્મ તત્વનું દ્વિતીય ઋચામાં સ્થાપન કરવામાં આવ્યું છે કારણ બીજી રીતે પણ આ મન્ત્રમાં આવતા **यत् यत्** શબ્દના અધિક પ્રયોગનું કારણ પણ તેજ પુરૂષની આકાંક્ષા સુચવનારૂં છે એટલુંજ નહીં પણ એ **यत् यत्** શબ્દ પ્રયોગ અન્ય રીતે ભાષ્યકાર કહેછે તેમ ભૂતમ્–ભવ્યમના આધારરૂપ થઇ સઘળા મન્ત્રનું એકત્રપણું કરેછે **सर्वयद्भूतं यच्चभव्यम्–यच्चभूतमतीतं जगद्यच्चभव्यं भविष्य ज्जगद्यदपि पुरुष एव.** જે થઇ ગયેલું તે તથા જે હવે પછી થવાનું છે તે પણ–સઘળું જગત્ પુરૂષજ છે

**सर्वं** શબ્દથી આ મંત્રમાં કિંચિત્ સીમાનું સ્વરૂપ કલ્પી તેના પ્રવચન તરીકે ભૂત ભવ્ય શબ્દનો પ્રયોગ યોજવામાં આવ્યો છે અને તે એવી ઇચ્છાને અનુસરીને કે **भूतम्** સમગ્ર ભૂત પ્રપંચ **भव्यम्** હવે પછી થનારૂં ભક્ષ્ય–પ્રપંચ અને ઉભયાન્તર્ગત રહેલો વાર્તમાનિક દૃશ્ય પ્રપંચ એ સઘળું **यथा स्मिन्कल्पे वर्तमानाः प्राणिदेहाः सर्वेपि विराट् पुरुष स्यावयवा स्तथैवातीता गामिनोरपि कल्पयोद्रष्टव्य मित्यभिप्रायः ॥** જેમ આ કલ્પમાં વર્તમાન પ્રાણિ શરીરો સમસ્ત વિરાટ્ પુરૂષના અવયવો છે તેમજ થઇ ગયેલા અને હવે પછી થવાના સઘળાને તેજ પ્રમાણે જે સમજવાં એવો અભિપ્રાય છે એ સિદ્ધાન્તાન્વય ભૂત, વર્તમાન, ને ભવિષ્ય એ ત્રિપુટી પ્રપંચના કર્તા આ પુરૂષ પરમાત્મા છે. આથી આગળ જતાં આપણને અધિક પણ નજરે આવે છે તે એ છે કે પરમાત્માએ પોતાનું કર્તૃત્વ સ્વીકારીનેજ શાંતિ ગ્રહણ કરી હોય તેવું નથી પરંતુ હવે પછી આવેછે તે અથવા અમૃતાદિ ગુણ પ્રધાન ભૂવર્ સ્વર્ગાદિ લોકોનું નિયન્તૃત્વ પણ સ્વીકારાયેલું છે એવું આ મંત્રગત **ईशान** એ શબ્દથી આપણને જ્ઞાન થાય છે એટલેથીજ બસ નથી કેમકે **उतापिच अमृतत्वस्य देवत्वस्याय मीशानः स्वामी** તદ્ગત **उतापिच** તેથી પણ અને મોક્ષ-પણાના અને દેવતાઓના ભોગના આ સ્વામી છે ઇત્યાદિ ભાષ્યકારના નિશ્ચયવડે પુરૂષનું નિયન્તૃત્વ સહજ સિદ્ધ થાય છે આથી પણ અધિક ઇચ્છા ઉદ્ભવે તો એ સમ્બન્ધી શ્રુતિ શું સાક્ષિ આપેછે તે જોઇએ તો

य एको जालवानीशत ईशनीभिः सर्वाँल्लोकानीशत ईशनीभिः ।

य एवैक उद्भवे सम्भवेच य एत द्विदुर मृतास्ते भवन्तिः ॥

અર્થ એવો છે કે જે એક માયાવી પોતાની નિયામક શક્તિઓ વડે સર્વ પ્રાણીઓને નિયમમાં રાખે છે, જે પોતાની નિયામક શક્તિઓ વડે **भूरादि** સર્વ લોકોને નિયમમાં રાખે છે અને જે એકજ જગદુત્પત્તિને વિષે તથા સંહારને વિષે માયાવડે હેતુ ભૂત છે, તે આ પરમાત્માને જે જાણે છે તેઓ અવિનાશી થાય છે.....................ગળી

एकोऽहि रुद्रोन द्वितीयाय तस्थूर्य इमांल्लोकानीशत ईशनीभिः

प्रत्यङ्जनां स्तिष्ठति संचुकोचान्तकाले संसृज्य विश्वाभुवनानिगोपाः ॥

અર્થ—એકજ ઇશ્વર છે તેનાથી ભિન્ન દ્વિતીય માટે પ્રમાણો અને યુક્તિઓ સ્થિત નથી જે ઇશ્વર આ લોકોને પોતાની નિયામક શક્તિઓ વડે નિયમમાં રાખે છે તથા જે જનોની અન્તર સ્થિત છે, જે પ્રલય કાળે સંહાર કરે છે, તથા સર્ગ કાળે સર્વ ભુવનોને રચીને સ્થિતિ કાળે પાલન કરનાર થાય છે

અર્થાત્ આ ચક્ર સ્તમ્ભ પર્યંત્ જે કાંઇ છે તે ઇશ્વર જ અને તેજ કથનોક્ત પુરૂષ છે, તથા જે કાંઇ છે તે ઇશ્વરનાજ શરીરો અને કર્મો છે એટલે પણ તેનો નિયતા તે પોતે હોવાનો નિર્વિવાદ નિર્ણય મેળવી શકાય છે જૂઓ ત્યા શ્રુતિ.

विश्वत श्चक्षुरुत विश्वतोमुखो विश्वतो बाहुरुत विश्वतस्पात् ।

संबाहुभ्यां धमति सं पतत्रै र्द्यावाभूमी जनयन्देव एकः ॥

અર્થ—

સર્વરૂપી નેત્રવાળા, સર્વરૂપી મુખવાળા, સર્વરૂપી હાથવાળા અને સર્વરૂપી પગવાળા જે પરમાત્મા મનુષ્યોને હાથોની સાથે જોડે છે, અને પક્ષિઓને પાંખાની સાથે જોડે છે, તે એક પરમાત્મા સ્વર્ગ તથા પક્ષિઓને રચના કરવા ત્યાર પછી—यदनेनातिरोहति, નિયતૃત્વ સ્વિકારવામાં કર્તવ્ય કર્મના પ્રયોજનમાં શ્રી મહેશ્વરને ઉતરવું પડે છે કેમકે જુઓ यद्यस्मात्कारणादनेन प्राणिनामन्नेन भोग्येन निमित्तेनातिरोहति જે આ કારણથી (આ કારણને એજ કે નિયતાપણું સ્વીકારેલું છે તે) પ્રાણીઓને અન્નવડે, (અને) ભોગવડે, નિમિત્ત ભૂત થઇ આરોહણ કરાવે છે તે પણ વળી શું કરીને કે स्वकीयां कारणा वस्थामतिक्रम्य परिदृश्यमानां जगदावस्थामाप्नोति પોતાની કારણાવસ્થાનું અતિક્રમણ કરી (ઉઠી) ને દ્રશ્યમાન થતી એવી જગદાવસ્થાને પ્રાપ્ત થાય છે (અર્થાત્ જીવ રૂપ બને છે) અને તે પણ કેટલા પ્રસંગ પુરતું તો કહે છે કે तस्मात् प्राणिनां कर्मफल भोगाय તે કારણ પશ્ચાત્ મનુષ્યોના કર્મફળના ભોગને અર્થેજ આટલો વ્યવહાર કર્યા છતાં એટલે કે जगदावस्थास्वीकाराभेदं જગત્ અવસ્થાનો સ્વીકાર કરવા છતાં પોતે તો નિર્લેપજ છે કેમકે तस्यवस्तुत्व मितपर्यं નથી આનું વાસ્તવિકપણું મતલબ વસ્તુતાએ તેના સ્વરૂપમાંથી તેના વાસ્તવિક સ્વરૂપમાં ભેદ થતો નથી એવો અભિપ્રાય છે इति द्वितीया

દયાશંકર રૂદ્રજી વ્યવહારિક

ગામરોળ

---

# "स्वप्नचित्र व्यवहारांश दर्शन."

## (મળેલું)

બપોરનો વખત છે પરીક્ષા ગઇ કાલે પૂરી થયેલ હોવાથી મગજમાંથી ઘણો ભાર ઓછો થઇ ગયો છે અઠવાડિયા પછી બીજી પરીક્ષા માટે તૈયારી કરવાની છે, દરમ્યાન મનને વિનોદ આપવા માટે કંઇક રસિક અને જ્ઞાતિમા ચાલતા રીત રીવાજો સબંધે એક લેખ લખવા મનમાં વિચાર થઇ આવ્યો છે વિચાર કરતાં કરતા આંખમાં નિદ્રા ભરાવા લાગી અને થોડા સમયમાં નિદ્રાધીન થતા સ્વપ્નભુમિમાં મન ફરવા લાગ્યું શિયાળાનો દિવસ છે, સાંજના પાંચ સાડાપાંચ થયા છે, પાંચ છ મિત્રો વનપ્રદેશ વિષે હવા ખાવા-ફરવા નીકળી પડયા છે, પશ્ચિમ દિશામાં અસ્તાચલ પર્વતમાં ઉતરી પડવા તૈયાર થએલ સૂર્ય દેવના આથમતાં કિરણો, ઉચ્ચાં વૃક્ષોની ડાળો અને ટોચો ઉપર પવનની મંદ લહેરીમાં આન્દોલન કરી રહ્યા છે આ પ્રદેશની ખુબીઓ જોતા, વનવેલાનાં વગડાઉ ફુલો તોડતા, ફરવા આવેલ મિત્રો જુદીજુદી બાજુએ ફરવા લાગ્યા. ફરતા ફરતાં પરધામ નામક એક જણને થોડે દૂર દેખાતી પર્વતની ટોચો જોઇ એ પ્રદેશનું નિરીક્ષણ કરવાની ઇચ્છા થઇ એટલે બીજા મિત્રોથી છુટો પડી, વન વાટિકાની વિકટ પથિકાની કાંટાઓથી છવાએલ, જંગલી વેલાઓથી ઢંકાઇ જતી, વિષમ ભુમિમા આગળ અને આગળ વધવા લાગ્યો સૂર્ય અસ્ત પામી જવાથી રાત્રિનો પ્રભાવ વધતો જતો હતો તેનું એને ભાન રહ્યું નહોતું આશરે દોઢેક ગાઉ દૂર આડો અવળો માર્ગ વટાવતા આવી પહોંચ્યો, તોપણ પર્વતની ટોચો હજુ દૂરજ દેખાતી હતી રહેજ ખુલ્લા પ્રદેશમાં આવતા તેને રાત્રીના ભવ્ય વિશાળ કૃષ્ણ લલાટમાં વિરાજમાન થતા તારાગણના ચળકાટથી નિશા થઇ ગયાનું ભાન આવ્યું જે માર્ગેથી પોતે આવ્યો હતો તે માર્ગે પાછો ખોળી કાઢવા માટે તેણે વિશેક પળ સુધી ફાંફાં માર્યાં, પણ હોગટ અંતે માર્ગ ન સુજવાથી અને ભોંઠો થઇ ગયેલ હોવાથી રાતની રાત આ પ્રદેશમાંજ, કોઇએક ઉંચા વૃક્ષ ઉપર ચડી ગાળી નાખવાનો નિશ્ચય કર્યો અને આસપાસથી થોડાં જંગલી ફળો વીણી લઇ, ક્ષુધા શાંત કરી, બાજુમા વહેતા નાનકડા નિર્મળ ઝરણામાંથી પાણી પી, એક ઉંચા વડ ઉપર ચડી, થડની બખોલમા શરીર સંકેલી સુતો અને થોડા સમયમાં થાક અત્યન્ત લાગેલ હોવાથી નિદ્રાવશ થઇ ગયો પ્રભાતમા પરોઢીયું થયું, ન થયું ત્યાં જાગૃત થયો. વૃક્ષ ઉપરથી નીચે ઉતરી, પાસેના લીમડાના ઝાડ ઉપરથી લીલી ડાખળી કાપી લઇ દાતણ કરી ઝરણામાંથી મ્હોં ધોઇ પગ્ખાળી, પાછો પોતાનો માર્ગ શોધી લેવા માટે પ્રવૃત્ત થયો એટલામાં આઘેથી એક કદાવર ઉંચી શ્યામ મુર્તિ તેની તરફ આવતી લાગી. વિશેષ પાસે આવી પ્હોચતાં આ મુર્તિ કોઇ એક સ્ત્રી હોય, એમ દેખાણું તેનું શરીર મજબુત, ભરેલું, અને વર્ણ શ્યામ કરતાં પણ વધારે લાગ્યો કશી પણ શંકા વિના નિડર ઝડપથી આ સ્ત્રી આવતી હોવાથી, તે વનમાર્ગથી સારી રીતે વાકેફ હોય તેમ ખુલ્લું દીસતું હતું. પરધામે આગળ જઇ તેને પોતે માર્ગ ભૂલી જવાથી વનમાં ભૂલો પડી ગયો છે માટે માર્ગ બતાવવા માટે વિનતિ કરી એટલે આવનાર સ્ત્રીએ તેને પોતાની સાથે સાથ આવવા માટે કહ્યું. રસ્તામાં વન માર્ગ વિષે, પોતે કેવી રીતે ભૂલો પડયો

તે વિષે વગેરે ઘણી વાતો પરધામ અને આ સ્ત્રી વચ્ચે થઇ તેમાં તેઓ બન્ને એક જ જાતિના અનુભૂતો હોવાનું અરસપરસ જાણવામાં આવ્યું, તેથી તેઓની જાતિમાં ચાલતા રીત રીવાજો ઉપર પણ વાતચિતમાં સંવાદ ચાલવા લાગ્યો રસ્તામાં ચારેપાસ ઉંચા ઉંચા ડુંગરો અને તેની વચ્ચે લાગે એક જાણ્યું ચાલી કોઈ તેવો સાંકડો માર્ગ આવવા લાગ્યો માર્ગની બન્ને બાજુએ ઉંડી ખાઈઓ હતી અને આ ખાઈઓમાં તેમજ પર્વતો ઉપર વનસ્પતિની હારોહાર ખીચોખીચ ઝાડી અવળી ઉગી નીકળી હતી પર્વતો ઉપર ધુમસની ઘટા છવાઇ રહી હતી, તેમાં આ બન્ને જણ વાતોની લ્હેરમાં રસ્તો કાપે જતાં હતાં આ પર્વતો ઉપર પર્વતોની હારો વચ્ચે આશરે પાએક ઘડી ચાલતાં સૂર્યદેવનાં કિરણો પર્વતોનાં ઉચ્ચાં શિખરોને પોતાની વિભુતિથી શોભાવા લાગ્યાં અને આવે સમયે તે સ્ત્રીએ પરધામને પ્રશ્ન પુછયો —

" શું સારે તમે આ પ્રદેશ નિરીક્ષણ કરવાની ઇચ્છાથી આ તરફ આવી ચ્હડયા " છો? તમે કંઇક શુભ ઉદ્દેશથી આવી રીતે છુપા આવ્યા છો એમ મને લાગે છે કારણ " આ પ્રદેશને અત્રે હાલમાં અમારી તથા તમારી વચ્ચે મતભેદ ચાલે છે તેનાથી તમે "સારી રીતે વાકેફ હશો." પરધામે જવાબ આપ્યો કે મતભેદથી હું કાંઇક અંશે વાકેફ છઉં પરંતુ તમને જણાવ્યા પ્રમાણે હું આ પ્રદેશમાં ભૂલો પડવાથી આવી ચ્હડયો છઉં, બીજો કશો હેતુ અત્રે આવવામાં મેં છુપાવ્યો નથી તોપણ આ પ્રદેશ જોયા પછી મતભેદ દૂર કરવા માટે, આ પ્રદેશ ઉપર જે કોઇ હકુમત ધરાવતું હશે, તેને પાછું મળવાની મારી ઇચ્છા છે " ઠીક સારે તમારી એવી ઇચ્છા હોય તો જાણો કે તેવી હકુમત ધરાવનાર " હું પોતે છઉં મ્હારૂં નામ ભીપણગવરી છે આ પ્રદેશને રીત રીવાજના યોજન- " ખંડના નામે ઓળખવામાં આવે છે " આ બોલતાંની સાથે ભીપણગવરીએ ઉંચેથી હાસ્ય કર્યું અને હાસ્યનો ધ્વનિ એક પર્વતમાંથી બીજા પર્વતમાં અને બીજામાંથી ત્રીજામાં ગાજી રહ્યો. હાસ્યનો ધ્વનિ અને પ્રતિધ્વનિ શાન્ત પડતાં ચારે તરફ આવી રહેલ પર્વતની ટોચો, ખીણો અને ઉંચાનીચા અનેક વિષમ ભાગોમાંથી એકદમ ઉછળી આવી હોય તેમ સ્ત્રીઓની હારોહાર અને જુથના જુથ ઉભરાઇ નીકળ્યાં પરધામ આ દેખાવ જોઇ એકદમ સ્તબ્ધ બની ગયો એક બે પળ એમ વિત્યાબાદ ભીપણગવરી બોલ્યાં—" આ તમારી " જમણી તરફ પર્વતોની જે હાર આવેલી છે તેને 'અભિમાનના ડુંગર' ના નામથી ઓળ- " ખવામાં આવે છે ડાબા હાથ ઉપરના ડુંગરોને 'અજ્ઞાન' ના ડુંગરોનું નામ આપવામાં " આવેલ છે આપણે જે પર્વતો વચ્ચે થઇ અત્રે આવ્યાં તેને 'પરંપરા' ના ડુંગરો કહેવા- " માં આવે છે, તથા સામે, સર્વ ડુંગરો કરતાં ઉંચા ડુંગરો જે દેખાય છે તે "ખરચ" ના " ડુંગરોના સુપ્રસિદ્ધ નામથી જાણીતા છે, આ યોજનખંડના બે મુખ્ય વિભાગ પાડવામાં આ " વેલ છે અને તેમના નામ 'શુભ' 'અશુભ' વિભાગ રાખવામાં આવેલ છે સામે ખરચના " ડુંગરો ઉપર જે સેના ટુંકાં વસ્ત્રો ધારણ કરી, માથે પાઘડી તથા ખભે ઉપવસ્ત્ર રાખી " ટોળાબંધ ઉભી છે તે ખરચના ડુંગરોમાં રહેતી, અને આસપાસના ડુંગરોમાં ભરાઇ " પોતાનો નિર્વાહ ચલાવનારી અમારી પહાડી પ્રજા છે, અને અમારી આશ્રયક હોવાથી " અમારી સ્હાયે કાયમ રહે છે ખરચના ડુંગર તે આ પ્રદેશ તેમજ બીજા પ્રદેશના મધ્ય " ખીંટું જેવા છે અને અમારી સ્હાયે ઉભી રહેનાર આ પહાડી પ્રજા સમયને અનુકૂળ થાય

" તેવા હથીયાર સજી, ભોજનખંડ ઉપર અથવા અમારી હકુમતવાળા બીજા પ્રદેશો ઉપર
" હલ્લો આવતા સમરાંગણમાં તરત ઉતરી પડે છે આ સિવાય અમારી પોતાની સેનાનાં
" હથીયાર અમે હાથ ઉપરના કુંગરો તદન નજદીક હોવાથી તમે જોઇ શકતા હશો "
પરધામે જ્યારે હાથ ઉપર નજર કરતાં સેનાઓના જુદા જુદા વિભાગો જોયા તેમાં એક વિ-
ભાગના હાથમાં ગદાને મળતાં આવતાં મોટાં સાબેલાં તથા મોટી મોટી સપાટ ચોરસ
શિલાઓ, બીજા વિભાગના હાથમાં ભાલાંઓને મળતા આવતા મોટા કકડાઓ તથા હાથ
જેવા મોટા ટોપો, ત્રીજા વિભાગના હાથમાં શસ્ત્રને મળતી આવતી લાંબોળ સીધી સીધી
શીંગો, તથા હલ્લો લાવનાર શત્રુની આંખ ફુંગી દેવા માટે રેતી ભરી હોય તેવા મીઠાં-મરચાં-
ના મોટા મોટા કોથળાઓ જોવામાં આવ્યા અને જોતાં જોતાં પરધામની આંખો એક
વિભાગથી બીજા વિભાગ અને બીજા વિભાગથી ત્રીજા વિભાગ ઉપર દોડાદોડ કરવા લાગી.
જીભકુંવરી પરધામને આશ્ચર્ય ચકિત થએલ જોતાં બોલ્યા—" અમારી સેના જુદા જુદા
" પરદેશનું રક્ષણ કરવા જુદી જુદી જાતના હથીયારનો ઉપયોગ કરે છે તે અમારી
" મુખ્ય ખુબી છે આ સાથે અમો હાસ્ય, નિંદા, ટોળટપ્પાના લાગ દામ વગેરે
" મેલી અમારા પ્રતિસ્પર્ધિઓ ઉપર અજમાવી તેમને અનેક રીતે પજવી પાંસરા કરી
" દઇએ છીએ, બોલો હવે તમે અમારી સામે થવાના કોઇ શુભ ઉદ્દેશથી આવ્યા હો તો
" આમાંથી સહીસલામત જઇ શકો તેમ છો કે ? અમારી સામે થવામાં શું ફળ કહાડી
" શકશો તે જુઓ વાસ્તે આપણી વચ્ચે એટલે પુરૂષ સ્ત્રીઓની વચ્ચે આ રીતરીવાજ
" ના ભોજનખંડ સંબંધે જે મતભેદ છે તે મતભેદ દૂર ન થાય તો અમે અમારો બચાવ
" કરવા કેવા તત્પર છઇએ તે તપાસી લેવા માટે જ આ સેના તમારી નજરે પાડેલ
" છે, માટે આ મતભેદ દૂર થઇ શકે તેવી કેઇ એક યોજના તમે તૈયાર કરી શકો તો
" બોલો, અમે તમારી યોજના અમારા પ્રદેશમાં પ્રસિદ્ધ કરશું તથા અમારૂં રાજ્ય જે પ્રજા
" સત્તાક છે અને જેની હું અધિષ્ઠાત્રી છઉં તેના બંધારણ મુજબ અમારી મંડળી જુદેજુદે
" ઠેકાણે દરરોજ સાંજે મળે છે ત્યાં તમારી યોજના ચર્ચાશે તથા કોઇકોઇ પ્રસંગે અમારી
" સભાઓ ટપે કે અવસરે મળે છે ત્યાં આગળ પણ આ બાબત ઉપર વિવેચન કરશું
" તેવી રીતે વિવેચન થતા અમોને એ યોજના ગમશે તો તેવી યોજના કબુલ કરશું અને
" આપણી વચ્ચેનો મતભેદ આવી રીતે સમાધાનીથી દૂર થઇ શકશે, માટે વિચાર કરી
" કોઇ યોજના શોધી કહાડો." પરધામ થોડીવાર પોતાની આંખો આ અદ્ભુત દેખાવ
તથા મકકમ ભાષણ સાંભળી મીંચી રહ્યો અને થોડીવારે આંખો ઉઘાડી બોલ્યો " જીભકું-
" વરી ! તમારા કહેવાથી વિચાર કરતા હમણાં મ્હારા મગજમાં એક યોજના સ્ફુરી આવી
" છે તમારો તે સાંભળવા માટે વિચાર હોય તો તમે તથા આ સેનાનાં બીજા આગ
" વાનીઓ એક સ્થળે બેસીએ અને એ યોજના ઉપર વિચાર ચલાવીએ " જીભકુંવરીને
પરધામનું બોલવું ઠીક લાગવાથી સેનાના જુદા જુદા વિભાગમાંથી આગેવાનીઓને બોલાવ્યાં
અને બાકીનાઓને હાથથી ઇશારત કરતાં જાણે આખી સેના પાછું પૃથ્વીમાં સમાઇ ગયું હોય
તેમ અદ્રશ્ય થઇ ગયું તથા ખરચના કુંગરોની પહાડી પ્રજા પણ વિસામો લેવા વિખરાઇ
ગઇ. જીભકુંવરી, સેનાના આગેવાનીઓ અને પરધામ એક ઉંચા સ્થળ ઉપર ગોળાકારમાં
ગોઠવાયાં અને જીભકુંવરીએ પરધામને પોતાની યોજના સર્વેને સંભળાવવા માટે સુચવ્યું

પરંધામ બોલ્યો —"આપણા વચ્ચે જે મતભેદ છે તે દૂર કરવા પ્રયત્ન કરવાની આપણી
" દરેકની ફરજ છે તમે આ બાબતમાં ઉમંગથી ભાગ લ્યો તો આપણું અરધું કામ તરી
" તરતજ થઇ ગયું સમજવું. સમયું સ્ત્રી તથા પુરૂષ બન્ને જોઇ શકે છે કે આપણે આ
" બાબતને અંગે તથા બીજી બાબતમાં સુધારા કરવા માગીએ તો કરી શકીએ તેમ છીએ
" માત્ર દરેક વ્યક્તિ પોતાની ફરજો પોતા પ્રત્યે, પોતાના કુટુંબ પ્રત્યે અને જ્ઞાતિ પ્રત્યે,
" પોતાને જે ફરજો બજાવવાની છે તેનું યથાર્થ જ્ઞાન ધરાવતી હોય તો—એટલે કે આ બા-
" બતને અંગે જે અજ્ઞાન આપણામાં છે તે કેળવણી અને યોગ્ય અભ્યાસ અને વર્તનથી
" દૂર કરવામાં મદદ આપે તો આપણે એક સમયથી ઘણું પણ ભલું કરી શકીએ તેમ છે.
" અર્થ શાસ્ત્રનો નિયમ છે કે એક પૈસો નકામા ખર્ચમાં જતો બચાવવો તે એક પૈસો
" કમાવા જેવું છે, ત્યારે હવે વિચાર કરો કે આપણા ખર્ચમાં કેટલા બધા પૈસા નકામા
" વપરાઇ જાય છે એટલે કે કમાયા વગરના રહી જાય છે આપણી હાલની સ્થિતિ–જ્ઞાતિની
" કમાઇ કરતી વ્યક્તિઓની એકંદર કમાણી ઘટતી જવાથી કંઇક અંશે નબળી થતી જાય
" છે તેમાં તમારો એમત હશે નહિ એમ માનું છઉં, આ સાથે આપણા કાયમી ઘર ખર્ચ
" તેમજ પ્રાસંગિક ખર્ચ ઘણા વધી ગયા છે અને જમાનાના વહેવા સાથે વધુ થતા જાય
" છે આપણી જરૂરીયાતો વધતી જાય છે ત્યારે જરૂરીયાત પૂરી પાડવાના સાધનો ઘટતાં
" જાય છે તે દેખીતું છે આમાં સ્ત્રીઓનો દોષ છે અને પુરૂષોનો નથી એવું જો કોઇ કહે
" તો તે માણસ પુરેપુરી હકીકત જાણતો નથી અગર જાણ્યા છતા કહેતો નથી એમ જ
" માની શકાય, પરંતુ જો સ્ત્રીઓ પણ આ બાબતમાં સુધારો કરવા આપણી નબળી થતી
" જતી સ્થિતિને અંગે રીતરીવાજો, રહેણી કરણીમાં સમયને અનુકુળ યોગ્ય ફેરફાર કરવામાં
" ઉત્સાહથી યત્ન આદરે તો વખત જતા તેઓ ભલું કરી શકે નાનપણથી જ બાળકોને
" યોગ્ય કેળવણી આપી તેમને નકામી જરૂરીયાતને તાબે થતા, નકામા ખરચ કરવા દોરાઇ
" જતા અટકાવવામાં, વિશેષ કરીને, પુરૂષો કરતાં સ્ત્રીઓ, મારે તો, ઉપયોગી થઇ શકે
" તેમ છે આવી રીતે સાહાય્ય આપવા સ્ત્રીઓને તૈયાર કરવા કેળવણીની ખાસ જરૂર છે
" આપણાં શાસ્ત્રો તપાસીશું તો ઉચ્ચ વર્તનવાળી કેળવાયેલી ગાર્ગી, સીતા, દમયંતી, તારા-
" મતી, અરૂંધતી જેવી અનેક ગુણવાન સ્ત્રીઓના દાખલા આપણને મળી શકશે એક સ્ત્રી
" શું કરી શકે છે તેનો હાલના જમાનાના દાખલા જોવા હોય તો મીસીસ નાઇટીંગેલનો
" દાખલો મળી શકશે, નેપોલીયન બોનાપાર્ટ જેવા મહાન્ નરરત્નનો મત છે કે જો દેશને
" આબાદાન કરવો હોય તો માતાને જ્ઞાન દ્યો, તો સ્ત્રીઓને કેળવણીની કેટલી જરૂર છે અને
" કેળવણી મળવાથી તમે સ્ત્રી વર્ગ પુરૂષોને કેટલી મદદ કરી શકો તેનો ખ્યાલ કરવાનું હું
" તમને જ સોંપું છઉં હવે આપણા ઉદ્દેશ પરત્વે બોલતાં આપણી વચ્ચે રીતરીવાજોમાં
" સુધારો કરવા જે મતભેદ છે અને જેથી કરી રીતરીવાજોમાં સુધારો થતો અટકે છે એ-
" ટલુંજ નહિ પરતુ ઉલટુ રીતરીવાજમાં સુધારાને બદલે કુધારો થવા પામ્યો હોય અને તેને
" અંગે ધારાધોરણ નહી થયાં હોય તે સુધારો તોડી પાડવા, ધારાધોરણનો ભંગ કરવા
" કોઇ કોઇ વખતે અજ્ઞાનના કારણે અથવા પૈસાના મદ અથવા અભિમાનના કારણે પુરૂષોને
" તેવી અજ્ઞાન સ્ત્રીઓ ઉશ્કેરી જ્ઞાતિબંધારણની પરંપરા તથા ધારાધોરણને માન આપવામાં
" શરમિંદગી જેવું ગણી, જ્ઞાતિબંધારણ અને ધારા ધોરણને અવ્યવસ્થિત કરી નાંખી

" શકે તે સર્વની જાણ બહાર નથી આવું વિપરીત પરિણામ થતાં તેની અસર કેટલી બધી
" નુકશાનકારક તેમને પોતાને જ ભવિષ્યમાં થશે તેનો તેમને ખ્યાલ આવી શકતો નથી
" અને પરિણામ શોચવું પડે ત્યારે ડહાપણ આવે એટલે પશ્ચિમ બુદ્ધિ બહુ થતાં-ખરે
" વખતે ન ચેતતાં, આવેલું ડહાપણ બહુ ઉપયોગી ન જ થાય એ દેખીતું છે. એટલે
" આપણામાં જ બે ત્રણ વર્ષ પહેલાં કુંવારા વેવાઇ, કુંવારી પહેરામણી, પહેરામણી વગેરે
" બાબતોમાં જે સુધારા થયા હતા અને જેને અંગે ધારા ધોરણો ઘડવામાં આવ્યાં હતાં
" તેમાંથી કેટલાક ધારાઓનો કેવા મુશ્કેલ કારણોથી કેટલાકો તરફથી ભંગ કરવામાં આવ્યો
" છે તે તમારે વિચારવા જેવું છે જો જ્ઞાતિસંસ્થા અને પરંપરા ચલાવે જવી હોય તો
" આવી રીતે ધારાઓનો ભંગ કરવાથી જ્ઞાતિના નિયામકોની સત્તા દિન પ્રતિદિન ઘટતી
" જવાને લીધે જે વિપરીત પરિણામ આવે, તે વિપરીત પરિણામ ધારાઓનો ભંગ થતો
" અટકાવી, આવતું બંધ કરી શકવાની સત્તા તમારામાં છે, તેનો સદુપયોગ કરવામાં વાપ-
" રતાં શીખો. આપણે ભોજન વિષયનો એક જ દાખલો લઇએ કુંવારા વેવાઇનાં જમણ
" તેમ જ બીજા જમણોમાં જે ખર્ચ કરી વિવિધ સામગ્રી તૈયાર કરવામાં આવે છે, જે
" ઉપાધિ પુરૂષ તેમ જ સ્ત્રીવર્ગને ભોગવવી પડે છે તેના પ્રમાણમાં આ જમણોનો ઉપભોગ
" જ્ઞાતિનાં સ્ત્રી પુરૂષો-વેવાઇના તેમ જ ઘરનાં કરી શકે છે ખરાં ? કે આ બધો ખર્ચ-
" આ બધી ઉપાધિ-માત્ર તમાશો કરવા-ચાકર નોકરનાં પેટ ભરવા, ભીખારીઓને આપી
" દેવા, ઉકરડે હગલો કરવા માટે કરવામાં આવે છે તેનો ખ્યાલ કરો અલબત તમને
" તમારી આવડત, ડહાપણ, રસોઇની સામગ્રી વગેરે તૈયાર કરવાની કુશળતા બતાવવાનું
" મન થાય-અને તેને લીધે આ બાબત કમી કરવામાં તમને ઠીક ન લાગે તે સ્વાભાવિક
" છે પરંતુ કેળવણીનો પ્રચાર વધતાં ખોટા ડોળડમાક અને તમાશા કરવાની આ લાગણી
" ઓછી થતી જશે પણ આ દરમ્યાન એક નમ્મત ઉપજે તેની યોજના મને સાંભરી
" આવી છે પણ તેને પાર પાડવામાં તમારી તન મનની મદદ હોવાની ખાસ જરૂર છે
" તે યોજના નીચે મુજબ છે અને તમારી ઇચ્છાથી એ યોજના તમને કહું છું -

આપનો,

વૈકુંઠરાય વિ. નવનિધરાય મહેતા.

---

# पुराणान्तर्गत नागरोत्पत्ति.

## પ્રકરણ ૧ લું.

હિંદુઓમાં ઇતિહાસ લખવાનો રીવાજ નહિ હોવાથી, ઇતિહાસની અતૃપ્ત રૂચિવાળા પાશ્ચાત્ય વિદ્વાનોએ શિલાલેખો, પ્રાચીન સિક્કાઓ, તામ્રપત્રો, દંતકથા, અને અન્ય દેશોના પ્રાચીન ઇતિહાસોમાંનાં વૃત્તાંતો અથવા નામોના સામ્યથી હિંદુસ્થાન અથવા તેમાં વસતી જુદી જુદી જાતિઓનો જે ઇતિહાસ પ્રસિદ્ધ કર્યો છે, તે ઇતિહાસમાં પણ જ્યારે જુદાજુદા પંડિતો જુદાં જુદાં અનુમાનો ઉપજાવી, જુદા જુદા નિર્ણયો પ્રદર્શિત કરે છે, ત્યારે સ્વમાનાભિમાની હિંદુઓને તેવા ઇતિહાસ ઉપર અવિશ્વાસ અને અપ્રસન્નતા ઉત્પન્ન થાય, તેમાં આશ્ચર્ય નથી. ઇતિહાસાન્વેષણનાં ઉપર્યુક્ત સાધનો સિવાય જાતિનિર્ણય કરવાને માટે વળી અવયવપ્રમાણવિદ્યા (Anthropology) નો ઉપયોગ કરવામાં આવે છે કેટલાક કાળ પૂર્વે હિંદુસ્થાનની બહાર વસતી જાતિઓ સાથે ખાસ હિંદુસ્થાનમાં વસતી જાતિઓના મનુષ્યોની ખોપરી, કપાળ અથવા નાકનાં માપો મળતાં આવે તો, તે ઉપરથી ખાસની જાતિ તે વિદેશીય જાતિમાંથી ઉતરી આવી છે, એમ મનાવવાનો ભગીરથ પ્રયત્ન કરવામાં આવે છે તે સિવાય વળી ભાષાના યત્કિંચિત્ સામ્ય ઉપરથી પણ તે તે જાતિઓ એક સામાન્ય જાતિની શાખાઓ છે, એમ પ્રતિપાદન કરવામાં આવ્યું છે રીસ્લી સાહેબે ઇ. સ. ૧૯૦૮ માં હિંદુસ્થાનના લોકો (Peoples of India) નામનું પુસ્તક પ્રકટ કર્યું છે, તે પુસ્તકમાં તેઓએ નાસિકાના માપના સામ્ય ઉપરથી ગુજરાતના બ્રાહ્મણો તેમજ નાગરો, મહારાષ્ટ્રના બ્રાહ્મણો વગેરે કેટલીક જાતિઓનું મૂળ તિબેટની પશ્ચિમે તાતાર દેશમાં બેદરકાર વર્ષો પહેલાં વસતી સીથીયન અથવા શક જાતિ છે, એમ સિદ્ધ કરવાને યત્ન કર્યું છે સીથિયન જાતિ વિષે ગ્રીસનો પ્રાચીન ઇતિહાસ લખનાર હેરોડોટસ તથા ચીનનો પ્રાચીન ઇતિહાસ લેખક સુમનુ જે કંઈ જ્ઞાન આપે છે તે એટલું તો સ્વલ્પ છે કે– તેટલાં લખાણો ઉપરથી મૂળ સીથિયન જાતનું પણ યથાર્થ સ્વરૂપ જાણી શકાતું નથી.[1] છતાં પણ પ્રોફેસર હોમર્સહામ કોક્ષે મોડર્નરિવ્યુમાં અવયવપ્રમાણવિદ્યા કેટલે બધે અંશે અવિશ્વસનીય છે, તે અનેક દૃષ્ટાંતોથી તેમજ સર્વ પ્રકારનો ઉહાપોહ કરીને સિદ્ધ કર્યું છે[2] તે ઉપરથી તેમજ 'વીરકાવ્યો સમયનું હિંદુસ્થાન' (Epic India) નામના ગ્રંથમાં વિદ્વદ્વર્ય ચિંતામણિ વૈદ્ય ઐતિહાસિક સમાલોચનાથી પણ રીસ્લી સાહેબના તે સિદ્ધાંતને નિર્વિવાદ રીતે અપ્રમાણિક ઠરાવેલ છે.[3]

**रीस्ली साहेबनो अभिप्राय**

પ્રોફેસર દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકરે ગુહિલવંશ વિષે એક નિબંધ બંગાળાની એશિયાટીક સોસાઇટીના ઇ. સ. ૧૯૦૯ ના માસિક પત્રમાં પ્રસિદ્ધ કરેલ છે, તેનું ભાષાન્તર વસંતપત્રના સંવત્ ૧૯૬૭ ના કાર્તિક માસના અંકમાં પ્રકટ થયેલ છે ત્યારપછી ઇન્ડીયન

૧ જુઓ સ્મિથકૃત હિંદુસ્થાનનો પ્રાચીન ઇતિહાસ
૨ જુઓ મોડર્નરિવ્યુના એપ્રિલ અને મે (ઇ. સ. ૧૯૧૧) ના અંકો.
૩ જુઓ એપિક ઇન્ડીઆ, પૃ. ૪૧.

**પ્રોફેસર દેવદત્ત રામકૃષ્ણ ભાણ્ડાર-કરનો અભિપ્રાય**

ઍન્ટીક્વેરી નામના માસિકપત્રના ઇ સ ૧૯૧૦ ના જુન માસના અંકમાં શક્તિકુમારના આતપુરના લેખ વિષે એક નિબંધ અને તેજ પત્રના ચાલતા વર્ષ (ઇ સ ૧૯૧૧) ની જાન્યુઆરી માસના અંકમા 'હિંદુ જાતિઓમાં વિદેશીય જાતિઓના તત્વો'–નામનો એક સવિસ્તર વિષય તેઓએ પ્રસિદ્ધ કર્યો છે તે સર્વ લેખોમાં તેઓએ એવુ અનુમાન ઉપજાવ્યુ છે કે– વલ્લભીપુરના ગુપ્તવંશના રાજાઓ, ગુજરાતના નાગર બ્રાહ્મણો અને ઉદયપુરના શિશોદીયાઓ વિદેશીય 'મિત્ર' જાતિના છે તેઓના ધારવા પ્રમાણે આ મિત્ર જાતિના લોકો હુણ જાતિના લોકો સાથે ઇ સ ૫૦૦ ના અરસામાં સિંધુ નદીને કિનારે હિમાલયની તળાટીમાં આવેલા અહિચ્છત્ર નગરને માર્ગે થઇને હિંદુસ્થાનમાં દાખલ થયા હતા બંગાળાના કાયસ્થો, બિનમાલના શ્રીમાળીઓ, ગુજરાતના નાગર વાણીયાઓ, ચિપાવટોટના જાટ લોકો, બુંદેલખંડના નાગર ગુજરો, મહીસૂર અને નેપાળમાં નાગર સંજ્ઞાની જાતિઓ તથા કાશ્મીરી, કનોજીયા, અને મૈથિલ બ્રાહ્મણોમાંની નાગર સંજ્ઞાવાળી ઉપજાતિઓ મર્સ અથવા મિહિર જાતિમાંથી ઉત્પન્ન થઇ છે એમ તેઓએ ઘણા આડંબરથી લખેલુ છે[4]

પ્રોફેસર દેવદત્તે વલ્લભીપુરનાં દાનપત્રોમાં મૈત્રક અને મિત્ર શબ્દો દાનપ્રતિગૃહિતાનાં નામોની સાથે જોયેલ છે, તેટલાજ ઉપરથી આવો ગંભીર સિદ્ધાન્ત ઉપજાવી કાઢ્યો છે તે વિષે કંઇક વિવેચન સંવત ૧૯૬૬ના ચૈત્ર માસના ત્રિમાસિકમાં કરવામાં આવ્યું છે આ સ્થળે તેનો સવિસ્તર પ્રતિવાદ આપવાની જરૂર નહિ હોવાથી, માત્ર તે વિષેનું સૂચન કરી જવુંજ યોગ્ય ધાર્યું છે તોપણ આત પર તે વિષે એક સ્વતંત્ર લેખ લખવાનો પ્રસંગ લેવામાં આવશે આ સ્થળે એટલુંજ કહેવું બસ છે કે–મિહિર જાતિનો પ્રખ્યાત રાજા મિહિરગુલ અથવા મિહિરકુલ હુણ જાતિનો હતો ઇ સ ૫૦૦માં હુણ જાતિનો પ્રથમ પુરૂષ તોરમાન કંદહાર અને પેશાવરને માર્ગે થઇને હિંદુસ્થાન ઉપર ચઢી આવ્યો હતો તેના પુત્ર મિહિર-ગુલનાં કૃત્યો વિષે રાજતરંગિણી વગેરે ગ્રંથો ઉપરથી જે કંઇ જાણવામાં આવ્યુ છે, તે ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે–તે રાજાએ હિંદુસ્થાનનો જે પ્રદેશ જીતી લીધો હતો, તેની પ્રજા ઉપર તેણે અસાધારણ ત્રાસ વર્તાવ્યો હતો.[5] વળી 'રોમન મહારાજ્ય' નામના ગ્રંથમાં ગીબને તેઓના શરીરના અવયવો અને સ્વાપનું વર્ણન આપ્યું છે, હુણ લોકોના બંને ખભા ઉન્નત, નાક ચપટાં અને ચક્ષુઓ કપાળમાં ઉંડી બેઠેલી ગયેલી, ઝીણી અને કાળી હતી તેઓને દાઢી ઉગતી નહિ, તેથી યૌવનાવસ્થાનો મર્દાની તથા વૃદ્ધા-વસ્થાનો ભવ્ય દેખાવ તેઓની મુખમુદ્રામાં કદી પણ દેખાઇ શકતો નહોતો[6] વલ્લભીપુરના રાજાઓ માળવા અને કનોજના રાજાઓની પેઠે હુણ રાજાઓને ખંડણી ભરતા હતા.[7] તે ઉપરથી પણ તેઓ હુણ જાતિના એટલે મિહિર કે મિત્ર જાતિના હતા, એવું સંભવતું નથી,

---

૪ જુઓ ઇન્ડીયન ઍન્ટીક્વેરી, જાન્યુઆરી ઇ સ ૧૯૧૧. પૃ. ૩૧થી ૩૫ સુધી

૫ જુઓ સ્મિથકૃત હિંદુસ્થાનનો પ્રાચીન ઇતિહાસ, પૃ. ૨૯૭–૨૯૯.

૬ 'રોમનમહારાજ્ય' (ગીબન કૃત), પૃ ૨૬

૭ સ્મિથ કૃત હિંદુસ્થાનનો પ્રાચીન ઇતિહાસ પૃ. ૨૯૬.

તેમજ ગુજરાતના નાગરબ્રાહ્મણો, શ્રીમાળીઓ અને ગુર્જરબ્રાહ્મણોનાં શરીરોના સ્વરૂપો ઉપર વર્ણવેલ હુણ લોકોનાં શરીરના સ્વરૂપો સાથે કદિપણ મળતાં આવતાં નથી. કદાચ ધારો કે પ્રોફેસર દેવદત્ત કહે છે, તેમ મિહિર જાતિમાંથી વલ્લભીપુરના રાજાઓ ઉતરી આવ્યા હોય, પરન્તુ જે જાતિ અસાધારણ જુસ્સાથી હિંદુસ્થાનમાં આક્રાંત થઇ પડી હતી, તે જાતિના લોકોમાંથી અલ્પસમયમાં જ કેટલાક ક્ષત્રિય, કેટલાક બ્રાહ્મણો, કેટલાક કાયસ્થો, કેટલાક જાટ વગેરે જેવી એક બીજાથી કેવળ ભિન્ન ભિન્ન જાતિઓમાં સ્વીકારાય, તે હિંદુઓની જ્ઞાતિ સંસ્થા ઉપર જેઓને અભાવ હોય અથવા તેના બંધારણનું જેઓને ભાન ન હોય, તેઓ જ માની શકે. મુસલમાનોને આ દેશમાં આવે લગભગ ૧૦૦૦ વર્ષો થઇ ગયા છે, તેમજ અંગ્રેજોને આવે પણ ૩૦૦ વર્ષો થઇ ગયાં છે, છતાં તેમાંની કોઇ પણ જાતિ બ્રાહ્મણમાં તો શું, પણ હિંદુઓની કોઇપણ જાતિમાં દાખલ થઇ શકી નથી. પારસીઓ, યાહુદીઓ, ચીનાઓ, પોર્ટુગીઝો વલંદાઓ વગેરે એક પછી એક ઇતિહાસ પ્રસિદ્ધ જાતિઓ લાંબા કાળથી આ દેશને પોતાનો સ્વદેશ માની વસી રહેલી છે, પરન્તુ તે જાતિઓમાંથી કોઇપણ ભાગ હિંદુઓ તરીકે સ્વીકારાયાનું દૃષ્ટાંત નથી. છતાં પાર્થીઅન, ઇરાનીઓ, સીથિઅન અને હુણ જેવી જ ગલી જાતિઓ એક પછી એક હિંદુસ્થાન ઉપર ચડી આવે, થોડો કાળ આધિપત્ય ભોગવે ત્યાંસુધી ઇચ્છાનુસાર ત્રાસ વર્તાવે, તે છતાં તે જાતિઓ ક્ષત્રિય અથવા બ્રાહ્મણ જેવી ઉચ્ચ જાતિઓમાં એકદમ દાખલ થઇ જાય, એમ માનવું, તે કેવળ બુદ્ધિનો વિલાસ અને હૃદયનું વિડંબન માત્ર છે

આ પ્રસંગે પૂર્વોક્ત બાબત વિષે ચર્ચા કરવાનો ઉદ્દેશ નહિ છતાં, એટલી પ્રસ્તાવના કરવાની જરૂર પડી છે, તેનું કારણ એજ છે કે-પ્રાચીન ઇતિહાસના અન્વેષણ માટે જે સાધનો પ્રાપ્ત થયા છે, તે એટલા બધા ખામીવાળાં છે કે-જે ઉપરથી કોઇપણ જાતના નિશ્ચય પૂર્વક નિર્ણય ઉપર આવવું, તે કેવળ અશક્ય થઇ પડે છે. સામાન્ય રીતે પાશ્ચાત્ય વિદ્વાનો પરંપરા પ્રાપ્ત દંતકથા ઉપર વિશ્વાસ રાખી શકતા નથી, તેનું કંઇ કારણ સમજી શકાતું નથી. અલબત, દંતકથામાં સ્થળાન્તર અને કાળાન્તરને લીધે

**पुराणोनुं प्रामाण्य**

ઘણો વિકાર થઇ જવાનો સંભવ છે, છતાં ઉપર્યુક્ત જે સાધનો વિશ્વસનીય ગણવામાં આવે છે, તે કરતાં દંતકથા કંઇ ઓછું વિશ્વસનીય સાધન હોય, એમ માનવાને કંઇ કારણ નથી. વળી જે દંતકથા પુરાણો જેવા ધર્મપુસ્તકોમાં લખાયેલી હોય, તે દંતકથામાં સ્થળાન્તરે અથવા કાળાન્તરે પણ ફેરફાર થવાનું કંઇ કારણ જણાતું નથી. પુરાણોમાં અમુક દેશનો અથવા અમુક રાજ્ય કે અમુક જાતિનો ક્રમબદ્ધ ઇતિહાસ લખાયેલો નથી, તે સત્ય છે પરન્તુ તેવો ઇતિહાસ લખવાનો પુરાણોનો ઉદ્દેશ જ નથી. પુરાણોનો મુખ્ય ઉદ્દેશ તો ધર્મજ્ઞાન આપવાનો જ છે તે સાથે સૃષ્ટિપ્રક્રિયા, વિકાસક્રમવિધિ, કલ્પ અને મન્વંતરોના વૃત્તાંતો, તેમજ સૂર્યચંદ્ર વંશના જે રાજાઓ આગલા કાળમાં મનુષ્યજાતિના શિક્ષક અને રક્ષક જેવા થઇ ગયા છે, તેઓનાં ચરિત્રોનું વર્ણન કરવું, તે પુરાણોનો અવાન્તર ઉદ્દેશ છે.[૮] જગતના ઇતિહાસમાં કાઠિયાવાડનાં રાજ્યોના ઇતિહાસને સ્થાન આપવામાં ન આવ્યુ

---

૮ જુઓ, सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च ।
वंशानुचरितं चैव पुराणं पञ्चलक्षणम् ॥ અમરકોશ.

8

હોય, તે ઉપરથી જગતના ઇતિહાસકારને ઇતિહાસ લખતાં આવડયો નથી, અથવા તેમાં લખેલી હકીકતો કપોલકલ્પિત છે, એ માનવું જેવું હાસ્યાસ્પદ છે, તેજ પ્રમાણે મન્વંતરોના અને કલ્પોના ઇતિહાસ લખનારે અમુક સ્વલ્પકાળના અંતરનો અમુક પ્રદેશનો ઇતિહાસ શૃંખલાબદ્ધ ન લખ્યો હોય, તો તેજ કારણથી તે લેખો કેવળ કલ્પનાજાળ ગુંથેલી છે, એમ કહેવું, તે તેટલું જ હાસ્યાસ્પદ છે છતાં પણ હિંદુસ્થાનનો પ્રાચીન ઇતિહાસ લખનાર સ્મિથ સાહેબને પણ સ્વીકારવું પડયું છે કે—અહિ સાધનોથી મૌર્યવંશ, ગુપ્તવંશ, અને આંધ્રવંશના રાજાઓ વિશે જે કંઇ હકીકતો મળી આવે છે, તે સઘળી અક્ષરશઃ વિષ્ણુ, મત્સ્ય, વાયું અને બ્રહ્માંડપુરાણમાં મળતી આવે છે વળી વિલ્સન સાહેબ પુરાણોની ઉત્પત્તિ ઇ સ ના ૧૦મા સૈકા પછીની માને છે, છતાં મહમદ ગિઝનીની દરબારના વિદ્વાન્ આલ્બીરૂનીએ હિંદુસ્થાનના ઇતિહાસનું એક પુસ્તક ઇ સ ૧૦૩૦માં લખ્યું છે, તેમાં તેણે અઢારે પુરાણોનાં નામો લખેલાં છે, એટલુંજ નહીં પણ તે પુરાણો કાળાન્તરથી ઉતરી આવેલાં છે, એમ પોતાની માન્યતા દર્શાવી છે એટલા ઉપરથી પુરાણોની પ્રાચીનતા સારી રીતે સિદ્ધ થઇ શકે છે[૯]

નાગરોની ઉત્પત્તિ વિશે જો કોઇપણ પ્રાચીન ગ્રંથમાં લખાયેલું હોય તો તે માત્ર નાગરખંડ જ છે નાગરખંડ અઢાર મહાપુરાણોમાંના સ્કંદ પુરાણનો ભાગ છે, એમ નારદીય પુરાણ ઉપરથી સિદ્ધ થઇ શકે છે નારદીય પુરાણમાં સઘળાં પુરાણોની વિષયાનુક્રમણિકા આપી છે, તેમાં સ્કંદ પુરાણાન્તર્ગત નાગરખંડની વિષયાનુક્રમણિકાનો પણ સમાવેશ કરેલો જોવામાં આવે છે[૧૦] સ્કંદપુરાણની એક હસ્તલિખિત પ્રત જગાળામાંથી મળી આવી છે, તે પ્રતનો લેખકાળ ઇ. સ ના સાતમા સૈકામાં હોવાનું અનુમાન થઇ શકે છે તે ઉપરથી એટલો તો નિશ્ચય થઇ શકે છે કે—**નાગરોની ઉત્પત્તિ સાતમા સૈકા પહેલાંની છે.**

**नागरं खंड**

શરીરરચના, ભાષાસામ્ય, અથવા તામ્રપત્ર કે શિલાલેખ ઉપર લખાયેલા અમુક શબ્દોના સામ્યથી એક જાતિનું બીજી જાતિ સાથે મિશ્રણ કરવું, તે કેવળ ભ્રાન્તિજનક છે, એમ યુરોપના એક કરતા વધારે વિદ્વાનોએ સ્થાપિત કરેલું છે. તે કારણથી કદાચ પુરાણોમાં લખેલા વૃત્તાંતોને એક બાજુએ રાખતાં પણ નાગરોની ઉત્પત્તિ વિશે કંઇક સમવડ મળી આવવાનો સંભવ જણાય છે તે વિશે જેવો જોઇએ તેવો *નિર્ણયકારક પુરાવો મળી આવવો અશક્ય છે* છતાં જે કંઇ તુટક તુટક હકીકતો મળી આવી છે, તે હવે પછીના શોધકોને ઉપયોગી થઇ પડે, એવું ધારી માત્ર ટિપ્પણ રૂપે પ્રસિદ્ધ કરવાનું યોગ્ય ધારવામાં આવ્યું છે

અપૂર્ણ

**માનશંકર પીતાંબરદાસ.**

---

૯ જુઓ સ્મિથકૃત હિંદુસ્થાનનો પ્રાચીન ઇતિહાસ પૃ ૧૦, ૧૯ અને ૨૦

૧૦ નારદપુરાણના પૂર્વભાગના ચતુર્થપાદના ૧૦૪મા અધ્યાયમાં સ્કંદપુરાણની વિષયાનુક્રમણિકા આપી છે, તેમાં ૧ મહેશ્વરખંડ, ૨ વૈષ્ણવખંડ, ૩ બ્રાહ્મખંડ, ૪ કાશીખંડ, ૫ અવન્તીખંડ, ૬ નાગરખંડ અને ૭ પ્રભાસખંડ, એ પ્રમાણે સાત ખંડોનો સમાવેશ કર્યો છે જુઓ શબ્દકલ્પદ્રુમ, પુરાણશબ્દ.

# स्त्री धर्म अने दिनचर्या.

## (મળેલું).

સ્ત્રીઓએ પોતાનો ખરો ધર્મ શું છે, તે સમજીને હમેશાં પાળવો જોઇએ પતિ ગમે તેવો હોય છતાં તેનું વચન બરાબર પાળવું, તેજ પત્નિનો ખરો ધર્મ છે. પત્નિને પતિજ પરમેશ્વર છે, તેની સાથે કદીપણ કલેશ કરવો નહિ સ્ત્રીઓનું પતિથી જ સૌભાગ્ય છે, પતિથીજ કપાળમાં ચાંદલો છે, પતિથીજ શિર શોભે છે પતિની હમેશાં પૂજા કરવી, તે પત્નિનું કર્તવ્ય છે પતિ વિદેશ જાય છે ત્યારે કેટલીક સ્ત્રીઓ સઘળા શૃંગારો ઉતારી નાંખે છે, તે વાસ્તવિક નથી. કારણ કે અખંડ સૌભાગ્ય ત્યારેજ કહેવાય કે પતિ પરદેશ ગયા છતાં શરીરનો સાધારણ શૃંગાર, જેવો કે કપાળમાં કુંકુમનો ચાંદલો, કંઠ, હસ્ત અને પગના અલંકારો તે તે સ્થાનોએ ધારી રાખવાજ જોઇએ પતિ બહારથી ઘરમાં આવે ત્યારે દરેક વખતે હસ્તે વદને પતિનો સત્કાર કરી, તેની સાથે આનંદ વાર્તા કરવી જોઇએ હમેશાં પતિની સાથે મધુર અને કોમળ વાણીથી ભાષણ કરવું જોઇએ કેટલીક સ્ત્રીઓ એવી છે કે પતિ બહારથી ઘરમાં આવે કે તુરત કજીઓ કંકાશ કરી કઠોર વચનોથી નિષ્કારણ કલેશ ઉપજાવવા મંડી પડે છે, તેવી સ્ત્રીઓનો વ્યવહાર કદિપણ મંગલમય થઇ શકતો નથી. દુર્દશા સ્થિતિને લીધે ઘરમાં કંઇ હોય અથવા વખતે કંઇ ન હોય, પણ જે સમયે જે હોય તેનાથી ચલાવી લેવું તેજ ખરી ગૃહિણીનો ધર્મ છે

પતિના ઉઠયા પહેલાં ઉઠવું, ગરમ પાણી મુકવું, ઘરનાં વાસી કામ એટલે વાસીદાં વાળવાં, ઠામ વાસણો અને દેવ પૂજનનાં પાત્રો ઉટકવાં, પૂજાની સામગ્રી તૈયાર કરવી, તે પત્નિનું નિત્ય કામ છે એટલુંજ નહિ પણ પતિના ઉઠયા પહેલાં તેઓને માટે દાતણ પાણીનો કળશો, રુવાલ વગેરે તૈયાર મુકી રાખવાં, તે પણ તેનુંજ કર્તવ્ય છે પતિને સ્નાન કરવાને માટે સઘળી સામગ્રી તૈયાર કરવી, તે સ્ત્રીની ફરજ છે, પતિ પોતાના નિત્ય કર્મથી પરવારે કે તુરત પતિવ્રતા સ્ત્રીએ પોતાના સ્વામીનું પૂજન કરવું, એટલે તેઓના કપાળ ઉપર ચંદન કુંકુમ કરી, પુષ્પની માળા પહેરાવી અથવા છુટાં પુષ્પોથી વધાવી પ્રણામ કરી, તેઓનો અંગુઠો ધોઇ, તેનું ચરણામૃત લેવું જોઇએ. કારણ કે શાસ્ત્રમાં પતિને પત્નિનો પરમેશ્વરજ ગણેલો છે પતિએ ભોજન લીધા બાદજ સ્ત્રીએ ભોજન કરવું જોઇએ પતિ પરદેશ હોય ત્યારે સ્ત્રીએ એક વખત ભોજન કરવું, એવો શાસ્ત્રનો નિયમ છે વ્યવહારમાં પુરુષોને અનેક પ્રકારની ચિંતાઓ હોય છે. વખતે નોકરી હોય અથવા વખતે ન હોય, વખતે ઉદ્યમ ધંધામાં આબાદી હોય તો વખતે નાણાંની ખુવારી થઇ હોય, તેવા અણીના વખતમાં ખરી સ્ત્રીની ફરજ છે કે—પતિને આશ્વાસન આપી હિમ્મત આપવી જે સ્ત્રીને પોતાના પતિ પ્રતિ પ્રેમ નથી તે મરણ પછી નરકમાંજ જાય છે નિશ્ચયપૂર્વક સમજવું કે—જેને જેવો પતિ મળ્યો હોય તે પોતાનાં પૂર્વ કર્મોના ફળ રૂપેજ ઇશ્વર તરફથી મળેલો છે તેટલા માટેજ ગમે તેવા પતિ ઉપર અંતઃકરણપૂર્વક પ્રેમ રાખવો, અને પરપુરુષો ભાઇ બાપ સમાન ગણવા તેજ પાતિવ્રત્ય છે. તે પ્રમાણેજ વર્તનાર સ્ત્રી ઉપર ઇશ્વર પ્રસન્ન થાય છે હમેશાં સ્વામીના અનુકૂળ સમયે ભોજન તૈયાર કરી આપવું કેટલીક સ્ત્રીઓમાં બહાર જઇને બેસવાની અને

ખોટાં ગપ્પાં મારવાની ટેવ પડેલી હોય છે તે કારણથી જ્યારે તેઓથી વખતસર રસોઇ તૈયાર ન થાય ત્યારે ધણીની પાસે જુઠાંજુઠાં બ્હાનાં કાઢીને પાપનાં પોટલાં બાંધે છે રસોઇ મોડી તૈયાર થવાથી છોકરાં ભૈયા ભુખે કુટાય, તેથી તેઓ રોઇને કકાસ કરવા મંડે, તેઓને સમજાવવામાં વખત જાય; એમ પોતાના એક દોષથી અનેક દોષો ઉત્પન્ન થાય છે પોતાનો જ દોષ હોવા છતાં જ્યારે સ્વામી નારાજ થાય, ત્યારે ઉલટો કલેશ કરવા મંડી પડે, એ ખરેખર મુર્ખતા જ ગણાય. સ્ત્રીનું સારૂં અને સાચું લક્ષણ તો એજ છે કે—પોતાના વર્તનથી પોતાનાં સાસુ સસરો તેમજ બીજાં નજીકનાં સઘળાં સબંધીઓ પોતાની ઉપર પ્રસન્ન રહે, અને બહાર વખાણ કરે. સંસાર છે, તેમાં હજાર ભૂલો થાય, હજારો વાંક આવે, કોઇ કડવું વેણ કહે, કદિ કોઇ પારખું જોવા ખોટી આળ ચડાવી ખીજવે, તો તેથી કજીઓ કકાસ કરી રડકુટ ન કરવી, તેમાંજ ખરી આબરૂ રહેલી છે માબાપ અને ધણીના કુળ સામે જોઇને ચાલવું, તેજ ડહાપણ છે આપણા ઘરમાં કોઇ મોટેરાં કે મેમાન આવે, તેઓને યથાશક્તિ જળપાન, અથવા પાનસોપારી અથવા ચ્હાપાણી આપવા સત્કાર કરતાં ગૃહસ્થની સ્ત્રીઓને આવડવું જ જોઇએ તેઓ આવે ત્યારે આવો, પધારો અને જાય ત્યારે પણ તેવાજ વિવેક ભરેલા શબ્દોથી તેઓને માન આપવું જોઇએ. જેઓને પોતાના પતિ તરફ કંઇપણ કારણથી અભાવ હોય છે, તેવી સ્ત્રીઓને પતિથી પણ એકલા રહેવાનું પસંદ પડે છે! પરંતુ વિચારવું જોઇએ કે અનેક કષ્ટો વેઠીને તપવ્રત કર્યાં છતાં પરમેશ્વરનું દર્શન થઇ શકતું નથી, તેને બદલે સ્ત્રીઓને તો કાયમ મૂર્તિમાન પરમેશ્વરની પ્રાપ્તિ થયેલી છે, તે શું તેઓનું ઓછું સદ્‌ભાગ્ય છે? કઇ અભાગ્ય સ્ત્રી પ્રત્યક્ષ ઇશ્વરની સેવા કરવાનું ચૂકશે! જે આ ભવમાં ચૂકી, તેના હવે પછીના સઘળા ભવો તેવાજ જશે, એમ નક્કી જાણવું

ઉપર કહેલાં ઘરનાં કામકાજ સિવાય બીજાં જે જે ઘરના કામો હોય તે સ્ત્રીએ પોતેજ કરવાં જોઇએ ઘરમાં ખુણા ખુણી તપાસી સાફ રાખવાં, સુવાનાં બીછાનાં પણ ચાંચડ માંકડ વિનાનાં સ્વચ્છ રાખવા, કપડાં ધોવા ધોવરાવવાનું અને સાંધવા સંધાવવાનું કામ કરવું, વગેરે ઘરના નાનાં મોટાં કામ ઉપર કદિ પણ દુર્લક્ષ કરવું નહિ તે ઉપરાંત છોકરાં ઉછેરવાં અને તેઓને કેળવવા, તે પણ ટાઢી માની પવિત્ર ફરજ છે સાથે સાથે ધર્મનાં અથવા સ્ત્રીઓ–ઉપયોગી પુસ્તકો વાચવાં, ભરત, ગુંથણ વગેરે કામો પણ અવશ્ય કરવાનાં છે બીજાઓની કથા કુથલી કરવામાં નકામું આયુષ્ય ગાળી ન નાખતાં, ઘરના કામકાજમાં, છોકરાંઓને ઉછેરવા તથા કેળવવામાં, પતિને પ્રસન્ન કરવામાં તે સાથે પોતાના જ્ઞાનમાં વૃદ્ધિ કરવામાં હમેશાં સઘળા વખતનો ઉપયોગ કરવો, તેજ સ્ત્રીનો ખરો ધર્મ છે, અને તેજ સ્ત્રીની દિનચર્યા છે, એમ મારી નમ્રતા પૂર્વક વિનતિ છે તે સબંધમાં યથા બુદ્ધિ જે કંઇ કહેવાનું મને સુઝ્યું છે, તે કહ્યું છે, તેમાં કંઇ ભૂલ ચૂક હોય તો તે સુધારીને વાંચવાની મારી બ્હેનોને હું પ્રાર્થના કરૂં છું

મંગળાગૌરી વિ. જમીયતરામ.

# आपणी स्त्रीओ नवळी रहेवानां कारणो.

(મળેલું.)

મારી પ્રિય વાચક બ્હેનો!

આપણી અબળાઓ અને બાળાઓની શોચનીય સ્થિતિનું દિગ્દર્શન કરીએ. જુઓ આપણી પ્રાચીન સ્ત્રીઓ અને જુઓ આપણી અર્વાચીન સ્ત્રીઓ! અર્વાચીન સમયમાં બાળિકાઓ જન્મેછે, ત્યારથીજ તેઓને ઘણુંકરીને હલકી ગણવામાં આવેછે. પુત્ર જન્મની વધામણી અપાય છે, આનંદોત્સવ થાય છે, સાકરો વેહેંચાય છે, ભેરીપાતો અપાય છે અને લ્હાણો લેવાય છે, ત્યારે પુત્રીના જન્મ સમયે મહત્તાથી માત્ર દીલાસાનાજ શબ્દો કહેવાય છે, કુટુંબમાં નિરાશા અને ઉદ્વેગજ ઉત્પન્ન થાય છે, ઉદાસીનતાજ પથરાય છે, અર્થાત્ સ્પષ્ટ રીતે શોકનુંજ પ્રદર્શન કરવામાં આવેછે! 'મહાપાપ કર્યાં હોય તો પુત્રીની પ્રાપ્તિ થાય છે', એવીજ માન્યતા દૃઢ થયેલી જોવામાં આવેછે! પુત્ર રત્ન કહેવાય છે, ત્યારે પુત્રી પથ્થરજ મનાય છે પુત્રીની માતા હતભાગ્ય ગણાય છે પુત્રી પ્રતિ આવી ભાવના હોવાને લીધે તેની શરીર સંપત્તિ અથવા માનસિક શક્તિને કેળવવાને લક્ષ આપવાની આશા શી રીતે રાખી શકાય! પોતે અધમ અને હલકી છે, એવી ભાવના બાલપણથીજ પુત્રીના હૃદયમાં જન્મ પામેછે, અને તેવી ભાવનાનું સારૂં પરિણામ ક્યાંથી આવી શકે! આવી ભાવનાવાળી સ્ત્રીઓમાં હૃદયબળ અથવા શારીરબળ સંભવેજ ક્યાંથી? બાળપણથીજ પુત્રીને ઘરમાં રાખી ઉછેરવાથી, ઘરનાં હલકાં કામો તેની પાસે કરાવવાથી તેમજ તેનાં તન, મન કે બુદ્ધિના વિકાસ માટે કંઇપણ યત્ન નહિ કરવાથી ઉમરે પહોંચ્યા પછી તે તેવીને તેવી સ્થિતિમાં રહેછે સાસરે ગયા પછી ત્યાં સારૂં સારૂં ખાવાનું નહિ મળશે, એવી શંકાથી દુધ ઘી જેવો પુષ્ટિકારક ખોરાક પણ તેને આપવામાં આવતો નથી મહોલ્લામાં પણ તેની પુરતી આવજાત કરવામાં આવતી નથી.

માતાની નબળાઇને લીધે કન્યાઓ જન્મેછે ત્યારથીજ નબળા બાંધાની હોય છે બાળલગ્નથી તેનો બાંધો પરિપક્વ થયાં પહેલાં વધારે નબળો થઇ જાય છે. કાચી વયમાં શરૂ થતા સંસાર અને વખતો વખત આવતી સુવાવડ કસુવાવડથી તેઓનું શરીર ખોખરૂં થાયછે. તેથીજ હીસ્ટીરીયા, ક્ષય જેવા નબળાઇથી ઉત્પન્ન થતા રોગો જ્યાં ત્યાં નજરે પડેછે પીયરમાં તેમજ શ્વશુર પક્ષમાં શરમ મર્યાદાના ખોટા વિચારથી તેઓ ગંભીર પ્રકારના દરદો સહન કરેછે પોતે સમજે નહિ, બીજાને પુછે નહિ, કહેતાં લજવાય વગેરે કારણોથી વધી જતા રોગો અટકાવવા મુશ્કેલ થઇ પડેછે ન્હાનપણથી વધારે પડતાં વ્રતો કરવાનો રીવાજ, ઉપવાસ કરવાની પ્રેરણા, દવા ખાવાનો કંટાળો, દેખા દેખીથી નાજુકાઇથી વરતવાનો ચેપ, પતિ તથા શ્વશુર પક્ષનો નિ'ષ્કારણ દાબ—એ વગેરે કારણો સ્ત્રી વર્ગની વધતી જતી નબળાઇનાં કારણો છે તેજ પ્રમાણે બાલ્યાવસ્થામાંજ લગ્ન કરવાથી તેમનાં મનમાં પતિ અને સાસરાના વિચારો તે વખતથીજ પ્રવેશ કરી ઘુમ્યા કરે છે, આખો દિવસ તેવીજ વાતો કરવામાં પ્રમાદ થાય છે, માતાઓ પોતાની નિર્દોષ બાળાઓ જ્યારે આવી વાતો કરે છે,

સારે ઉપર ઉપરથી તેઓને વારે છે પણ અંતઃકરણથી રાજી થાય છે, આમ થવાથી કુમળી વયમાંજ તેઓના મગજમાં યુવાવસ્થાના વિકારો ઉત્પન્ન થાય છે આવા વાતાવરણમાં ઉછરેલી સ્વાભાવિક શંકાઓ અને સ્વતંત્ર વિચારોને મૂળથીજ નિર્મૂળ કરાયેલી, શરીર કેળવવાને કસરત અથવા ખુલ્લી હવાનાં દર્શન પણ નહિ પામેલી સ્ત્રીઓ હિસ્ટીરીઆદિ જીવલેણ વ્યાધિથી ગ્રસ્ત થઇ નિર્માલ્ય અને નિસ્તેજ થાય, તેમાં આશ્ચર્ય શું? ડાક્ટરોને પુછશું અથવા વૈદ્યોથી તપાસ કરીશું તો જણાશે કે આજકાલની બાળાઓ—તેમાં પણ વિશેષે કરીને મોટા ઘરની બાળાઓ—નિરંતર ભુખ નહિ લાગવાની અને અશક્તિની ફરીઆદો કરતી જણાશે આપણી પ્રાચીન સ્ત્રીઓનાં શરીરો કેવાં મજબૂત, તેઓમાં કેટલો બધો ઉત્સાહ અને કેવાં ઉચ્ચાં મન હતાં! તેજ કારણથી તેઓનાં શરીરો હમેશાં નિરોગી રહેતાં હતાં. પ્રભાતથી માંડીને રાત્રિ પર્યંત ઘરનાં નાનાં મોટાં કામો તેઓ પોતાની જાતથી જ કરતાં હતાં. તેથી તેઓને ખોરાક પચાવવામાં કદિપણ અડચણ આવતી નહિ. તે સમયમાં ગાયો ભેંસો ઘેર ઘેર હોવાથી સવારના પહોરમાં શીરામણમાં ઘી દુધનો પૌષ્ટિક ખોરાક ખાવામાં આવતો હતો. આજ તો હવે ઘેર ઘેર તેને બદલે ચા અને કાફીથી કાળજાં બાળી દેવામાં આવે છે. ઘરનું કામકાજ નોકરો કરે, રસોઇને માટે રસોઇઆ રાખવામાં આવે, પોતાનાં છોકરાં સાચવવા પણ હલકા વર્ણનાં માણસો રાખવામાં આવે, તેવી સ્થિતિવાળી સ્ત્રીઓમાં ખાધેલો ખોરાક પચાવવાની શક્તિની આશા શી રીતે રાખી શકાય? અંગકસરતને અભાવે ખાધેલો ખોરાક પચે નહિ, નિયમિત પણ ભુખ લાગે નહિ, અણુખમાં જ ફરી જમવાનો વખત આવે, કુદરતી હાજતો પૂરી ન પડે, ખુલ્લી હવા પણ મળે નહિ, તો પછી શરીર સારૂં શી રીતે રહી શકે? રાત્રીએ વહેલાં સુઇને સવારમાં વહેલાં ઉઠાય, ખોરાક વખતસર અને માફક આવે તેવો જ અને તેટલો જ લેવાય, તેને પાચન કરવાને ઘરનાં સઘળાં કામો જાતે જ કરાય, સાંજરે દર્શન નિમિત્તે પણ બહાર ખુલ્લી હવામાં હરાય ફરાય, ઉપરાંત નવરાશના વખતમાં હૃદય અને મનમાં વિદ્યાભ્યાસથી ઉંચા ઉંચા વિચારો ભરવામાં આવે, પોતાનાં છોકરાંને પોતાની જાતથી જ ઉછેરવામાં તથા કેળવવામાં આવે, યોગ્ય વયે જ સાસરે મોકલાય, અટકાવ, સુવાવડ અને કસુવાવડમાં બરાબર નિયમો પાળવામાં આવે, વગેરે પ્રકારે શરીર, હૃદય અને મનની એકીસાથે સંભાળ લેવામાં આવે તો જ આપણી સ્ત્રીઓની મુખમુદ્રાઓ પ્રફુલ્લિત અને આલ્હાદક થઇ શકશે.

સૌ. બ્હેન ઉમેદકુંવર પ્રતાપરાય.

# ॐ तत्सत्.

# मनुस्मृतिमांथी आपणो धर्म तथा व्यवहार वगेरे.

(અનુસંધાન ગત અંક પૃષ્ટ ૩૦ થી)

કેવા લક્ષણવાળી કન્યા પસંદ કરવી તે વિષયની ચર્ચા કર્યા પછી બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય પોતાની જાતની સ્ત્રી સિવાય કામનાને લીધે બીજી જાતિની સ્ત્રી સાથે વિવાહ કરે તેની આ લોક પરલોકમાં શું સ્થિતિ થાય છે તે શ્લોક ૨૦ સુધી બતાવી બાદ વિવાહ આઠ પ્રકારના શાસ્ત્રમાં ઠરાવ્યા છે તેના ગુણદોષ વગેરે બતાવવામાં આવેલ છે

ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथासुरः ।

गान्धर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोऽधमः ॥२१॥

અર્થ—બ્રાહ્મ, દેવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને આઠમો અધમ પૈશાચ એ પ્રમાણે આઠ પ્રકારના વિવાહ છે

ઉપર પૈકીના અનુક્રમે ૭ વિવાહ બ્રાહ્મણને માટે ધર્મવાળા જાણવા એમ શ્લોક ૨૩માં જણાવ્યું છે પરન્તુ તે પછીના શ્લોકમાં વિદ્વાનો બ્રાહ્મણને માટે પહેલા ચાર વિવાહને શ્રેષ્ઠ માને છે એમ બતાવ્યું છે જુદા જુદા વિવાહનાં લક્ષણ નીચે પ્રમાણે છે—

आच्छाद्य चार्चयित्वा च श्रुतिशीलवते स्वयम् ।

आहूय दानं कन्याया ब्राह्मो धर्मः प्रकीर्तितः ॥२७॥

અર્થ—વેદશાસ્ત્ર સંપન્ન તથા સદાચારવાળા વરને કન્યાના બાપે પોતે બોલાવી, વર તથા કન્યાને વસ્ત્રો (ઘરેણાં) પહેરાવી તેનો બન્નેનો સત્કાર કરી, વરને કન્યાનું દાન કરવામાં આવે છે તે બ્રાહ્મ વિવાહ કહેવાય છે

यज्ञे तु वितते सम्यगृत्विजे कर्म कुर्वते ।

अलंकृत्य सुतादानं दैवंधर्मं प्रचक्षते ॥ २८ ॥

અર્થ—વિસ્તારવાળા યજ્ઞમાં ઋત્વિજનું કર્મ કરનારા બ્રાહ્મણને આભૂષણોથી શણગારેલ કન્યાનું દાન કરવામાં આવે છે તે દૈવ વિવાહ કહેવાય છે

एकं गोमिथुनं द्वे वा वरादादाय धर्मतः ।

कन्याप्रदानं विधिवदार्षो धर्मः स उच्यते ॥२९॥

અર્થ—ધર્મશાસ્ત્ર પ્રમાણે એક ગાય અને એક બળદ અગર બે ગાય વર પાસેથી લઈ કન્યા દેવામાં આવે તે આર્ષ વિવાહ કહેવાય છે

सहोभौ चरतां धर्ममिति वाचानुभाष्य च ।

कन्याप्रदानमभ्यर्च्य प्राजापत्यो विधिः स्मृतः ॥३०॥

અર્થ—કન્યાદાન દેતી વખતે "તમે બન્ને સાથે રહીને ધર્માચરણ કરો" એવું વચન કહીને વર તથા કન્યાનું પૂજન કરી વરને કન્યાદાન કરવું તે પ્રાજાપત્ય વિવાહ કહેવાય છે

ज्ञातिभ्यो द्रविणंदत्त्वा कन्यायै चैव शक्तितः ।
कन्याप्रदानं स्वाच्छन्द्यादासुरो धर्म उच्यते ॥३१॥

અર્થ—કન્યાને કે કન્યાના બાપને કે કન્યાની જ્ઞાતિવાળાને ધન આપી સ્વચ્છન્દપણે શાસ્ત્રથી જુદી રીતે કન્યાને પરણવામાં આવે તે આસુર વિવાહ કહેવાય છે.

इच्छयान्योन्य संयोगः कन्यायाश्च वरस्यच ।
गान्धर्वः स तु विज्ञेयो मैथुन्यः कामसंभवः ॥३२॥

અર્થ—વર કન્યાની એક બીજાની ઇચ્છાથી વિવાહ કરવામાં આવે તેને ગાંધર્વ વિવાહ જાણવો, તે ભોગની કામનાથી થાય છે

हत्वा छित्त्वाच भित्त्वाच क्रोशन्तीं रुदतीं गृहात् ।
प्रसह्य कन्याहरणं राक्षसो विधि रुच्यते ॥३३॥

અર્થ—કોઇને મારી કે છેદન ભેદન કરીને કન્યાનું ઘરમાંથી રડતી ચીસો પાડતી બળાત્કારે હરણ કરી જવું તે રાક્ષસ વિવાહ કહેવાય છે.

सुप्तां मत्तां प्रमत्तां वा रहोयत्रोपगच्छति ।
स पापिष्ठो विवाहानां पैशाच श्चाष्टमोऽधमः ॥३४॥

અર્થ—જ્યાં કન્યા સુતેલી હોય કેફી વસ્તુના ઘેનમાં પડી હોય તથા બેભાન હોય ત્યાં તેના સાથે ગમન કરવું તે પૈશાચ વિવાહ કહેવાય છે અને તે આઠ વિવાહમાં મહાપાપી તથા અધમ કહેવાય છે

ઉપર આઠ પ્રકારના વિવાહ બતાવ્યા છે તે એક કરતાં એક અનુક્રમે શ્રેષ્ઠ ગણ્યા છે એટલે બ્રાહ્મ વિવાહ સર્વથી શ્રેષ્ઠ, તે પછીનો તેનાથી ઉતરતો એ પ્રમાણે છે તથા તેમાં મુખ્ય કારણ કન્યાવિક્રય સામે જોવામાં આવે છે કન્યાવિક્રયમાં નિશ્ચય પૈસા લેવા તે માટે જ પ્રતિબંધ નથી પરન્તુ તે નિમિત્તે ગાય લેવી તે પણ તેવી જ ગણત્રીમાં લેખે છે આપણામાં પ્રથમ જાતના જ એટલે ઉત્કૃષ્ટ સર્વોત્તમ એવા બ્રાહ્મ વિવાહ કરવાનો પ્રચાર છે કોઇપણ સબબથી કે કોઇ લોભ લાલચથી કે તેવાં કારણથી અન્ય પ્રકારના વિવાહ કરતા હશે તે ભરોસો છે કે શાસ્ત્રની આજ્ઞા જાણ્યા પછી તે પ્રચાર પોતપોતાના કુટુંબમાં બંધ કરશે. સામસામી કન્યા દેવી તે પણ વિક્રય જ છે

પ્રથમના ચાર પ્રકારના વિવાહથી થયેલ ગર્ભમાં પુત્ર થાય તે પુણ્ય કરે તો બન્નેને પાપમાંથી છોડાવે છે એમ મનુ મહારાજ કહે છે વળી કહે છે કે—

ब्राह्मादिषु विवाहेषु चतुर्ष्वेवानुपूर्वशः ।
ब्रह्मवर्चस्विनः पुत्रा जायन्ते शिष्टसंमताः ॥३९॥

અર્થ—બ્રાહ્મ વગેરે પ્રથમના ચાર વિવાહથી લગ્ન થયેલાંના પુત્રો બ્રહ્મતેજવાળા તથા શિષ્ટ પુરૂષોમાં સારૂ માન આપવા લાયક થાય છે

रूपसत्त्वगुणोपेता धनवन्तो यशस्विनः ।
पर्याप्तभोगा धर्मिष्ठा जीवन्ति च शतं समाः ॥४०॥

અર્થ—વળી તે રૂપવાન, સત્વગુણસંપન્ન, ધનવંત, યશસ્વી, સંપૂર્ણ વૈભવવાળા ધર્મિષ્ઠ તથા સો વર્ષનું આયુષ ભોગવવાવાળા થાય છે

इतरेषु तु शिष्टेषु नृशंसानृतवादिनः ।
जायन्ते दुर्विवाहेषु ब्रह्मधर्मद्विषः सुताः ॥४१॥

અર્થ—બીજા વિવાહથી ઉત્પન્ન થયેલા પુત્રો ઘાતકી, અસત્યવાદી અને વૈદિક ધર્મની નિંદા કરનારા જન્મે છે

કન્યા વિક્રય બાબતમાં કોઈપણ કોમના સજ્જનને પુછવામાં આવશે તો તે પોતાનો તિરસ્કાર બતાવ્યા વગર રહેશે નહિ, તેથી બહુ ગેરફાયદા બતાવવાની ભાગ્યેજ જરૂર છે. આસુરી જાતના વિવાહ જે પાંચમા પ્રકારના છે તેમાંજ કન્યા વિક્રય છે એમ નથી. ઉપર કહી ગયા પ્રમાણે બ્રાહ્મ વિવાહ સિવાયના બીજા ત્રણમાં પણ કોઈપણ બદલો લેવાનો છે, તથા તેથી તેમાં પણ બીજે રૂપે પણ વિક્રય છે માટે તે પણ આપણી ઉત્કૃષ્ટજાતિને લાંછન છે. આપણામાં સગ સંબંધે જે વહેવાર ચાલે છે તેમાં તેમજ વિવાહ થયા પછી દીકરીના સાસરાનું પાણી કે સોપારીનો કટકો પણ ન લેવાનો આકરો રીવાજ છે, તેજ કન્યાવિક્રય સામે આપણી દરેક રીતે કેટલી સાવચેતી છે તે બતાવે છે. આ ઉપરથી આપણામાં તે સંબંધી ચાલતો રીવાજ શાસ્ત્રને અનુસરીને છે તેમજ વહેવાર પક્ષમાં પણ અતિ ઉત્તમ છે

વિવાહ થયા પછી પતિએ સ્ત્રી સાથે ગમન કરવાનો કાળ મનુમહારાજ નીચે પ્રમાણે જણાવે છે.

ऋतुकालाभिगामी स्यात्स्वदारनिरतः सदा ।
पर्ववर्जं व्रजेच्चैनां तद्व्रतो रतिकाम्यया ॥४५॥

અર્થ—પુરૂષે પોતાની સ્ત્રીને ઋતુ પ્રાપ્ત થયા પછી અવશ્ય તેના સાથે ગમન કરવું જોઈએ અને રતિની કામનાથી પ્રાર્થના કરે તો અમુક પર્વો તેમાં ગમનને કરવા ઠરાવેલ છે તે સિવાય ગમન કરવું

આપણે આગળ જણાવી ગયા તે પ્રમાણે અમુક વર્ષની અંદર અગર ઋતુ પ્રાપ્ત થયા પહેલાં કન્યાના વિવાહ કરવા જોઈએ એમ શાસ્ત્રની આજ્ઞા છે તે સાથે આપણામાં

વિવાહ પછી તરતજ પુત્રીને પોતાના પતિને ઘેર મોકલવામાં આવતી નથી પરન્તુ અમુક વખત પછી મોકલવામાં આવે છે. તેમાં જોકે શાસ્ત્રના નિયમ પ્રમાણે ઋતુ પ્રાપ્ત થયા પછી મોકલવાનો રીવાજ પ્રચલિત નથી તોપણ તેવા સંજોગની સ્થિતિ જોઇ મોકલવામાં આવે છે આ રીવાજ તેટલા માટે ઉત્તમ છે તથા કલ્યાણ ભરેલો છે તેમાં ધીરે ધીરે સુધારો કરી શાસ્ત્રના નિયમ પ્રમાણે ઋતુ પ્રાપ્ત થયા પછીજ મોકલવાનો રીવાજ દાખલ કરી આપવો જોઇએ વર કન્યા વચ્ચે વયનો અમુક અંતર રાખવા તથા કન્યાને ઋતુ પ્રાપ્ત થયા પછી પતિને ત્યાં મોકલવાનો રિવાજ એકસરખો દાખલ થઇ જાય તો દાવના આ સુધારાના આ જેવાનો જે સમ માટે અમુક વયને વળગી રહેવાનું કહે છે તેથી થતા ફાયદા કરતા વીશેષ ફાયદા થશે તથા શાસ્ત્રની મર્યાદા જળવાશે

આ ગમન બાબતમાં શાસ્ત્ર વિશેષ પ્રતિબંધ રાખે છે તે નીચેથી જણાશે

ऋतुः स्वाभाविकः स्त्रीणां रात्रयः षोडश स्मृताः ।
चतुर्भिरितरैः सार्धमहोभिः सद्विगर्हितैः ॥४६॥

અર્થ—રજોદર્શનના (અટકાવના) ચાર દિવસો સહિત સોળ રાત્રિ દિવસો સ્ત્રીનો સ્વાભાવિક ઋતુકાળ કહેવાય છે

तासामाद्याश्चतस्रस्तु निन्दितैकादशी च या ।
त्रयोदशी च शेषास्तु प्रशस्ता दशरात्रयः ॥४७॥

અર્થ—(પરન્તુ) તે સોળ રાત્રિમાં ચાર રાત્રિ રજોદર્શનની તથા અગીયારમી તથા તેરમી રાત્રિ શિષ્ટોએ સ્ત્રીગમન માટે નિંદી કાઢેલી છે અને બાકીની દશ રાત્રિઓજ ઉત્તમ ગણાય છે

વિશેષ એમ પણ જણાવે છે કેઃ—

युग्मासु पुत्रा जायन्ते स्त्रियोऽयुग्मासु रात्रिषु ।
तस्माद्युग्मासु पुत्रार्थी संविशेदार्तवे स्त्रियम् ॥४८॥

અર્થ—બેકી રાત્રીઓમાં ગમન કરવાથી પુત્ર ઉત્પન્ન થાય છે અને એકી રાત્રીમાં કન્યા ઉત્પન્ન થાય છે તેટલા માટે પુત્રની ઇચ્છાવાળાએ ઋતુકાળમાં બેકી રાત્રીઓમાં સ્ત્રીનો સહવાસ કરવો

निन्द्यास्वष्टासु चान्यासु स्त्रियो रात्रिषु वर्जयन् ।
ब्रह्मचार्येव भवति यत्रतत्राश्रमे वसन् ॥५०॥

અર્થ—નિંદી કાઢેલી છ રાત્રિઓમાં તથા બીજી ગમે તે આઠ રાત્રિઓમાં સ્ત્રી સંગનો જે મનુષ્ય ત્યાગ કરે તે ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાં બ્રહ્મચારીજ ગણાય છે

તે પછી કન્યા વિક્રય સામે વિશેષ જણાવી સ્ત્રીનો સત્કાર કરવા સંબંધે બોધ

શ્લોક સંખી ઉતર ગૃહસ્થના ધર્મ કર્મ કહેતાં શરૂ કરેછે તેમાં પ્રથમ પાંચ મહા યજ્ઞો સંબંધે લખેછે. ગૃહસ્થના ઘરમાં પાંચ જાતની હિંસા થવાનાં સ્થાન છે તેથી તે માટે પાંચ મહા યજ્ઞ તેના પ્રાયશ્ચિતરૂપ ગણવામાં આવેછે

पञ्चसूना गृहस्थस्य चुल्ली पेषण्युपस्कर: ।

कण्डनी चोदकुम्भश्च बध्यते यास्तुवाहयन् ॥६८॥

અર્થ.—ગૃહસ્થના ઘરમાં ચુલો, ઘંટી, સાવરણી, ખાંડણીઓ તથા સાંબેલુ અને પાણીયારૂ એ પાંચ હિંસાના સ્થાન છે તેનો ઉપયોગ કરનારો ગૃહસ્થ પાપથી બંધાયછે

तासां क्रमेणसर्वासां निष्कृत्यर्थं महर्षिभि: ।

पञ्च क्लृप्ता महायज्ञाः प्रत्यहं गृहमेधिनाम् ॥६९॥

અર્થ.—તે સર્વથી થતી હિંસાઓના પ્રાયશ્ચિત માટે મહર્ષિઓએ ગૃહસ્થાશ્રમીઓને ક્રમે કરીને નિત્ય પાંચ મહા યજ્ઞો કરવાનું કહ્યુ છે તે નીચે પ્રમાણે —

अध्यापनं ब्रह्मयज्ञः पितृयज्ञस्तु तर्पणम् ।

होमोदैवो बलिर्भौतो नृयज्ञोऽतिथि पूजनम् ॥७०॥

અર્થ.—વેદ ભણવો તથા ભણાવવો તે બ્રહ્મયજ્ઞ, તર્પણ કરવું, તે પિતૃ યજ્ઞ, અગ્નિમાં હોમ કરવો (વૈશ્વદેવ) તે દેવ યજ્ઞ પ્રાણી માત્ર ને બલિ આપવા તે ભૂત યજ્ઞ અને અતિથિઓનો સત્કાર કરવો તે મનુષ્ય યજ્ઞ કહેવાય છે

पञ्चैतान्यो महायज्ञान्न हापयति शक्तितः ।

स गृहेऽपि वसन्नित्यं सूनादोषैर्न लिप्यते ॥७१॥

અર્થ.—જે પુરૂષ શક્તિ પ્રમાણે આ પાંચ મહા યજ્ઞ કરેછે તે ગૃહસ્થાશ્રમી રહેવા છતાં નિત્ય થતી હિંસાના દોષથી લેપાતો નથી,

देवतातिथि भृत्यानां पितृणामात्मनश्चयः ।

न निर्वपति पञ्चानामुच्छ्वसन्न सजीवति ॥७२॥

અર્થ—જે પુરૂષ દેવતાઓ, અતિથિ, ભૃત્ય, પિતૃ તથા પોતાનું પોષણ કરતો નથી તે જીવતાં છતાં પણ મુવા સમાન છે

ઉપર કહેલાં પંચ મહા યજ્ઞોનાં બીજા નામછે તે નીચે પ્રમાણે છે.—

अहुतं चहुतं चैव तथाप्रहुत मेवच ।

ब्राह्म्यं हुतं प्राशितंच पञ्चयज्ञान्प्रचक्षते ॥७३॥

અર્થ.—કેટલાક અહુતને કેટલાક હુતને કેટલાક પ્રહુતને, કેટલાક બ્રહ્મહુત અને કેટલાક પ્રાશિત ને પાંચ મહા યજ્ઞ કહેછે,

તેની વ્યાખ્યા નીચે પ્રમાણે છે—

जपोऽहुतो हुतो होमः प्रहुतो भौतिको बलिः ।

ब्राह्मं हुतं द्विजाग्र्यार्चा प्राशितं पितृ तर्पणम् ॥७४॥

અર્થઃ—(ગાયત્રીના જપને અહુત કહેછે, હોમને હુત કહેછે, પ્રાણીઓને આપેલા બલિને પ્રહુત કહેછે. શ્રેષ્ઠ બ્રાહ્મણોની પૂજાને બ્રાહ્મહુત કહેછે, અને પિતૃ તર્પણને પ્રાશિત કહેછે

આ બાબતમાં ઋગ્વેદની શાંખાયન શાખાના ગૃહ્યસૂત્રમાં પહેલા અધ્યાયના નવમા ખંડમાં નીચેનું સૂત્ર છે,—

हुतोऽग्निहोम होमेनाहुतो बलिकर्मणा प्रहुतः।

पितृकर्मणा प्राशितो ब्राह्मणेहुतः ॥

તે પ્રમાણે અગ્નિ હોત્રમાં હોમ કરવો તે હુત યજ્ઞ બલિ કર્મને અહુત યજ્ઞ, પિતૃને બલિદાન આપવું તે પ્રહુત અને શ્રોત્રિય બ્રાહ્મણને ભોજન કરાવવું તે પ્રાશિત હોમ. તે ચારે યજ્ઞ વૈશ્વ દેવમાં આવછે અને પાંચમો બ્રહ્મ યજ્ઞ,

---

# चर्चापत्र.

(मळेलुं)

## वडनगरा नागर अने वडनगरा नागर ब्राह्मण वच्चे थएलो कन्या व्यवहार.

ઘણાજ સંસ્થાઓને અંતે આપણી જ્ઞાતિમાં માંગરોળમાં બનેલો તાજો નવીન બનાવ જો કે આપણી સમસ્ત જ્ઞાતિના ધ્યાનમાં નહીં હોય, તદપિ તેના ન્યૂનાધિક અંશે આ પ્રસંગના સ્વરૂપને વિસ્તારમાં મુકવામાં આવે, તેથી અમુક વ્યક્તિના તરફેણમાં અને અમુક વ્યક્તિના વિરૂદ્ધ હોવાથી ભિન્ન ભિન્ન અભિપ્રાયને વશ વર્તવાનું અનુમાન સહજજ થઇ શકે છે

આમ થવું અટકાવવા તેમજ વર્તમાન યુગને યોગ્ય હવે પછી આવા વ્યવહાર અર્થે તેમજ થએલા આ વ્યવહારને અંગે અન્ય સ્થળનો સમુદાય યથોચિત નિર્ણય કરે તેવા હેતુથી આહીંની સમસ્ત નાગર જ્ઞાતિ જે નિર્ણય ઉપર આવેલી છે તેનું સ્વરૂપ સાફ પ્રદર્શિત કરવાની જરૂર જણાય છે.

માંગરોળના વડનગરા નાગર ગૃહસ્થ રા. રા. જટેશ્વરદાસ દુર્લભજીની વિધવા બાઇ રૂપાંરે પોતાની કન્યા વંથળી નિવાસી—નાગર બ્રાહ્મણ ભાણુભાઇ ભીખારીલાલ ત્રિવેદીને આપી

તેમની સાથે લગ્ન કરવામાં આવતાં સાંના ગૃહસ્થો તરફથી એક તાર' આરંભમાં એટલે વાકૂદાન થયાને અને તુરતમાં અને ત્યારપછી એક પત્ર આંહીંની સમસ્ત જ્ઞાતિ ઉપર આવતાં આ સંબંધે શું વિચાર કરવો તે અર્થે મંડળ એકત્ર થઇ પત્રની હકીકત અનિશ્ચિત હોવાને કારણે પ્રથમની કમીટીમાં સર્વાનુમતે એમ નિશ્ચય થયો કે આ વાર્તા સત્ય છે વા નહીં તે વિષે કન્યાદાત્રીને નોટીસ કરવી, અને તેનું ઉત્તર આવ્યેથી યોગ્ય કરવું આ ઉપરથી નોટીસ કરી તેનું ઉત્તર એવું આવ્યું કે "લગ્ન કર્યું છે" આ ઉપરથી ફરીથી મંડળ એકત્ર થયું, અને સર્વાનુમતે મુખ્ય ધણી અને લગ્નના વ્યવહારમાં જેઓ સામેલ હતા તેઓને જ્ઞાતિના સંસર્ગથી દૂર કરવામાં આવ્યા

નાગર જ્ઞાતિમાં સૈકાઓ વર્ષોથી બે વર્ગ ગણવામાં આવેછે (૧) નાગર ગૃહસ્થ અને (૨) નાગર બ્રાહ્મણ. જ્યારે મહાન સમસ્ત જ્ઞાતિ 'બંને અને' વર્ગને અસરકારક કોઇપણ પ્રસંગ હોય છે ત્યારે દરેક સ્થાને ઉભય પક્ષ એકત્ર થઇ નિર્ણય આપેછે. તદનુસાર આ પ્રસંગ પણ તેવાજ પ્રકારનો હોઇને ઉભય વર્ગની એકત્રતામાં-ઉપરનો ઠરાવ પસાર કરવાનો નિશ્ચય પ્રાપ્ત થયો આ સ્થાને સ્હેજ દર્શન કરવાની યોગ્યતા જણાય છે કે આ પ્રસંગે એકમત થવામાં બ્રાહ્મણ વર્ગનું અંત:કરણ કોઇ ભિન્ન માર્ગે વહન કરતું જોવામાં આવ્યું છે તેનાં કારણોમાં એમ કહેવામાં આવેછે કે—

(૧) આઇ કેશર જે કે આંહીંના નાગર ગૃહસ્થ ર૮. રા મથુરાદાસ દુર્લભજીની વિધવા છે તેણે નાગર બ્રાહ્મણને કન્યા આપી તેથી જ્ઞાતિ બહાર મુકવા જેવા મહાન ગુન્હાને પાત્ર નથી

(૨) જ્ઞાતિ બહિષ્કાર તેનેજ હોઇ શકે છે કે જેણે ભક્ષ્યાભક્ષ્ય, અપેયાપેય, આદિ શાસ્ત્રે નિષિદ્ધ કરેલાં છે તેનાં કર્મો કર્યાં હોય.

(૩) અસંભવ ધણાજ અમ્મૃત કાળથી ચાલતી આવેલી પ્રણાલિકાનો તેણે વિધ્વંસ કરેલો છે, હદ છોડેલી છે, અને નાગરની નાતના અવિચ્છિન્ન ધોરણની સીમાને ઉલ્લંઘી છે, તો તેથી તે સાધારણ અન્ય શિક્ષાને યોગ્ય થઇ શકે ખરી, અને તે પણ માત્ર પ્રથમનો એકજ વર્ગ તે માટે સ્વેચ્છાનુસાર નિર્ણય કરે તેમાં બીજા વર્ગને સામેલ રહેવાનું બહુ ન્યૂન પ્રયોજન છે

(૪) કહેવાય છે કે લગ્ન કરનારે પોતાની કન્યા બ્રાહ્મણ વર્ગને આપવાથી ઉક્ત બ્રાહ્મણ વર્ગ દોષયુક્ત થઇ શકતો નથી એટલુંજ નહીં પણ દરેક પ્રકારના દાન લેનારની સ્થિતિમાંથી તે ભ્રષ્ટ પણ થતો નથી વળી જ્યારે અન્ય પ્રકારનાં અનિષ્ટ દાન ગ્રહણ કરવાથી જેમ પ્રાયશ્ચિત આપવામાં આવતું નથી, તો પછી કન્યાનું દાન લેવાથી ક્યા શાસ્ત્ર વિરૂદ્ધ થયું છે કે જેથી આ પ્રસંગમાં આ વર્ગ સામેલ થાય

(૫) એટલુંજ નહીં પણ કન્યાદાત્રીને બહિષ્કાર આપવામાં દ્વિતિય વર્ગને સામેલ થવામાં જોઇએ તેવાં સબળ કારણો મળી શકતાં નથી.

(૬) સંભવિત એમ થઈ શકે કે માત્ર પ્રથમનો વર્ગ હવે પછી તેના સાથેનો માત્ર કન્યા વ્યવહાર બંધ કરે-કિન્તુ તેથી અધિક કરવા માટે તો કોઈ વિચારનો અવકાશ નથી બ્રાહ્મણ સાથે વ્યવહાર જોડવાથી બહુ તો તે બ્રાહ્મણના વર્ગમાં દાખલ થઈ શકે પરંતુ તે વર્ગથી પણ ભ્રષ્ટ ગણવાનો નિશ્ચય કરવો એ તો ઘણુંજ અઘટિત ગણાય.

(૭) આટલું છતાં સમસ્ત જ્ઞાતિ સમુદાયમાં આ પ્રસંગના દોષિતોને તત્કાળ બહિષ્કાર આપવાનો નિશ્ચય થતાં બીજા વર્ગ-તરફથી એવી અનિશ્ચિત અનુમતિ અપાય છે કે "માંગરોળ સિવાયના બ્રાહ્મણ વર્ગનો આ બાબતમાં શું અભિપ્રાય છે તે જાણ્યા પછી સર્વના મતને સંમત થઈ શકાશે, અને તેવા અભિપ્રાયો બીજાં સ્થાનોએ રહેતા બ્રાહ્મણ વર્ગમાંથી જ્યાંસુધી આવે નહીં ત્યાં સુધી હાલનો જ્ઞાતિ સમુદાય જે નિશ્ચય ઉપર આવેલ છે તે નિશ્ચયને આધિન થવા અમો અટકીએ છીએ ઇત્યાદિ

ઉપર પ્રમાણેના સઘળા કાર્યક્રમના પરિણામે બ્રાહ્મણ વર્ગના ઉપરનાં વાંધા છતાં, ભાઈ કેશર તથા તેના પુત્ર રા. જયપ્રસાદને બહિષ્કાર આપવામાં આવ્યો છે.

કેશર ભાઇ ઉપર કરેલી આજ્ઞા પત્રિકા (નોટીસ) નું ઉત્તર હજુ પર્યંત આવવામાં નથી. માત્ર આટલો નિશ્ચય પણ તેમના પુત્ર રા. જયપ્રસાદ જેઓ તેમાં સામેલ હતા તેમ તેના ઉપર કરેલી આજ્ઞા પત્રિકાનું ઉત્તર આવતાં તે ઉપરથી કરવામાં આવ્યો છે.

આ પ્રમ સમસ્ત નાગરી નાતને સંબંધ ધરાવનારો હોઈને ત્રિમાસિક દ્વારા સર્વના જાણમાં આવવા અર્થે સહેજ ઇશારા રૂપે આપવામાં આવ્યો છે

દયાશંકર રૂદ્રજી વ્યવહારિક

માંગરોળ

---

*આ વિષય વિષે સજ્જન ગૃહસ્થો અને બાનવોના અભિપ્રાયોનું અમે વિનંતિપૂર્વક આમંત્રણ કરીએ છીએ

તંત્રી.

# रा॰ रा॰ श्री भास्करराय वि॰ विठ्ठलराय मेहेताने भावनगर नागर जीमखाना तरफथी आपवामां आवेलुं मानपत्र.

---

## । श्री हाटकेश्वरो जयतु ।

☞ UNION IS STRENGTH ☜

*To*

BHASKARRAO VITHALDAS MEHTA, Esq., M.A., LL.B.,
*ADVOCATE, BOMBAY HIGH COURT*

DEAR SIR,

We, the Members of the Nagar Gymkhana, embrace this opportunity of offering to you our sincerest congratulations and of expressing our profound sentiments of joy and intense pleasure at the acquisition made by you of the keenly competed and much-coveted distinction of an Advocate of the High Court of Bombay through the medium of this ADDRESS which is an inadequate but all the same a visible taken of our love and esteem for you

THROUGHOUT your School and College career the solid qualities of your intellect were highly appreciated by your teachers who all predicted a very brilliant and successful academic career for you and the prediction has fortunately been literally verified. You passed Your Matriculation Examination in 1900, graduated as a B A in 1904, passed M A in 1905 and were appointed a Fellow of the Samaldas College. Your Professors were highly impressed with your telents from the very day of your entrance into the College, an impression which your consecutive successes at the various University Examinations have amply confirmed In working with increased diligence under the guidance of eminent lawyers with your native intelligence and close vigorous application and in passing the Advocate's Examination at the very first trial you have paved the way for your future forensic success.

IT is our proud privilege to greet you as the first Advocate of our community throughout Kathiawar—nay through the whole of India—and the more so because you have falsified the prevailing oriental notion that wealth and learning can scarcely go hand in hand. Born of a noble and illustrious family the significant motto 'noblese oblige' seems to have been adopted by you as a guide, a restraint and an inspiration throughout your life; and we are confident that you realise the fact that those who have special privileges of birth, wealth, or education, have also special responsibilities and obligations to discharge inasmuch as you readily lend a helping hand to your deserving companions

ENDOWED with varried intellectual gifts, a native simplicity of heart, urbanity of disposition and suavity of manners you are, we confidiently hope, destined to make your name enshrined in the memony of your grateful brethren There is in you a personal attractiveness of culture and manner—'a constant influence, a peculiar grace'—which draws to you almost at first sight the affection and confidence of all those who come in contract with you.

IN conclusion, we wish you long life, happiness and a career of future usefulness and we frevently pray that **Shri Hatkeshwara** may shower upon you His choicest blessings by conferring upon you yet higher and brighter honours in the near future

PRABHARAYAN BUILDINGS,
NAGAR GYMKHANA,
BHAVNAGAR.
*Dated 15th April-1911*

PRABHASHANKAR D PATTANI
VIJAYSHANKAR GOURISHANKAR OZA
GIRJASHANKAR VIJYSHANKAR DESAI
MANSHANKAR VIJYSHANKAR DESAI
RATILAL MANEKLAL MEHTA
HARILAL SAVAILAL MEHTA
} *Patrons*

GULABRAI GOVINDRAM DESAI,
*President, Representative Board*

# रा. रा. श्री पुरुपोत्तमराय वि. त्रिकमराय मांकडने जुनागढनी नागर ज्ञाति तरफथी आपवामां आवेलुं मानपत्र.

---

## ॥ श्री हाटकेश्वरो जयति. ॥

## ॥ क्रियासिधिः सत्वे नबति महतां नोपकरणे ॥

## શ્રીયુત રા.રા. પુરૂષોત્તમરાય વિ. ત્રિકમરાય માંકડ

બી. એ., એલ. એલ. બી., એટર્નિ-એટ-લૉ.

જુનાગઢ.

સુજ્ઞ મહાશય,

મુંબઈ હાઈ કોર્ટની એટર્નિની અતિ વિકટ અને ઉચ્ચ પંક્તિની પરીક્ષામાં આપના પહેલે નંબરે ફતેહમંદ નીવડવાથી અમે આપના જુનાગઢના જ્ઞાતિ બંધુઓ આપને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ

વળી વડનગરા નાગરની સમગ્ર જ્ઞાતિમાં આપ એ પદ્વી પ્રાપ્ત કરવામાં પ્રથમ હોઈ, અમે આપને વાસ્તે અભિમાન ધરાવીએ છીએ આપની આ ફતેહથી, આપની પોતાની, આપના ઉચ્ચ કુળની, આપના સ્નેહી સંબંધીઓની અને આખી નાગરી-નાતની શોભામાં આપે અભિવૃદ્ધિ કરી છે

આપણી જ્ઞાતિની પ્રથમ પંક્તિમાં પરંપરાથી ચાલી આવતી ગણત્રીનું કારણ, આપણી તે તે સમયની ઉચ્ચ અને માનપ્રદ ગણાતી વિદ્યા અને કળાની ઉપાસના છે, અને અદ્યાપિ પર્યન્ત આપણા પૂજ્ય વડીલોએ મેળવેલી અપ્રતિમ પ્રતિષ્ઠા આપણે જાળવી શક્યા છીએ તેનું કારણ આપણી જ્ઞાતિના “ ગ્રેજ્યુએટો ” ની ક્રમશઃ વધતી સંખ્યાથી સ્થાપિત થતો કેળવણીનો બહોળો પ્રચાર જ છે. કવીશ્વર દલપતરામના “ નાગરોના વિચાર ” માહેલા “ કરીએ પરદેશ પ્રવેશ વિશેષ, હમેશ મુઉદ્યમ આદરીએ ” એ કથનને આપે સુદૃઢ કર્યું છે નાગરો અહર્નિશ શ્રેષ્ઠ કેળવણીના અભિલાષી છે એમ આપે આપના દ્રષ્ટાન્તથી સાબીત કર્યું છે, અને અમે ઇચ્છીએ છીએ કે ભવિષ્યમાં આપે બેસાડેલા દાખલાના અનેક અનુકરણ થાય

આપના અભ્યાસનો, વિકાસ વિશેષે અમે આપને માટે ઉચ્ચ આશા પ્રથમથીજ બાંધી હતી અને આજે તે આશા, આશા માત્ર મટી સાક્ષાત્ સત્ય કરતાં સૌ કોઈને હર્ષ થાય એ સ્વાભાવિકજ છે મુબઈ યુનીવર્સીટીની બી એ એલ. એલ બી ની ઉચ્ચ ડીગ્રી નહિ અટકી, સાધન અને સગવડના અભાવને નહિ ગણકારી, કેવળ અસાધારણ સાહસ, શ્રમ અને શક્તિ પ્રભાવે મહત્વાકાંક્ષી જીવન શ્રેણીનું આ પ્રથમ પગથિયું આપે પસાર કર્યું તે વાસ્તે અમે આપને પુન સાભિનદન ધન્યવાદ આપીયે છીએ

આપની શક્તિઓ કદીપણ સંકોચ વિના, સંપૂર્ણ વિકાસ પામે તેવી સગવડ અને સરલતા આપને રા રા. ભાઈશ્રી રામપ્રસાદ નૃસિંહપ્રસાદ બુચે કરી આપી, તેને વાસ્તે આ પ્રસગે અમે તેમને પણ ધન્યવાદ આપીયે છીએ

વિરમતી વેળા, આપના શ્રમ અને સાહસનું મીઠું ફળ, યથેચ્છ ભોગવવા પરમકૃપાળુ પરમેશ્વર આપને આરોગ્ય અને દીર્ઘાયુ અર્પે એવી પ્રાર્થના કરી, આપણી જ્ઞાતિને આપ અનેક રીતે ઉપયોગી નીવડો એવી શુભ વાચ્છના પુરઃસર આશીર્વાદ આપીયે છીએ કે —

भवतु तव निवासे सुस्थिरा सिन्धुपुत्री
वसतु वदनपद्मे शारदा चीरकालम्।
हरतु च तव विघ्नान् हाटकेशः कृपालुः
मनसिजरिपुपादौ मा जहीहि कदाचित् ॥

જુનાગઢ.
તા ૧૨મી મે ૧૯૧૧

અમે છીએ,
આપના જ્ઞાતિ બંધુઓ.

# ॥ श्री हाटकेश्वरो जयति॥
## विद्या धर्मेण शोभते ।

---

***He holds no parley with unmanly fears,***
***When duty bids, he confidently steers!***

રાજ્યમાન્ રાજેશ્રી ભાસ્કરરાવ વિ. વિઠ્ઠલદાસ મહેતા,
એમ. એ., એલ. એલ. બી, ઍડવોકેટ,
તથા
રાજ્યમાન્ રાજેશ્રી પુરૂષોત્તમરાય વિ. ત્રિકમરાય માંકડ,
બી. એ., એલ. એલ. બી., ઍટર્ની–ઍટ–લૉ.

પરમ સ્નેહી બંધુઓ,

આપ રા. ભાસ્કરરાવ, ઍડવોકેટની, અને રા. પુરૂષોત્તમરાય, સોલીસિટરની કઠિન અને ઉચ્ચ પંક્તિની પરિક્ષાઓમાં ઉત્તીર્ણ થયા છો તે સદ્‌ભાગ્યને માટે આપને અંતઃકરણ પૂર્વક અભિનંદન આપતાં અમો શ્રી મુંબઈના વડનગરા નાગરોને અત્યંત આનંદ થાય છે

જેમ સૂર્યનાં રશ્મિ સૂર્યકાન્તમણિમાં ભેગા થાય છે, તેમ ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ વગેરે સ્થળોથી વડનગરા નાગરભાઈઓ હિંદના મુખ્ય બંદરમાં વસવા લાગ્યા છે આવી રીતે એકત્ર થયેલા અહિં વસતા સર્વ વડનગરા નાગરભાઈઓની એકત્ર થયેલી ઉર્મી આ સ્થળે પ્રદર્શિત કરવાનો લાભ મળવાથી એ ઐક્યના ભાનથી સવિશેષ આનંદ થાય છે

આપણું કાર્યક્ષેત્ર દહાડે દહાડે વિસ્તારવાળુ થતું જાય છે અને સંજોગો પ્રમાણે સ્થાનાન્તર પણ પામતું જાય છે તે સ્થિતિમાં આપણી જન્મપ્રાપ્ત ઉત્સાહવૃત્તિ, અડગ ટેક અને ઉચ્ચ અભિલાષા જેમની તેમ ટકાવી રાખવામાં આપના જેવા નિદર્શનરૂપ બનો છો, તે જોઈ આપને સહજ ધન્યવાદ અને જયવાદ અપાઈ જાય છે

આપ રા. ભાસ્કરરાવ, જે શહેરે કાઠિયાવાડના રાજ્યદરબારમાં જ્વલંત કીર્તિ મેળવનાર આપણી જ્ઞાતિના કારભારીઓ પુરા પાડ્યા છે, તે શહેરના ઉત્તમ પુરૂષોમાં સર્વોત્તમ ગણાય છે તેવાઓની સાથે કુટુમ્બીક સંબંધ ધરાવો છો, અને દેશના બ્રિટિશ રાજ્યમાં લેજીસ્લેટીવ કાઉન્સીલ જેવી કારભારી સભામાં સભાસદ થઈ દેશસેવા તથા રાજ્યસેવા બજાવવાનું માનવંતુ સદ્‌ભાગ્ય આપનાજ કુટુમ્બને મળેલું છે તેવા કુટુમ્બમાં આપને એડવોકેટ

# श्री वडनगरा नागर परिषद्‌ने माटे नियमो तथा चर्चा योग्य विषयो विशे त्रिमासिक कमिटिना अभिप्रायनो खरडो.

શ્રીયુત, મહાશય, રા. રા. શ્રી.

સવિનય વિનતિ કે—લગભગ દોઢ વર્ષથી ત્રિમાસિકના અંકોમાં 'વડનગરા નાગરોની પરિષદ્ મેળવવાની આવશ્યકતા છે કે નહિ,' તે વિષે ચર્ચા ચાલતી હતી, તેથી આપ મહાશય વાકેફ હશોજ તે ચર્ચામાં ભાગ લેનારાઓમાંના વિશેષ ગૃહસ્થોનો અભિપ્રાય પરિષદ્ ભરવાની તરફેણમાં થતાં તે સંબંધી કેવાં પગલાં ભરવાં, તેનો વિચાર કરવાને રાજકોટ મુકામે તા ૨ એપ્રિલ ઇ સ. ૧૯૧૧ને રોજ ત્રિમાસિક કમિટીની એક બેઠક કરવામાં આવી હતી તે સંબંધીનો વૃત્તાંત ગયા ચૈત્ર માસના અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે

તે વૃત્તાંતના પારેગ્રાફ ૨જાની કલમ ૩માં લખેલું છે, તે પ્રમાણે 'સંમેલન ક્યાં અને ક્યારે મેળવવું, કેવી પદ્ધતિએ મેળવવું, અને કયા વિષયો તેમાં ચર્ચવા તે સંબંધીના ધારાનો ખરડો તૈયાર કરવા નીચે લખેલા ગૃહસ્થોની એક સબ કમિટિ નીમવામાં આવી હતી

૧ રા. રા શ્રી કલ્યાણરાય જેઠા બક્ષી . ૨ રા રા શ્રી ગુલાબરાય મોતીરામ દેસાઇ

૩ રા રા શ્રી ગુલાબરાય વજેશંકર છાયા. ૪ રા રા શ્રી નાનાલાલ સુંદરજી શુકલ.

આ સબ કમિટિએ સદરહુ ઠરાવને અનુસરીને જે ખરડો તૈયાર કર્યો હતો, તે ખરડા ઉપર ત્રિમાસિક કમિટિના સઘળા સભાસદોના અભિપ્રાયો મેળવી, વિશેષાનુમતે જે કલમો મંજુર રહી તે, કલમો સહિતનો ખરડો આ સાથે સામેલ રાખવામાં આવ્યો છે

તે ઉપરથી આપ મહાશયના ધ્યાનમાં આવશે કે—કચ્છ કાઠિયાવાડના વડનગરા નાગર ગૃહસ્થો તથા બાઇઓનું એક સંમેલન જૂનાગઢમાં ભરવાનો કમિટિનો અભિપ્રાય થયો છે તે સંમેલનમાં શાં શાં કાર્યો કરવા, કયા કયા વિષયોની ચર્ચા કરવી, અને કેવા ધોરણે કામ લેવું, તે સંબંધી પણ કમિટિએ પોતાના અભિપ્રાયો દર્શાવ્યા છે

કમિટીની હવે એવી ફરજ છે કે—સદરહુ પ્રમાણે સંમેલન બોલાવવા પહેલાં આપ મહાશય જેવા પ્રતિષ્ઠિત અને અનુભવી ગૃહસ્થોની તેમાં સંમતિ મેળવવી. કદાચ સદરહુ ખરડામાં દર્શાવેલા અભિપ્રાયોમાંથી કોઇપણ અભિપ્રાય આપની દૃષ્ટિમાં યોગ્ય ન લાગતો હોય તો તે સંબંધી, તેમજ સંમેલન હવે પછી ક્યારે ભરવામાં આવે તો આપને અનુકૂળ થશે તે સંબંધી અથવા તે વિષે કંઇપણ સૂચના કરવા યોગ્ય જણાય તો તે સંબંધી આપના અભિપ્રાયો દર્શાવવાની તસ્દી લેશો તો આપની આખી જ્ઞાતિ ઉપર આપનો ઉપકાર થશે.

આપ અંતઃકરણપૂર્વક કમિટીની દરખાસ્તને ટેકો આપવા રાજી થશો, એમ કમિટીની સંપૂર્ણ માન્યતા છે, અને કમિટી આશા રાખે છે કે-આ પત્રનો પ્રત્યુત્તર મોડામાં મોડા એક માસની અંદર " રા. રા. શ્રી બળવંતરાય વજેશંકર છાયા, વ્યવસ્થાપક ત્રિમાસિક, રાજકોટ, " એ શીરનામે મોકલવા કૃપા કરશો.

ત્રિમાસિક ઓફિસ, } વિનીત આજ્ઞાંકિત સેવકો

**ત્રિમાસિક કમિટીના સભાસદો.**

---

## શ્રી કચ્છ કાઠીઆવાડ વડનગરા નાગર ગૃહસ્થો અને નાગર બ્રાહ્મણોની પરિષદ્ મેળવવાના નિયમો તથા તેમાં ચર્ચવા યોગ્ય વિષયોની યાદી.

### ૧ ઉદ્દેશ.

અ—સમસ્ત વડનગરા નાગર ગૃહસ્થો અને નાગર બ્રાહ્મણોની જ્ઞાતિમાં પરસ્પર ઐક્ય વધારવું, અને તેમ કરવા માટે ઉપાયો યોજવા

આ—સમયને અનુસરીને નાગર જ્ઞાતિની આ ઉગ્રસ્પર્ધાયુક્ત કાળમાં સામાજિક સ્થિતિના સમવાય રહે તથા દિનપ્રતિદિન ઉન્નતિ થાય તેને માટે ચર્ચા કરવી તથા કાર્યસાધક ઉપાયો યોજવા.

### ૨ બંધારણ.

૧ હાલ તુરત ફક્ત કચ્છ કાઠિયાવાડના નાગર ગૃહસ્થો અને નાગર બ્રાહ્મણોની પરિષદ્ મેળવવી, તોપણ તે સિવાય કોઇપણ ગામ અથવા શહેરના, કચ્છ કાઠિયાવાડની નાગર અથવા નાગર બ્રાહ્મણોનાં સુવ્યવસ્થિત મંડળ તરફથી પરિષદ્‌માં પોતાની તરફથી પ્રતિનિધિઓ મોકલવાની ઇચ્છા દર્શાવવામાં આવે તો તેવા મંડળોની અગત્યતા તથા સભ્યોની સંખ્યા ઉપર દૃષ્ટિ રાખી અમુક પ્રતિનિધિઓ આવવા દેવાની ગોઠવણ કરવી.

૨ હાલ મેળવવાની પરિષદ્‌માં કચ્છ કાઠિયાવાડનાં શહેરો તથા ગામોમાં વસતી જ્ઞાતિઓના ગૃહસ્થોની સંખ્યા ઉપર દૃષ્ટિ રાખી પ્રત્યેક સ્થળેથી નીચે પ્રમાણે પ્રતિનિધિઓ બોલાવવા —

| | | ગૃહસ્થો | બ્રાહ્મણો. | કુલ. |
|---|---|---|---|---|
| ૧ | જુનાગઢ | ૫ | ૨ | ૭ |
| ૨ | ભાવનગર. | ૪ | ૧ | ૫ |
| ૩ | રાજકોટ | ૩ | ૦ | ૩ |
| ૪ | જામનગર. | ૩ | ૨ | ૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ૫ | ભુજ. | ૩ | ૨ | ૫ |
| ૬ | માંગરોળ | ૧ | ૧ | ૨ |
| ૭ | મુંબઇ | ૨ | ૦ | ૨ |
| ૮ | પોરબંદર. | ૧ | ૦ | ૧ |
| ૯ | ગોંડળ | ૧ | ૦ | ૧ |
| ૧૦ | વસાવડ. | ૧ | ૦ | ૧ |

૧૧ માંડવી. ૧૪ પાટણ. ૧૭ જામખંભાળીયા }
૧૨ મુંદ્રા. ૧૫ ઉના. ૧૮ [illegible] } ૯
૧૩ અંજાર. ૧૬ મહુવા ૧૯ અમરેલી મિત્રમંડળ }

એ રીતે કુલ ૪૧ પ્રતિનિધિઓ મોકલવા.

ઉપર મુજબ સંખ્યા મુકરર કરવામાં નીચે પ્રમાણે ધોરણ રાખવામાં આવ્યું છે

. જે ગામમાં નાગર ગૃહસ્થ કે નાગર બ્રાહ્મણોનાં ઘર ૧૦ થી ૫૦ સુધી હોય તે સ્થળેથી એક પ્રતિનિધિ, નાગર ગૃહસ્થો તરફથી, અને એક નાગર બ્રાહ્મણો તરફથી મોકલવો જ્યાં નાગર બ્રાહ્મણોના ઘર બિલકુલ ન હોય ત્યાં એકલા નાગરો તરફથી જ એક પ્રતિનિધિ મોકલવો ૫૧ થી ૧૦૦ સુધી ઘર હોય તે સ્થળેથી તેજ પ્રમાણે બન્ને બબ્બે પ્રતિનિધિઓ મોકલવા તે પ્રમાણે ધોરણ ૨૦૦ ઘર સુધી રાખવું ને ૨૦૦ ઘર ઉપર વાદેના દરેક શહેર માટે દરેક ૧૦૦ ઘર દીઠ એક પ્રતિનિધિ ઉપર મુજબ મોકલવો પરંતુ વધારેમાં વધારે એક સ્થળેથી પાંચ પ્રતિનિધિઓ નાગરો તરફથી ને બે નાગર બ્રાહ્મણો તરફથી મોકલી શકાશે.

૩ હવે પછીની પરિષદ્ ક્યાં અને ક્યારે ભરવી તેમજ તેમાં મોકલવાના પ્રતિનિધિઓની સંખ્યામાં એકંદર અથવા સ્થળવાર કાંઇ ફેરફાર કરવો કે નહીં વગેરે બાબતોનો પ્રત્યેક વખતે ભરાયેલી પરિષદે નિશ્ચય કરવો.

૪ જે સ્થળે પરિષદ્ ભરવાનું નક્કી થાય તે સ્થળની સ્વાગત કમિટીએ પ્રત્યેક ગામ અથવા શહેરની જ્ઞાતિને ઉપરની કલમ ૨ માં ઠરાવ્યા મુજબ અથવા કલમ ૩ માં ઠરાવ્યા પ્રમાણે કંઇ સુધારો વધારો થયો હોય તો તે મુજબ આખી જ્ઞાતિ તરફથી પ્રતિનિધિઓ મોકલવાનો બંદોબસ્ત કરવો

૫. જે દિવસે પરિષદ્નું અધિવેશન કરવાનું હોય તે દિવસે પ્રતિનિધિઓએ એકત્ર થઇ પરિષદ્માં ચર્ચવાના વિષયો નક્કી કરવા

આ વિષય નિર્ણાયક કમિટિમાં ઓછામાં ઓછા ૧૨ પ્રતિનિધિઓ હોવા જોઇએ જેમાંથી ૬ હાજર હોય તો કોરમ ગણાશે તેમાં વિશેષાનુમતે જે ઠરાવ થાય તે પરિષદ્ આગળ મુકવા.

૬. પરિષદ્ના અધિવેશનમાં ઓછામાં ઓછા એકંદર પ્રતિનિધિઓના ૧/૩ પ્રતિનિધિઓ હાજર હોવા જોઇએ તેમાં પણ વિશેષાનુમતે જે ઠરાવ થાય તે ઠરાવ પરિષદે પસંદ કર્યો છે એમ ગણવું

ટીપ—પરિષદ્‌ના ઠરાવ જ્ઞાતિ સમસ્તને બંધન કર્તા નથી.

## ૩ સ્થળ.

હાલ તુર્ત જુનાગઢ તરફથી પ્રથમ પરિષદ્ ભરવાની માગણી થઇ છે તેથી, તેમજ ત્યાંના જ્ઞાતિજનોની સંખ્યા તેમજ પરંપરાથી ચાલી આવતી તેમની પ્રતિષ્ઠા તથા અમલનાની ઉપર દૃષ્ટિ રાખતાં પ્રથમ પરિષદ્ ત્યાં ભરવાનું યોગ્ય જણાય છે

## ૪ વિષયો.

૧ પરિષદ્‌માં થયેલા ઠરાવોને અનુસરીને કાર્યસાધક પગલાં લેવાને માટે તેમજ જે ઠરાવોનો અમલ થઇ શકે તેવા ઠરાવોનો અમલ કરવાને માટે એક પ્રધાન નાગર હિત વર્ધક મંડળ સ્થાપવું

(અ) તે મંડળનું પ્રધાન કાર્યાલય રાજકોટમાં રાખવું

(આ) તે મંડળમાં નીચે પ્રમાણે સભાસદો નીમવા.

| | ગૃહસ્થો | બાઇઓ | કુલ. |
|---|---|---|---|
| ૧ જુનાગઢ જ્ઞાતિ તરફથી | ૪ | ૧ | ૫ |
| ૨ ભાવનગર ,, | ૪ | ૧ | ૫ |
| ૩ જામનગર ,, | ૪ | ૧ | ૫ |
| ૪ રાજકોટ ,, | ૪ | ૦ | ૪ |
| ૫ ભુજ ,, | ૩ | ૧ | ૪ |
| ૬ મંત્રીઓ ,, | ૨ | ૦ | ૨ |

ટીપ—એ મંત્રીઓ પૈકી એક ત્રિમાસિકના વ્યવસ્થાપક અને એક ત્રિમાસિકના તંત્રી હુદ્દાની રૂએ રહેશે.

(ઇ) જે જે સ્થળે આખી જ્ઞાતિનું પ્રતિનિધિપણું આવી જાય તેવું મંડળ અસ્તિત્વમાં હોય તેવું મંડળ આ પ્રધાનમંડળનું શાખા સાહાય્યક મંડળ ગણવું અથવા તે પ્રમાણે જ્યાં ન હોય ત્યાં તેવાં મંડળો સ્થાપવા માટે પ્રધાનમંડળે જોગવાઇ કરવી. તેવી રીતે સ્થપાયેલાં મંડળો પ્રધાનમંડળનાં શાખા સાહાય્યક મંડળો ગણાશે

(ઈ) શાખા સાહાય્યક મંડળોએ પ્રધાનમંડળને તેના કાર્યમાં જોઇતી મદદ આપવી એટલા પુરતી તેઓને સિર જવાબદારી રાખવી

૨ (૧) સમસ્ત જ્ઞાતિના વિયોગના વિનિમય કરવાને માટે.

(૨) જ્ઞાતિના અભિપ્રાયોને સમયને અનુસરતી રીતે કેળવવા માટે.

(૩) જ્ઞાતિનાં સ્ત્રી પુરુષોને લેખનશક્તિની વૃદ્ધિ કરવાને માટે

(૪) જ્ઞાતિના પ્રાચીન ઇતિહાસોનું સંશોધન કરી પ્રકટ કરવાને માટે

(૫) જ્ઞાતિનાં વીર અને વિદ્વાન પુરૂષોનાં ચરિત્રો પ્રસિદ્ધ કરવાને માટે.

(૬) જ્ઞાતિના વર્તમાન ઇતિહાસનો બરાબર નોંધ રાખવાને માટે

(૭) તથા સમસ્ત જ્ઞાતિ તરફથી થતા ઠરાવો વગેરેનો ફેલાવો કરવા માટે પ્રધાન મંડળે યોગ્ય પગલા ભરવાં.

જ્ઞાતિ તરફથી જે ત્રિમાસિક પત્ર પ્રકટ થાય છે તે પત્ર ચલાવવાનું કાર્ય પ્રધાન મંડળને સોંપવું ત્રિમાસિક કમિટી જે રીતે તેની વ્યવસ્થા કરે છે તે સઘળુ કામ તે પ્રધાન મંડળે કરવુ તે સબંધમાં કંઇપણ નિયમો કરવાની જરૂર જણાય તો વિશેષાનુમતે તે તે મંડળે કરવા.

૩ (૧) સ્ત્રી પુરૂષોને સમયને અનુસરીને કેળવણી લેવામા મદદ કરવા માટે

(૨) નિરાશ્રિત વિધવાઓ તથા નિરાશ્રિત અશક્તોને મદદ આપવા માટે

(૩) તથા ઉદ્યમ કરવાને ઇચ્છતા પુરૂષોને જરૂર જણાયા પ્રમાણે સગવડતા કરી આપવા માટે જ્ઞાતિ સમસ્તનું એક સમગ્ર ફંડ કરવુ

૪ હાલની પરિષદમાં ચર્ચવા વાસ્તે નીચે પ્રમાણે વિષયો મુકરર કરવામાં આવે છે.

(૧) મોટી ઉમરની સ્ત્રીઓની કેળવણી આપવા બાબતમાં

(૨) સ્ત્રી પુરૂષોની શારીરિક સંપતિ સુધારવા માટે તથા કન્યાને પરણાવવાની અને સ્ત્રીને સાસરે મોકલવાની ઓછામાં ઓછી ઉમરની હદ મુકરર કરવા સબંધે

(૩) નાગર ગૃહસ્થો જુદેજુદે સ્થળે રહે છે તેમાં કન્યાની લેવડ દેવડ કરવાની સગવડ અને સરલતા કરવા માટે જુદાજુદા સ્થળના રિવાજોમા સુધારો વધારો કરી એક સરખા કરવા માટે.

(૪) તેજ પ્રમાણે મરણ પ્રસંગમાં પણ સરખો રિવાજ તમામ સ્થળે કરવા માટે.

(૫) નાગર બ્રાહ્મણોને ધર્મ સબંધી આવશ્યક કેળવણી આપવા માટે.

(૬) આપણી કોમના પ્રાચીન ઇતિહાસ તૈયાર કરવા માટે

(૭) નાગર ગૃહસ્થ કે નાગર બ્રાહ્મણનાં રચેલાં પુસ્તક હોય તે એકઠા કરવાં. તથા લેખિત હોય તે છપાવવાની યોજના કરવી તેમજ બીજા ધર્મ સબંધે જરૂરનાં પુસ્તક ન છપાયાં હોય તે હાથ કરી છપાવવાની યોજના કરવા માટે.

(૮) ત્રણ ત્રણ વર્ષે આખા કચ્છ કાઠિયાવાડની આપણી જ્ઞાતિનું વસ્તીપત્રક તૈયાર કરવા માટે.

(૯) નાગરોમાં અંદર અંદર અને નાગર બ્રાહ્મણોમાં અંદર અંદર દરકોઇ બાબતનો તકરાર પડે તો તેનું સમાધાન કરવાને દરેક સ્થળે આખી જ્ઞાતિ તરફથી પ્રતિષ્ઠિત ગૃહસ્થોની લવાદ કોર્ટ સ્થાપવા માટે.

### ૫ સામાન્ય.

૧ જે તારીખે પરિષદ્ મળવાનું નક્કી થયું હોય તે તારીખથી ચાર માસ પહેલાં સ્વાગત કમિટીએ વિશેષાનુમતે પ્રમુખની પસંદગી કરી પ્રધાનમંડળને લખી જણાવવું પ્રધાનમંડળે શાખા સાહાય્યક મંડળોના અભિપ્રાયે છેવટે પ્રમુખની પસંદગી નક્કી કરવી અને બરાબર ત્રણ માસ પહેલાં પસંદ થયેલા પ્રમુખને તેના ખબર આપવા.

૨ પ્રધાનમંડળના મંત્રીઓ તથા સ્વાગત કમિટીના મંત્રીઓ દરેક પરિષદ્ના સંયુક્ત મંત્રીઓ ગણાશે

૩ પરિષદ્માં કેટલા અને કેવા પ્રેક્ષકોને નિમંત્રણ કરવું અથવા આવવાની રજા આપવી તે કર્તવ્ય સ્વાગત કમિટીનું છે પરંતુ પરિષદ્ના ઠરાવો પરિષદ્માં મુકવાનો અને તે ઠરાવોને ટેકો આપવાનો તથા તે ઠરાવો સંબંધે ચર્ચા કરવાનો તથા ઠરાવો પસાર કરવા માટે મત આપવાનો અધિકાર માત્ર પ્રતિનિધિઓનો છે

૪ કયો ઠરાવ કોણે મુકવો તથા કોણે ટેકો આપવો તથા દરેક વક્તાને પરિષદ્માં બોલવાનો કેટલો વખત આપવો તે સઘળી ગોઠવણ વિષય નિર્ણાયક કમિટીએ કરવી.

પરંતુ પરિષદ્ના કામની સુવ્યવસ્થા રાખવાનું કર્તવ્ય પ્રમુખનું હોઈને તે બાબતમાં પ્રમુખ જે ઠરાવ કરે તે આખરનો ગણવો

૫ પ્રત્યેક પરિષદ્નો ભાષણો સહિતનો સંપૂર્ણ વૃત્તાંત જે સ્થળે પરિષદ્ ભરાઈ હોય તે સ્થળની સ્વાગત કમિટીએ તૈયાર કરાવી પ્રસિદ્ધ કરવો.

---

## हालारी वडनगरा नागर ज्ञाति फंड.

આ ફંડની સ્થાપના કરી ત્યારે એટલે સને ૧૮૯૦માં કરેલા ઠરાવો પૈકી આઠમો ઠરાવ નીચે મુજબ હતો.

(૮) પચાસ લાઇફ મેમ્બરો દાખલ થયેથી વ્યવસ્થાપક મંડળી નીમવાને માટે સેક્રેટરીઓએ રાજકોટ અને બહારગામ સર્વ મેમ્બરોને એક મુકરર તારીખના અગાઉથી ખબર આપીને મેમ્બરોની સભા ભરવી. અને તે સભામાં હાજર થાય તેના હાથમાં તથા બહાર ગામથી જેના લખાણ આવે તે બધા મત ઉપરથી જેને માટે બહુમત થાય તેવા અગીઆર લાઇફ મેમ્બરોની વ્યવસ્થાપક મંડળી બે વર્ષ માટે નીમવી.

ઉપરના ઠરાવનો અમલ થવાનો વખત ૫ કર વર્ષ થયા છતાં આવેલ નથી અત્યારે વ્યાજ સહીત ફંડની મુડી તારીખ ૧-૪-૧૦ સુધી રૂા ૨૪૯૭-૧૪-૮ છે અને મારા પ્રમાણે જેને આ બાબત વિચાર કરવાનો છે તેવા આઠ ગૃહસ્થો છે તેમની અનુમતીથી નીચે મુજબ ઠરાવ કરવામાં આવે છે

(૧) પચાસ લાઈફ મેમ્બર એટલે રૂ ૫૦૦૦ થાય ત્યાં સુધી ભરાએલ રકમનું વ્યાજ મુડીમાં મળ્યુ જાય. પરતુ હવે જે વ્યાજ આવે તે (ત્રિમાસિકદ્વારાને સ્કોલર શીપો અપાય છે તેના પ્રમાણે) લોન તરીકે પાછું લેવાની સરતે હાલારી વડનગરા નાગર વિદ્યાર્થીને અભ્યાસમાં મદદ તરીકે આપવું.

(૨) ઉપર બતાવેલ નાણાં તથા હવે જે વસુલ થાય તેની પ્રોમીસરી લોન નોટ બે સેક્રેટરીઓના નામથી લેવી.

(૩) બીજા સેક્રેટરી રા. શંકરપ્રસાદ નવલશંકર ગુજરી ગયા છે તેને બદલે રા. અમૃતલાલ જટાશંકર બુચને નીમવા.

(૪) વિદ્યાર્થીની યોગ્યતાની તપાસ કરી કોને સ્કોલરશીપ આપવી તેનો નિર્ણય કરવા નીચેના ત્રણ ગૃહસ્થોની કમીટી નીમવામાં આવે છે

૧ રા રા કલ્યાણરાય જેઠાભાઈ બક્ષી, ૨ રા. ગ. મગનલાલ સુંદરજી, ૩ રા. રા. ગુલાબરાય વજેશંકર ખખર.

ઉપર મુજબ નિર્ણય કરવામાં એક હકીકત એપણ ધ્યાનમાં રાખી છે કે આવી રીતે ફંડના વ્યાજનો ફંડને નુકશાન કર્યા સિવાય ઉપયોગ કરવો શરૂ થયેથી જે ગૃહસ્થો ફંડ આપતું નથી તેજ કારણસર પોતાના તરફથી મદદ આપવી બંધ રાખે છે તે નાણાં મોકલવવા તસ્દી લેશે.

અમૃતલાલ જટાશંકર બુચ,
હા વ. ના જ્ઞાતિ ફંડના સયુક્ત સેક્રેટરી.

---

# जीवन वृत्तांत.

રા. રા. આણંદલાલ વૃજદાસ, જુનાગઢ.

જન્મ તીથી સવત ૧૯૧૨ના શ્રાવણ વદ ૮

મરણ તારીખ સવત ૧૯૬૭ના વૈશાક વદી ૦)) તા. ૨૮-૫-૧૯૧૧

કેળવણી—ગુજરાતી. સ જુનાગઢની મુનસફની પરીક્ષા સવત ૧૯૩૭માં પહેલે નંબરે પસાર કરી હતી.

તેઓ જુનાગઢના પ્રખ્યાત વસાવડા કુટુંબ જેને રાયપોર ગામ મળેલ છે તેના ફરજંદ હતા.

નોકરીમાં સંવત ૧૯૨૯માં જુનાગઢમાં નોંધાયેલ સાં ચારેક વર્ષ ગયા બાદ કેળવણીમાં દાખલ થયા. ત્યાં સંવત ૧૯૩૬ સુધી રહ્યા તે પછી પાછા જુનાગઢની નોકરીમાં નીમક ખાતામાં, જંગી ખાતામાં, રાજ્યકરચી દફતરે નોકરી કરી અનુભવ મેળવ્યા બાદ સંવત ૧૯૪૨થી ૧૯૪૫ સુધીમાં મુલ્કી દફતરના શીરસ્તેદાર તરીકે સરકાર વીસાવદરના કેસમાં રા. રા. જાદવરાય હરીશંકર પાસે અને તે પછી જુના દફતરના મદદનીસ અધિકારી તરીકે નીમાયા હતા. મુનસફની પરિક્ષા પાસ કરતા સંવત ૧૯૫૨થી માણીયા મુનસફ તરીકે ન્યાયખાતામાં કોરી ૨૪૦૦ના વાર્ષિક પગારથી નોકરી શરૂ કરી તે દેહાંત વખત કોરી ૩૬૦૦ સુધી વધી નામમેંગી મુનસફનો હોદો ભોગવતા હતા. જો કે વચમાંથી કેટલીક ખાસ કામગીરી પણ સોંપાયેલી હતી.

આ ગૃહસ્થ આપણી પ્રણાલીકા મુજબ રાજ સેવામાંજ જીવન ગાળતા હતા તેમ નહોતું પરંતુ લેખક અને કવિ તરીકે પણ પોતે ફુરસદના વખતનો વ્યય કરતા હતા તેમનાં પુસ્તીકા–દશરથ પ્રાણત્યાગ, ગઢ નોંધપણ અને એવાં બીજા એક છે જે છપાયા નથી પણ લખેલાં મોજુદ છે અને કામદારના અમર બુકડ ભામોદય છપાઈ બહાર પડેલ છે કવિતા છુટક છુટક કરેલી છે જેમાની એકાદ બે ત્રિમાસિકમાં પણ આવી છે ઉપરાંત પોતા સંબંધી નીચે મુજબ એક કવિતા રચેલી છે.

વસન તિલકા વૃત.

શ્રી જન્મ[1] ભૂ જીરણ દુર્ગ ગિરિ પ્રવેશે,
પ્રખ્યાત નાગર[2] કુલે, વગ્દાશ વર્ણે[3]
આશ્વાનલ[4] ગોત્ર અવટંક વસાવડાની[5]
ત્રીપર્વ[6] મિત્ર[7] શુભ શર્મ પવિત્ર માની. ૧
શાખાયની[8] સુખદ શાખ સુસિદ્ધિ ધારી,
ઋગ્વેદ[9] વડ્નિશ[10] વૈષ્ણવિ સંપ્રદાયી
આનંદલાલ[11] વિધિ નિર્મિત નામ ધારી
વંદે ભવાબ્ધિ ભવપાર હરે મુરારી. ૨

જે શ્લોક તેના પરિચયમાં આપ્યા છે તેઓ તેમના સ્વભાવની શાંતતાના પવિત્ર વૃત્તીના ધર્મ પરાયણતા અને જીતેંદ્રિય જેવા સારા ગુણોના વખાણ કરતા જણાય છે આવા સદ્ગુણો સાથે પ્રભુની ખુબી એજ છે કે તેમને સંતાન નથી પરંતુ એક વિધવા અને નાનાભાઈ મુકી ગયા છે આવા ઉચ્ચ જીવનવાળા આત્માને પ્રભુ શાન્તી આપો,

# ज्ञाति वर्तमान.

## મુંબઈ વડનગરા નાગર મંડળ.

પેટ્રન થયા—ભાવનગરના માજી મુખ્ય દીવાન શ્રીયુત ગ. રા. વિઠ્ઠલદાસ સામળદાસ મહેતા આ મંડળના પેટ્રન થયા.

સ્કોલર શીપો—સને ૧૯૧૧ માટે કચ્છ કાઠીઆવાડની હાઇસ્કુલોમાં ભણતા સાત વિદ્યાર્થીઓને નીચે મુજબ માસીક સ્કોલર શીપો આપી છે—
૨ દરેક રૂપિયા ૩ા ની, ૩ દરેક રૂપિયા ૨ ની, ૨ દરેક રૂપિયા ૧ ની.

અભિનંદન—યુનિવરસીટી કાનવોકેશન વખતે ડીગ્રી લેવા આવેલ માન્યુએટોના માનમાં મેળાવડો કરવામાં આવ્યો હતો.

સ્કોલર શીપ ફંડ—માં નીચે મુજબ નાણાં ભરાયાં છે રૂ. ૮ ૫. રા. કલ્યાણરાય પ્રભુજી. રૂ. ૫ રા. મયાશંકર ઉમીયાશંકર (ભુજ), રૂ. ૫ મી. એમ. સી. વસાવડા (જુનાગઢ); રૂ. ૪ રા. જેસુખરાય દુર્લભરાય (જુનાગઢ) તથા બીજા રૂ. ૭ મળી કુલ રૂ. ૨૬ ભરાયા છે.

ભાષણ—આ મંડળ તરફથી નડીઆદ નીવાસી રા. ગ. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા બી. એ. એ તા. ૨-૪-૧૧ના રોજ "આપણી તક અને ફરજ" ઉપર એક વિદ્વતા ભરેલું ભાષણ આપ્યું હતું.

રાજ્યાભિષેક અને માનપત્ર માટે મેળાવડો—આ મંડળ તરફથી તા. ૨૨-૬-૧૧ના રોજ મહીકમેઆઝમ શહેનશાહ નામદાર જ્યોર્જ પાંચમાનો રાજ્યાભિષેક ઇગ્લાન્ડમાં થવાનો હોવાથી અને આપણી જ્ઞાતિમાં પહેલા એડવોકેટ રા. રા. બાપુ ભાસ્કરરાય વિ. વિઠ્ઠલદાસ મહેતા એમ. એ., એલ. એલ. બી., અને પહેલા સોલીસીટર રા. રા. બાપુ પુરૂષોતમરાય વિ. ત્રીકમરાય માંકડ બી. એ., એલ. એલ. બી., થયા તે પ્રસંગમાં વૈદ્યરાજ બાલાશંકર બાવાભાઇના પ્રમુખપણા નીચે આશરે ૨૦૦ નાગર ભાઇઓનો મેળાવડો ભર્યો હતો. તેમાં નામદાર શહેનશાહ જ્યોર્જ પાંચમાની આબાદી વિગેરેના ઠરાવ પસાર કરી ના. ગવરનર સાહેબ તરફ મોકલવવા ઠરાવ્યું હતું તે સાથે ઉપર કહેલા બન્ને ભાઇઓને મખમલના કેસમાં બીજી જગોએ પ્રસિદ્ધ થએલ માનપત્ર જડાવી રા. પ્રમુખને હાથે બક્ષવામાં આવ્યું હતું. પ્રોગ્રામમાં સંગીત ફુલપાન રીફ્રેશમેન્ટ વિગેરે ગોઠવેલાં હતાં.

## ભાવનગર.

નીમણુંક, ફેરબદલી—(૧) રા. રા. યશવંતરાય વિ. વજેશંકર વહોરા બી. એ. ને રૂ. ૭૦માં કાયમ અને હાલ રૂ. ૮૦માં આફ્ટીંગ કાઠિઆવાડ એજન્સિમાં સોરઠ પ્રાંતના શીરસ્તેદાર તરીકે કામ કરવા હુકમ થયો છે. (૨) રા. રા. ઇચ્છાશંકર લક્ષ્મીશંકર મહેતા બી. એ. રૂ. ૩૦માં કાયમ અને રૂ. ૪૦મા આફ્ટીંગપણે કાઠિઆવાડ એજન્સિ-ઝાલાવાડ પ્રાંત ઓફીસમાં કામ કરે એમ ઠર્યું છે.

**પહેલા એડવોકેટ**—રા રા ભાસ્કરરાય વિ. વિઠ્ઠલદાસ મહેતા એમ. એ; એલ એલ. બી પહેલા એડવોકેટ થતાં અાંહીની નાગરી નાત તરફથી મેળાવડો કરી માનપત્ર આપ્યુ હતું. અને રા રા મે પ્રભાશંકર દલપતરામ પટ્ટણી દીવાન સાહેબે કૃપા કરી પ્રમુખપદ સ્વીકાર્યું હતું. અપાયેલ માનપત્ર જુદું છાપવામા આવ્યુ છે.

**કદર બુઝી**—વૈદરાજ મલભાઇ લક્ષ્મીશંકર ધોલકીયાને તેમની નોકરી બદલ ના. મહારાજા સાહેબ સર ભાવસીંહજી બહાદુરે રૂ. ૫૦૦ ઇનામ આપ્યા છે તેઓ નામ દારની કદરદાન વૃત્તી જગ મશહુર છે તેનો આ એક વિશેષ દાખલો છે.

**ઇનામ સાથે પગાર વધાર્યો**—સ. જામનગરના મહાલ ભાણવડમાં આંહીના રા. રા. ભુપતરાય પ્રભાશંકર વૈદ્ય–ડાક્તર છે તેને ના મહારાજા જામસાહેબના ક્યાસે ધરના મુકામ દરમીયાન જે કાંઇ નોકરી કરવા તક મળી તે બદલ તેઓ નામદારે સંતોષ બતાવી રૂ. ૭૫ તથા એક પાઘડી ઇનામ આપ્યાં છે અને તા ૧-૭-૧૧ થી રૂ. ૧૦ નો પગારમાં વધારો કરી રૂ. ૭૦ કરી આપ્યા છે.

**સ્ટેટ તરફથી નીમાયેલ કમિટીના મેમ્બર**—આર્થીક ઓદ્યોગીક અને ખેતીવાડી સબંધી હકીકત મેળવી સુધારણા અર્થે સુચના વગેરે બરોબર હકીકત મળે તે માટે આ સ્ટેટ તરફથી નીમાયેલ કમીટીમાં આંહીના રા રા. ભુપતરાય વિ. વિઠ્ઠલદાસ, રા રા પ્રભાશંકર વેણીશંકર તથા રા. રા ગુલાબરાય ગોવીંદરામ દેસાઇને મેમ્બર તરીકે નીમ્યા છે

**કાનડી ભાષામાં પાસ**—બીજાપુરના ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટર આહીંના ગ્હીશ રા. રા. ગુણવંતરાય વિ. ગુલાબરાય દેસાઇ એમ. એ કાનડી ભાષામાં હાયર સ્ટાન્ડર્ડના માર્કસ મેળવી તા. ૬-૬-૧૧ના રોજ પાસ થયા છે

### વસાવડ.

**નીમણુક ફેરબદલી**—રા રા. સુંદરલાલ વિ. નાનાલાલ દેસાઇ બી.એ ,એલ એલ.બી , રૂ. ૪૫ના પ્રોમેશન ઉપર કાઠીઆવાડ એજન્સી દફતર ઓફીસમાં નીમાયા છે.

### ગોંડળ.

**નીમણુક ફેરબદલી**—રા. રા પ્રભુલાલ છોટાલાલ સુમની બદલી રીબડેથી ધોરાજી ફોજદાર તરીકે થઇ છે

### ભુજ.

**નીમણુક ફેરબદલી**—રા. રા રૂપશંકર મોરારજી ધોળકીયા બી.એ ,એલ.એલ.બી, વડોદરાના નાયબ પોલીસ સુબા રૂ. ૩૨૫ ના પગાર અને રૂ ૫૦ ના કાયમ ભથ્થાથી નીમાયા છે.

### જામનગર.

**નીમણુક ફેરબદલી**—(૧) જામખંભાળીયાના રહીશ રા. રા. સાકરલાલ વિ. મોતીલાલ

વછરાજની બી.એ., વાકાનેર હાઇસ્કુલના હેડ માસ્તર અને કેળવણી ખાતાના ઉપરી તરીકે રૂ. ૧૦નો પગારમાં વધારો મળ્યો છે

(૨) રા. રા. વેણીલાલ રઘુછોડદાસ બક્ષી બી.એ.,એલ.એલ.બી , મુખ્ય કારભારીને રૂ ૫૦ વધારી રૂ ૨૫૦નો પગાર કરી આપવામાં આવ્યો છે

(૩) રા રા નૃસિંહપ્રસાદ વિ અમૃતલાલ બક્ષી એલ એમ એન્ડ એસ. શ્રીનગર કાશ્મીરમાં મીલીટરી આસી સરજન નીમાયા છે અને ત્યાંના લેફ્ટેનંટ થયા છે

(૪) રા. રા. વજેશંકર ગોપાળજી જામનગર સ્ટેટના ઓડીટ ખાતામાંથી બાહારબક્ષી ખાતાના ઓફીસના સીરસ્તેદાર તરીકે રૂ ૪૫થી નીમાયા છે

(૫) રા. રા વજેશંકર શ્યામળજીને જામનગર સ્ટેટના ઓડીટ ઓફીસર તરીકેની કામગીરી ઉપરાંત કસ્ટમ ઓફિસરનો ચાર્જ સોંપવા હુકમ થયો છે.

**પેનશન આપ્યું**—રા રા મુળશંકર લક્ષ્મીશંકર માંકડ જેમણે આ સસ્થાનની ૩૪ વર્ષની નોકરી છે અને જેમનો ઘણોખરો ભાગ પોલીસ ખાતામાં ગુજાર્યો હતો તેમની નોકરીની કદર કરી માસિક રૂ ૩૦ નું પેનશન ના મહારાજા જામસાહેબે તા. ૧૩-૭-૧૧ થી બાંધી આપ્યું છે

**પુના પોલીસ ટ્રેનીંગ સ્કુલમાં પાસ**—કાઠિયાવાડ એજન્સી પોલીસના જમાદાર અને અહીંના સ્નેહી રા રા. દુલેરાય વિ વજેશંકર મુળ પુના પોલીસ ટ્રેનીંગ સ્કુલની પરિક્ષામાં કુલ ૪૯ પાસ થયા તેમાં ૧૫ મે નબર માન સાથે પાસ થયા છે.

## ધ્રોળ.

**નીમણુક ફેરબદલી**—(૧) રા રા છોટાલાલ રાજારામ માંકડ રૂ ૭૦થી કાઠિયાવાડ એજન્સિના મે. જુડી૦ આસી૦ સાહેબના શીરસ્તેદાર નીમાયા છે

(૨) રા રા. જટાશંકર વિ. પ્રભાશંકર માકડને જસદણના કુમાર સાહેબ રામખાચરની મુબઇની એન કેમ પોલની કપનીના મેનેજર તરીકે રૂ. ૨૫ વધારી કુલ રૂ. ૨૭૫નો પગાર કરી આપ્યો છે

## જસદણ.

**નીમણુક ફેરબદલી**—રા. રા. ગંભીરદાસ વિ. નથુરામ માકડ એલ. એમ એન્ડ એસ રજપુતાના-કોટામાં આસી સરજન રૂ ૧૨૫થી નીમાયા છે

## પોરબંદર.

**નીમણુક ફેરબદલી**—(૧) રા. રા નવરંગરામ રઘુનાથજી વૈભવ બી. એ., રૂ ૪૦ માં કાયમ અને રૂ. ૪૫ના આર્ટીંગ પ્રોબેશન ઉપર કાઠિયાવાડ એજન્સીમાં મે. જુડી. આસી. સાહેબની ઓફિસમાં નીમાયા છે.

(૨) રા. રા. નરભેશંકર જીવણરામ માર ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટ પોરબંદરને સરન્યાયાધીશનો ચાર્જ મળતાં રૂ ૫૦ માસિક એલાવન્સ આપવા ઠરાવવામાં આવ્યું છે

## જુનાગઢ.

**શ્રી હાટકેશ્વરની સેવા**—રા. રા. પ્રાણલાલ દલપતદાસ તરફથી શ્રીજીને હમેશાં થાળ ધર વાના ઉપયોગ માટે રૂપાનો થાળ, વાટકા બે, કરસલી એક એમ કુલ તોલા ૧૦૦ના આશરાની સેવા કરવામાં આવી છે

**ઇનામ**—રા. રા. ઉદેરામરાય વી. કેશવરાય ઓઝાને " સ્ટુડન્સ ઓન મેગેઝીન " નામના ચોપાનીયા તરફથી કોલેજવાળાઓ માટેના હરીફાઇના નિબંધ " India's influence on the world " માં રૂ. ૨૫નું ઇનામ પહેલે નંબરે આવતાં મળ્યું છે

**બદલી થતાં માનમાં મેલાવડો**—રા. રા. અંત્રાસીયા મોતીલાલ ત્રીકમજી એલ. એમ એન્ડ એસ ની જુનાગઢથી ઉના પ્રગણામાં રૂ ૨૫ના ખાસ એલાવન્સ સાથે બદલી થઇ છે તેમણે જુનાગઢમાં આસી. સરજન તરીકે હીંદુ મુસલમાનનો સારો પ્રેમ મેળવેલ તે તેમની વીદાયગીરીના પ્રસંગમાં થયેલ મીલ્લાવથી દેખાય છે તેમણે લેપર એસાઇલમના સુપ્રી. તરીકે પણ રક્તપીતીયાં માટે કપડાં વગેરે માટે એક ફંડ ઉભુ કરી આશીરવાદ લીધો છે

**પહેલા સોલીસીટર થતાં માન**—અહીંનાં રા રા પુરૂષોતમરાય વિ. ત્રિકમરાય માંકડ બી એ. એલ એલ બી એ કચ્છ કાઠિયાવાડમાં પહેલા સોલીસીટર તરીકે ગયા એપ્રિલ માસમાં થયેલ પરીક્ષા પસાર કરી છે તેમને માન આપવા અહીંની નાગરી નાત રા જયસુખરામ દુલેરાય મજ્મુદારના પ્રમુખપણા નીચે તા ૧૨-૫-૧૧ના રોજ મળી હતી રૂપાની રકાબી અને અતરદાની સાથે માનપત્ર ઇનાયત કરવામાં આવ્યું હતું જે માનપત્ર આ અંકમાં છાપ્યું છે. જવાબમાં રા રા શ્રી મોસુફ રા રા. રામપ્રસાદ નૃસિંહપ્રસાદ બુચે આપેલ મદદ આગળ ધરી તેમનો ઉપકાર માન્યો હતો. અને પહેલા મહીનાની પોતાની કમાણી (રૂ. ૨૫૦ને આસરે) અહીંના નાગર નીરાશ્રીત ફંડમાં આપવા ખાત્રી આપી હતી આ શીવાય બહારગામથી આવેલ પત્રો તથા તારો પણ ત્યાં વંચાયા હતા.

**નીમણુક ફેરબદલી**—(૧) ગ. રા. પ્રાણલાલ કરસનલાલ ઝેમીપુરા રૂ ૪૦ ના પગારથી રાજકોટ આલ્ફ્રેડ હાઇસ્કુલમાં હેડ ટીચર તરીકે નીમાયા છે.

(૨) ગ. ગ માધવલાલ પ્રાણશંકર બુચને અહીં હેડ એકાઉટન્ટ કોરી ૩૫૦ થી નીમ્યા છે

(૩) રા. રા. મોતીલાલ ઝવેરચંદ વસાવડા સમ્માન જુનાગઢના મેનેજીંગ એસ્ટેટસના અધિકારી નીમાયા છે.

**રીટાયર થયા**—રા. રા. અમરજી આણંદજી બક્ષી જેમણે ઉત્તરોત્તર ત્રણ નવાબ સાહેબોની ખાનગી ખાતાના વહીવટની નોકરી બજાવી છે તેઓ એડમીનીસ્ટ્રેશન થતાં ગયા એપ્રીલ આખર નોકરીમાંથી રીટાયર થયા છે.

**ખરે વખતે વ્હારે ધાનારને માનપત્ર**—મરહુમ રા. રા. દ્વારકાદાસ મથુરાદાસ બક્ષીનો એક નાનો પુત્ર કુવામાં પડી જતા તેને બચાવવા તેના મોટા ભાઇ કુવામાં પાછળ ઉતરેલ બન્ને ભાઇઓ ઉપર આવતા હતા ત્યાં અધવચ નાડુ તુટવાથી બન્ને પાછા કુવામાં પડ્યા તે વખતે તેઓને વ્હારે રા. રા. વેણીશંકર રૂપશંકર વૈશ્નવ દોડી કુવામાં ઉતરી બન્નેને બચાવી ઉપર લાવ્યા. આવી મહાન આફતમાં મદદ કરનાર તરીકે કોને માન અને ઉપકારની લાગણી ઉત્પન્ન નહી થાય! અને તે ખરા જીગરના આવેશમાં રા. રા. બાપુભાઇ દ્વારકાદાસ તરફથી નૃસિંહમેરાના સેવક મંડળ મારફત ગઇ મકરશંક્રાંતીએ માનપત્ર એનાયત કરાવ્યુ છે આપણી કોમમાં આવી આફતમાં જાતને ઝંપલાવી વ્હારે ધાવાની લાગણીવાળા હીમત બહાદુર નરો છે એવી પ્રતિતી આ કીસ્સાથી થઇ છે તે જાણી સહુ કોઇ નાગર બચ્ચો મગરૂરી માની દરેક આફતના વખતમાં આગળ આવી આપી આસમને મદદગાર રહેવા તત્પર થાઓ એમ પ્રભુ પ્રત્યે પ્રાર્થનાછે

રાજકોટ.

**નીમણુક ફેરબદલી**—(૧) રા. રા. પ્રીતમરામ દોલતરામ ઓઝા સ. ઘડરના ડીસ્ટ્રી. માજી. નો તા. ૧-૪-૧૨ થી રૂા. ૧૦૦ નો પગાર કરી આપ્યો છે

(૨) રા. રા. રતીલાલ મગનલાલ અતાણી બી.એ., ઝાલરા પટણના કસ્ટમ ઓફીસરનો પગાર વધારી રૂા. ૬૦ કરી આપ્યા છે

(૩) રા. રા. હીરાલાલ મહેશજી અંજારીયા બી.એ., નો પગાર રૂા. ૧૦૦ થયો છે અને કાઠી એજન્સીમાં વટવાણ ડીસ્ટ્રી આસુગાર તરીકે કામ કરવા હુકમ થયો છે

(૪) રા. રા. કેવળરામ વિ. છબીલરામ ઓઝા બી.એ.,એલ.એલ.બી., ને રૂા. ૬૦ માં કાયમ અને રૂા. ૭૦ ના આકટીંગ પગારથી કાઠીઆવાડના વા. મે. એજન્ટ ટુ ધ ગવરનર સાહેબની દફતર ઓફીસમા કામ કરે એમ ઠરાવ્યુ છે

(૫) રા. રા. લાલશંકર વિ. લક્ષ્મીશંકર ધોળકીઆને રૂા. ૫૦માં કાયમ અને રૂા. ૬૦માં આફ્રીંગ તરીકે કાઠિઆવાડ એજન્સિમા ગોહેલવાડ પ્રાંતના મે. પો. એ. સાહેબના ઇન્ગ્લિશ ક્લાર્ક તરીકે કામ કરવા હુકમ થયેલ છે.

(૬) રા. રા. છગનલાલ સુમટરામ માંકડ રૂા. ૬૦થી એન્ડકમ્બર્ડ એસ્ટેટના કેસો ફેસલ કરવા નીમાયેલ સ્પેશીયલ ઓફીસર સાહેબના શીરસ્તેદાર નીમાયા છે.

(૭) રા. રા. મુગનતરાય પ્રેમશંકર બક્ષી બી. એ. વડોદરા સર્વીસમાંથી પાછા ફરતા વઢવાણ દાજીરાજ હાઇસ્કુલમાં રૂા. ૭૦થી આસી૦ માસ્તર નીમાયા છે

(૮) રા ગ ઉમેદશંકર વિ લક્ષ્મીશંકર ધોળકીયા પોરબંદરના ઇન અને પ્રેસમા રૂ. ૧૫૦થી એન્જીનીયર નીમાયા છે

(૯) રા રા. મણીલાલ વિ. દયાશંકર બક્ષીને ના ઇડરના મહારાજ સાહેબે રૂ ૨૫નો માસિક વધારો પગારમાં કરી આપ્યો છે

(૧૦) રા ગ. જયંતીલાલ વિ. માધવરાય બક્ષીને ના સર પ્રતાપસિંહજી બહાદુર–જેઓ જોધપુરના રીજેંટ સાહેબ હતા છે તેઓને ઇડર ખાતાના પોતાના સેક્રેટરી તરીકે નીમેલ છે

(૧૧) રા રા. હરીલાલ વિ ઠાકરલાલ બુચની સારી નોકરીના કદરમાં રૂ. ૨૫નો પગાર પોરબંદરના મે. એડમીનીસ્ટ્રેટર સાહેબે કરી દીધો છે.

સ્કોલરશીપો મળી—રાજકોટ આલ્ફ્રેડ હાઇ સ્કુલમા નીચે મુજબ સ્કોલરશીપો આપણા બાઇઓને મળી છે (૧) મી દીનકરરાય કૃપાશંકર દેસાઇ વેરાવળનાને રૂ ૧૦૮ની વાર્ષીક–જુનાગઢ જેતપુર સીનીયર સ્કોલરશીપ

(૨) મી. ચંદુલાલ વિ. અમૃતલાલ બુચ. રાજકોટનાને રૂ ૧૧૨ની વાર્ષીક કેસર હટુસ સ્કોલરશીપ

(૩) મી. કનકશંકર વલ્લભજી આચાર્ય જુનાગઢનાને રૂ ૪ની માસીક–જુનાગઢ જેતપુર જુનીયર સ્કોલરશીપ–ઓનરરી

(૪) મી ઇશ્વરલાલ માનશંકર માંકડ જામનગરનાને બાર્ટન સ્કોલરશીપ રૂ ૪ની માસીક

(૫) મી હરીપ્રસાદ રૂપશંકર વસાવડાને બારટન સ્કોલરશીપ રૂ. ૪ની માસીક.

માનમાં મેળાવડો—અહીંના હાઇ સ્કુલના હેડ માસ્તર સુરત નીવાસી ગ રા કાશીરામ ત્રિભોવનરામ મહેતા બી એ ની બદલી ભાવનગરના કેળવણી ખાતાના વડા તરીકે રૂ ૨૪૦થી થતાં અહીંના વિદ્યાર્થીઓ અને સ્ટાફે બહુ ભપકા સાથે રૂપાની ડબીમા માનપત્ર આપ્યુ છે

ગ રા. કાશીરામે જુનાગઢની નોકરી છોડી ત્યારે બાહાઉદીન કોલેજના પ્રીન્સીપાલ મે. સ્કોટ સાહેબે ત્યા મળેલ મેળાવડા વખત જે ઉદ્ગારો કાઢ્યા હતા તે અહીંની તેમની આઠ માસની કારકીર્દીમા બજાવેલ કામથી ખરા પાડી આપ્યા છે એમ કહીયે તો કંઇ ખોટુ નથી.

પરિક્ષાનું પરિણામ—મી લાલશંકર વી. કલ્યાણરાય બક્ષી અહીંના મી રાણાના આર્ટીકલ એન્જીનીયરીંગ કલાસમાં અગ્રેસરમા પાસ થયા છે.

ઇનામ—ગ. રા રતીલાલ મગનલાલ અંતાણી બી એ ઝારા પટણ કસ્ટમ ઓફિસર છે તેઓએ ગયા વૈશાક માસમા ભરાયેલ મેળા વખત કરેલ ગોઠવણથી જે બંદોબસ્ત થયો તેથી ના મહારાણા સાહેબે ખુસી થઇ રૂ. ૧૦૦નું ઇનામ આપ્યું છે

## સામાન્ય.

ફરજદારી નીમણુક—(૧) ગ. ગ. નર્મદાશંકર મોતીરામ સુરત નીવાસીને કાઠી. એજન્સીમાં પ્રાંત ચાણદાર તરીકે કામ કરવા ઠરાવ્યુ છે.

(૨) રા. રા. ચમનગામ ઓજ્વરાય મુન સુરત નિવાસી રૂા. ૮૦ થી કાઠીઆવાડમાં આવેલ ડેરાજુ તાલુકાના મેનેજર નીમાયા.

(૩) જુનાગઢની દીવાન ઓફીસના મેનેજર નડીઆદના વતની રા.રા. છગનલાલ હરીલાલ પંડ્યા બી.એ., ને હાલ ચરોતર એડમીનીસ્ટ્રેશનમાં રૂા. ૩૫૦ના પગાર-થી મે. એડમીનીસ્ટ્રેટર સાહેબની ઓફીસના જનરલ ડીપાર્ટમેન્ટના સુપ્રીનટેન્ડેન્ટ નીમાયા છે.

(૪) વડોદરા આર્ટ કોલેજમાં લોજીક અને મોરલ ફીલોસોફીના કામ ચલાઉ પ્રોફેસર તરીકે સુરતવાળા રા. રા. અતીસુખશંકર કમલાશંકર ત્રીવેદી એમ.એ., એલ.એલ.બી., નીમાયા છે.

**બીજી વીસનગરા નાગર પરિષદ્**—તા. ૧૫–૧૬મી મે સને ૧૯૧૧ના રોજ લખનૌ વાળા પંડીત શ્રી કેશવ રામજી પંડ્યાના પ્રમુખપણા હેઠળ મળી હતી.

**વિશિષ્ટ ન્યાત પંચાયત અને પાટણના નાગર ભાઇઓ**—વિશિષ્ટ ન્યાત પંચાયતના ના ગાયકવાડ સરકારે બહાર પાડેલ મુત્સદ્દાનો એક ઠરાવ એવો છે કે ન્યાતની ધાર્મિક તથા વ્યવહારિક બાબતો ઉપર સર્વોપરી સત્તાથી ફેસલા આપવા. આ પંચાયતમાં ન આવવા ખાતર પાટણની નાગરી નાતના ગૃહસ્થો પૈકી કેટલાક તા. ૨૯–૫–૧૧ નો એક વિજ્ઞપ્તિ પત્ર બહાર પાડ્યો છે અને તેમાં આપણું આપણી જ્ઞાતિનું બંધારણ બાંધી આપવાથી જ ઉપરની બાબતોની યોગ્ય વ્યવસ્થા થાય તે માટે કેટલાક રસ્તા અને સગવડ સુચવી છે આ બાબત ઉપર જ્ઞાતિ સમસ્તે વિચાર કરવા આવતા શ્રાવણ માસ વદ ૭ થી વદ ૧૦ સુધીના દિવસોમાં ભેગુ થવાનું ઠરાવ્યું છે અને જેઓ હાજરી ન આપી શકે તેમણે લેખીત અભીપ્રાય રા. રા. ગીરધરરાય વૈકુંઠરામ મજમુદાર તરફ ઉપરની તીથીથી આઠ દિવસ અગાઉ મોકલી આપવા વીનતી કરી છે.

# નોટીસ.

હાલારી વડનગરા નાગરમાંથી દુર્બળ સ્થિતિના વિદ્યાર્થિઓને દરેકાઇ પ્રતિષ્ઠિત શાળામાં અભ્યાસ કરવાને લોન તરીકે પાછી લેવાની શરતે રૂપીઆ ૫૦ અંકે પચાસ સુધીની રકમ મદદમાં આપવાની છે માટે એવી રીતની મદદ મેળવવા ચાહનાર હાલારી વડનગરા નાગર વિદ્યાર્થી ઉમેદવારે ઉમ્મર, અભ્યાસ, વતન, કુટુંબની સ્થિતિ, મદદનો પ્રકાર, જરૂર જેટલી રકમ, અને પાછી ભરી આપવાનું વચન વગેરે હકીકત દર્શાવનારો કાગળ નીચે સહી કરનારને સરનામે શ્રાવણ સુદ ૧૫ સુધીમાં મોકલવો એટલે આવેલા કાગળો ઉપરથી ઉમેદવાર વિદ્યાર્થિઓની યોગ્યતાની તપાસ કરી કોને કેટલી સ્કોલરશીપ આપવી તેનો કમીટી શ્રાવણ વદ ૦)) સુધીમાં નિર્ણય કરશે.

રાજકોટ ગામ, મેડીનાં નાકા પાસે.

**લી. અમૃતલાલ જટાશંકર બુચ.**
"હાલારી વડનગરા નાગર જ્ઞાતિ ફંડ"
ના મદદગાર સેક્રેટરી

# इनाम.

"એક નાગર સ્ત્રી, જુનાગઢ" ને મળેલ (ગયા ત્રીમાસિક પાને ૩ જે છપાએલ ઇનામો પૈકી) રૂા ૪ ચાર તેણે પોતાના સ્વર્ગસ્થ પતિના સ્મરણાર્થે જ્ઞાતિ ફંડને અર્પણ કરેલ છે તે ઉપકારસહ સ્વીકારવામાં આવે છે.

# विद्योत्तेजक ज्ञातिसेवा.

ત્રીમાસિક પુસ્તક ૭ અંક ૧લા પાને ૩૯ મે છપાયેલ કલમ (૨) વાળી રૂા. ૫ ની માસિક સ્કોલરશીપ આપનાર ગૃહસ્થે હાલ કેટલાક અનુચિતપણા કારણસર પોતાની દરખાસ્ત અમુક વખત સુધી મુલતવી રાખ્યાનું જાહેર કરવા ફરમાસ કરી છે જેથી તે સ્કોલરશીપ કોને આપવી તેનો નિર્ણય હાલ કરવામા નહીં આવે

# परिणाम.

## મુંબઇ યુનિવરસીટી

**પ્રીવીઅનરી સાયન્ટીફીક પરિક્ષા.**

બીજે વર્ગે—વસંતરાય વિ. લક્ષ્મીશંકર બક્ષી—રાજકોટ

નાતમલાલ વિ. પોપટભાઇ માંકડ—જામનગર.

**બીજી એલ.એમ. એન્ડ એસ.**

બીજે વર્ગે—રા રા વેણીલાલ હરીપ્રસાદ માંકડ—જામનગર

" " ધોળ—જુનાગઢ.

**પહેલી એલ.એલ.બી.**

બીજે વર્ગે—રા રા પ્રભુલાલ હરીલાલ વસાવડા—જુનાગઢ.

## અલ્હાબાદ યુનિવરસીટી.

મેટ્રીક બીજે ડિવીઝન—વેણીલાલ કેશવલાલ પંડ્યા—જામનગર

# त्रिमासिक

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ भ. गी. अ. ३. श्लो. २६.

પોતાનો (પોતાના વર્ણાશ્રમનો) ધર્મ વિગુણ હોય (એટલે યથાર્થ રીતે પળાતો ન હોય), તો પણ સારી રીતે આચરવામાં આવતા પર (અન્ય વર્ણાશ્રમના) ધર્મ કરતાં સ્વધર્મ વધારે કલ્યાણકારક છે; (પરધર્મમાં જીવવા કરતાં) સ્વધર્મ પળાવતાં મૃત્યુ થાય તો તેથી પણ વધારે લાભ છે; કેમકે પરધર્મ કેવળ ભય ઉત્પન્ન કરનાર (એટલે છેવટે નરકાદિની પ્રાપ્તિ કરાવનાર) જ છે. શાંકરભાષ્ય.

પુસ્તક ૮ મું. દ્વિતીય આષાઢ શુદ ૧૪, સંવત ૧૯૬૮ અંક ૨ જો.

તંત્રી—માનશંકર પીતાંબરદાસ મહેતા, ભાવનગર.

## અનુક્રમણિકા.





શ્રી "સરસ્વતી" છાપખાનું—દાણાપીઠ, ભાવનગર.

## સૂચના.

આ પત્ર કાઠિયાવાડ તથા કચ્છના નાગરગૃહસ્થો તથા નાગરપ્રાશ્નોને વિના મૂલ્યે અપાય છે છતાં વિના મૂલ્યે લેવાની જેઓની ઇચ્છા નહિ હશે, તેઓને માટે એક પ્રતનું વાર્ષિક મૂલ્ય રૂ ૦—૮—૦ રાખવામાં આવેલ છે

આ પત્ર સંબંધી સર્વ પ્રકારનું લખાણ તથા પૈસા સંબંધી લેવ-દેવ નીચે સહી કરનારને નામે ચલાવવાની વિજ્ઞપ્તિ છે.

બળવંતરાય વજેશંકર છાયા. બી. એ એલ એલ બી.
વ્યવસ્થાપક, "ત્રિમાસિક," રાજકોટ.

## સોપકાર સ્વીકાર.

૧ વસંત, ૨ સુદર્શન, ૩ બુદ્ધિ પ્રકાશ, ૪ સમાલોચક, ૫ શ્રુતિબોધ (વેદોના ભાષાન્તર), ૬ નાગર વિજય, ૭ સહકાર અને ૮ કાયસ્થપત્રિકા (ગંભીરાણી)—એ પત્રો અમને ત્રિમાસિકના બદલામા મળે છે તે ખાતે તે તે પત્રોના તંત્રીઓ અને વ્યવસ્થાપકોનો અમે અંતઃકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ " તંત્રી.

## મેટ્રીક વિદ્યાર્થીઓ માટે અમદાવાદ ત્રિમાસિક બોર્ડીંગ

હમેશના દસ્તુર મુજબ દરેક જણ દીઠ રૂ ૫) આપી, આ ઓફીસમાં નામ નોંધાવેથી અમદાવાદમા મેટ્રીકની પરીક્ષા ચાલે તે વખતને માટે રસોયા, નોકર તથા મકાન અને બનતાં પાગરણ સહિત જમવાની સગવડ આપવામા આવશે. તેથી આ વર્ષ માટે જે નાગર વિદ્યાર્થી ભાઇઓને આ ગોઠવણનો લાભ લેવો હોય તેઓએ નામ નોંધાવવા લક્ષમા રાખવાની વિનતિ છે. વ્યવસ્થાપક.

## ત્રિમાસિકના સાતમા વર્ષનો ઉપજ ખર્ચનો હીસાબ. સંવત ૧૯૬૭—૬૮.

જ

| | |
|---|---|
| ૩૩—૫—૯ | ગત વર્ષની સીલક પુ ૭ અ ૨ ને પુંઠે બતાવ્યા મુજબ |
| ૭૭—૬—૦ | પુ ૭ અ. ૨માં આપેલ પોહોંચ મુજબ |
| ૧૬૩—૩—૦ | પુ ૭ અ ૪માં આપેલ પોહોંચ મુજબ |
| ૧૨૭—૧૨—૦ | પુ ૮ અ ૧માં આપેલ પોહોંચ મુજબ |
| ૧૩૬—૧૨—૦ | આ અંકની પોહોંચ મુજબ |
| ૫૩૮—૬—૯ | |

ઉ

| | |
|---|---|
| ૩૪૯—૦—૦ | સાતમા વર્ષના ચાર અંકોની છપામણીના ગોંડળના પ્રેસને. |
| ૭૪—૧૩—૦ | ચાર અંકો તથા પત્રવ્યવહારનું ટપાલ ખર્ચ |
| ૧૦—૭—૬ | રેલ્વે પાર્સલ વિગેરે |
| ૭—૦—૦ | નીબંધોના ઇનામો |
| ૨—૦—૦ | મુન્શી માધવ લાલજી તરફથી અપાયેલ ઇનામના |
| ૩—૦—૦ | [illegible] દુર્લભજી [illegible] તરફથી અપાયેલ ઇનામના |
| ૧—૦—૦ | ડાક્ટર [illegible] તરફથી અપાયેલ ઇનામના |
| ૧૨—૦—૦ | ત્રિમાસિક અમદાવાદ બોર્ડીંગ ખર્ચના ખોટના |
| ૫૧૩—[illegible]—૬ | |
| ૨૫—૨—૩ | સીલક |
| ૫૩૮—૬—૯ | |

त्रिमासिक

પુસ્તક ૮ મું. દ્વિતીય આષાઢ શુદ ૧૪, સંવત ૧૯૭૮ અંક ૧ લો.


# अमारी ओळखाण.

## ( पहाडी )

अमे नरसिंहना शिशु सर्व, पूज्य ए अमारा;
अमारां योगक्षेम ईश छे संभाळनारा—अमे.

नरसिंहने पगले पळी नरसिंह बनी भवरण घूमी,
नरसिंहमूर्ति नयन धरी फरीए नृसिंहचरण चूमी!
अमे तो राखीने उर हाम, नाव नांखनारा,
नडे न तोफान, हरि सुकान, हाथ राखनारा—अमे.

खडको खराबीना खडा थमको विपत्तिना पडे
परमेशनी ज कृपा वडे, अमने भयाणे न ज नडे!
तरे तरणी अमारी श्रीहरि तरावनारा,
समर्थे सार ए निर्धार रुडो आपनारा—अमे.

जगने थसीश्यो एक अमने भक्तपद नरसिंहनो
नरसिंहना नागर अमे, ए नाथ छे नरसिंहनो!
अमारी टेकनेकनेहथी निभावनारा
सदा शुभ कार्य, आर्य रीतिए बजावनारा!—अमे.

नरसिंहना नामे चडे, रोमांच उर उछळी रहे!
ए भक्तवीर तणी विभूति कल्पेश अम मनना दहे!!

તેઓ સાહેબે જે ગૃહસ્થોને પત્રો લખ્યા હતા, તેમાના બે ગૃહસ્થોની સાથે તે વિષેની ચર્ચા કરવાનો મને લાભ મળવાથી, આ સોસાઈટીની સમક્ષ તેના સંબધમા કેટલીક સૂચનાઓ કરવાની હુ હિમ્મત ધરૂં છું. મને આશા છે કે–તે ઉપરથી વિશેષ પર્યેષણ કરવાનો માર્ગ ખુલ્લો થશે.

નાગરી મૂળાક્ષરોની ઉત્પત્તિ વિષેનો કંઈક ખ્યાલ આવવાને માટે નિમ્ન લિખિત મુદ્દાઓ ધ્યાનમા રાખવા યોગ્ય છે.

**૧ ' નાગર ' નામ પડવાનું કારણ શું છે ?**
**૨ કયે સ્થળે તે નામ અસ્તિત્વમાં આવ્યું ?**
**૩ તે નામ કોણે ધારણ કર્યું, અને તેઓનો નાગરી લિપિ સાથે કઇ સબંધ છે ?**
**૪ તેની ઉત્પત્તિનો કાળ.**
**૫ નાગરાક્ષરોનો વિકાસ અને પ્રચાર.**

કેટલાક હિંદુ પંડ્તિો **नागर** શબ્દની વ્યુત્પત્તિ **नगर** માથી કરે છે કાશીના પંડ્તિ વામનાચાર્ય અને બીજા પડિતો તરફથી પંડ્તિ શંભુચંદ્રને જે પત્રો મળ્યા છે, તે પત્રોમા તેજ મતલબની હકીક્ત છે. કેટલાક પંડિતો **देवनागर** ની વ્યુત્પત્તિ **दिव्यनगरमांथी थयेल** એમ કરે છે કેટલાકોનું એવુ મત છે કે–દેવલોકમાંથી તે લિપિ ઉત્પન્ન થઈ છે, તેથી તે **देवनागर** કહેવાય છે

હવે કદાપિ **नागर** શબ્દની વ્યુત્પત્તિ **नगरेभवं**–એમ માનીએ તો, **नगर** શબ્દથી અમે તે નગર, એમ કહી શકાય, પરંતુ કયુ અમુક નગર–જે- પ્રસંગવશાત્ વિવક્ષિતત્ર છે–તેનો તે વ્યુત્પત્તિમાત્રથી નિશ્ચય થઇ શકતો નથી.

સાહિત્યશાસ્ત્રના નિયમ પ્રમાણે, જ્યારે કોઇ પણ અમુક પદાર્થને અમુક શબ્દોથી સંજ્ઞિત કરવાની ઇચ્છા કરીએ, ત્યારે જે અમુક સ્થળમાથી અથવા અમુક વ્યક્તિ તરફથી તે પદાર્થ ઉત્પન્ન થયો હોય, તે સ્થળ અથવા તે વ્યક્તિનો ખાસ નિર્દેશ કરવો જોઇએ **नगरेभवं** ની વ્યુત્પત્તિ ઉપરથી નાગરાક્ષરોની ઉત્પત્તિ માનનારાઓએ તેમજ દિવ્યનગર અથવા દેવલોકમાંથી તેની ઉત્પત્તિ માનનારાઓએ તે નિયમનો હેતુ પાર પાડયો નથી.

રાજા રાધાકાન્ત બહાદૂરના શબ્દકલ્પદ્રુમ નામના કોષમા તેમજ તારાનાથ તર્ક વાચસ્પતિના વાચસ્પત્યબૃહદભિધાનમા **नागराक्षरो नागरदेशना** છે, એમ લખેલું છે; પરંતુ તે ગ્રંથોના રચનારાઓએ તે વિષે કઇ પ્રમાણો આપ્યાં નથી, તેમજ પશ્ચાદ્ભૂત કોષકારોએ તેઓનુ અનુસરણ કર્યું નથી.

. ડાક્તર ઈસાક ટેલર પોતાના ' મૂળાક્ષરો ' નામના પુસ્તકના ભાગ ૨ પૃષ્ઠ ૩૪૯ મે લખે છે કેઃ—

" નાગરી શબ્દના અર્થ વિષે ઘણો મતભેદ જણાય છે નાગરી લિપિ કાશીના પંડિતોની પ્રથમ લિપિ હતી, એમ માનવામાં આવતુ હતુ. તેમજ नगर માંથી તેની વ્યુત્પત્તિ માનીને નગરવાસીઓની તે લિપિ છે, એમ ખુલાસો આપવામા આવ્યો છે. ડાક્તર બર્નેલ તો વળી એમ ધારે છે કે—' તે नाग એટલે સર્પો ની લિપિ હતી, તેથી તેનું પ્રથમ નામ नागलिपि હતું.'[1] લલિતવિસ્તાર નામના બૌધ ગ્રંથનું જ્યારે પ્રથમ ટિબેટની ભાષામાં ભાષાન્તર કરવામા આવ્યું હતું, ત્યારે તેના ભાષાન્તરકર્ત્તાએ તે શબ્દનો તેવો અર્થ કર્યો હતો, તે ઉપરથી તે કાળમાં તે શબ્દનો તેવો અર્થ થતો હશે, એમ ધારવામા આવે છે. ગુજરાતના નાગરબ્રાહ્મણોની તે લિપિ હતી, માટે તે नागरीलिपि કહેવાઈ, એમ તે વિષે ત્રીજું મત છે વળી ચોથી કલ્પના એવી પણ છે કે—યાદવવંશીય રાજાઓ—જેઓ નાગરાજાઓ કહેવાતા હતા, તેઓની તે લિપિ હતી. "

વિશેષત: તેઓ કહે છે કે—" देवनागरी શબ્દ જેનો અર્થ ' દિવ્ય અથવા પવિત્ર નાગરી—એવો થઈ શકે છે, તે શબ્દ હિંદુઓ કદિ પણ વાપરતા નથી. ગત કાળને અંતે કોઇ એંગ્લોઇન્ડિયને તે શબ્દ નવો ઉપજાવી કાઢયો હોય, એમ લાગે છે તો પણ હિંદુસ્થાનની પ્રાચીનલિપિશાસ્ત્રના ગ્રંથોમા તે શબ્દ સુપ્રચલિત થઇ ગયો છે; અને હવે તે શબ્દનો અર્થ સંસ્કૃત ભાષાના જે ગ્રંથો મુદ્રાંકિત કરવામાં આવે છે, તે ગ્રંથોની લિપિ—એવો કરીએ તો સમીચીન જણાય છે; તે સાથે नागरी શબ્દને મૂળ સ્વરૂપ માનીને તેને હિંદુસ્થાનની સઘળી પ્રાકૃત લિપિઓના વાચક રૂપ, અને देवनागरी ને તેની એક શાખારૂપ ગણીએ તો ગણી શકાય તેમ છે. " ( પૃ. ૩૪૯. )

જે હકીકતો અને સાધનો હું મેળવી શક્યો છું, તે ઉપરથી હું પોતે તો એવા નિશ્ચય ઉપર આવું છું કે—નાગરી મૂળાક્ષરોને નાગર નામ ધારણ કરનાર કોઈ વિશિષ્ટ જ્ઞાતિના મનુષ્યોએ नगर નામ વાચ્ય કોઈ વિશિષ્ટ સ્થળમાં રહીને શોધી કાઢયા હતા.

## ૨ नगर—વાચ્ય સ્થળો અને પ્રસ્તુત વિશિષ્ટ नगर

---

[1] જુઓ, Burnell's S Indian Pal, P. 52.

આશરે ૭૫૦ વર્ષો પૂર્વે પંડિત શેષ કૃષ્ણ² નામના પ્રાકૃતચન્દ્રિકાના પ્રણેતાએ તે ગ્રંથમા જુદી જુદી ભાષાઓનો નીચે પ્રમાણે વૃત્તાન્ત આપ્યો છે

महाराष्ट्री तथावन्ती शौरसैन्यर्धमागधी ।
वाह्लीकी मागधी चैव षडेता दाक्षिणात्यजाः ॥
व्राचन्डो लाटवैदर्भावुपनागरनागरौ ।
बार्बरा–वन्त्य–पाञ्चाल–टाक्क–मालव–कैकयाः ॥
गौडोड्र–दैव–पाश्चात्य–पाण्ड्य–कौन्तल–सैंहलाः ।
कालिङ्ग–प्राच्य–कार्णाट–काञ्च्य–द्राविड–गौर्जराः ॥
आभीरो–मध्य देशीयः सूक्ष्मभेदव्यवस्थिताः ।
सप्तविंशत्यपभ्रंशा वैतालादिप्रभेदतः ॥

"૧ મહારાષ્ટ્રી, ૨ અવન્તી, ૩ શૌરસેની, ૪ અર્ધમાગધી, ૫ બાહ્લીકી, અને ૬ માગધી–તે ૭ પ્રાકૃત ભાષાઓ દક્ષિણ દેશમાંથી ઉત્પન્ન થયેલ છે"

"૧ વ્રાચડ, ૨ લાટ, ૩ વૈદર્ભ, ૪ ઉપનાગર, ૫ નાગર, * ૬ બાર્બર ૭ આવન્ત્ય, ૮ પાંચાલ, ૯ ટાક્ક, ૧૦ માલવ, ૧૧ કૈકય, ૧૨ ગૌડ, ૧૩ ઓડ્ર, ૧૪ દૈવ, ૧૫ પાશ્ચાત્ય, ૧૬ પાંડ્ય, ૧૭ કૌન્તલ, ૧૮ સૈંહલ, ૧૯ કાલિંગ, ૨૦ પ્રાચ્ય, ૨૧ કાર્ણાટ, ૨૨ કાંચ્ય, ૨૩ દ્રાવિડ, ૨૪ ગૌર્જર, ૨૫ આભીર, ૨૬ મધ્ય દેશીય, અને ૨૭ વૈતાલ–તે ૨૭ અપભ્રંશ ભાષાઓ એક બીજાથી થોડા થોડા તફાવતને લીધે જુદી પડે છે"

ઉપરના શ્લોકથી સ્પષ્ટ થાય છે કે–મહારાષ્ટ્રી વગેરે ૭ ભાષાઓનાં નામો

---

૨ પંડિત શેષકૃષ્ણ શેષનૃસિંહ નરસિંહનો પુત્ર હતો, જે કૃષ્ણપંડિત તરીકે પ્રસિદ્ધ થયેલ છે ડાક્તર ભાંડારકરની માન્યતા પ્રમાણે રામચંદ્રનો ભત્રીજો શેષકૃષ્ણ ઇ સ. ૧૧૫૦ ની આસપાસ થઈ ગયેલ છે ( જુઓ. રા. બા. ભાંડારકરકૃત સંસ્કૃત હસ્ત લિખિત પુસ્તકોનો વૃત્તાંત, ઇ સ ૧૮૮૩–૮૪ પૃ ૫૯ )

* નાગર શબ્દનો પ્રત્યક્ષ પ્રયોગ દાનપત્રો અથવા શિલાલેખોમાં ઇ સ. ૧૨ મા સૈકા પછીથી અથવા તે અરસાથી જોવામાં આવે છે, પરંતુ પ્રથમ કહ્યા પ્રમાણે પંડિતશેષકૃષ્ણે 'નાગર દેશ'નો પોતાના ગ્રંથમાં ઉપયોગ કર્યો છે, તે ઉપરાંત શંભાષર અથવા યોગસિદ્ધિ નામના વૈદક ગ્રંથ ઉપર ટીકાકરનાર ભાભટના પૌત્ર અને નારાયણના પુત્ર શ્રી કહદત્ત જેઓ પોતે નાગર હતા, તેઓએ નાગર નામની ઔષધીનો અર્થ કરતાં नागराख्ये देशे मर्त्र नागरम्. (પૃ ૮૪) એવો નિર્દેશ કર્યો છે, તે સિવાય વરાહમિહિરે પોતાની બૃહત્સંહિતા નામના ગ્રંથમા અમુક અમુક દેશો અને જાતિઓના જે જે ગ્રહો સ્વામીઓ હોય છે, તેનું વર્ણન કરતાં નાગર દેશનો સ્વામી મંગળ છે, એમ કહ્યુ છે ( પ્ર. ૧૫ શ્લો. ૧૩ ) વરાહમિહિર તે ગ્રંથ ઇ. સ. ૫૨૨માં રચેલ છે વળી ચીને દેશનો પ્રવાસી સુપ્રસિધ્ધ હુએનસંગ જે ઇ સ. ના સાતમા સૈકામાં હિંદુસ્થાનમાં આવ્યો હતો, તેણે વડનગર નગરનો પોતાના ગ્રંથમાં નોંધ કર્યો છે તેથી નાગર નામના દેશની પ્રસિદ્ધિ ઇ. સ. ૭મા સૈકા પૂર્વેથી હતી, એમ સિદ્ધ થાય છે ભા. ક.

જેમ કોઇ અમુક પ્રદેશમાં વસનારી જાતિઓ ઉપરથી નિષ્પન્ન થયા છે, તેવી જ રીતે ઉપનાગર, નાગર અને દેવ નામો પણ તે તે નામના પ્રદેશો ઉપરથી જ નિષ્પન્ન થયેલાં હોવા જોઇએ.

ત્યારે બીજો પ્રશ્ન એવો ઉપસ્થિત થાય છે કે—ક્યા વિશિષ્ટ પ્રદેશ ઉપેરથી નાગરી નામ નિષ્પન્ન થયું છે ?

હિંદુસ્થાનમાં એક કરતાં વધારે સ્થળો નગર નામથી ઓળખાય છે બંગાળામાં એક નગર નામનુ ગામ છે, તે અસલ વીરભૂમ રાજાની રાજધાનિ હતી. તંજોરમાં નગર નામનું એક પ્રસિદ્ધ બંદર છે. મહીસૂરમા તો એક વિસ્તીર્ણ પ્રદેશને નગર વિભાગ કહેવામાં આવે છે; તે વિભાગમાં નગર નામનું પરગણું અને નગર નામનું ગામ આવેલું છે. પંજાબના કાંગરા પ્રદેશમા બીયાસ નદીને કાંઠે નગર નામનું એક ગામ અને નગરકોટ નામનું એક પ્રાચીન ગામ—એમ બે ગામો છે તદુપરાંત દરભંગાના રાજ્યમાં નગરવસ્તિ, સિંધમાં નગર નામનું શેહેર, અને બસ્તિપ્રદેશમાં નગરખાસ નામનુ શેહેર આવેલુ છે. વળી દક્ષિણ દેશમા તો નગર નામનાં સંખ્યાબંધ પ્રાચીન ગામો હજુ પણ અસ્તિત્વમા છે

તે જ પ્રમાણે નાગર નામને માટે પણ તેવી જ મુશ્કેલી ઉત્પન્ન થાય છે ઉત્તર બંગાળામાં પૂર્ણિયાથી દિનાજપુર સુધી એક, અને બીજી બગુરાથી રાજશાહી સુધી એમ બે નાગર નામની નદીઓ વહે છે. રજપૂતાનામાં નાગર નામનાં ૯ અથવા ૧૦ સ્થળો છે. જેમાના ત્રણ સ્થળો તો શેહેર જેવાં છે આ ત્રણ શેહેરોમાંથી એક જયપુરના રાજ્યમા, બીજું મારવાડમા અને ત્રીજું રન્થમભોરથી ૧૦ માઇલ દૂર આવેલું છે. મેવાડમાં ચિતોડની પાસે જ નાગરી નામનું એક પ્રાચીન ગામ છે. આ સ્થળેથી એક અમુક પ્રકારના છાપવાળા સિક્કાઓ નીકળી આવ્યા છે, તે ઉપરથી તેમજ કેટલીક અગત્યની હકીકતો ઉપરથી સર. અલેકઝાન્ડર કનિંગહામ સાહેબે નિશ્ચયપૂર્વક સિદ્ધ કર્યું છે કે—'આ શેહેર ક્રાઇસ્ટના જન્મ પહેલા ઘણા વર્ષો પૂર્વે વસાવવામાં આવ્યું હતુ.' પરંતુ તેઓના કહેવા પ્રમાણે,તે સ્થળનું પ્રાચીન નામ તંબાવતી નગરી હતું. ઉપર્યુક્ત કોઇ પણ સ્થળમાથી આપણને એવું અનુમાન કરવાનું કારણ

---

*ઉપરનાં સ્થળો સિવાય નગર અથવા નાગર નામનાં સ્થળો નીચે મુજબ નોંધી રાખવા યોગ્ય છે.

૧ નાગરજોંક નામનુ નેપાલમાં હિમાલયના એક પર્વતના શિખરનુ નામ છે.
(જુઓ, Three years in Tibet by Ekai Kavaguchi P. 715)

૨ કૈરોમ અને કિનારે તંજોર ઇલ્લામા નાગપત્તનથી ૧૦ માઇલ દૂર નગર નામનુ શેહેર છે

૩ નાગરહાર, જે હાલમાં જલાલાબાદથી પ્રસિદ્ધ છે, તે ચીનાઈ પ્રવાસી હુએનસંગ અને ઓક ભૂગોળવેત્તા ટોલેમીના જાણવામાં હતુ

મળતું નથી કે નાગરી મૂળાક્ષરો તેમાના કોઇપણ સ્થળમાંથી ઉત્પન્ન થયા હોય.

અફ્ગાનીસ્તાનમા નાગર નામની એક અતિ સમર્થ જાતિ વસે છે. થોડાં વર્ષો પૂર્વે આ જાતિએ બ્રિટિશ સરકાર સાથે વિગ્રહ કર્યો હતો. મારા એક મિત્રે તે જાતિનો તે સ્થળમા નિવાસ હોવાનું સાંભળીને એવું અનુમાન ઉપજાવી કાઢ્યું હતું કે–' નાગરી મૂળાક્ષરોનુ નામ આ જાતિના નામ ઉપરથી પડ્યું છે ' તેની દલીલ એવી હતી કે જેવી રીતે આર્યજાતિ મધ્યએશિયાથી હિંદુસ્થાનમા ધીમે ધીમે દાખલ થઇ હતી, તેવી રીતે આ નાગરજાતિની લિપિએ હરકોઇ પ્રકારે હિંદુસ્થાનમાં પ્રવેશ કર્યો હતો. મારા મિત્રની આ કલ્પનાને હુ કોઈ પણ રીતે પુષ્ટિ આપી શકતો નથી. આ નાગરજાતિનાં મનુષ્યો જો કે આ સમયે તો સઘળાં મુસલમાન થઈ ગયાં છે, તોપણ તેઓ મૂળે રજપૂત હોવાનો તેમજ રજપૂતાના તેઓનું નિવાસસ્થાન હોવાનો દાવો કરે છે આ પ્રમાણે હકીકત હોવાથી કાબુલના ઉત્તર ભાગમાંથી નાગરાક્ષરો હિંદુસ્થાનમા દાખલ થયા, તે કલ્પનાનો કેવી રીતે સ્વીકાર થઇ શકે ? *

તે સિવાય, મુંબઇ ઇલાકામા અહમદનગર પ્રગણામા એક નગર નામનું ગામ છે તે પ્રગણાનું ક્ષેત્રફળ ૯૧૯ ચોરસ માઇલ છે. [૨] આ પ્રદેશમાં નાગર નામ ધારણ કરનારી એક બ્રાહ્મણની જ્ઞાતિ વસે છે અહમદનગર પણ નગરના નામથી

---

૪ નાગરકોઇલ નામનુ શહેર ત્રાવણકોરના રાજ્યમાં છે, ત્યાં નાગમાતાનુ પ્રાચીન મંદિર છે

૫ ઉત્તરઆર્કોટ જીલ્લામા નાગરી નામની એક ટેકરી છે

( જુઓ, Encyclopaedia of India by E Balfour )

૧ મહાભારતમા માહિની નગરી—એવો ઉલ્લેખ છે ( જુઓ ૧૨–૫–૬ ) તેમજ શાંતિપર્વ અ. ૮૧માં નગર શબ્દનો ઉલ્લેખ છે તેજ પ્રમાણે હરિવંશ ( અ. ૧૪૭ ) માં નાગરાખ્ય શબ્દનો ઉલ્લેખ છે બા ક

* નાગરનામની તે સિવાય કેટલીક જાતિઓ હિંદુસ્થાનમાં વસે છે

૧ બુંધલખંડ પ્રદેશમાં ગુર્જર જાતિની નાગર નામની ઉપજાતિ છે; તેની વસ્તિ ૫૦૦૦૦ મનુષ્યોની છે

૨ જાટ લોકોમાં નાગરનામની ઉપજાતિ છે

( જુઓ, Indian Antiquany, January 1911 P. 33 34 )

૩ મૈથિલબ્રાહ્મણોમાં પણ નાગરનામની ઉપજાતિ છે

૪ ગુજરાતમા નાગરબ્રાહ્મણોની એક જાતિ છે.

૫ સાંથાલ પ્રગણામા તથા ભાગલપુરમાં કૃષિકારની એક નાગર નામની જાતિ છે આખા બંગાળામાં તે જાતિની ૪૦૦૦૦ વસ્તિ છે ( જુઓ બંગાળી વિશ્વકોષ ) બા ક.

૨ જુઓ બામ્બેગેઝીટયર, પુ ૭ પૃ. ૧૦૮

ઓળખાયછે. પરંતુ તે નામ માત્ર ત્યાંની વસ્તિમાં જ જાણીતું છે. તેઓનું કહેવું એમ છે કે—ઇ. સ. ૧૪૧૧માં અહમદશાહ સુલતાને આધુનિક અહમદનગર વસાવ્યું, તે પહેલાં ઘણાં વર્ષો પૂર્વેથી તે આખો પ્રદેશ નગરનામથી જ પ્રસિદ્ધ હતો. આ સ્થળના નાગરબ્રાહ્મણો પોતાની ઉત્પત્તિ માટે સ્કન્દપુરાણાન્તર્ગત નાગરખંડનો આધાર આપે છે. નાગરખંડમાં કહ્યું છે કે-સરસ્વતી નદીને તીરે આવેલ હાટકેશ્વરક્ષેત્રનું બીજું નામ નગર છે તે આધારે અહમદનગર પ્રદેશના નાગર બ્રાહ્મણોનું એવું માનવું છે કે—નાગરખંડોક્ત હાટકેશ્વરક્ષેત્ર, તે બીજું કંઇ નહિં પણ તે પ્રદેશમાં સરસ્વતીને કિનારે શ્રીગંઢીમાં આવેલ પ્રાચીન હાટકેશ્વરક્ષેત્ર છે, તેજ છે ' નગર અથવા અહમદનગર આ હાટકેશ્વરક્ષેત્રની મર્યાદામાંજ ઉપસ્થિત છે નાગરખંડમાં કહેલ ઘણા તીર્થો આ નગરપ્રદેશમાં વિદ્યમાન હતાં. તેમાંના ઘણાં તીર્થોનો તો મુસલમાનોએ નાશ કરી નાખ્યો છે; માત્ર સિદ્ધેશ્વર, નાગનાથ, હાટકેશ્વર અને બીજા કેટલાંક તીર્થો તેઓના સંહારમાંથી બચી જવા પામ્યા છે

જો આપણે તે નાગરબ્રાહ્મણોના કહેવા ઉપર વિશ્વાસ લાવીએ તો, નાગરખંડમાં કહેલ પ્રાચીન નગર, તે આધુનિક અહમદનગર હતું, એમ માનવું પડે. કિંતુ આ શ્રીગંઢીના હાટકેશ્વરના પંડ્યાઓ નાગરખંડોક્ત નગર અથવા હાટકેશ્વરક્ષેત્રનું તાદાત્મ્ય પોતાના હાટકેશ્વરક્ષેત્રની સાથે ઠરાવવાનો ગમે તેટલો પ્રયાસ કરે છે, છતા નિશ્ચયપૂર્વક કહેવું પડે છે કે—તે ગ્રંથમાં કહેલ હાટકેશ્વરક્ષેત્ર શ્રીગંઢીનું હાટકેશ્વરક્ષેત્ર છે, એમ કદિ પણ માની શકાતું નથી. નાગરખંડના પ્રાચીન હાટકેશ્વરક્ષેત્રની પાછી ઘણાં વર્ષે આ શ્રીગંઢીના હાટકેશ્વરની સ્થાપના થઇ છે, એમ માનવાને સબળ કારણો છે. ✽

---

૪ જુઓ, જે. મ. વર્ગેસકૃત ' મુંબઈ ઇલાકાનાં પ્રાચીન સ્થળો અને ખંડેરો ' પૃ ૧૦ )

✽ વામનપુરાણમાં ગોદાવરી નદીના મુખભાગમાં સપ્તગોદાવરીપ્રદેશમાં હાટકેશ્વરનું દેવાલય હતું, એમ કહેલ છે જુઓ વામનપુરાણ અ. ૬૨ શ્લો ૭૭ થી ૮૧

તેજ પ્રમાણે મહાભારતના સભાપર્વાન્તર્ગત દિગ્વિજયપર્વમાં વળી હાટકદેશનું પણ વર્ણન કરેલું જોવામાં આવે છે

तं जित्वा हाटकं नाम देशं गुह्यकरक्षितम् ।
पाकशासनिरव्यग्रः सहसैन्यः समासदत् ॥ ३ ॥
तांस्तु सान्त्वेन निर्जित्य मानसं सर उत्तमम् ।
ऋषिकुल्यास्तथा सर्वा ददर्श कुरुनन्दनः ॥ ४ ॥ अ० २८॥

નાગરખંડમાં એક એવી કથા છે કે-પુષ્પ નામના કોઈ પુરૂષ પાસેથી ચંપશર્મા નામના નાગરબ્રાહ્મણે પ્રતિગ્રહ કરવાથી, તેનો નાગરજ્ઞાતિએ બહિષ્કાર કર્યો હતો. સ્વજનપરિજનોએ ત્યાગ કરવાથી, તે ચંપશર્મા સ્વનિવાસ છોડીને સરસ્વતીને દક્ષિણ તીરે નિર્જન સ્થળમાં આવીને રહ્યો હતો. આ ચંપશર્માના વંશજો, તે ઉપરથી બાહ્યનાગર કહેવાય છે સરસ્વતીને કિનારે શ્રીગઢીમાં હાલમાં જે હાટકેશ્વર વિદ્યમાન છે, તે હાટકેશ્વરની સ્થાપના તે પ્રદેશના નાગરબ્રાહ્મણોએ મૂળ હાટકેશ્વરક્ષેત્રનુ અનુકરણ કરીને કરી હતી. નાગરખંડમાં કહ્યા પ્રમાણે નગરનામનુ શેહેર તો સરસ્વતીને ઉત્તર તીરે હાટકેશ્વરતીર્થથી પાંચ કોશ એટલે દશ માઇલ દૂર હોવુ જોઇએ, ત્યારે આ અહમદનગર નામનું શેહેર શ્રીગંઢીથી ૧૦ માઈલથી વધારે દૂર છે, એટલુંજ નહિ પણ સરસ્વતી નદી આ અહમદનગરની પાસે થઇને વહેતી નથી. આ સઘળી હકીકતો જ્યારે હું ધ્યાનમાં લઉં છું, ત્યારે નાગરબ્રાહ્મણોનું મૂળ નિવાસસ્થાન આ અહમદનગર હતુ, એમ કદિપણ માની શકતો નથી. તેમજ નાગરી મૂળાક્ષરોનો આ સ્થળેથી ઉદ્ભવ થયો હોય, એવું પ્રતિપાદન કરનારી કોઇપણ દંતકથાનો આધાર પણ પ્રાપ્ત થતો નથી.

અપૂર્ણ.

( અનુવાદક )

માનશંકર પીતાંબરદાસ મેહેતા.

---

# स्त्री शिक्षण.

The woman's cause is man's, They rise and sink
Together, dwarfed and God-Like, bond and free,
If she be small, slight-natured, miserable,
How shall man grow ? Tennyson

" જે હિત સ્ત્રીઓનું છે, તે જ પુરૂષોનુ છે, તેઓ બન્ને એક સાથે જ ચડે છે અથવા પડે છે, અધમ અથવા દિવ્ય, પરતંત્ર અથવા સ્વતંત્ર સાથે જ બને છે. જો સ્ત્રીઓનું હૃદય ક્ષુદ્ર, સ્વભાવ અનુદાર અને જીવન કલેશમય હોય તો પુરૂષોની ઉન્નતિ શી રીતે થઈ શકશે ? " ટેનિસન.

લેખન અને પઠનના જ્ઞાનથી દુર્ગુણ ઉત્પન્ન થાય છે અથવા વૃદ્ધિ પામે છે, તેવા વિવાદનો સમય વિતી ગયો છે. જે જ્ઞાતિના યુવાનો જ્ઞાતિની સ્થાપનાના

કાળથી જ ધનનું ઉપાર્જન કરવાને વિદેશમાં વિહરતા હતા, અને તેવે પ્રસંગે જેઓની લલિત લલનાઓ વિદેશવાસી પતિઓ ઉપર પત્ર લખી કાળ નિર્ગમન કરતી હતી, તેવું સ્પષ્ટ નોંધાયું છે, * તે જ્ઞાતિને તો તેવી દલીલ લાવવાનો કંઈ પણ અવકાશ રહ્યો નથી. સ્ત્રીશિક્ષણ માટે હવે બે જ પ્રશ્નો ચર્ચાયોગ્ય રહ્યા છે. મુખ્ય પ્રશ્ન એ જ છે કે–'સ્ત્રીને કેવા પ્રકારનું શિક્ષણ આપવું ? અને તેજ પ્રશ્ન-માંથી બીજો પ્રશ્ન સહજ ઉદ્ભવે છે કે–કેવી રીતે તેવું શિક્ષણ આપવું ?'

કેટલાક અનુદાર ધર્માચાર્યોએ સ્ત્રીઓનો વેદાધ્યયનનો એટલે ઉત્તમ કેળવણી ( Liberal Education ) નો હક છીનવી લેવાનો ભગીરથ પ્રયત્ન કર્યો છતાં, છેક પ્રાચીન કાળથી વેદના મંત્રદૃષ્ટાઓમાં લગભગ ૨૫ સ્ત્રીઓનાં નામો જોવામાં આવે છે + ઉપનિષદોમાંથી અભેદવાદ તારવી કાઢી તેનું યથાર્થ સ્વરૂપ ઉકેલ કરવાનું માન યદ્યપિ શંકરાચાર્યને જ ઘટે છે, તોપણ તેનું પ્રથમ દર્શન અંભૃણ ઋષિની કન્યા વાક્ દેવીએ દેવીસૂક્તમાં કરાવેલું છે. ⊕ ત્યાર પછી ભિન્ન ભિન્ન સમયમાં ભિન્ન ભિન્ન પ્રદેશોમાં થઈ ગયેલ અનેક બ્રહ્મવાદિનીઓએ સિદ્ધ કર્યું છે કે ભારતવર્ષની સ્ત્રીઓને અંતઃશક્તિ ખીલવવાનો યથાવકાશ આપવામાં આવે તો

---

* જુઓ ભવાઈ સંગ્રહ:—

નાની શી નારને નાકમાં મોતી,
બીજું પરદેશે ને વાટડી જોતી,
પત્ર લખે ને નિર્ગમે દહાડા.
એ એંધાણીએ નાગરવાડા.

\+ જુઓ બૃહદ્દેવતા—

गोधा घोषा विश्ववारापालोपनिषन्निषत्
ब्रह्मजाया जुहूर्नाम अगस्त्यस्य स्वसादितिः ॥ १०० ॥
इन्द्राणी चेन्द्रमाता च सरमा रोमशोर्वशी ।
लोपामुद्रा च नद्यश्च यमी नारी च शश्वती ॥ १०१ ॥
श्रीर्लाक्षा सार्पराज्ञी वाक् श्रद्धा मेधा च दक्षिणा ॥
रात्री सूर्या च सावित्री ब्रह्मवादिन्य ईरिताः ॥ १०२ ॥

आर्षानुक्रमणी । मं १० । पृ २७८ ॥

ગોધા, ઘોષા, વિશ્વવારા, અપાલા, જુહૂ, અદિતિ, ઇન્દ્રાણી, ઇન્દ્રમાતા, સરમા, રોમશા, ઉર્વશી, લોપામુદ્રા, નદી, યમી, નારી, શશ્વતી, શ્રી, લાક્ષા, સાર્પરાજ્ઞી, વાક્, શ્રદ્ધા, મેધા, દક્ષિણા, રાત્રી, સૂર્યા–તેઓ બ્રહ્મવાદિની એટલે મંત્રદ્રષ્ટા કહેવાય છે.

⊕ જુઓ ઋગ્વેદ સંહિતા મંડળ ૧૦ સૂક્ત ૧૨૫

તેઓ પુરૂષો કરતા કોઈ પણ રીતે ઉતરે તેવી નથી. "સ્ત્રીઓને કોઈ પણ અવસ્થામાં સ્વાતન્ત્ર્ય આપવું યોગ્ય નથી," × એમ સાક્ષાત્ મનુએ આજ્ઞા કર્યા છતાં, છેવટમાં છેવટ મીરાંબાઇએ ઈશ્વરભક્તિના નિમિત્તે પણ પતિ અને કુટુંબથી જે સ્વાતન્ત્ર્ય ભોગવ્યું છે, તેવું સ્વાતંત્ર્ય વર્તમાન કાળમાં રાજકીય વ્યવસ્થામા ભાગ લેવાને મથનારી પાશ્ચાત્ય દેશોની સ્ત્રીઓના કાર્યક્રમમા જોવામા આવતું નથી. જીવનપ્રવૃત્તિના યોગ એટલે દ્રવ્યોપાર્જન અને ક્ષેમ એટલે દ્રવ્યવ્યવસ્થા અથવા સંરક્ષણ, એવા બે વિભાગો પાડી, યોગને માટે પુરૂષ અને ક્ષેમને માટે સ્ત્રી સરજાયેલી છે; એવું કહેનારા ભૂલી જાય છે કે– જેને દ્રવ્યનુ સંરક્ષણ અથવા વ્યવસ્થા કરવાનું જ્ઞાન નથી તે દ્રવ્યોપાર્જન કરવાને કદિ પણ સમર્થ થઈ શકતો નથી, તેજ પ્રમાણે જેને દ્રવ્યોપાર્જન શી રીતે થઈ શકે છે, તેનુ ભાન નથી, તેનાથી દ્રવ્યની યોગ્ય વ્યવસ્થા કદિ પણ થઈ શકતી નથી. પુરૂષ અને સ્ત્રી એ ઉભયમા એ ઉભય વિષયોનુ જ્ઞાન હોય, તો જ તે ઉભયની પ્રાપ્તિ થઇ શકે. તેમ હોવાથી યોગને માટે પુરૂષ અને ક્ષેમને માટે સ્ત્રી–એવો કુદરતના નિયમવિરૂદ્ધ ઈશ્વરનો સંકેત કદિ પણ હોઇ શકે નહિ તેમ છતા દીર્ઘકાળથી તેવી વ્યવસ્થા પ્રવર્તી રહેલી હોવાથી, તેવી વ્યવસ્થામાં પણ આપણી જ્ઞાતિની સ્ત્રીઓ ગૃહકાર્યભારમા જેટલુ પ્રાધાન્ય ભોગવે છે તેટલુ પ્રાધાન્ય પોતાના પ્રદેશમા પણ ભોગવવાનું ભાગ્ય ઘણા જ થોડા પુરૂષોનું હશે. ગૃહસંસારના એકે એક કાર્યમા, વરકન્યાના લગ્નસંબંધી ગંભીર વ્યવહારમા, જન્મથી આરંભી યુવાવસ્થાએ પોહોચતાં સુધી બાળકોને ઉછેરવામા, તેઓના આચારવિચારોને ઘડવામા, પોષવામા અને સંવૃદ્ધ કરવામા, આપણીજ્ઞાતિમાં તો પિતા કરતા માતા ઉપર જ સઘળો ભાર નાંખવામા આવ્યો છે. તે જ કારણથી અન્ય જ્ઞાતિની સ્ત્રીઓ કરતા તેઓના હૃદયમા કંઈવધારે વિશાળતા અને ઉદારતાનુ પ્રાકટ્ય જોવામા આવેછે તોપણ વર્તમાન કાળમા અન્ય પ્રજાઓ પ્રગતિના માર્ગ તરફ જે ધસારો કરે છે, તે પ્રજાઓની પ્રવૃત્તિઓથી જ્યારે પુરૂષોને વાકેફ કરવામાં આવે છે, અરે ! એટલુ જ નહિ પણ તેઓની સામે સ્પર્ધામા ઉતરવાને તૈયાર થવા યોગ્ય તેઓને શિક્ષણ લેવુ પડે છે, ત્યારે બીજી બાજુ તરફ યોગ્ય કેળવણીના અભાવે, તેઓને સંસારવ્યવહારમા સાહાય્ય કરવા નિર્માયેલ તેઓની સહધર્મણીઓના અજ્ઞાનાધકારથી તેઓનું પોતાનું પ્રગમન કેટલે અંશે અટકી પડે છે, તેનો વિચાર કોઇ કોઇ સમયે સર્વના અંતઃકરણમાં સ્ફુર્યા વિના રહેતો નહિ હોય. બંગાળાના સુપ્રસિદ્ધ સાક્ષર કવિવર રવીન્દ્રનાથ ટાગોર કહે છે કે:—

But recently our society has changed in many ways. Through the economic changes in the country, our means of earning live-

---

× જુઓ મનુસ્મૃતિ અ. ૯ શ્લો. ૩

lihood have naturally become diversified, and in consequence of it our joint family system is gradually tending to become somewhat loosened. A change in the condition of our women has become necessary and even inevitable along with this change The Hindu wife must no longer remain to spread a tender heart over the whole house : she must stiffen her back-bone, and stand alert and erect as her husband's helpmeet in work. Therefore, if we do not spread female education, the harmony between husband and wife will be destroyed in modern educated society The spread of English education has created ( an impassable gulf like ) the caste system between those who know English and those who do not : the thoughts, ( favourite ) language, beliefs and acts of the one are quite foreign to the other. Hence in our present day conjugal life there are abundant instances of comedy, and possibly instances of tragedy, too.

Modern Review
June 1912 P 577–578.

" કેટલાક સમયથી આપણી જનસમાજમા ઘણા ફેરફારો થઇ ગયા છે દેશની આર્થિક સ્થિતિના ફેરફારોને લીધે જીવનપોષક સાહિત્યો સંપાદન કરવાના સાધનો પણ અનેક જૂદા જૂદા થઇ ગયા છે તેજ કારણથી આપણી સંયુક્ત કુટુંબસ્થના કેટલેક અંશે શિથિલ થઇ ગઈ છે. સમાજના આ ફેરફારની સાથે સ્ત્રીઓની સ્થિતિમાં પણ તેટલેજ દરજ્જે ફેરફાર થાય તેમા કઇ આશ્ચર્ય જેવુ નથી. આખા ઘર ઉપર માત્ર પ્રેમાળ હૃદયનો વિસ્તાર કરવો—એટલુજ કર્તવ્ય હવે હિંદુ ગૃહિણીનુ રહ્યું નથી, તેણે હવે કઇક વધારે કઠિન થવુ જોઇએ, અને પોતાના પતિના કાર્યમા સહાયરૂપ થવાને તેણે વધારે સાવધ અને તત્પર થવુ જોઇએ. "

" તેટલા માટે જો આપણે સ્ત્રી કેળવણીની મર્યાદાને વિસ્તૃત નહિ કરીએ તો આધુનિક કેળવાયેલી જનસમાજમાં પતિપત્ની વચ્ચેના સાત્વિક સંબંધનો નાશ થયા વિના રહેશે નહિ એક જ્ઞાતિ અને બીજી જ્ઞાતિવચ્ચે જેટલો અંતર પડી ગયો છે, તેટલોજ અંતર ઇંગ્રેજી કેળવણીના ફેલાવાથી ઇંગ્રેજી જાણનારા અને નહિ જાણનારાઓ વચ્ચે જોવામા આવે છે. તેથી ઘણે અંશે પતિપત્નીના જીવનપ્રદેશો જાણે એક બીજાથી ભિન્ન ભિન્ન હોય, તેવુંજ થઈ ગયુ છે એકના વિચાર, ભાષા, માન્યતા અને કાર્યો બીજાને કેવળ પરાયા જ લાગે છે તેજ કારણથી હમણાં હમણા આપણા વિવાહિત જીવનમા હાસ્યાસ્પદ અથવા દુઃખાન્ત દષ્ટાંતો પણ વખી પડતા જાય છે " તે સર્વનો ફલિતાર્થ એજ છે કે—સ્ત્રીઓને સાંપ્રતકાળને ઉચિત કેળ-

વાળી આપવાની મજબૂત યોજના યોજવી જોઇએ. હર્બર્ટ સ્પેન્સર કહે છે તેમ, " To prepare for complete living is the function which education has to discharge "—" જીવનની પૂર્ણતા પ્રાપ્ત કરવા માટે તૈયાર કરવાનું કાર્ય કેળવણીનું છે " પરંતુ અહિંયાં એક વિવાદગ્રસ્ત પ્રશ્ન નિષ્પન્ન થાય છે; ' સ્રી અને પુરૂષના જીવનપ્રદેશો એકજ છે કે જૂદા જૂદા છે ? ' અથવા બીજા શબ્દોમા કહીએ તો ' સ્રી અને પુરૂષનાં કર્તવ્યો સમાંતર સીધી રેખાઓમા છે કે પરસ્પરના પ્રદેશોમા અતિવ્યાસ ( Overlapping ) છે ? '

આપણા શાસ્રોમા પુરૂષ અને પ્રકૃતિનો યથાર્થ વિવેક સાખ્યદર્શનના આચાર્ય કપિલમુનિએ કર્યો છે. તેઓએ પણ કહ્યું છે કે–પ્રકૃતિ ક્રિયાશીલ હોઇને સકળ સૃષ્ટિનું કારણ છે, પ્રકૃતિમાથીજ અખિલ જગત્ વિકસિત થાય છે; પુરૂષ તો પ્રકૃતિની ક્રિયાને ચેતન આપનાર છે સૃષ્ટિવિકાસમાં પ્રકૃતિને પુરૂષની સહાય્યની જરૂર પડે છે, તે ખરૂ છે; પરંતુ તે ઉભય એકબીજાથી સ્વતંત્ર જ છે શકરાચાર્યે માયાને કેવળ બ્રહ્મથી પરતંત્ર ઠરાવ્યા છતા, નાનારૂપાત્મક જગતનું કારણ તો માયાજ છે, એમ સ્પષ્ટ કહ્યું છે, માયાની શાંતિ સાથે જગત્ શાંત થઇ જાય છે. એ સઘળી હકીકત ઉપરથી જો કઇ પણ સિદ્ધ થઇ શકતુ હોય તો એટલુંજ સિદ્ધ થાય છે કે–જગતના વિકાસમા પ્રકૃતિ અથવા માયાનુ જ પ્રાધાન્ય છે તેમ છતા પણ સ્રી અને પુરૂષોના કર્તવ્યો વિષે વિચાર કરવામા, પુરૂષ તે કેવળ સાખ્યદર્શનના પુરૂષરૂપ અને સ્રી કેવળ પ્રકૃતિરૂપ છે એમ કહી શકાય નહિ. જ્યારે આખી સૃષ્ટિ પ્રકૃતિનું કાર્ય છે, અને સ્રીપુરૂષો તે સૃષ્ટિના કાર્યો છે, ત્યારે સ્રી તેમજ પુરૂષનુ મૂળ કારણ તો પ્રકૃતિજ છે. બન્નેમા ચૈતન્યરૂપ પુરૂષનો અંશ પણ સમાનજ છે. તેજ પ્રશ્નને આધુનિક વિજ્ઞાન દૃષ્ટિએ વિલોકતા પણ તેવુંજ પરિણામ પ્રાપ્ત થાય છે. આધુનિક વૈજ્ઞાનિકોએ જીવનવિદ્યા ( Biology ) ના આધારે પણ નિશ્ચય કર્યો છે કે—

' પુરૂષગત ઉત્પાદક જીવાણુ ( Spermatozoon ) અને સ્રીગત ઉત્પાદક જીવાણુ (ovum) ના સંયોગથી ફલાભિમુખ અંડાણુ ( Fertilized egg-cell) બને છે, તે અડાણુમા પિતા અને માતાના અખિલ ધર્મો સમાઇ રહે છે, જેમાથી બાળકનું સૂક્ષ્મ તેમજ સ્થૂલ શરીર બંધાય છે તેમ હોવાથી એક માતાપિતાની દરેક પ્રકારની સંતતિમાં બન્નેના સઘળા ધર્મો અખંડિતપણે સંક્રમણ થાય છે, એટલુ જ નહિ પણ શરીર રચનામા પિતામાતાના તે ધર્મો તાણાવાણાની પેઠે ઓતપ્રોત રહે છે * છતા કોઇ સંતતિમા અમુક ધર્મો વિકસિત થાય છે અને કોઇમા અમુક

* જુઓ Nelson's Encyclopaedia ભાગ ૧૨ પૃ ૨૩૪–૩૫

બીજાવસ્થામાં પડ્યા રહે છે; તે ઉપરથી એક બાળકમાં કંઇ વિશેષ શક્તિ
હોવા અંતમાં તે શક્તિનો અભાવ છે, એમ કહિ કહી શકાય નહિ એક
અને બીજા પુત્ર વચ્ચે અથવા પુત્ર અને પુત્રી વચ્ચે જે કંઈ ભેદ દેખાય છે,
ત્ર પ્રત્યેકમા અમુક અમુક ધર્મોનું પ્રાકટ્ય અને અમુક ધર્મોનું અનુદ્ઘાટન
. ઇષ્ટ ધર્મોનો વિકાસ કરવો હોય તો તેવી પરિસ્થિતિ ( Environment) મા
ને મુકવાથી સેહેલાઇથી થઇ શકે છે. તેજ કારણથી કહેવામા આવ્યું છે કે—

rom the biological standpoint, therefore, we must rule out
urt any extreme statement regarding the position of wo-
. men and women are alike members of the same species
must stand and fall to-gether +

'અને તે માટે જીવનવિદ્યાની દૃષ્ટિએ, સ્ત્રીના સ્થાન વિષે કંઇ પણ એ-
મત આપવામાં આવે તો તે બિલકુલ ન્યાયપુરઃસર નથી. પુરૂષ અને સ્ત્રી
ર ઉપજાતિનાં સમાન અવયવો છે, અને તેઓની ઉન્નતિ અથવા અધોગતિ
સાથેજ થઈ શકે છે."

રંતુ જેઓ સ્ત્રીઓને પુરૂષથી નિકૃષ્ટ અવસ્થામાં રાખવા ઇચ્છે છે અથવા
છે, તેઓ જીવનવિદ્યાના સિદ્ધાન્તોથી સંતુષ્ટ થાય તેમ નથી. તેઓનું તો
માનવું છે કે—ગર્ભાવસ્થામા અથવા બીજાવસ્થામા સ્ત્રીપુરૂષોની ભલે
પ્રકારની સ્થિતિ હોય, તોપણ ઉભયના જૂદા જૂદા વિકાસને લીધે તેઓની
દ્ધિ અને શારીરિક શક્તિ પુરૂષો કરતાં ઉતરતી હોઇને, અને તે સાથે ગર્ભ
કરવાનું તેમ જ બાળકોને ઉછેરવાનું તેઓનું કર્તવ્ય હોવાથી પુરૂષોની
કક્ષામાં તેઓને કદિ પણ મુકી શકાશે નહિ.

સામાન્યત. સ્ત્રીઓનું સ્થૂલ શરીર પુરૂષો કરતા મૃદુતર અને નિર્બલતર જણાય
ખરૂ છે. પરંતુ તેમ થવાનુ શું કારણ છે? જે અંત પદાર્થ અને અંત.-
થી પુત્રનું શરીર ઘડાય છે, તે જ અંત.પદાર્થ અને અંતઃશક્તિ પુત્રીના
ા બીજમાં હોયતો શા માટે બન્નેના સ્થૂલ શરીરોનું બળ સમાન ન હોઇ
બાલ્યાવસ્થાની જ તે શક્તિને ખીલવવાને માટે જૂદી જૂદી રીતિ ધારણ
ી પરંપરાથી જ ટેવ પડી ગયેલી છે, તેજ બન્નેનાં શરીરોનું વલણનું
છે. એમટ ડેન્સમોર ( Emmot Densmore M. D ) નામનો અમેરિકન
પોતાના જાતીયસમાનતા ( Sex-Equality ) નામના પુસ્તકમા કહે
—" There is every reason to anticipate that in the full fini-

+ જુઓ તેજ ભાગ ૨૩ પૃ. ૩૯૫

tion of the race, each individual, male or female will exhibit indifferently both masculine and feminine traits."

"એવી આશા રાખવાનુ કારણ છે કે—જ્યારે હર કોઈ જાતિ તેના ઉદ્ઘાટનની સંપૂર્ણતાએ પોહોચશે, ત્યારે પ્રત્યેક પુરૂષ અને સ્ત્રી કઇ પણ તફાવતવિના પુરૂષ અને સ્ત્રીના નૈસર્ગિક ધર્મો ધારણ કરશે." શરીરને વધવાનો, ખીલવાનો અને બળસંચય કરવાનો સમય જન્મથી આરંભી પચીશ વર્ષની વય સુધીનો ગણાય છે. તે સમયાન્તરમા ખુલ્લી હવા, વ્યાયામ અને સૂર્યના પ્રકાશનો જેટલો લાભ પુત્રને આપવામા આવે છે, તેટલો જ લાભ પુત્રીને આપવામા આવે તો ઉત્તરોત્તર સ્ત્રી સંતતિના સ્થૂલ શરીરમાં કઠિનતા અને બળની વૃદ્ધિ થઇ, પુત્ર અને પુત્રી તે બાબતમા શા માટે સ્પર્ધા ન કરી શકે ? ઐતિહાસિક પ્રમાણો પણ ઉપર્યુક્ત અમેરિકન ડાક્તરના અનુમાનને પુષ્ટિ આપે છે જે ઇતિહાસ લખાયો છે, તે પુરૂષોએ જ લખેલો હોવાથી, અને નિર્બળને અધીનતામા રાખી તેનાથી પોતાના સુખના સાધનો મેળવવાનો મનુષ્યનો સ્વભાવ જ હોવાથી, આરંભથી જ સ્ત્રીઓને અધીનતામા રાખવાની વૃત્તિવાળા પુરૂષોથી લખાયેલ ઇતિહાસમા સ્ત્રીઓના પરાક્રમો કરતા પુરૂષોનાં પરાક્રમોનુ વર્ણન વિશેષ જોવામા આવે છે તે છતાં સ્ત્રીઓએ જ્યારે અદ્ભુત પરાક્રમો દર્શાવ્યા છે, ત્યારે તેની પ્રશંસા કર્યા વિના પુરૂષોને પણ ચાલ્યુ નથી માર્કન્ડેય પુરાણાન્તર્ગત ચંડીપાઠનું અવલોકન કરતા જણાય છે કે—શુંભનિશુંભ, ચંડમુંડ અને મહિષાસુરાદિ અસુરોથી ત્રાસ પામેલા પુરૂષોને સ્ત્રીઓનો આશ્રય લેવો પડયો હતો. અસંખ્ય વિશાળ સેનાઓને રણસંગ્રામમાં દોરનાર સેનાની, ઉપસેનાની તેમજ સૈનિકોમા પણ અગ્રભાગે તે પ્રસંગોએ સ્ત્રીઓએજ ભાગ લીધો હતો તે પ્રસંગોએ પુરૂષોએ સ્ત્રીઓની સાહાય્ય નહિ લીધી હોત તો અસુરોના ભીષણ બળ સામે તેઓનો કદિ પણ ટકાવ થાત તેમ ન હતું અનેક યુગો પૂર્વે બનેલો, પુરાણમા લખાયેલો આ વૃત્તાન્ત ઐતિહાસિક સત્ય હોવુ જોઇએ, એમ સૂક્ષ્મ દૃષ્ટિથી નિરીક્ષા કરનારને જણાયા વિના રહેશે નહિ. આપણા પોતાના ઇતિહાસમા પણ અનેક રજપૂતસ્ત્રીઓએ રણસંગ્રામમા પુરૂષો કરતા વધારે હિમ્મત, વધારે શૌર્ય અને વધારે પરાક્રમ દર્શાવ્યાના અનેક દૃષ્ટાંતો નોધાયા છે છેવટમા છેવટ ઝાસીની રાણી લક્ષ્મીબાઇનો દૃષ્ટાંત આપણા સ્મરણમાંથી ખસી શકે તેવો નથી. ઈતર દેશોના ઇતિહાસોમા પણ એવા અનેક દૃષ્ટાંતો માલુમ પડે છે; ગ્રીસમા એમેઝોનસ્ત્રીઓ પુરૂષોની સાથેજ યુદ્ધમા ઉતરતી હતી. અદ્યતન જાપાન અને રૂશિયાના વિગ્રહમા સ્ત્રીઓએ રણક્ષેત્ર ઉપર જઈ સેવિકાઓ ( Nurses ) તરીકે જે કાર્ય કર્યું છે, તે કઇ સાધારણ બનાવ નથી. તેમજ પ્રજાસત્તાક રાજ સ્થાપવાના

પરસ્પર કલહમાં ચીનદેશની અસંખ્ય સ્ત્રીઓની એક સેના સજ્જ થઇ હતી; તે કંઇ ઓછું વિસ્મયકારક નથી. અર્થાત્ શારીરિક બળ, ધૈર્ય અને શૌર્યની બાબતમાં પુરૂષોનેજ સ્વાભાવિક શ્રેષ્ઠતા મળી હોય, એમ માનવાને જીવનવિદ્યા અને ઇતિહાસ-બન્ને તૈયાર નથી.

જીવનવિદ્યા અને ઇતિહાસના આવાં પ્રબળ પ્રમાણો છતાં સ્ત્રીઓનાં શરીરો પુરૂષો કરતાં નિર્બળતર હોવાનું એટલું જ કારણ જણાય છે કે-" સૈકાના સૈકાઓથી સ્ત્રીઓની શારીરિક કેળવણી તરફ બિલકુલ લક્ષ આપવામાં આવ્યું નથી અને તેજ કારણને લીધે વિકાસક્રમના નિયમાનુસાર તેઓનું આવું અનુલ્લંઘનીય પરિણામ આવ્યું છે " * તેમ છતાં પણ ભવિષ્યની પ્રજા જે સ્વરૂપ ધારણ કરશે, તેનાં બીજો જુની રીતભાતને વળગી રહેવાની સ્ત્રીજાતિની ટેવને લીધે, યથેષ્ટ રૂપમાં અદ્યાપિ પર્યંત તેઓમાં સચવાઇ રહેલ છે પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો મનુષ્યજાતિની આધુનિક પ્રવૃત્તિનું સૂક્ષ્મ અવલોકન કરી એવા અનુમાન ઉપર આવ્યા છે કે—યાંત્રિક શક્તિની જેમ જેમ વધારે શોધો થતી જાય છે તેમજ નાના મોટા યુદ્ધો કરવાના નિમિત્તો ઓછા થતાં જાય છે, તેમ તેમ પુરૂષોને હરવા ફરવામાં અને કઠિન શારીરિક બળ વાપરવામાં શારીરિક શ્રમ ઓછો થતો જાય છે તેમ થવાથી તેઓનાં શરીરો દિવસે દિવસે વધારે નરમ થવાનો સંભવ વધતો જાય છે ત્યારે બીજા હાથ તરફ સ્ત્રીઓની માનસિક અને શારીરિક કેળવણી તરફ જે લક્ષ ખેંચાતું જાય છે, તેને લીધે તેઓના સ્થૂલ શરીરો વધારે ને વધારે બળવાન બનવાનો સંભવ થતો જાય છે પરિણામ એવું સંભવે છે કે—સમય એવો આવશે કે, જ્યારે પુરૂષો અને સ્ત્રીઓના સ્થૂલ શરીરના બળમાં કંઇ દેખીતો તફાવત રહેશે નહિ + તેવા સમયમાં શારીરિક બળને બદલે માનસિક શક્તિની પૂર્ણતાનું લક્ષ્ય સિદ્ધ થતા, નિખિલ મનુષ્યજાતિની શરીર રચના કુદરતના નિયમોને અનુકૂળ રૂપમાં ફેરવાઇ જશે. હેવલોક ઇલીસ ( Havelock Ellis ) નામનો વિદ્વાન્ તેના ' પુરૂષ અને સ્ત્રી ' નામના નિબંધમાં કહે છે કે-

" That the adult man diverges to a great extent from the child-type than the adult woman is extremely true... .. In order to appraise rightly the significance of the fact that woman remain somewhat nearer to children than do men, we must have a clear idea of the position occupied by the child in human and allied species  Among the anthropoids the infant-type is higher in the

---

* જુઓ, The Position of women in India by H H. the Maharani Saheb of Baroda and Mr S M. Mitra, Chap. I, P. 20.

+ જુઓ, International Journal of Ethics. એપ્રિલ, ૧૯૧૨, પૃ. ૩૨૧-૨૨

line of evolution than the adult, and the female ape by approximating to the infant-type is somewhat higher than the male... The human infant bears precisely the same relation to his species that the simian infant bears to his, and we are bound to conclude that his relation to the further evolution to the race is similar. The human infant presents in an exaggerated form the chief distinctive charcters of humanity, the large head and brain, the small face, the hairlessness, the delicate bony system If we turn to what we are accustomed to regard as the highest human type, as represented in the men of genius, we shall find a striking approximation to the child-type...When we have relized the position of the child in relation to evolution we can take a clear view as to the natural position of woman She bears the special characteristics of humanity in a higher degree than man ( as Burdock pointed out. ) Her consevatism is thus compensated and justified by the fact that she represents more nearly than man the human type towards which man is approximating. This is true of physicial characters: the large headed, delicate faced, small boned man of urban civilization is much nearer to the typicial woman than is the savage " P. 390.

" બાળકના શરીરની રચનાથી પુખ્ત વયનો પુરૂષ જેટલો જુદો પડે છે, તેના કરતાં પુખ્ત વયની સ્ત્રી ઓછી જુદી પડે છે...સ્ત્રીઓના શરીરો બાળકોના શરીરોને વધારે મળતા આવે છે તેથી શો લાભ છે, તે જાણવા પહેલાં મનુષ્યવર્ગ અને તેને મળતી બીજી ઉપજાતિઓમા બાળકોનું કેવું સ્થાન છે, તેનું સ્પષ્ટ ભાન થવાની જરૂર છે મનુષ્યજાતિને મળતા આવતા વાનરોમાં, વિકાસક્રમની દૃષ્ટિએ જોતાં, વાનર-બાળક પુખ્ત વયના વાનર કરતા વધારે વિકસિત થયેલ હોય છે, અને તેજ પ્રમાણે વાનર-સ્ત્રી વાનર-બાળકને વધારે મળતી આવતી હોઇને પુરૂષ કરતાં વિકાસક્રમમા તે આગળ વધેલી જણાય છે.. જે સંબંધ વાનરબાળક તેના અખિલ વર્ગ સાથે ધરાવે છે, તેવો જ સંબંધ મનુષ્યના અખિલ વર્ગ સાથે મનુષ્ય-બાળકનો છે; અને તે ઉપરથી આપણને એવા અનુમાન ઉપર આવ્યા વિના ચાલે તેમ નથી કે-આખી મનુષ્યજાતિના ભવિષ્યના વિકાસમાં બાળકનો સંબંધ તેવો ને તેવો સ્થપાઈ રહેશે. મોટું માથું, વિશાળ મસ્તક, નાની મુખમુદ્રા, શરીર ઉપર રૂવાંટાનો અભાવ, અને તે સાથે નાજુક અસ્થિરચના-એ સર્વ સંપૂર્ણ રીતે વિકસિત

થયેલ મનુષ્ય જાતિનાં જે લક્ષણો મળાય છે, તે લક્ષણો મનુષ્ય બાળક ઘણે અંશે ધરાવે છે. ..બુદ્ધિશાળી વિદ્વાનોની શરીરરચનાને સંપૂર્ણ વિકસિત મનુષ્યજાતિના નમુના તરીકે ગણવાની આપણને ટેવ પડેલી છે; તે વિદ્વાનોનાં શરીરો જોઇશું તો આશ્ચર્યકારક રીતે તેઓના શરીરો બાળકોનાં શરીરોને મળતાં આવશે....વિકાસક્રમમાં બાળકોનું શું સ્થાન છે, તે જાણ્યા પછી હવે આપણને સ્ત્રીઓના સ્વાભાવિક સ્થાન વિષે સહજ ખ્યાલ આવી શકશે. અટેંકિ કહ્યું છે તેમ પુરૂષ કરતાં સ્ત્રી મનુષ્યજાતિનાં ખાસ લક્ષણો વધારે અંશે ધરાવે છે. એમ હોવાથી જુની રીતભાતને વળગી રહેવાની તેની ટેવથી તેને હાનિને બદલે લાભ જ થયો છે પુરૂષ તો મનુષ્ય જાતિના ભાવિ સ્વરૂપ તરફ હજુ ધીમે ધીમે જતો જાય છે, તે પહેલા સ્ત્રી તો તે સ્વરૂપની લગભગ સમીપમાં આવી પોહોચી છે આ હકિકત તેઓનાં સ્થૂલ શરીરોના સંબંધમાં યથાર્થ રીતે લાગુ પડે છેઃ કેમકે એક જંગલી માણસ કરતા નગરમા રહી સુધરેલો માણસ પોતાનું મોટું માથું, નાજુક મુખમુદ્રા અને નાનાં અસ્થિઓને લીધે વિકાસ પામેલી સ્ત્રી જાતિ સાથે વધારે મળતો આવે છે." (પૃ ૩૯૦)

અપૂર્ણ.

માનશંકર પીતાંબરદાસ.

---

# स्वर्गस्थ मुरब्बी श्री माणिलाल गोविन्दराम देशाइनी जीवन चरित रेखा.

લખવાને ઘણીજ દીલગીરી થાય છે કે રા. રા. મણિલાલ ગોવિંદરામ દેશાઈ જેઓ ગોંડળ રાજ્યના દિવાનપદ પર હતા, તેઓએ આ ફાની દુનીયાનો ત્યાગ કરી જ્યેષ્ટ વદિ ૮ અને શનિવાર (તા. ૮–૬–૧૨) ને રોજ સ્વર્ગ પ્રયાણ કર્યું છે. એમનો જન્મ સંવત્ ૧૯૦૧ ની સાલમા હતો, તેથી મૃત્યુ વખતે એમની વય ૬૭ વર્ષની હતી. એમની શારીરિક સંપત્તિ સામાન્ય રીતે સારી હતી, અને તેઓ પથ્ય પાળવામાં તેમજ નિયમિત જીંદગી ગાળવામાં તથા મિતાહારી અને મિતનિદ્રારી રહેવામાં પકી ચીવટ ધરાવતા હતા, છતાં મોટી ઉમ્મર સુધી રાજ્યકાર્યનો ભાર વહન કરવામા એમના મગજને અતિ પરિશ્રમ અને આઘાત લાગતા, તેનો પ્રત્યાઘાત તેમના શરીર ઉપર પણ જણાયો; અને પરિણામે શરીરના અવયવો બગડી જવાથી લગભગ એક માસથી પણ વધારે વખત સુધી બિછાનાવશ રહી આખર પંચત્વને પામ્યા.

२. તેમનો જન્મ ગોઘા-ભાવનગરના સુપ્રસિદ્ધ અને ખાનદાન દેશાઈ કુટુંબમાં થયો હતો. એમના પૂર્વજોએ સરકારી રાજ્યના અમલમા તેમજ તે પૂર્વે પેશવા અને એથી પણ અગાઉ મોગલ બાદશાહના વખતમાં પણ બાહોશી અને ખંત તેમજ વફાદારીથી તે તે સલ્તનતની નોકરી બજાવેલ, અને તેને પરિણામે ઈનામમા જાગીરો મેળવેલ, જે અદ્યાપિ પર્યંત તેમના વંશજો ખાય છે. ભાવનગર રાજ્યની પણ તેમના વડીલોએ કટોકટીના મામલામા ઉત્તમ રીતે સેવા બજાવેલી હતી, અને એ રાજ્યનો તેઓએ કારભાર કરેલો હતો. પરંતુ સદ્ગત રા મણીલાલભાઈનો જન્મ થયો, તે વખતે એમના કુટુંબની ખાનદાનીયત તો જેવી ને તેવીજ હતી; છતા વડીલોપાર્જિત વતનમા ઘણા સહભાગીદારો હોઈ તેમજ ભાવનગર રાજ્યની અગર બ્રિટિશ સરકારની સારી પાયરીની નોકરીમા એમના પિતા જોડાયેલ ન હોઈ, એ કુટુંબની દ્રવ્ય સંબંધી સ્થિતિ બહુજ નબળી પડી ગઇ હતી. તો પણ એમના પિતાને પ્રથમથીજ વેદાન્ત ઉપર લક્ષ બહુ સારૂ હતુ, અને એમનાં માતુશ્રીના હૃદયમા ભક્તિ તેમજ જ્ઞાન-વિષયના સંસ્કારો અતિ સુદૃઢ રીતે સ્થિત થયા હતા, એટલે એ સંસ્કારો એમની દ્વારાએ થોડે ઘણે અંશે એ પુત્રમા પણ સંક્રાન્ત થયા હતા. એમણે ગુજરાતી અને અંગ્રેજી ચોથા પાંચમા ધોરણ સુધીનો અભ્યાસ દ્રવ્ય સંબંધી સંકડામણ છતા પોતાની બુદ્ધિ સતેજ હોઇ તેમજ પોતાની વિદ્યા સંપાદન કરવાની વૃત્તિ અડગ હોઇ અહિં મરહુમ માસ્તર પ્રાણનારાયણની સ્કૂલમા પુરો કર્યો. અભ્યાસ દરમ્યાન તેઓને પોતાના માતુશ્રીને ગરીબીસબબે ઘરના નાના કામકાજમાં પણ મદદ કરવી પડતી હતી, છતા અભ્યાસમા એ બાબતોને આવરણ રૂપે ન ગણતા પોતાને માતૃભક્તિ કરવાની અમૂલ્ય તક મળી છે, એમ માની શાંત મનથી તે કામ પણ ગબડાવી લેતા હતા. ધર્મના વિષયમા એમનાં માતુશ્રીના સહવાસથી એમની શ્રદ્ધા એટલી સચોટ થઈ ગઇ હતી કે ગમે તેવો વર્ષાદ વરસતો હોય છતાં અમુક મંદિરના દર્શન કર્યા વિના તો પોતે ભોજન લેવુંજ નહિ, એવો એમનો તે અવસ્થામાં નિયમ હતો, અને આખર ઉમ્મર સુધી એમનામાં આ શ્રદ્ધા અક્ષરશ: આજ રૂપે નહિ, તો પણ ઈશ્વર ઉપર અંતર્ગત આસ્થા રૂપે તો અવશ્ય સ્થિત થઈને રહી હતી. અને તેથીજ એમનું શરીર વ્યાધિમા પડી ગયું તે વ્યાધિ સોજા વિગેરેના કારણને લઈને અતિ દુઃસહ્ય અને પીડાકારક હતો, છતા તેઓ બહુ શાંતિ અને ધીરજથી સહન કરી શક્યા હતા, અને જેમ એક યોદ્ધો સંગ્રામમા યુદ્ધને સાંમે મોઢે વધાવી લે તેમ મૃત્યુને પણ પોતે અભિમુખ થઇ વધાવી લીધા જેવું કર્યું હતુ

૩. અહિંનો અભ્યાસ પૂરો કર્યા બાદ એમની ઇચ્છા વિશેષ અભ્યાસ કરવાને માટે મુંબઇ જવાની થઇ: અને એ ઇચ્છા પાર પાડવી એ કેટલુ દુર્ઘટ કાર્ય હતુ,

તેનો ખ્યાલ તે વખતે મુંબઈ જવા આવવાની મુશ્કેલીઓનો જેમને અનુભવ હોય તેમજ મુંબઈના પાણીને લીધે ભોગવવા પડતા ખસ વિગેરે વ્યાધિઓનો જેને અનુભવ હોય, તેનેજ આવી શકે. અધુરામાં પુરી નિષ્કંચન સ્થિતિ અને તેમાં વળી દૂર પરદેશમા નાની ઉમ્મરમા જઈને રહેવુ, છતાં એમણે પોતાના મિત્ર મરહુમ રા. રા. લક્ષ્મીશંકર હરિપ્રસાદ ઓઝાની સાથે ત્યા જવાનુ સાહસ કર્યું ત્યાં રહી ત્યાની વિટંબનાઓ સહન કરી અભ્યાસ આગળ ચલાવી મેટ્રીક્યુલેશનની પરીક્ષા સને ૧૮૬૩-૬૪ મા પસાર કરી, તે વખતે એમની ઉમ્મર ૧૮ વર્ષની હતી. ત્યારબાદ તેઓ પ્રખ્યાત પાદરી ડાક્ટર વિલસનની કોલેજમાં એફ. ઈ એ, ના અભ્યાસ માટે દાખલ થયા. પરંતુ તે પરીક્ષા તેઓ પહેલી વખત પસાર કરી શક્યા નહિ, અને ત્યારબાદ અભ્યાસ ચાલુ રાખવાની પોતાની પૂર્ણ ઇચ્છા છતા દ્રવ્ય સબંધી સ્થિતિ એ ઇચ્છા પાર પાડવામાં પુરતી રીતે પ્રતિબંધક નીવડી; તેથી આખર અભ્યાસ પડતો મૂકવો પડયો, અને કાઠીઆવાડ જેવા દૂર અને કેળવણીમાં પશ્ચાત્ રહેલા પ્રદેશમાથી તેઓ મુંબઈની કોલેજમા અભ્યાસ કરવા ગયેલા, તેને લઈને તેમજ તેમના અંગ્રેજી ભાષાના તથા ગણિતના સારા જ્ઞાનને લઈને ડાક્ટર વિલસનની એમના ઉપર સંપૂર્ણ કૃપા થઈ હતી. સબબ તેમણે ડાક્ટર બર્જેસ સાહેબ જેઓ સર જમસેદજી જીજીભાઈની હાઈસ્કૂલના હેડમાસ્તર અને પ્રિન્સીપાલ હતા, તેમના ઉપર તેમને નોકર રાખવા સંબંધમા મજબૂત ભલામણ લખી આપી; અને પરિણામે તેઓ તે સ્કૂલમા પ્રથમ છેવટના ઉપશિક્ષક તરીકે જોડાયા અને છેવટ પહેલા શિક્ષકની પાયરી સુધી પહોચ્યા. એમની સામાન્ય શિક્ષણપદ્ધતિથી તેમજ ખાસ કરીને અંગ્રેજી ભાષા તથા ગણિત શીખવવાની પદ્ધતિથી તેમજ વિદ્યાર્થીઓ ઉપર પ્રીતિ સાથે કરપ બેસાડવાની રીતિથી ડાક્ટર બર્જેસ સાહેબ એમના ઉપર બહુજ રાજી રહેલા હતા. તેઓ પોતાનું શિક્ષક તરીકેનું કર્તવ્ય કેટલી અનન્ય નિષ્ઠાથી અને નિસ્વાર્થ રીતે કરતા હતા, તેનું નીચેની હકીકત એક સંગીન દૃષ્ટાંત પૂરૂં પાડે છે. શેઠ સર જમસેદજીના પુત્ર પોતાના વર્ગમાં ભણતા હતા. તે વર્ગ ચલાવવાના દરમ્યાન બીજા વિદ્યાર્થીઓની ઉશ્કેરણીને લઈને એક દિવસ તેઓ ઉદ્ધતાઈથી વર્ત્યા અને સ્વર્ગસ્થની સામુ બોલ્યા. તેમણે તરતજ તે વિદ્યાર્થીને પણ ઇતર સામાન્ય વિદ્યાર્થીઓની કોટિમાં ગણી, પોતે જે વર્તન ચલાવે છે, તેનુ પરિણામ પોતાના સ્વાર્થ પરત્વે કેવું આવશે, તેની બિલકુલ ગણના કર્યા સિવાય,–તેઓને યોગ્ય નસીઅત કરી, અને સંધ્યાકાળે શાળામાથી ફારક થઈ ઘેર જતી વખતે પોતે શેઠને ખુદને મળવા ગયા; અને પોતે સારો દાખલો બેસાડવા માટે એમના ખુદના પુત્રને પણ અઘટિત વર્તનનો યોગ્ય બદલો બીજાઓની માફકજ આપ્યો હતો, એ હકીકત કહી બતાવી. વિશેષમા એમ કહ્યું કે જો શેઠ સાહેબ

એમા કાંઈ ખોટું થયેલ માનતા હોય તો તેઓ પોતાની નોકરીથી ફારક થવાને તૈયાર હતા. શેઠ પોતે અસલ ખાનદાન હતા, એટલે એમણે રા. મણિલાલભાઈને પોતાના ખુદના પુત્રને પણ યોગ્ય નસીઅત કર્યા બદલ ધન્યવાદ આપ્યો, એટલું જ નહિ પણ પોતાના પુત્રને તેજ વખતે પોતાની રૂબરૂ બોલાવી ફરીથી પોતાના બાપની સ્કુલ છે માટે પોતાથી માસ્તર પ્રત્યે ઉદ્ધતાઈથી નિરંકુશ પણે વર્તી શકાય એવો ખ્યાલ સરખો પણ તેના મનમાથી કાઢી નાખવા માટે સખ્ત ઠપકો આપી પોતે જાતે વધારે નસીઅત કરી. ધન્ય છે એવા કર્તવ્યનિષ્ઠ શિક્ષકને અને એથી પણ વિશેષ ધન્ય છે એવા ગુણગ્રાહી શેઠને !

૪. એઓ પોતે મુંબાઈ રહ્યા તે દરમ્યાન એમના મોટાભાઈ રા. મગનલાલ ગોવિંદરામ, જેઓ ભાવનગર રાજ્યમા ઉત્તરોત્તર વસુલાત ખાતાની તેમજ હિસાબી ખાતાની સારી પાયરીની નોકરીઓ કરી હાલ પેન્શનર તરીકે નિવૃત્તિપરાયણ જીંદગી ગાળે છે, તેઓ પણ મુંબાઈમાં વેપારીની પેઢીમાં નોકર હતા, અને એમના બન્નેના શિર છત્રપણા નીચે એમના નાનાભાઈ સ્વર્ગસ્થ ચત્રાઈલાલ ગોવિંદરામ જેમની યશસ્વી કારકીર્દિ તથા તીવ્ર બુદ્ધિબળ તેમજ અડગ નીતિબળથી ભાવનગરના તેમજ કાઠીઆવાડના સુજ્ઞગૃહસ્થો સારી રીતે વાકેફ છે, તેઓ બાર વર્ષની લઘુ વયે મુંબાઈ અભ્યાસ કરવા ગયા હતા અને ત્યા તેઓ તથા તેમના બનેવી સ્વર્ગસ્થ કલ્યાણરાય લક્ષ્મીશંકર વહોરા જેમની કારકીર્દિ પણ સુપરિચિત છે, તેમણે મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી તથા એફ. એ ની પરીક્ષા પણ પસાર કરી, બી. એ. ની પરીક્ષાને માટે તૈયારી કરતા હતા, તે વખતે બી. એ. નું ગણિત રા. મણિલાલભાઈ પોતે શીખી તૈયાર કરી એ ઉભય ભાઈઓને શીખવતા હતા એટલો બધો એમનો શીખવાનો તથા શીખવવાનો શોખ હતો. આજે એવા વિદ્યાવિલાસી નરો આપણામા કેટલા થોડા માલુમ પડે છે ?

૫. સર જમસેદજીની હાઈસ્કુલમાથી એમની નિમણુંક સને ૧૮૭૪ ની (સં. ૧૯૩૦) સાલમાં ભાવનગરની હાઈસ્કૂલના પહેલા આસીસ્ટંટ તરીકે થઇ. તેઓ ચારેક વર્ષ હાઇસ્કુલમા રહ્યા તે દરમ્યાન અહીં પણ તેમની શીખવવાની પદ્ધતિએ વિદ્યાર્થીઓનાં મન ઉપર ઘણુંજ આકર્ષણ કર્યું હતું, અને એમનો કરપ પણ અદ્ભુત હતો. વિદ્યાર્થીઓની બુદ્ધિની સાથે એમનુ ચારિત્ર્ય પણ કેળવાય અને વિકાસ પામે તથા તેઓનામા સ્કુલમા ચાલતા પુસ્તકો સિવાય ઈતર પુસ્તકો વાચવાની અભિરૂચિ ઉત્પન્ન થાય એવી રીતે એઓ શીખવતા હતા. ગણિત જેવો કઠિન વિષય પણ એવી અચ્છી રીતે એઓ શીખવતા હતા કે મંદબુદ્ધિવાળાને પણ એ વિષય રૂચિકર લાગતો હતો; અને એ વિષયના પ્રેમીને તો એના સસ્કાર એવા

ગ્રુહૃદ થતા હતા કે ભવિષ્યમાં કોઇ દિવસ એ નાખુશ થવા પામતા ન હતા. વિદ્યાર્થીઓના ઉપર કરપ રાખતા હતાં છતાં તેમની સાથે ઘટતો વિનોદ કરવામાં પણ ભાગ લેતા હતા, અને તેમ કરી ગમ્મતની સાથે જ્ઞાન આપવાની પદ્ધતિ અખત્યાર કરતા હતા. જે વિદ્યાર્થીઓ એમની પાસે શીખે તે પોતાને ભાગ્યશાળી માનતા હતા. કરપની બાબતમા તો હેડ માસ્તરના કરતાં પણ આખી હાઈસ્કૂલમાં એમનો કરપ વિશેષ હતો, એમ કહેવું એ કોઇપણ રીતે અતિશયોક્તિ વાળુ નહિ ગણાય.

૬ એમને પ્રથમથીજ કાયદાઓનું અધ્યયન કરવા તરફ અભિરૂચિ હતી, અને તેથી મુંબઈમાં શિક્ષકનું કામ કરતા ત્યારે પણ થોડું થોડું કાયદાઓનું અધ્યયન કરતા હતા. પરંતુ જ્યારથી ભાવનગરમાં આવ્યા, ત્યારથી તે વખતના અહિંના ડે. સર ન્યાયાધીશ સાહેબ મરહુમ હરિલાલ દામોદરદાસની સાથે નિકટના સહવાસમા તેઓ આવ્યા, તેથી એમની એ તરફની અભિરૂચિ વૃદ્ધિગત થતી ચાલી; અને પોતાનું અંગ્રેજી ભાષાનુ જ્ઞાન ઘણું સંગીન હોઈ એમણે કાયદાનો અભ્યાસ થોડા વર્ષમા બહુ પરિપક્વ રીતે કર્યો, અને અભ્યાસ કરવાના દરમ્યાનમા એ બાબતની નિત્ય ચર્ચા રા. રા. હરિલાલભાઈની સાથે થતી હતી, તેથી વળી સૈદ્ધાંતિક જ્ઞાનને વ્યાવહારિક તથા દાષ્ટાંતિક રીતે પુષ્ટ કરવાનો પ્રસંગ પણ પૂર્ણ રીતે પ્રાપ્ત થયો એમનામાં હમેશાં એવી સહજ વૃત્તિ હતી કે જ્યારે જ્યારે પ્રસંગ આવે ત્યારે હરકોઇ નવા વિષયનું જ્ઞાન સંપાદન કરવાની તક હાથમા આવે તે વ્યર્થ જવા ન દેવી પછી તે જ્ઞાનનો તેમને તાત્કાળિક ખપ હોય કે નહિ, તે બાબતની તેઓ દરકાર કરતા નહિ. કારણ કે એ સંબંધમા તેઓ એમજ કહેતા કે હરકોઈ વિષય તેનો ઉપયોગ કરવાનો પ્રસગ પ્રાપ્ત થાય તે અગાઉ પણ શીખી લીધો હોય તો પછી પ્રસગ પ્રાપ્ત થયેથી તેના અજ્ઞાનને અગેની મુશ્કેલીઓ તે પ્રસગનો લાભ મેળવવામાં અંતરાય રૂપ ન થાય. ઉપરાંત તેઓ એમ પણ કહેતા હતા કે જ્ઞાન મેળવવું તે દ્રવ્યની પ્રાપ્તિને અર્થે તેની જરૂર હોય તોજ મેળવવુ, એ સૂત્ર ડહાપણવાળું ન ગણાય. અને એમનું આવું દીર્ઘદૃષ્ટિપણુ અને દૂરદેશીપણું તેમને અર્વાચર રીતે કેવું ફળદાયક નીવડયું, તે હવે પાછીની હકીકતથી પ્રતીત થશે.

૭ ભાવનગરમા ફોજદારી ન્યાયાધીશની જગ્યા ખાલી પડવાં તે વખતના મુખ્ય દીવાન સાહેબ સ્વર્ગસ્થ રા. રા. સામળદાસ પરમાણંદદાસને તે જગ્યા ઉપર કોઈ કાયદામાં પ્રવીણ અને તેની સાથે ખાનદાન અને પ્રમાણિક તેમજ ઇનસાફી વૃત્તિવાળો વધા ૮૯ મનનો અધિકારી નીમવો હતો; તેથી તેમની પસંદગી રા. મણિલાલભાઈ ઉપર પડી. તેઓએ તેમને હાઈસ્કૂલમાથી રાજીનામું અપાવ્યુ, અને દરબારી નોકરીમા ઉપરોક્ત અધિકારમાં સવત્ ૧૯૩૪ મા જોડયા. એ જગ્યાનું

કામ એમણે ૭ સાત વર્ષ સુધી કર્યું. તે દરમ્યાન એ કાર્ય કરવામાં રૈયતને તેમજ વકીલવર્ગને પુરતો સંતોષ આપ્યો, એટલું જ નહિ પરંતુ ઘણી વખતે વકીલોને પણ પોતે અમુક કેસ કેવી રીતે ચલાવવો અગર કાયદાના અગત્યનો સવાલ હોય તો તે વિદ્વત્તાભરેલી રીતે અને સમજણપૂર્વક કેવી રીતે ચર્ચવો, એ સંબંધમાં ઘણી વખત મદદગાર અને શિક્ષકરૂપ થઇ પડતા હતા. ઉપરાંત એમની પોતાની વૃત્તિ સ્વાર્થપરાયણ ન હોઈ પોતાની પાસે કામ કરનાર શિરસ્તેદારને પણ ભવિષ્યમાં તે ન્યાયાધીશનું કામ કરવાને તૈયાર થાય એવી રીતે કેળવતા હતા, અને એના હસ્તક એવી રીતે કામ લેતા હતા. મતલબ જે જે કાર્ય એમને સુપ્રત કરવામાં આવે ત્યાં એમનું બુદ્ધિબળ છુપું રહેતું નહોતું પોતાના ઉપરી તેમજ બીજા ખાતાઓના ગમે તેવા મોટા હોદેદારો પણ તેઓ પાસે એકઈનસાફ કરાવવાની અપેક્ષા રાખે તો તેમાં તેઓ નિષ્ફળ જતા હતા; અને વસ્તિનો પણ ગમે તેવો વગદાર ગૃહસ્થ એમની ન્યાયબુદ્ધિને અને વૃત્તિને નમ્યું આપ્યા વિના રહેતો નહોતો. તેઓ આ જગ્યા ઉપર હતા તે વખતે રેસ્ને મેજીસ્ટ્રેટના હોદ્દા ઉપર સર એચ. એમ. હન્ટર સાહેબ જેઓ પાછળથી કાઠીયાવાડના પોલીટીકલ એજન્ટના માનવંતા હોદ્દા ઉપર બીરાજ્યા હતા, તેઓ હતા, અને તેઓ તે અધિકાર ઉપર નવા સવાજ દાખલ થએલ હોઈ હજી તેમનું કાયદાનું જ્ઞાન ઘણું અપકવ હતું. તેઓ રા. મણિલાલભાઇના સંસર્ગમાં આવતા તેમને એમના કાયદાના જ્ઞાનને માટે ઘણો જ ઉંચો અભિપ્રાય થયો, તેથી તેઓ હરકોઇ ઘુંચવણવાળો સવાલ હોય તેમાં એમની સલાહ લેતા, એટલું જ નહિ પરંતુ પોતે રજા ઉપર જાય તે દરમ્યાન રેસ્ને મેજીસ્ટ્રેટનો ચાર્જ પણ રા. મણિલાલભાઇને જ સોપાવતા હતા; એ અધિકાર ઉપર રહીને તેઓ અંગ્રેજ તોહમતદારોને પણ એટલો સ્વતંત્ર અને શુદ્ધ તેમજ નિષ્પક્ષ ન્યાય આપતા હતા કે તેઓ પણ એમની શેહે ખાતા હતા.

૮ ૭ સાત વર્ષ સુધી અવાર નવાર ફોજદારી ન્યાયાધીશનું કામ કર્યા બાદ એમની પસંદગી હાલના નામદાર મહારાજા સાહેબ જેઓ તે વખતે પાટવી કુમાર હતા, તેઓ રાજકુમારકોલેજમાં અભ્યાસ માટે પધારતા તેમના શિક્ષક તરીકે કરવામાં આવી, અને તે જગ્યાનું કામ પણ તેમણે પુરતા સંતોષથી બજાવ્યું, અને તેને પરિણામે નામદાર મહારાજા સાહેબના મન ઉપર એમના સદ્‌ગુણો અને સદ્‌વર્તનની છાપ એટલી સચોટ પડી હતી કે એમના તરફ નામદાર મહારાજા સાહેબ છેવટ સુધી એક સરખો ભાવ અને કૃપા ધરાવતા હતા. અને એમનો આ રાજ્યની નોકરી ઉપર કાયમ માટે હક રાખી, એમને અહિંથી પેન્શન મળી શકે એમ ગોઠવણ પોતે કરી હતી. અને એઓ પેન્શન ઉપર રહે ત્યારે એમની વપરાશમાં કાયમ એક ગાડી આપવાની મેહેરબાનીભરેલી ઇચ્છા પણ દર્શાવી હતી.

આ કર્ત્તવ્યને અંગે તેમને રાજકોટ રહેવાનું થતું હતું, તે વખતે તેમને બપોરના વખતમા ફુરસદ મળતી હતી, તેનો લાભ લઇ હરકોઈ નવો વિષય તેના ઉપયોગનો પ્રસંગ પ્રાપ્ત થયા વિના પણ શીખવાની તક મળે તો શીખી લેવો, એ વૃત્તિને અનુસરી તેમને ભાવનગરથી રાજ્ય પ્રકરણી કામના અંગમાં અહિંના હિસાબ ખાતાના અમુક હિસાબના કામમા સુનંદા ગણાવા નોકરી ત્યાં પાંચ છ માસ રહ્યા હતા, તે વખતે એમની પાસે બેશી હિસાબની પદ્ધતિ તથા પ્રક્રિયાની પૂર્ણ માહિતગારી મેળવી લીધી હતી. અહિંના નામદાર મહારાજા સાહેબના શિક્ષક નિમાયા પહેલા ફોજદારી ન્યાયાધીશની જગ્યો ઉપર તેઓ હતા તે વખતે તેઓની માગરોળના હાલના રાજ્યકર્તા શેખ સાહેબ જહાંગીરમીયાંસાહેબની સરકારી ટ્યુશનની નોકરી માટે પસંદગી થઈ હતી. તે પ્રસંગે તેઓ તેમના પણ શિક્ષક નિમાણા હતા, અને તેમને અમદાવાદમા રહી કાયદાનું જ્ઞાન તથા અંગ્રેજી ભાષાનું જ્ઞાન પણ આપતા હતા. તેઓને એમના પરિચયથી એમને માટે એટલી બધી લાગણી થઇ હતી અને એમના ઉપર એટલો બધો ભાવ બંધાયો હતો કે એમને તેઓ હરવખત યાદ કર્યા કરતા હતા, અને એમની છેવટની માંદગીની ખબર પડતા તે વખતે તેમના રાજ્યના ડાક્ટર કોટડે ગયા હતા, ત્યાથી એમની પ્રકૃતિ જાતે જોઇ ખબર લખવાનો હુકમ પોતે કર્યો હતો. પરંતુ તે ડાક્ટર ત્યા જાય તે અવલ તેમનું શરીર પડી ગયું હતું; એટલે પછી એ ભલામણનો અમલ થઇ શક્યો નહોતો. એમના મૃત્યુના ખબર સાભળીને પણ પોતે બહુ દિલગીર થયા હતા.

૯ અહિંના નામદાર મહારાજા સાહેબ ગોંડળના ભાણેજ હોઇ તેમની માંતામહીની પાસે તેઓ રજા દરમ્યાન રહેતા હતા, એટલે રા. મણિલાલભાઇનું પણ ત્યાં જ રહેવું થતું હતું; અને તેઓ તેને લઇને ગોંડળના હાલના નામદાર ઠાકોર સાહેબના પરિચયમાં આવતા તેમની રા. મણિલાલભાઇ ઉપર રૂચિ થઇ, અને છેવટ તેઓએ રા. મણિલાલભાઇ નામદાર મહારાજા સાહેબના શિક્ષકની જગ્યો છોડી અહિંના ડે. સરન્યાયાધીશની જગ્યો ઉપર મોડો વખત રહ્યા કે તુરત તેમની નોકરીની ભાવનગર રાજ્ય પાસેથી માગણી કરી, પોતાના રાજ્યના જ્યુડીશીયલ આસીસ્ટંટ તરીકે તેમની નિમણુક કરી. જે જગ્યો ઉપર રા. હરિલાલભાઇ જેવા એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરેલા બાહોશ અમલદાર હતા તે જગ્યોએ એમની પસંદગી થઇ, અને તે પસંદગીમા તેમની પુરતી કસોટી નીકળશે એમ રા. મણિલાલભાઇ માનતા હતા, એટલે એમણે એ જગ્યોનું કામ એટલી ચીવટ અને બાહોશીથી તેમજ પ્રમાણિકપણે કરવા માંડયું કે નામદાર ઠાકોર સાહેબની તેમજ તે વખતના મુખ્ય દિવાન સાહેબ શેઠ બેજનજીની એમના ઉપર સંપૂર્ણ

પ્રીતિ અને પ્રતીતિ થઈ, તે એટલે સુધી કે મુખ્ય દિવાનની ગેરહાજરીમાં દિવાન પદના હોદ્દાનું કામ પણ એમને સોંપવામાં આવતું હતું. આખર મે. બેજનજી શેઠ નોકરીમાંથી ફારક થતા મુખ્ય દિવાનના પદ ઉપર પણ નામદાર ઠાકોર સાહેબે તેમનીજ નિમણુક કરી, અને એકટીંગ તેમજ કાયમી દિવાન તરીકે પોતે લગભગ આઠ નવ વર્ષ શરીર પડી ગયું ત્યાં સુધી નોકરી કરી. ગોંડળના નામદાર ઠાકોર સાહેબને એમની નોકરી કરવાની રીતિ અને કર્ત્તવ્યનિષ્ઠા માટે કેટલો ઉચ્ચ વિચાર હતો, એ હકીકત એમનો એક વખત પગાર વધારતી વખતે એમણે વાપરેલ શબ્દો જે નીચે ટાંકી બતાવ્યા છે, તેથી સહજ માલુમ પડશે.

" In recognition of his uniformly good service and devotion to duties the salary of Mr Manilal Govindram Desai Judicial assistant is raised from Rs 350 to 400 per mensem "

Gondal 1st June 1900

" જ્યુડીશ્યલ આસીસ્ટંટ મી. મણિલાલ ગોવિંદરામ દેશાઈનો પગાર આજથી એમણે એક સરખી રીતે બજાવેલ સારી નોકરીની તેમજ એમની કર્ત્તવ્યનિષ્ઠાની કદરતરીકે દરમાસે રૂ ૩૫૦) હતો, તેને બદલે રૂ ૪૦૦)કરી આપવામાં આવેછે"

૧૦ સ્વર્ગસ્થ રા. મણિલાલભાઈ જે વખતે મુંબઈમાં નોકર હતા, તે દરમ્યાન એક વખત સ્વર્ગસ્થ રા. સવાઈલાલભાઈને તથા પોતાના જ્યેષ્ઠ બંધુના પુત્ર સાકરલાલ, જેની ઉમ્મર તે વખતે આશરે દશ વર્ષની હતી તેમને સાથે લઈને પોતે ભાવનગરથી સ્ટીમરમાં બેશીને મુંબઈ જવા માટે બરૂચ જતા હતા, તેમની સાથે તેમના એક મિત્ર મરહુમ વેણીશંકર ગૌરીશંકર કરીને પણ હતા. સ્ટીમરને ઘણું તોફાન લાગવાથી અલેટા ગામ નજીક તે ભાગી ગઈ, અને તે વખતે ઉતારૂઓને બચાવવા માટે સ્ટીમરના કપ્તાને બાલીબોટો ( જલવિહારિણીઓ ) છોડી અને તેમાં ઘણા ઉતારૂઓ બેસી જવાથી સમાસ નહોતા. છતાં રા. મણિલાલભાઈની સાથે કપ્તાનને બહુ સારો પરિચય થઈ ગયો હતો, એટલે તેણે તેમને બાલીબોટમાં બેસી જવા કહ્યું. પરંતુ તેઓએ કહ્યું કે પોતાના ભાઈ ભત્રિજા તથા મિત્રને બચાવ્યા સિવાય પોતે બચવા માગતા નહોતા. માટે તેમને પણ સાથે આવવા દેવામાં આવે તોજ પોતે બાલીબોટમાં બેસે. કપ્તાને કહ્યું કે એટલા બધાનો તો સમાસ નથી; તમે એકલા આવો તો ભલે એમણે એ વાત કબુલ નજ કરી; અને પોતે કુટુંબીઓ તથા મિત્રથી જુદા પડી પ્રાણ બચાવવાના વિચારને અવકાશ નજ આપ્યો. આના કરતાં સ્વાર્પણનો બીજો ઉત્તમ દાખલો કયો હોઈ શકે ? જેમનામાં પોતાના કુટુંબીઓ તથા મિત્રો પ્રત્યે આવો ભાવ હોય અને પોતાનું તેમના પ્રત્યેનું કર્તવ્ય

બજાવવાની આવી અનન્ય ભાવના હોય, તેઓને પ્રભુ સહાય થઇ ઉત્તરોઉત્તર અ-ભ્યુદયના માર્ગમા કેમ ગતિમાન્ ન કરે ? અપકાર ઉપર પણ ઉપકાર કરવો એ મહાત્માઓનું લક્ષણ છે, એ સૂત્ર તેમણે પરોક્ષ રીતેજ સ્વીકાર્યું ન હતું, પણ પ્રસંગ આવ્યે પ્રત્યક્ષમાં પણ તેની પ્રતીતિ આપી હતી, એ નીચેના દૃષ્ટાંત ઉપરથી સિદ્ધ થાય છે સ્ટીમર આવ્યા પછી પોતાના મિત્ર વેલ્લીશ કરનો પત્તો ન લાગતાં તેઓ પોતે પોતાના નાનાભાઇ સવાઇલાલભાઇને સાથે લઇ આખો દિવસ ભ્રમિત થયા હતા, છતા ભપે ફર્યાં અને પછી એમને બહૃથ આડીમા જવું હતું, તેથી અ સેટે એમના સ્વજ્ઞાતીય ગૃહસ્થ ફોજદાર હતા, તેમની પાસે દ્રવ્યની મદદ માગતા તેમણે ચોખ્ખી ના પાડી, એટલુંજ નહિ પણ એમને ખાવા પીવાનો બદોબસ્ત પણ તેઓએ ન કરી આપ્યો. છતાં એજ અરસામા એ ફોજદારને માથે અપવાદ આવવાથી સરકારે તેમને નશીયત કરી હતી, તે સંબંધે તેમને મુંબઇ અપીલ લખાવવા જવાનુ થતા, જે દુકાને પોતાને ઉતર-વાનો વિચાર હતો ત્યા તેમણે સવાઇલાલભાઇને બેઠેલ દીઠા, એટલે તેઓ શરમાઇને ચાલ્યા જતા હતા. દરમ્યાન સવાઇલાલભાઇએ તેમને જોયા, એટલે તેઓ તેમની પાસે ગયા, અને આગમનનું કારણ પુછતા તેમણે પોતાને સારા વકીલ પાસે અપીલ લખાવવી હતી, માટે આવ્યા હતા, એમ કહ્યુ. સવાઇલાલભાઇએ તેમને પોતાની સાથે પોતાને ઉતારે આવવાનું કહ્યું અને અપીલનું ખર્ચ બચાવી અપીલ રા. મણિ-લાલભાઈ પાસે લખાવી આપી. આનું નામ જ અપકાર ઉપર ઉપકાર; આનું નામ જ ખાનદાનીયત, અને જ્યા આવા ગુણો સહજ વિકાસ પામ્યા હોય ત્યા પ્રભુ પક્ષે બેસી પ્રભુતા અને વિભુતાની બક્ષીસ આપે એમાં બિલકુલ આશ્ચર્ય નહિ.

૧૧ સ્વર્ગસ્થ મણિલાલ ભાઇ ગોઝારી રહ્યા, તે દરમ્યાન પણ પોતાની બીજાઓને નિઃસ્વાર્થ સહાયતા આપવાની વૃત્તિનુ વખતો વખત પ્રકટીકરણ કરતા હતા. ગોઝ-ારીમાં સખ્ત મરકી હતી છતાં પોતે ત્યાથી હઠી ન જતા મરકીના દર્દીઓને જોવાને તેમજ સારવાર કરવાને પણ જતા હતા. પોતાના નોકરોને પણ મરકીના તેઓ ભોગ થઇ પડેલ તે વખતે બીજા કોઇની સહાય્ય ન હોવાથી પોતે જાતે સારવાર કરી ખોરાક સુદ્ધાંત તૈયાર કરી આપ્યાના દાખલા મોજુદ છે; અને હજુ સુધી ત્યાંના લોકો એમના એ ગુણોનું નિત્ય ગાન કરે છે

૧૨ તેઓ બહુ સાદાઇ અને સરળતાથી રહેવાનુ પંસદ કરતા હતા. દ્રવ્યની બાબ-તમા વ્યયના કરતા સંચય કરવા તરફ એમનુ વલણ વધારે હતુ, છતા કેટલાંક ખાનદાન પણ ગરીબ થઇ ગયેલાં કુટુંબોને તેમજ પોતાના આશ્રિતોને ખરી મુશ્કેલીના વખતમા પોતે લાંબો વખત સુધી કોઇ ન જાણે તેમ મદદ કરતા હતા. મતલબ, એમનું શારીરિક જીવન સાદુ અને સરલ હતુ છતાં એમનુ માનસિક જીવન ઘણું

ધંવા છે તે જો બરાબર કેળવાઇ સુશિક્ષિત થયું હોય તો જ આપણે આપણી જીંદગીનો ખરો ઉપયોગ અને ઉપભોગ કરી શકીએ. આપણા વિચાર અને વર્તન તેનાથી જ દોરાય છે, માટે માનસિક કેળવણીની પણ જરૂર છે ત્રીજો વિભાગ નૈતિક કેળવણીનો છે, તે કાંઈ ઓછી અગત્યનો નથી. આપણા જીવનને સીધા સદ્‌ગુણના માર્ગમાં લઇ જવા અને માનસિક વિચાર અને વર્તનને ઉચ્ચ રાખવા, જીવનનો ખરો ઉદ્દેશ સમજવા, નૈતિક શિક્ષણની પણ ખાસ જરૂર છે તેનાથી આપણે દરકોઇ દુર્ગુણ કે દુરાચારને અટકાવી શકશું, અને જીવનને ઉચ્ચ સ્થાનપર લાવી શકશું.

આ સર્વે કેળવણી ઉપરાન્ત આપણે ગૃહ–કેળવણી પણ લેવાની છે જેની અંદર આપણા સોધર્મ, ગૃહિણી–ધર્મનો સમાવેશ થઇ શકે છે આ પ્રમાણે જુદી જુદી કેળવણી સંપાદન કર્યા પછી આપણે તેને વાસ્તે કયો વખત છે તે નક્કી કરીએ. તેને વાસ્તે તો બાલ્યાવસ્થા જ ઉત્તમ અને યોગ્ય સમય છે, જે વખતમા ઉપર કહેલી તમામ કેળવણીના ઉત્તમ બીજ રોપી શકાય છે પછી તેની ખીલવણી વાસ્તે આસ્ને આસ્તે અવકાશ અને તક મળે તેમ તેમ તેનુ શિક્ષણ અને અભ્યાસ વધારતા જવુ. આમાટે શાળામા કેળવણી બાલ્યાવસ્થામા અમુક અપાવી જોઇએ, કે જ્યાથી આપણને પ્રાથમિક કેળવણી મળી શકે છે, અને સામાન્ય વિષયોનુ પ્રાથમિક જ્ઞાન જેટલું સ્ત્રીઓને ઉપયોગનુ છે તે મળી જાય છે

પછી તેનો આગળ અભ્યાસ આપણી અનુકૂળતાએ વધારવાનો છે તો પણ ઘરે આટલુ તો કહેવું જોઇએ કે શાળાકેળવણી તો માત્ર પ્રથમ અવસ્થા છે. કેળવણીને સંપૂર્ણ કરવા અને આગળ ઉપર તેને વ્યાવહારિક રૂપમાં લાવવા તથા સતેજ રાખવા ઉચ્ચ અભ્યાસની ખાસ આવશ્યકતા છે. તેમ કર્યા વિના તો કેળવણી વદન અપૂર્ણ રહે છે અહિં હું સાથે સાથે કહુ તો કાંઈ ખોટુ નથી કે આપણી બ્હેનોમાં આજ પ્રમાણે સંપૂર્ણ કેળવણી થતી નથી ફક્ત જે કેળવણી થોડી ઘણી શાળામાં લેવામાં આવી હોય અથવા ઘેર વાચતાં લખતા શીખ્યુ હોય એટલેથીજ બંધ રહે છે, તે સિવાય વિશેષ તેઓને મળતું નથી, અને કેળવણી સંગીન થતી નથી. આજ કારણને લઈ આપણે કેળવણીનાં સારાં ફળ લઈ શકતા નથી, તેને પરિણામે કેળવણી રૂચિકર થવાને બદલે ઉલટી અપ્રિય થઇ, તેની અવગણના કરી નાખવામા આવે છે. હવે શાળાની કેળવણી લીધા પછી આગળ અભ્યાસ કેમ રાખવો, તેનેમાટે સ્ત્રીશાળા કે ગૃહ–વર્ગ જેવો સંસ્થા સ્થાપવી કે કયા સાધન લેવાં, એ નો મતભેદની વાત છે, તો પણ છેવટ આમાંનું કાંઈ ન બની શકે તો પોતપોતાની અનુકૂળતાએ અભ્યામ વધારે જવો કોઈ જાતની અનુકૂળતા ન

મળી શકે તો છેવટ આપણા ઘરના કામકાજમાંથી પણ અવકાશ મેળવીને ગૃહ-શિક્ષણ આગળ વધારતાં જવું. જે વખતે શાળા–કેળવણી લેવાય છે, તેજ વખતે એટલે બાલ્યાવસ્થામાંજ સાથે સાથે ગૃહ–કેળવણી આપવી જોઇએ. ગૃહ–કેળવણી-માંજ બાળાઓને કેમ વર્તવું, કેમ બોલવું, કેમ રીત–રીવાજ–મર્યાદા જાળવવી, સભ્યતા–નમ્રતા રાખી સૌ સાથે કેમ રહેવું, વગેરે ગૃહ–કેળવણીમા શીખવવાની જરૂર છે પાકશાસ્ત્ર શીખવાનો પણ આજ સમય છે.

એટલું જ નહિ પણ નૈતિક તથા ધાર્મિક શિક્ષણ પ્રાપ્ત કરવાનો પણ આજ સમય છે. જે સંસ્કાર બચપણમા પડે છે તે આગળ ઉપર નથી પડી શકતા, માટે બાળાઓને સુનીતિ શીખડાવી નૈતિક કે ધાર્મિક કેળવણી પણ આપવાની છે જો કે કોઈ કોઇ શાળામાં નૈતિક શિક્ષણ ઉપર લક્ષ રખાય છે, પણ જોઇએ તેવું ધ્યાન ત્યા પત્યેક ઉપર અપાતુ નથી, તેથી જ ગૃહ–કેળવણીમાજ તે શિક્ષણ સમાવવું પડે છે. તેમાં તેની માતા કે સગતિ ઉપર ખાસ આધાર છે; તેના કાંઇ પાઠ ભણાવા નથી. જો સારી સોબત હોય તો તેમજ માતા સુશિક્ષિત હોય તોજ તે કેળવણી સહેલાઇથી આપી શકાય છે ગૃહ–કેળવણી, વ્યાવહારિક કેળવણી, તેમજ ધાર્મિક કે નૈતિક કેળવણી વગેરેનો ખરો શિક્ષક માતાજ કહેવાય છે આનો તાદૃશ ચિતાર સરસ્વતીચન્દ્રની નાયિકા કુમુદસુન્દરીની માતા ગુણસુન્દરીનું જીવન આપે છે અને તે ચિત્ર ઉપરથી પૂરેપૂરૂં અને ખરેખરૂં ગૃહશિક્ષણ તેમજ નૈતિક તથા ધાર્મિક શિક્ષણ શું છે, તે સમજાય છે એ પ્રમાણે પ્રત્યેક પ્રકારની કેળવણીની આવશ્યકતા સૌને છે. તોપણ આપણને તો ખાસ છે કારણકે ઉચ્ચ જ્ઞાતિને છાજે તેવા ગુણો સંપાદન કરવા માટે આપણે સારી વિદ્યા પ્રાપ્ત કરવી જોઇએ; તેથી આપણે તો સુશિક્ષિત રહેવાની ખાસ જરૂર છે; કારણ કે, આપણા જીવનની, આપણા ગૃહસંસારની શ્રેષ્ઠતા કે ઉચ્ચતા જાળવી રાખવા આપણને સુવિદ્યા ખાસ જરૂરની છે એમ સમજવાનું છે. કેળવણીજ આપણી ખામી ભૂલોનુ ભાન કરાવે છે અને આપણી ફરજો સમજાવે છે વળી તે ફરજો બજાવવા સારી રીતે આપણને સહાયભૂત થઇ પડે છે. આપણા વર્તન અને વિચારો સારા રાખવા માટે આપણને સારા શિક્ષણની જરૂર છે, એમ અનુભવથી ચોકસ થાય છે વિશે-ષમા કેળવણી મનને વિશાળ કરી મનના ખોટા વ્હેમ ટાળી ગૃહસંસારમા થતો ક્લેશ અટકાવે છે, અને ગૃહસંસાર આનંદમય, સુખરૂપ અને રસિક બનાવે છે, સદ્‌ગુણોનો વિકાશ કરી દુર્ગુણને હાંકી દે છે આવા આવા અનેક લાભો કેળ-વણીથીજ મળે છે, માટે કેળવણીનો વ્હોળો પ્રચાર કરવાની ઘણી જ જરૂર છે. આપણે પોતે જ વિચાર કરીએ કે આપણે કેળવણી લેવા તેમજ આપવા કેટલી

ઉલટ કે જીજ્ઞાસા રાખીએ છીએ? જેમાંથી આપણને સંસારનું ખરૂં સુખ, ઉદ્યોગીનો ખરો આનંદ અને સમાજની ઉન્નતિ પ્રાપ્ત કરવાની છે, તેને વાસ્તે તો આપણે સહજ પણ વિચાર કરતાં નથી. દિલગીરીની વાત છે કે આપણી બ્હેનોને જ્યારે જોવું ત્યારે કોઇનાં વાંકાં બોલવાં, કુથલી કરવી, એટલે કોઇએ વ્યવહારમાં આમ ઓછું કર્યુ તો કોઇએ વધારે કર્યુ, કોઇએ ફેશનના કે આવાં તેવા કપડાં પ્હેર્યા, એવું નજીવું ટાયલું કરવા સિવાય બીજો વિષય, જેમ કે કોઇ બ્હેન શીવતા સારૂ જાણે છે તે આપણે શીખીએ ગુજરાતી સુન્દરી સુબોધની ભેટ બહાર પડી છે તે વાંચીએ, એક બીજાને આજે શું રસોઇ કરી તેમ પુછવા કરતાં વખતે કંઇ ચોપડી વાંચી અથવા વાંચો છો,-વગેરે વાત કરવાનો વિષય ભાગ્યે જ હાથ આવે છે!! પરનિંદાથી રતિભાર લાભને બદલે ઉલટું કોઇને ઓછું અદકું લાગી એક બીજાનું મન દુખાય છે

બ્હેનો! શું આપણે આજ રીતે આવાજ દિવસો નિર્ગમન કરી જમાનાને સમજ્યા વગર તેવા દુર્ગુણો ગ્રહણ કરતા જઇશું? જે સમયમાટે જરૂરનું છે, જે સમયમાટે આપણી સ્થિતિમાં-રીત રીવાજમાં વ્યવહાર વગેરે તમામ બાબતોમા યોગ્ય વિચાર કરી સુધારો કરવાની જરૂર છે, તે વખતે આમ અજ્ઞાનના અંધકારમાં પડયા રહી આપણી બ્હેનો અને આપણે લઇને આપણી પ્રજાને આવી પછાત સ્થિતિમાં પડ્યા રહેવા દઇશું? શું આપણેમાટે ઉન્નતિ સરજાયેલીજ નથી? શું 'વખત જેમ અને જ્યાં ઘસડશે તેમ અને ત્યાં ઘસડાતાં જઇશું'? શું આપણે જમાના પ્રમાણે બહારના ડોળ અને કપડાંના ઠાઠ કે જે કાંઇ પણ આપણી યોગ્યતામાં વધારો કરવાને બદલે ઉલટી હાનિ પહોંચાડે છે, તેના રીવાજો દાખલ કરશું? અને કેળવણી કે જે જમાનાનું ખાસ સ્વરૂપ થઇ પડયું છે તેનો સ્વીકાર નહિ કરીએ? કેળવણી વગર-સારી વિદ્યા પ્રાપ્ત કર્યા વગર આરસનાં પુતળાં માફક સારાં કપડાં પહેર્યાં, તેમાંજ આપણી શોભા આવી ગઇ, એમ સમજશું? કદિ નહિ!

માનસિક વૃત્તિઓને વિકસાવી, જ્ઞાનનો સંચય કરી, સદ્ગુણનાં આભૂષણો પહેરી, વિદ્યારૂપી શણગાર સજી, આપણી શોભામાં વધારો નહિ કરીએ?

આપણે આપણા પુત્રનું કોઇ કન્યા સાથે વેવીશાળ કરીએ છીએ, ત્યારે તે કન્યાના ગરતા સાસુ નણંદ વગેરે કોઇ એમ પુછશે નહિ કે છોકરી શું ભણી છે? તે પ્રશ્ન તો કોઇ ભાગ્યેજ ઉઠો કરતું હશે! કન્યાદાનમાજ વિદ્યાદાન કે જે કન્યાને દ્રવ્યથી પણ અધિક સુખ આપે છે, અને તેને ખરી મદદરૂપ થઇ પડે છે, તેનો તો વિચાર પણ કરતાં નથી! સોનું રૂપું કે કપડાં લત્તા તેને જીવનમાં સુખ-શાન્તિ કે આનંદ કરી શકશે નહિ એ તો મનના ખાલી મનતોષનું કારણ છે. બાકી, કેળવણી જીવન કેમ ગાળવું, સત કાર્યો કરી, પોતાની ફરજો સમજી, બજાવી, વખતનો

સદુપયોગ કરી,'સુખ દુઃખમાં ધૈર્ય શી રીતે રાખવું', વગેરે શીખવે છે. આટલુંજ નહિ પરંતુ પતિના ખરા ભાગીયાં કેમ થવાય, તેમને મુશ્કેલી શું છે, તેનો આનંદ શું છે, વગેરે જાણવા જેટલી શક્તિ સદ્વિદ્યાથીજ મળે છે તેમની મનોવૃત્તિ જાણીને સમજી શકીએ, ત્યારેજ તેમા ભાગ લઈ શકાય. પતિ સારો વિદ્વાન્ હોય અને પત્ની અજ્ઞાન ને અભણ હોય તો બિચારીની સ્થિતિ કરૂણાજનક ગણાય. કારણકે તેવી સ્ત્રી તેમની સાથે વાતચીત પણ શુ કરી શકે ? તો પછી તેના ગૃહસંસારમા તે ખરો સાથી પણ કેમ થઇ શકે ?

સુશિક્ષિત પત્નીનો ગૃહસંસાર સહેલો અને આનંદમય થાય છે, તેમજ પતિને દરેક રીતે સગવડ આપીને ગૃહસંસારની નૌકા વ્યવહારિક તરંગોમાંથી દોરી જાય છે. આવો કેળવણીનો પ્રભાવ છે તો, બ્હેનો ! કેળવણીની આવશ્યકતા સમજી તેનો બ્હોળો પ્રચાર કરશો તોજ આપણે આપણી ઉન્નતિ અને સુખ પ્રાપ્ત કરી શકશુ. એટલુ જ નહિં પણ આપણા વ્યવહાર કે રૂઢિ તથા રીતરીવાજો વગેરેમા ઘટતા ફેરફાર કરી શકશુ.

આપણી અજ્ઞાનતાજ આપણને વિઘ્નરૂપ થઈ પડી છે, એમ કહેશું તો ખોટું નથી. આપણા રીતરીવાજમાં ફેરફાર થઇ શકતો નથી, તેનુ કારણ પણ આપણે છીએ જો અમુક રીતરીવાજને આપણે ફેરવી નાંખશુ તો આપણને પુરૂષ વર્ગ તરફથી તે બાબતમાં અટકાયત થવાની નથી તેમજ આપણી બ્હેનો કે બાળાઓને સારી કેળવણી આપવા માટે સગવડ કરી અમુક સંસ્થા કે મંડળ કે ક્યાંઇ પણ ઉચ્ચ પ્રકારની કેળવણી મળતી હોય ત્યા મોકલશું તો મને લાગે છે કે પુરૂષ વર્ગ તરફથી કોઇપણ જાતની પ્રતિકૂળતા દર્શાવવામા આવશે નહિ. આપણી અખિલ જ્ઞાતિનાં બે અંગોમા જો આપણે એક અંગ સુધરશું તો જ આપણને તેમજ આપણી જ્ઞાતિને ખરો લાભ થશે. પરંતુ આ બધુ કેળવણી લીધા વિના—વિદ્યા પ્રાપ્ત કર્યા વિના મળવાનુ જ નથી, એ પણ નિઃસંશય છે.

છેવટમા, મારા તરફના બે બોલ અહિં કહી લઉં, તો તે અસ્થાને નહિં કહેવાય. બ્હેનો ! આ રીતે જે ત્રિમાસિકમાં સ્ત્રીઓ લેખ મોકલે છે, તે ફક્ત ઇનામના સ્વાર્થથી મોકલે છે એમ નહિ સમજવા, જે કહે છે તે સર્વ બ્હેનોને ઉદ્દેશીને વર્તમાન સમયનું અને તેમાં આપણી સ્થિતિનું ભાન કરાવવાના હેતુથી જ કહે છે, એમ સમજવાનું છે. જો કે વિચાર પરિપક્વ ન હોય, તો પણ સર્વ બ્હેનોએ તે અવશ્ય વાંચવા જોઇએ અને વાંચી, સમજી તેથી વિશેષ લખવા અગર તે સબંધે કાંઇ ચર્ચા અથવા વિવેચન કરવા જેવું જણાય તો તે પ્રમાણે કરવા પ્રયાસ કરશો,

એવી આશા રાખું છું. અને છેવટ જેઓ ન વાંચી શકતા હોય તેઓની પાસે આવા લેખો વાંચી બીજા બ્હેનોની સાથે કાંઈ તેનું પણ વિવેચન કરી લેખકના પ્રયાસને સફળ થવામાં સાહાય્ય આપતાં રહેશે, એટલી જ આ લેખકની અભિલાષા અને નમ્ર વિનંતિ છે.

મુંબઈ. } એક ઉત્સુક ભગિની.

---

# मनुस्मृतिमांथी आपणो धर्म तथा व्यवहार वगेरे.

( અનુસંધાન ગત પુસ્તક પૃષ્ઠ ૪૦ થી )

અનાધ્યાયના વિષય પછી શ્લોક ૧૨૯ થી તે અધ્યાયની સમાપ્તિપર્યંત સદાચારનો વિષય પ્રસ્તાવિક જુદા જુદા શ્લોકોમાં ચર્ચેલો છે. તેમાના બધા શ્લોકો લંબાણભયથી નહિ મુકતાં, તેમાથી ખાસ જાણવા લાયક ભાગનું જ અહિં વિવરણ કરવામાં આવેલ છે.

क्षत्रियं चैव सर्पं च ब्राह्मणं च बहुश्रुतम् ।
नावमन्येत वै भूष्णुः कृशानपि कदाचन ॥ ॥ १३५ ॥
एतत्त्रयं हि पुरुषं निर्दहेदवमानितम् ।
तस्मादेतत्त्रयं नित्यं नावमन्येत बुद्धिमान् ॥ ॥ १३६ ॥

ક્ષત્રિય, સર્પ અને વિદ્વાન્ બ્રાહ્મણ જો કે (દૈવવશાત્) નિર્બલ થઈ ગયેલ હોય તોપણ તેઓનું અપમાન ઉદય ઇચ્છવાવાળા પુરૂષોએ કદિ કરવું નહિ. આ ત્રણનું જો અપમાન થાય છે તો તેઓ અપમાન કરનારાને બાળી નાંખે છે; માટે બુદ્ધિમાન પુરૂષે એ ત્રણેનું કદિ પણ અપમાન કરવું નહિ.

બાળી નાખે છે-એ શબ્દોથી એમ સમજવાનું છે કે ક્ષત્રિય તથા સર્પ તેનિ સ્વભાવથીજ વેરબુદ્ધિ રાખી નુકશાન કરે છે; પણ વિદ્વાન્ બ્રાહ્મણનું અપમાન થવાથી બીજી રીતે અશ્રેય થાય છે.

नात्मानमवमन्येत पूर्वाभिरसमृद्धिभिः ।
आमृत्योः श्रियमन्विच्छेन्नैनां मन्येत दुर्लभाम् ॥ ॥ १३७ ॥

આજપર્યંત સમૃદ્ધિ (પ્રયત્ન કર્યાં છતાં) મળી નથી, તે કારણથી પોતા માટે

હલકો અભિપ્રાય બાંધી બેસવો નહિ, પરંતુ મૃત્યુ સુધી લક્ષ્મી મેળવવા માટે મથ્યા રહેવું, અને તે દુર્લભ છે એમ કદિ માનવું નહિ.

ત્યાર પછી શ્લોક ૧૩૮ તથા ૧૩૯ માં દરેક પ્રસંગે સત્ય બોલવું, તેજ સાથે સંસારમા આવી પડતી કફોડી સ્થિતિ પ્રસંગે શું કરવું, અને કેમ વર્તવું, તે બતાવ્યું છે.

सत्यं ब्रूयात्प्रियं ब्रूयान्न ब्रूयात्सत्यमप्रियम् ।
प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः ।। ।। १३८ ।।
भद्रं भद्रमिति ब्रूयाद्भद्रमित्येव वा वदेत् ।
शुष्कवैरं विवादं च न कुर्यात्केनचित्सह ।। ।। १३९ ।।

સત્ય બોલવું, અને તે પ્રિય લાગે તેવી રીતે બોલવું; કોઇને અપ્રિય લાગે તેવી રીતે સત્ય પણ ન બોલવું; તેજ પ્રમાણે પ્રિયલાગે ( તેટલા માટે ) અનૃત (અસત્ય) બોલવું નહિં. આ સનાતન ધર્મનું લક્ષણ છે.

અભદ્ર હોય ( અશુભ ખબર કેવાના ) ત્યાં પણ સારા શબ્દોથી જ બોલવું, અને ભદ્ર હોય ત્યા ભદ્ર જ બોલવું ખાલી નિષ્પ્રયોજન વેર તથા વિવાદ કોઇની સામે કરવો નહિ

શ્લોક ૧૪૫-૪૬ માં દ્વિજે જે મંગલ-આચાર કરવાના છે તે બતાવેલા છે.

मङ्गलाचारयुक्तः स्यात्प्रयतात्मा जितेन्द्रियः ।
जपेच्च जुहुयाच्चैव नित्यमग्निमतन्द्रितः ।।१४५।।
मङ्गलाचारयुक्तानां नित्यं च प्रयतात्मनाम् ।
जपतां जुह्वतां चैव विनिपातो न विद्यते ।।१४६।।

દ્વિજે નિત્ય સાવધાન થઇને મંગલ-આચારથી યુક્ત રહેવું ( એટલે કે ગાય, દહીં, દર્પણ વિગેરે માંગલિક પદાર્થો જોવા અથવા તો સુવર્ણ, ચંદન, ગોરોચન ( એક જાતની માટી છે ) વગેરે પદાર્થો ધારણ કરવા ), મનને નિયમમા રાખવું, ઇંદ્રિયોને વશ રાખવી, ગાયત્રીમંત્ર વગેરેનો જપ કરવો.

મંગલ-આચાર કરનાર, મનને નિયમમા રાખનાર, જપ કરનાર, અને હોમ કરનાર એ બધાનો વિનિપાત (નાશ) થતો નથી.

मैत्रं प्रसाधनं स्नानं दन्तधावनमञ्जनम् ।
पूर्वाह्ण एव कुर्वीत देवतानां च पूजनम् ।।१५२।।

મળનો ત્યાગ કરવો, વાળ ( શિખા વગેરે ) ઓળીને સાફ કરવા, દાતણ કરવું તેલનું મર્દન કરવું, સ્નાન કરવુ અને દેવોની પૂજા કરવી, આ બધા કામ પહેલા પહોરમાજ કરવાં.

दैवतान्यभिगच्छेत्तु धार्मिकांश्च द्विजोत्तमान् ।
ईश्वरं चैव रक्षार्थं गुरूनेव च पर्वसु ॥१५३॥

અમાસ, પુનમ વગેરે પર્વને દિવસે દેવતાઓના, ધર્મવિશે ઉત્તમ બ્રાહ્મણોનાં, પોતાની રક્ષા માટે રાજાના અને પિતા વગેરે ગુરૂજનોના દર્શન કરવા માટે જવુ.

આ બે શ્લોકમા પૂર્વાહ્‌ણમા કરવાનો સદાચાર વર્ણવ્યો છે.

अभिवादयेद् वृद्धांश्च दद्याच्चैवासनं स्वकम् ।
कृताञ्जलिरुपासीत गच्छतः पृष्ठतोऽन्वियात् ॥१५४॥

વૃદ્ધ પુરૂષો ( ગુરૂ વગેરે ) પોતાને ઘેર આવે ત્યારે તેઓને પ્રણામ કરવા, બેસવા માટે પોતાનુ' આસન આપવુ', બે હાથ જોડીને વૃદ્ધ પુરૂષોની પાસે બેસવુ' તથા જાય ત્યારે તેમની પાછળ વળાવવા માટે જવુ

श्रुतिस्मृत्युदितं सम्यङ्‌निबद्धं स्वेषु कर्मसु ।
धर्ममूलं निषेवेत सदाचारमतन्द्रितः ॥१५५॥

ગૃહસ્થે તંદ્રા ( આલસ ) નો ત્યાગ કરી શ્રુતિ અને સ્મૃતિમાં કહેલો તથા અધ્યયન વગેરે પોતાના નિત્યકર્મમા અગરૂપ રહેલો, ધર્મના મૂલરૂપ ગણાતો સદાચાર પાળવો.

ત્યાર પછીના શ્લોકમાં સદાચારનુ' ફલ બતાવ્યુ' છે.

आचाराल्लभते ह्यायुराचारादीप्सिताः प्रजाः ।
आचाराद्धनमक्षय्यमाचारो हन्त्यलक्षणम् ॥१५६॥

ગૃહસ્થ સદાચાર પાળવાથી આયુષ્યને, મનમાનતી પ્રજાને, તથા અખુટ ધનને મેળવે છે એટલુજ નહિ પરતુ સદાચાર પાલવાથી અપલક્ષણોનો નાશ થાય છે.

ત્યાર પછીના બે શ્લોકોમા આત્મબલની ઉત્કૃષ્ટતા બતાવે છે.

यद्यत्परवशं कर्म तत्तद्यत्नेन वर्जयेत् ।
यद्यदात्मवशं तु स्यात्तत्तत्सेवेत यत्नतः ॥१५९॥

જે જે કાર્ય પારકાની પ્રાર્થના કરવાથી થાય તેવાં હોય, તે તે કાર્યનો પ્રયત્નપૂર્વક ત્યાગ કરવો જે જે કાર્ય પોતાથી થઇ શકે તેવા હોય, તે તે કાર્ય પ્રયત્નપૂર્વક કરવા.

પારકાની મરજીથી થઇ શકે તે બધુ દુ ખમય સમજવુ, અને પોતાથી થઈ શકે તે બધુ' સુખરૂપ માનવું. સુખ અને દુઃખનું આ ટુકું લક્ષણ સમજવુ.

ત્યારપછી શ્લોક ૧૬૧-૧૭૦ સુધીમાં કયાં કયા કામો ગૃહસ્થે ન કરવાં તે બતાવ્યા છે.

यत्कर्म कुर्वतोऽस्य स्यात् परितोषोऽन्तरात्मनः ।
तत्प्रयत्नेन कुर्वीत विपरीतं तु वर्जयेत् ॥१६१॥
आचार्यं च प्रवक्तारं पितरं मातरं गुरुम् ।
न हिंस्याद्ब्राह्मणान्गाँश्च सर्वांश्चैव तपस्विनः ॥१६२॥
नास्तिक्यं वेदनिन्दां च देवतानां च कुत्सनम् ।
द्वेषं दम्भं च मानं च क्रोधं तैक्ष्ण्यं च वर्जयेत् ॥१६३॥

જે કર્મ કરવાથી અંતરાત્મા પ્રસન્ન થાય, તે કર્મ તેણે પ્રયત્ન પૂર્વક કરવું અને તેથી વિપરીત કર્મનો ત્યાગ કરવો.

આચાર્ય ( જનોઈ દઈને વેદ ભણાવનાર ગુરૂ ), વેદનું વ્યાખ્યાન કરનાર ( ઉપાધ્યાય ), ગાવા, પિતા, ગુરૂ ( શાસ્ત્રો ભણાવનાર ), બ્રાહ્મણો, ગાયો તથા તપ કરનારાઓનું અપમાન કરવું નહિ.

નાસ્તિકતા ( વેદોક્ત કર્મના ફલરૂપ સ્વર્ગ તથા ઈશ્વર નથી, આવી બુદ્ધિ ), વેદની નિંદા, દ્વેષ, દંભ, અભિમાન, ક્રોધ અને ક્રૂરતા, આટલી બાબતો તજી દેવી.

સદાચાર પાળવામા તથા સત્કર્મો કર્યા છતા ઈષ્ટાપત્તિ ( ધારેલી મુરાદ ) પ્રાપ્ત ન થાય, તેવા સંયોગોમા મનને કલેશ ન થાય, તેમજ તેવા સત્કર્મો ઉપરથી શ્રદ્ધા ન ઉઠી જાય, તેવા હેતુથીજ ઋષિવરોએ સઘળા સત્કર્મો નિષ્કામ વૃત્તિથીજ કરવાનુ ફરમાવ્યુ છે; સકામવૃત્તિ હોય તોજ ફલપ્રાપ્તિનો અભાવ કલેશ પમાડે છે. પરંતુ નિષ્કામવૃત્તિ હોય તો પછી તે માણસ ફલ તરફ કેવલ ઉદાસીનજ રહે છે, અને સત્કર્મો કરવાનું ફરમાવ્યું છે માટે તેવા કર્મો કરવા એજ તેનો નિશ્ચય હોય છે. આ સિદ્ધાંત સર્વના મન ઉપરઠસાવવા માટે નીચેના ચાર શ્લોકો આપેલા છે.

न सीदन्नपि धर्मेण मनोऽधर्मे निवेशयेत् ।
अधार्मिकाणां पापानामाशु पश्यन्विपर्ययम् ॥ १७१ ॥
नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।
शनैरावर्तमानस्तु कर्तुर्मूलानि कृन्तति ॥ ॥१७२ ॥
यदि नात्मनि पुत्रेषु न चेत्पुत्रेषु नप्तृषु ।
न त्वेव तु कृतोऽधर्मः कर्तुर्भवति निष्फलः ॥ ॥ १७३ ॥
अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति ।
ततः सपत्नाञ्जयति समूलस्तु विनश्यति ॥ ॥१७४ ॥

શાસ્ત્રમાં કહેલા પ્રમાણે ધર્માચરણ કરવાથી પુરૂષ દુ:ખી થતો હોય, તોપણ અધર્મી એવા પાપી લોકોની તુરત પાયમાલી થાય છે, તે ધ્યાનમા રાખીને અધર્મ

કરવાનો વિચાર કરવો નહિ. પૃથ્વીમાં રોપેલું બીજ જેમ તુરત ફલ આપતું નથી, તેમ જગતમાં અધર્મ પણ તેનું માઠું ફલ તુરત આપતો નથી, પણ ધીરેધીરે વૃદ્ધિ પામીને અધર્મ કરનારનાં મૂળોને કાપી નાંખેછે.

અધર્મ જો અધર્મી ને ફલ દેતો નથી તો તેના પુત્રોને અથવા પૌત્રોને તેનું ફલ ભોગવાવે છે; પરન્તુ તેનુ ફલ આપ્યા વિના રહેતો નથી.

અધર્મ કરનારો પુરૂષ કદાચ તે વખતે તો અધર્મથી ધન, ગ્રામ વગેરે સંપત્તિથી ઉન્નતિ મેળવે છે, સુખો ભોગવે છે, અને પોતાના નિર્બલ શત્રુઓનો પરાજય પણ કરે છે, પરંતુ છેવટે સમૂલગો એટલે પુત્ર, પૌત્ર, સંપત્તિનીસાથે નાશ પામે છે.

न पाणिपादचपलो न नेत्रचपलोऽनृजुः ।

न स्याद्वाक्चपलश्चैव न परद्रोहकर्मधीः ॥ ॥ १७७ ॥

પુરૂષે કારણ વિના હાથ પગ હલાવવા નહિ, આડું અવળું જોયા કરવુ નહિ, ઉદ્ધત થવુ નહિ, સાચીખોટી લોકનિંદા કરવી નહિ તથા પારકાનું બુરૂ કરવામા બુદ્ધિનો ઉપયોગ કરવો નહિ

ऋत्विक्पुरोहिताचार्यैर्मातुलातिथिसंश्रितैः ।

बालवृद्धातुरैर्वैद्यैर्ज्ञातिसंबन्धिबान्धवैः ॥ ॥ १७९ ॥

मातापितृभ्यां यामीभिर्भ्रात्रा पुत्रेण भार्यया ।

दुहित्रा दासवर्गेण विवादं न समाचरेत् ॥ ॥ १८० ॥

ઋત્વિક, પુરોહિત, આચાર્ય, મામો, અતિથિ, આશ્રિત, બાળક, વૃદ્ધ, રોગી, વૈદ્ય, નાતીલા, સંબંધી ( વ્હેવારીઆં ), બાન્ધવો (કાકા મામાના દીકરાઓ), માતા, પિતા દેરાણી, જેઠાણી, નણંદ, ભોજાઇ વિગેરે ભાઈ, પુત્ર, સ્ત્રી, દીકરી, અને દાસ (ચાકર વર્ગ ) વગેરેની સાથે વિવાદ કરવો નહિ

આ શ્લોકોમાં જે શિક્ષણ બતાવ્યું છે, તે વ્યવહારમાં કલેશ થતો અટકાવવા જણાવેલ છે; તેમજ તેમા સામા માણસો એવા છે કે તેમને વાદવિવાદમાં બુરૂં લાગે અને તેનું અંતર કચવાય તો પાપ લાગે છે. માટે કહે છે કે.—

एतैर्विवादान्संत्यज्य सर्वपापैः प्रमुच्यते ।

एभिर्जितैश्च जयति सर्वांल्लोकानिमान्गृही ॥१८१॥

ઉપર જણાવેલા પુરૂષો સાથે ગૃહસ્થે વિવાદ ન કરવાથી પાપમાથી મુક્ત થાય છે, તથા તેઓથી છતાયા છતા પણ તે સર્વ જગતને વશ કરે છે.

અપૂર્ણ.

ગુલાબરાય વજેશંકર છાયા.

# चर्चापत्रोनो सार.

१ रा. रा. श्री आचार्य गिरिजाशङ्कर वल्लभजी राजकोटथी नीचेनी બાબતોના ખુલાસા માગે છે

## ૧ બળેવના દિવસના કાર્યક્રમવિશે એક શંકા.

શ્રાવણીપ્રયોગનો કાર્યક્રમ નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| ૧ સ્નાનવિધિ. | ૨ હેમાદ્રિકૃત સંકલ્પ. |
| ૩. માર્જન. | ૪ સ્નાનાંગ તર્પણ. |
| ૫ ઋષિપ્રતિષ્ઠા. | ૬ ઋષિલઘુપૂજન. |
| ૭ યજ્ઞોપવીતધારણ. | ૮ મધ્યાહ્નસંધ્યા. |
| ૯ સૂર્યોપસ્થાન. | ૧૦ લોકપ્રક્ષેપણ. |
| ૧૧ ઋષિતર્પણ. | ૧૨ છંદતર્પણ |
| ૧૩ દેવતર્પણ. | ૧૪ પિતૃતર્પણ. |
| ૧૫ ઋષિષોડશોપચારપૂજન. | |

ઉપરનો કાર્યક્રમ શ્રાવણી પ્રયોગની હસ્તલિખિત પ્રતમા આપેલ છે તેમા ઋષિ પ્રતિષ્ઠા ( નં. ૫ ) પછી ઋષિલઘુ પૂજન ( નં. ૬ ) આપેલ છે છતા છેવટે પણ ઋષિઓનું ષોડશોપચારથી પૂજન ( નં. ૧૫ ) કરવાનુ કહ્યુ છે એ પ્રમાણે બે વાર ઋષિઓનું પૂજન કરવાનુ શું કારણ છે ?

પ્રયોગદીપમા નીચે પ્રમાણે લખેલું છે

तत ऋषिपूजनं । देशकालौ स्मृत्वा करिष्यमाणोत्सर्गकर्मनिमित्तभरद्वाजादिसप्तर्षीणामरुन्धतीसहितानां पूजनं करिष्ये इति संकल्प्याचम्य पीठादौ दर्भमयाट्टर्षीनसतैः स्थापयेत् ॥ ... ततः प्रतिष्ठा ॥ ... ततस्तानावाह्य यथाशक्त्युपचारैर्नाममन्त्रैः पूजयेत् ॥ ...कृतस्य ऋषीणां पूजनस्य विधेः सर्वं परिपूर्णमस्तु ॥.. एवमृषीन्संपूज्य विसर्जयेत् ॥ यथा शक्त्युपचारैः ॥

આ સ્થળે ઋષિપ્રતિષ્ઠા કર્યા પછી યથાશક્તિ એટલે લઘુ અથવા ષોડશોપચાચારથી પૂજન કરવાનુ કહ્યું છે આગળ ચાલતા તેજ બાબતમાં લખેલું છે કે—.

केचित्तर्पणोत्तरमृषीणां विसर्जनं कुर्वन्ति ॥
तन्न्यं । विधिद्वारा पुनःपूजनम् ॥

અર્થાત્ केचित् શબ્દથી પિતૃતર્પણ ( નં. ૧૪ ) પછી પૂન.પૂજન ( ન. ૧૫ ) કરવાનુ લખ્યું છે, તે વિકલ્પે છે, એમ સિદ્ધ થાય છે.

જો એમ હોય તો છેવટ પુનઃપૂજનનો વિધિ વિકલ્પરૂપ હોઇને પાછળથી શરૂ થવો જોઇએ. વાસ્તવિક રીતે ઋષિપ્રતિષ્ઠા કર્યા પછી લઘુ અથવા ષોડશોપચારથી. પૂજન કરવું, તેજ યુક્તતર લાગે છે

છતાં બન્ને વખતે પૂજન કરવુ, તે યોગ્ય છે કે ઋષિપ્રતિષ્ઠા કર્યા પછી એક વખત પૂજન કરવુ યોગ્ય છે, તે વિષે આધારપૂર્વક જાણવાની આવશ્યકતા છે.

૨ નિત્ય તથા નૈમિત્તિક તર્પણ વિષે એક શંકા.

ઋષિતર્પણની છાપેલ પ્રતમાં જ્યા જ્યા એક વચનાંત નામ આવે છે, તેની સાથે तृप्यतु ક્રિયાપદનો પ્રયોગ કરેલો નથી, જ્યારે દ્વિવચનાત તથા અનેકવચનાત નામો સાથે तृप्यन्तां અને तृप्यन्तु ક્રિયાપદોનો પ્રયોગો કરેલા છે પ્રયોગદીપમા તો–

ॐकारं सर्वत्र . तृप्यत्विति क्रियायोगः सर्वत्रान्वर्थसाकांक्षवाक्यत्वात् ॥

એટલે નામની પહેલા ॐકારનો, અને અતે કર્તાપદના વચનાનુસાર तृप्यतु, तृप्यतां અથવા तृप्यन्तु–એ ક્રિયાપદોનો પ્રયોગ કરવો, એમ લખ્યુ છે

તેથી ઋષિતર્પણના પુસ્તકમા तृप्यतु નો પ્રયોગ કરવામા આવ્યો નથી, તે ભ્રમને લીધે છે કે વાસ્તવિક છે?

૨ रा. रा. रंगप्रसाद वैष्णव रांघणपुरथी નીચે પ્રમાણે ખુલાસા માગે છે

નીચે લખેલ પાપાચરણોને માટે શા પ્રાયશ્ચિત્તો છે, તે પ્રાયશ્ચિત્તોના વિધાનો કેવા પ્રકારના છે, અને કેટલા કાળપર્યંત તે પ્રાયશ્ચિત્તો કરવાની આવશ્યકતા છે, તેમજ તેવો પાપાચારી પુરૂષ તેવુ પ્રાયશ્ચિત્ત ન કરે તો જ્ઞાતિથી બહિષ્કાર પામવાને યોગ્ય છે કે કેમ?

૧ સાત આઠ માસનું બાળક મરી જતા, તેને દાટવા લઈ જનારાઓ દશેલર્મા સ્નાન ન કરે તો.
૨ તેને માટે બ્રહ્મમેધસસ્કાર વિહિત છે કે કેમ ? વિહિત છતા તેવો સંસ્કાર ન કર્યો હોય તો.
૩ જાણીને અથવા મધાદિકની અસરથી અગમ્યાગમ્ય પાપ કર્યુ હોય તો.
૪ કોડલીવર ઓઇલ અથવા સ્પિરિટમિશ્ર ઔષધો પીવામા આવ્યા હોય તો.

૧ रा. रा. श्री दुर्गाप्रसाद शिवप्रसाद जुनागढथी નીચે પ્રમાણે ખુલાસો માગે છે

૧ ગૂર્જરાતિ પત્રના તા. ૭–૧૧–૧૧ ના અંકમાં 'આર્ય ગાયન વિદ્યા' નામનો વિષય લખનાર રા. દામોદરદાસ જગજીવનદાસ માસ્તરે લખ્યું છે કે—દીપક રાગ ગાવાથી દાહની પીડા ભોગવતો તાનસેન નામનો ગવૈયો

અમદાવાદમાં સાબરમતીને કાંઠે આવ્યો. ત્યાં તેણે એક બ્રાહ્મણની તાના અને નાની નામની બે પુત્રીઓ લેઇ. તે પુત્રીઓએ મલ્હાર રાગ ગાઇને વાનસેનનું રક્ષણ કર્યું, છેવટે તેજ કારણથી તે બન્ને સ્ત્રીઓને સ્વાત્મ-ભોગ આપવાની જરૂર પડી.

ત્રિમાસિકના ગત અંકમાં 'દેવશયની એકાદશી' નામના વિષયમા નાના અને રીરીની દેરીઓ છે, વગેરે લખ્યું છે, તે તાના અને રીરીની હકીકત અને ઉપરની હકીકત એક જ છે કે જૂદી જૂદી ?

૨ વડનગર વિશે એક દંતકથા ચાલી આવે છે કે—સ્ત્રીજાતિમાં જે પદ્મિનીનું વર્ણન કર્યું છે, તેવી એકેક પદ્મિની સ્ત્રી વડનગરમા વખતોવખત નાગરજ્ઞાતિમા જન્મ લેતી હતી. એક વખતે દિલ્હીના પાદશાહે બલાત્કારથી તેવી સ્ત્રીને પકડી લાવવા સારૂ લશ્કર મોકલ્યું. આથી નાગરોએ તે સ્ત્રીને દાટી દીધી, અને પાદશાહના લશ્કર સાથે યુદ્ધ કર્યું, તેમાં તેઓ હાર્યા. પાદશાહે તે સ્ત્રીની કબર ખુલાવીને તે સ્ત્રીના મૃત શરીરને જોયું. આ ઉપરથી એમ પણ કહેવાય છે કે—તે સમય સુધી નાગરોમાં દાટવાનો રીવાજ હતો. પરંતુ પાછળથી બાળવાનો રીવાજ તેઓએ ચલાવ્યો. તે હકીકત ખરી છે ? અને તે હકીકત ખરી હોય તો તે માની શકાય તેવો કાંઇ આધાર છે ?

૪ रा. रा. श्री एन. बी. જૂનાગઢથી માંગરોળના એક નાગર ગૃહસ્થની કન્યાનું વડોદરાના એક નાગર બ્રાહ્મણ સાથે લગ્ન કરવામા આવ્યું છે, તેના સંબંધમા લખે છે કેઃ—

સાંપ્રત કાળમા જ્યારે મુખ્ય જ્ઞાતિની પેટાજ્ઞાતિઓને એકત્ર કરવાની ચર્ચા આખા હિંદુસ્થાનમા ચાલી રહી છે, તેવા સમયમા નાગરગૃહસ્થ અને નાગર બ્રાહ્મણોની પણ લગ્ન સંબંધથી થતી એકતા થવામા પ્રતિબંધ નાખવો તે યોગ્ય નથી. ભાવનગરના નાગરગૃહસ્થો જ્યારે પ્રતિગ્રહ કરનારા ડુંગરપરાનાગરોની કન્યાઓને પણ છુટથી સ્વીકારવા લાગ્યા છે, ત્યારે પ્રતિગ્રહ કરવાનું જેઓએ બંધ કર્યું હોય, તેઓને કન્યા આપવાથી શાસ્ત્રરીતે અથવા બીજી હરકોઈ રીતે શું વાંધો છે, તે સમજી શકાતું નથી. કદાચ જ્ઞાતિબંધારણની મર્યાદાનો તેમ કરવાથી ભંગ થાય છે, એવી દલીલ લાવવામાં આવે તો તે પણ બહુ વજનદાર નથી. માંગરોળ, જૂનાગઢ વગેરે સ્થળોએ કન્યાઓને દઇને ટાળવાનો રીવાજ છે તેવા રીવાજથી શું જ્ઞાતિબંધારણની મર્યાદાનો ભંગ થતો નથી ? ખરી રીતે જોઇએ તો વાગ્દાન થયા પછી કન્યાને ટાળવાથી શાસ્ત્રમાં પણ અત્યવાય લખેલ છે શાસ્ત્ર અને જ્ઞાતિમર્યાદાનો આપણે એક તરફથી છચોક ભંગ કર્યે જઇએ છીએ, તેમાં

કંઇ પણ દોષ દીઠામાં આવતો નથી, અને બીજી તરફ જે બાબતમા શાસ્ત્ર તરફથી કઇપણ વાધો ન હોય, તેવા કૃત્ય માટે જ્ઞાતિના અધિકારમા જે મોટામા મોટી શિક્ષા કરવાની હોય છે, તે આપણે કરીએ છીએ, તે શું વાજબી છે?

૫ रा. रा. श्री शंकरलाल चतुर्भुज वैद्य મુંબઇથી લખે છે કેઃ—કેળવણી, વ્યાપાર વગેરેની ઉન્નતિ માટે વિલાયત જવાની આવશ્યકતા હોય અને ત્યાં સ્પર્શાસ્પર્શથી થતા ભોજનવ્યવહારનોજ દોષ માત્ર હોય તો આખી જ્ઞાતિએ એકત્ર થઇ એક મોટુ ફંડ કરી શા માટે ત્યાં નાગરાશ્રમ ન સ્થાપવો? તે આશ્રમમા રહેનાર નાગરોને પછી પ્રાયશ્ચિત કરવાની પણ જરૂર રહેશે નહિ

૬ वे. मू. देवदत्त महापुरुष प्रवाडी जूनागढથી લખે છે કે—દાનવિભાગના સંબંધમાં તેઓને ભાવનગરના વે. મૂ. મુકુંદરાય છોટમલાલ શુક્લ સાથે પત્રવ્યવહાર ચાલ્યો હતો. વે. મૂ. મુકુંદરાય શુકલનો અભિપ્રાય એવો છે કે—દરકોઈ પ્રસંગે કંઇ અમુક દાન આપવાનો સંકલ્પ કર્યો હોય તે સમગ્ર દાન એકજ વ્યક્તિને આપવું જોઇએ, તેના વિભાગ કરી જૂદી જૂદી વ્યક્તિઓમાં વ્હેંચી શકાય નહિ. છતાં જૂનાગઢના રા. રા. ત્ર્યંબકરાયનાં પત્ની અને છોકરાઓને પ્રાયશ્ચિત આપવામાં આવ્યું તે પ્રસંગે ગોદાનનિમિત્તે કાઢેલા દ્રવ્યના વિભાગો કરી જૂનાગઢના નાગરબ્રાહ્મણો તથા વેરાવળના નાગરબ્રાહ્મણોને વેંહેંચી દેવામાં આવે છે એવી રીતે શાસ્ત્રવિરૂદ્ધ દાનવિભાગનો સ્વીકારનાર દૂષિત થાય છે કે કેમ? તેમજ પ્રાયશ્ચિત્તનિમિત્તે કરેલું દાન લેનાર તે પ્રાયશ્ચિત્તનો ભાગીદાર થાય છે કે કેમ? વે. મૂ. મુકુંદરાય શુક્લે તેના પ્રત્યુત્તરમાં જણાવ્યુ છે કે—"ઉક્ત દાનની વહેંચણીમાં દાનવિભાગ કરવામા આવ્યો હતો કે નહિ, તેનો તપાસ કરવાનું કામ તેઓનુ નથી, પણ જ્ઞાતિના અગ્રસરોનુ છે પ્રાયશ્ચિત્તનું દાન લેવું તે ઓછું અશ્રેયસ્કર નથી, પણ તેવા પ્રસંગમાં પ્રાયશ્ચિત્ત આપવું, તેજ અનુચિત છે આપણી જ્ઞાતિની અધોગતિના આ એક નહિ પણ બીજાં અનેક કારણો છે; જેમા પ્રથમતો પરસ્પરકન્યાપ્રદાન એ મોટામા મોટુ અને સજ્જડ કારણ છે." ઉભય ભૂદેવોએ આવા શાસ્ત્રવિરૂદ્ધ પ્રાયશ્ચિત્તાદિ પ્રતિગ્રહમાં ભાગ લીધો છે કે નહિ, તે જણાવ્યું નથી.

બીજા પત્રમા તેઓ લખે છે કે—सूर्यपाठ श्रवण સંબંધે તેઓએ પુછેલા પ્રશ્નનો પ્રત્યુત્તર વે. મૂ. આચાર્ય અંબાલાલ વિ. નર્મદાશંકરે આપ્યો છે પરંતુ સ્ત્રીઓને જ્યારે સંસ્કારાદિક કર્મો વૈદિકમંત્રોના પ્રયોગથી કરવાનો વિધિ છે, ત્યારે તેઓને વેદાધ્યયનનો અધિકાર નથી, એમ કહેવાનું શું કારણ છે, તે સમજાતુ નથી. તેજ પ્રમાણે દ્વિજબંધુને સંસ્કારાદિક કર્મો વૈદિકમંત્રોથી કરવાં કે નહિ? તે બાબતમાં શું પ્રમાણ છે?

તંત્રી.

# ज्ञाति वर्तमान.

## ભાવનગર.

ભાવનગરરાજ્યના લોકપ્રિય નેક નામદાર મહારાજા સાહેબનાં મહારાણી શ્રી નંદકુવરબાને ગયા જ્યેષ્ઠ માસના શુક્લપક્ષ તૃતીયા રવિવાર તા. ૧૯-૫-૧૨ ને દિવસે યુવરાજશ્રીનો જન્મ થયાના સમાચાર જાણીને આખા શહેરમાં અતિ હર્ષ ફેલાઇ ગયો હતો. તેઓ નેકનામદાર સાહેબને ગાદીએ બેઠાને આજે લગભગ ૧૧ વર્ષ થયાં છતાં એક પણ પુત્રની પ્રાપ્તિ થઇ ન હતી, છતાં ઇતર રાજાઓની અને રાજવંશીઓની પેઠે અધીરા બની જઇ એકથી વધારે સ્ત્રીઓ સાથે લગ્ન નહિ કરતાં અતિ આગ્રહ શ્રદ્ધાથી કેવળ ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી એકપત્નીવ્રતનું યથાર્થ પાલન કર્યું હતું. આ તેઓશ્રીના નિષ્ઠાવ્રતનું ઇશ્વરે વિધાતાએ ફળ આપવાથી તેઓ નામદારશ્રીની પ્રજાના અંતઃકરણમાં આનંદ અને ભક્તિ ભાવનાનો પ્રવાહ છુટી રેલ ઉભી થઇ જાય, તેમાં આશ્ચર્ય જેવું નથી. ભાવનગર શહેરની જુદી જુદી જ્ઞાતિઓ તથા સંસ્થાઓ તરફથી તે પ્રસંગે હર્ષપ્રદર્શક મેળાવડા કરવામાં આવ્યા હતા, ગરીબોને અન્નવસ્ત્રાદિકના દાન આપવામાં આવ્યાં હતાં, અને ઘેર ઘેર દીપોત્સવી કરતાં પણ અધિક મંગલોત્સવ કરવામાં આવ્યો હતો. યુવરાજશ્રીના નામકરણસંસ્કારને દિવસે ભાવનગરની નાગરજ્ઞાતિ તરફથી નાગરજીમખાનાના મકાનમાં અત્યુત્સાહપૂર્વક મહોત્સવ કરવામાં આવ્યો હતો, અને તે પ્રસંગે ખુદ નેકનામદાર મહારાજા સાહેબે પોતે ત્યાં પધારવાની કૃપા કરી આખી જ્ઞાતિને ઉપકૃત કરી હતી. તે પ્રસંગે તેઓ નામદાર સાહેબના મુખ્ય પ્રધાન મહેરબાન પ્રભાશંકર દલપતરામ પટણી, જેઓ જીમખાનાના ઑનરરી પેટ્રન છે અને જેઓની પ્રત્યક્ષ તેમજ પરોક્ષ સહાય્ય તથા ઉત્તેજનથી જ જીમખાનાની સંસ્થા આટલી બધી વૃદ્ધિંગત થવા પામી છે, તેઓ તેમજ રાજ્યના મુખ્ય મુખ્ય અધિકારી સાહેબોએ પણ પધારવાની કૃપા કરી હતી.

આપણા નાગરબ્રાહ્મણોએ પ્રસંગને ઉચિત રુદ્રાભિષેક ઉપરાંત નામકરણસંસ્કારાન્તર્ગત વૈદિક અનુષ્ઠાન અતિ શ્રદ્ધા અને પવિત્રતાથી કર્યું હતું. અનુષ્ઠાનના પશ્ચાત નિરમળભાઈએ હરિકિર્તનની કથા કર્યા પછી પીઠાસન ઉપર સ્થાપિત રુદ્રદેવતાની આરતી કરવામાં આવી હતી, અને સ્વસ્તિપુણ્યાહવાચન મંત્ર તથા આયુષ્યકરણ મંત્રોથી નેકનામદાર મહારાજા સાહેબને અભિષેકપૂર્વક આશીર્વાદ આપવામાં આવ્યો હતો.

ત્યાર બાદ નાગરબ્રાહ્મણો તથા નાગર ગૃહસ્થોએ સંસ્કૃતમાં અને ગુજરાતીમાં યુવરાજશ્રીને આશીર્વાદાત્મક કવિતાઓ રચી હતી, તે ગાઇ સંભળાવી. તે સાંભળીને નેકનામદાર મહારાજા સાહેબે અને મે. દીવાન સાહેબે પ્રસન્નતા દર્શાવી હતી. ત્યારબાદ નેકનામદાર મહારાજા સાહેબે તે પ્રસંગે બીજે કોઇ પણ સંસ્થામાં ન પધારતાં માત્ર જીમખાનામાં પધારવાની કૃપા કર્યાથી, ભાવનગર રાજ્યના માજી મુખ્ય દીવાનસાહેબ વકીલ મુરબ્બી શ્રી મગનલાલ બાપુભાઇ વૈદ્ય તરફથી રા. રા. શ્રી ગુલાબરાય ગોવિંદરામ દેસાઇએ નેકનામદાર મહારાજા સાહેબનો નીચે પ્રમાણે ઉપકાર માન્યો હતો.

## " નેકનામદાર મહારાજા સાહેબ ! "

" આજે આપ નેકનામદાર સાહેબે આજના ઉત્સવના પ્રસંગમાં બીજા અનેક વ્યવસાયોમાંથી વખત બચાવી આ સ્થળે પધારી અમારી આખી કોમને તેમજ અત્રે પધારેલા ઇતર નાગરિકોને પણ અતિ ઉપકૃત કર્યાં છે.

નામદાર યુવરાજમહારાજકુમારનો નામકરણસંસ્કારનો દિવસ શાસ્ત્રીયદૃષ્ટિએ તેમજ અમારા રીવાજ–અનુસાર જન્મદિવસના જેટલો જ બલ્કે તેથી પણ વિશેષ મંગળમય હોઇને, તે દિવસે અમારી જ્ઞાતિએ જે ધાર્મિક અનુષ્ઠાન કરાવ્યું છે, તેમજ તેને અંગે બીજો જે આ સુપ્રસિદ્ધ ઉત્સવની ક્રિયાઓ યોજવી છે, તે સ્વલ્પ છતાં, આપ નેકનામદાર સાહેબે મનીમત ગણી, એ બાબતની બીજાઓને પ્રતીતિ કરાવવા માટે છેવટ સુધી અહિં રોકાવાની તસ્દી લીધી છે, તેથી અમો બધા આબાળવૃદ્ધોના હૃદયમાં કેટલો હર્ષ થયો હશે, તે આપ નામદાર સહજ સમજી શકો તેમ છો.

આ ભવ્ય અને દિવ્ય મંદિર જે 'ગૌરીશંકર મન્દિર' ના નામથી ઓળખાય છે, અને જેને યોગે જ આ સ્થળમાં સાક્ષાત્ શંકર શક્તિસમેત પધાર્યા છે, તે મન્દિરને ખુલ્લું મુકવાની ક્રિયા આપ નામદાર સાહેબના મુબારક હાથે થઇ હતી. તે દિવસે આપ નામદાર સાહેબે અમારી જ્ઞાતિના અમુક અમુક ગૃહસ્થોને અનુમોદન આપતાં, અમારા યુવકોને વડીલો તરફથી વારસામાં મળેલ આર્થિક તેમજ માનસિક સંપત્તિઓના દુર્વ્યયના યોગે અવનતિના માર્ગમાં પસાર ન થાય, તે સંબંધે જે અમૂલ્ય અને ખાસ જીગરનાં બોધવચનો કહ્યાં હતાં, તેની અસર અમારા તેમજ એમના હૃદયો ઉપર આબાદ થઇ છે. અને એઓ હમેશા કર્તવ્યનિષ્ઠ રહીને પોતાના આપદ્ધર્મોનું યથોચિત સર્વાંગે પાલન કર્યા કરશે, તો તેના પરિણામે અધિકાર, હોદ્દા વિગેરે સહકારી સાધનોની તેઓને પ્રાપ્તિ થશે જ, અને તેની સાથે તે ચિરસ્થાયિ તેમજ સુતળપ્રદ નીવડશે, એમ તેમને તેમજ અમોને ખાત્રીપૂર્વક સમજાયેલ છે. આપ નામદાર તરફની અમારી તેમજ અમારા યુવકોની ભાવના કેવી ઉત્તમ પ્રતીતિની છે, તેની ખાત્રી આપવાની આ રાજ્યની સાથેનો અમારી સાત પેઢીનો સંબંધ ક્યારનો રહેલો હોય, એમ જણાતું નથી. છતાં આપ નામદાર જાણીને ખુશી થશો કે આપના આગમનનિમિત્તની બધી તૈયારીઓ, આજના તેમજ પ્રથમના પ્રસંગે અમારા યુવકવર્ગે જ ખાસ ખંતથી કરી હતી, અને તે પણ એવી જ ભાવનાથી કે જેમ દેવનું આવ્હાન કર્યું હોય, તો તે વિધિપૂર્વક જ થવું જોઇએ, તેમ આપ નામદાર સાહેબમાં પણ દૈવી અંશ હોઇને આપ નામદાર સાહેબની પધરામણી માટે પણ યથાવિધિ તૈયારી થવી જોઇએ. ઉપરાંત એમ પણ માનીએ છીએ કે—અમારી ભાવના શુદ્ધ અને સાત્વિક છે તો પછી કદાચ અજ્ઞાનતાને લઇને કાંઇ ખામી હશે તો, તે ઉપર આપ નામદાર સાહેબ લક્ષ નહિ આપશો. પરંતુ અમારી ભાવના તરફ જ લક્ષ આપીને અમારી ખામીવાળી તૈયારીઓ પણ આપ નામદાર સાહેબ તેવા જ ભાવથી સ્વીકારવા કૃપા કરશો જ. આ રાજ્યનો અને અમારી જ્ઞાતિનો આજકાલનો નહિ પણ પ્રથમ કહ્યા પ્રમાણે સાત પેઢીનો સંબંધ છે. તેથી અમારી તથા અમારા બાળકોની નસોમાં રાજભક્તિનું રક્ત પરંપરાથી વહેતું આવે છે એટલે રાજ્યની ઉન્નતિના અંગની અમારી બધાની ભાવના સતત ઉત્કટ જ હોય, એ સંબંધમાં વિવે-

ચન કરવાની આવશ્યકતા રહેતી જ નથી અમો તો અહિં હોઈએ કે બહાર હોઈએ છતાં અહિંના જ પ્રતાપનો પ્રભાવ અમારી જ્ઞાતિપર તો, સર્વત્ર સ્વીકારીએ, છીએ, તેથી દીર્ઘકાળ વ્યતીત થવા પછીથી આદીને વારસાની પ્રાપ્તિ થાય, એ બનાવ અમારા ગૃહસ્થોને ( જે જે સ્થળે હોય ત્યાં ત્યાં ) અતિશય આનંદપ્રદ લાગે, તે નિઃસંશય છે તેમ હોવાથી અમે આજે જે જે માંગળિક ઉત્સવ કર્યો છે, તેમાં કોઈ પણ વધારે કર્યું નથી. પરંતુ અમારી ભવ્ય ભાવનાનું સ્થૂલ પ્રદર્શન કરી આપ નામદાર સાહેબની સમક્ષ રજુ કર્યું છે.

છેવટે આપ નામદાર સાહેબ તથા અમારા રાજમાતા નામદાર મહારાણીસાહેબ તથા મહારાજકુમાર દીર્ઘાયુષ્ પામો, અને કુમારથી આપના જેવું ક્ષાત્રતેજ ધારણ કરનારા, પ્રજા પાલન કરનારા, તેમજ મહાયુક્ત થાઓ, એ પ્રમાણે અમારા ઇષ્ટદેવ શ્રીહાટકેશ્વર, જે અત્ર વિરાજમાન છે, તેનીપાસે પ્રાર્થી ( પુનઃ એક વાર જ્ઞાતિસમસ્ત તરફથી ઉપકાર માની ) બેસી જવાની રજા લઉં છું. "

ઉપર પ્રમાણે ઉપકારપત્ર વંચાઈ રહ્યા બાદ નેકનામદાર મહારાજા સાહેબ છપ્પનખાનામાંથી વિદાય થઇ, આખા નાગરવાડામાં તે પ્રસંગે કરવામાં આવેલ રોશની નિરખતાં નિરખતાં નીલમબાગ પધાર્યા હતા.

---

## જુનાગઢ.

**અનાથાશ્રમ ખોલ્યું**—શ્રી નાગર જ્ઞાતિની યોજના મુજબ રા. રા. હરીલાલ રણછોડજી તરફથી શ્રી હાટકેશ્વરજીના મંદિરની ધર્મશાળામા જ્ઞાતિના કામ વાસણ વાપરી આશ્રમ ખોલ્યું છે. જેનો ૫-૬ ગૃહસ્થો લાભ લે છે તે સાથે એવી પણ ગોઠવણ રાખી છે કે દેશ પરદેશથી આવતા વડનગરા નાગર ગૃહસ્થોને પણ ઉતારા પાગરણ મળી શકે, રસોયા નોકર માટે વિચાર ચાલે છે.

આવુ આપણી જ્ઞાતિને માટેનું આશ્રમ પ્રથમ રા. રા. સ્વર્ગસ્થ દીવાન લક્ષ્મીશંકર પોતાને ખરચે ખોલતા—

રા. રા હરીલાલે આ ચાલતા વંશ વર્ષમાં બીજી રીતે પણ સખાવત બતાવવામા પાછો પગ ભર્યો નથી. આ જોઇ સહુ કોઇ તેમને ધન્યવાદ આપશે. ને પ્રાર્થના કરશે જો કોઇ પાસે પૈસા હોય તો આવા જ્ઞાતિ હિતના કાર્યમા વપરાશે.

**શ્રીમદ્ સ્વામી શ્રી શંકરાચાર્યજીની પધરામણી**—તા. ૮-૭-૧૨ના રોજ સવારમા અહિની નાગર જ્ઞાતિમા લુરોજ ઉમંગ દેખાતો હતો. શ્રી ગોવરધન મઠના શ્રીમદ્ સ્વામી શ્રી શંકરાચાર્યના આગમનથી શ્રી નૃસિંહમેહતાના ચોરામા તેમજ શ્રી હાટકેશ્વરના મંદિરમા તેમના સત્કારઅર્થે, તેમજ પૂજન અને દર્શન

અર્થે, દોડધામ થઈ પડી હતી મહેતાજીનાચોરામાં બરાબર ૭ વાગે શ્રીમદ્ સ્વામીજી પધાર્યા હતા. ત્યા સેવકમંડળે સત્કાર કર્યો. દર્શન કરી ભજનાલય ( પુસ્તકાલય ) કથાહૉલ વિગેરે મકાનો જોઇ શ્રીમદ્ શંકરાચાર્યજી દામોદર કુંડે સીધાવ્યા હતા. ત્યાંથી નવ વાગે પાછા ફરતાં શ્રી હાટકેશ્વરમા પધાર્યા, ત્યાં રીતસર પૂજન અર્ચન જ્ઞાતિ તરફથી થયું હતું. તે પછી સેટ ધરવાનુ થયા બાદ શ્રીમદ્ ગુરૂજીએ વેદધર્મ ઉપર વ્યાખ્યાન કર્યું હતુ તે પછી ફોટોગ્રાફ લેવરાવી સ્વસ્થાને પધાર્યા હતા

**શ્રી નૃસિંહ ચોરાની સેવા**—અહિના સ્વર્ગસ્થ રા. રા. ત્રીકમરાય ન્યાલચંદના પુત્રી સુરજબા તરફથી ચોરાના શ્રીદામોદર દેવને રૂપાનુ બારણુ એક ધરવામા આવ્યુ છે કારીગરી બહુ ઉંચા પ્રકારની છે. બે પુતળીઓના હાથમા આ પારણુ ગોઠવેલુ છે.

**મુંબઇની યુનીવરસીટીનું " જેકબ પ્રાઈઝ "**—અહિંના રા. રા ઉછરંગરાય વી. કેશવરાય ઓઝાને ઉત્તમ નિબંધમા રૂ. ૨૬૦)ની ચોપડીયોનુ ઉક્ત પ્રાઇઝ મળ્યુ છે.

---

## મુંબઇ

### વડનગરા નાગર મંડળ તરફથી.

**કેલવણીમાં મદદ**—ત્રિમાસિકના ગયા ચૈત્ર શુદ ૧૪ ના અંકને પૃષ્ઠ ૪૩ મે છપાયેલ સ્કોલરશીપો અને લોન ઉપરાત શ્રી મંડળ તરફથી રૂ. ૫૦ ) પચાસ ચાલુ વર્ષ ખાતેની બીજી લોન ભાવનગરમા એક વડનગરા નાગર યુવકને દેવાંમાં ખરચ્યા.

**સ્વ રા. રા. સારાભાઇ વિજ્યશંકર ગૌરીશંકર ઓઝા સ્મારક ઇનામ** શ્રી મંડળ તરફથી માનરોળવેદપાઠશાળામાં પરીક્ષાની અંદર પ્રથમ પંક્તિએ આવનાર વે મૂ. કૃષ્ણશંકર મહાશંકર કુશળજી પંડ્યાને આપવામા આવ્યું છે

**જ્ઞાતિ જનને ખરે વખતે મદદ.**—શ્રી મંડળ તરફથી આ તંગ વર્ષમાં મદદ મળે તેટલા ઉદ્દેશથી એક ફંડ ઊભુ કરી જુદી જુદી જગાએ તેના ઉપયોગ થયા કરે છે. દરમીઆન આ હીલચાલથી ઉત્તેજન મળતાં શ્રી કચ્છભુજની નાગર જ્ઞાતિએ પોતાનુ તેવુ ફંડ સ્થાપતા શ્રી મંડળ તરફથી રૂ. ૫૦ )તેમા ભર્યા છે.

શ્રી મંડળ ને ભેટ—નીચે મુજબ રૂ. આવ્યા છે

૧૦) રા. રા. પ્રતાપરાય શ્યામજીભાઈ દીવાન.
૧૦) કાઠીયાવાડના કેટલાક સ્થળોમાં વિવાહ પ્રસંગોના
૫) રા. રા. કલ્યાણરાય પ્રભુજી રીંડાણી.
૫) રા. રા. મણીલાલ નવલશંકર બુચ
૩) રા. રા. મગનલાલ શામળજી અંતાણી.
૩૩)

---

## રાજકોટ.

નીમણુક—(૧) રા. રા. ભોગીલાલ માધવરાય બક્ષી બી, એ. એલ એલ. બી. બાટવાના મજ્મુ ન્યાયાધીશ રૂ ૧૦૦+૧૫ થી નીમાયા છે

(૨) રા. રા. સદાશંકર મણીશંકર વૈશ્નવ એલ. એ જી. ને સ રાજકોટના ગાર્ડન સુપ્રીં૦ તથા રેવન્યુ ઓફીસના એટેચી વરીકે રૂ. ૩૦ થી નીમવામા આવ્યા છે.

(૩) રા રા. જયશંકર વિ મહાશંકર બુચ રૂ. ૭૫ થી સી. ટી. કે ગજ્જર સાહેબના સુરત ખાતે સાહિત્ય ખાતાના ક્લાર્ક નીમાયા છે.

(૪) રા રા ગુણવંતરાય પ્રેમશંકર બક્ષી બી. એ ને વઢવાણ હાઇસ્કુલના ફર્સ્ટ આસિસ્ટંટ રૂ. ૭૫ ના પગારથી નીમવામાં આવ્યા છે.

---

## જસદણ.

નીમણુક વિગેરે—(૧) રા. રા અનંતરાય વિ નથુરામ માકડ એમ. એ. નડીયાદમા મી ન્યુહાઈસ્કુલના હેડ માસ્તર રૂ ૬૦ થી નીમાયા છે

(૨) અહીંના દરબાર સાહેબે રા. રા. નથુરામ નારણજી મુખ્ય કારભારીને રૂ ૫૦ નો વધારો આપી રૂ. ૨૦૦ નો પગાર કરી આપ્યો છે

ઈનામ—રા રા. મગનલાલ દોલતરાય સવાદીયા ન્યાયાધીશને રૂ. ૧૦૦ દરબાર-સાહેબે ઇનામમાં આપ્યા છે.

---

## મુંદરા કચ્છ.

શ્રી હાટકેશ્વરજીની સેવા—શ્રીજીના ખર્ચ સબંધી કોરી ૨૫૦ નું કરજ આસ્રુ આવતુ હશે તે ત્યાંના રા. વજેશંકર મુરારજી વૈશ્નવ, દોલતરાય અમરજી ધોળકીયા, રવિશંકર નારાયણજી ખતાણી તથા હરિલાલ છબીલદાસ

## સ્મારક સાથે સ્ત્રી કેળવણીને મદદ.

રાજકોટના રહીશ રા. રા. માધવરાય જેઠાભાઈ બક્ષીના વિચાર મુજબ તેમનાં પુત્રી બેન સવિતાગૌરી કુમળી વયમાં સ્વર્ગવાસી થતા તેમના ભાઇ રા. રા. ભોગીલાલ માધવરાયે રૂા ૧૦૦ આગ્રા પાડી નીચેની શરતે ત્રિમાસિક કમીટીને સોપ્યાછે. જે સર્વાનુમતે ઉપકારસાથે સ્વીકારવામા આવે છે.

"ત્રિમાસિકના વ્યવસ્થાપક સાહેબ"

"વિનંતિ કે મારી સ્વર્ગસ્થ બેન સૌ સવિતાગૌરીના સ્મરણાર્થે કોઇક વીદ્યોતેજક અર્થે કાંઇ લુજ રકમ આપવાનો વિચાર મારા મરહુમ પૂજ્ય પિતાશ્રી માધવરાય જેઠા બક્ષીનો હતો; તે અનુસાર આ સાથે રૂા. ૧૦૦) અંકે સો આપના તરફ મોકલાવુ છઉં"

"સદરહુ રૂપીયા સોના વ્યાજમાથી દરેક વરસે કોઇ રાજકોટની કન્યાંશાળામા ભણતી આપણી જ્ઞાતિની કન્યાને આપની મુનસફી ઉપર ઇનામ તરીકે આપવાનું રાખુ છઉં."

"સદરહુ રૂપીઆ સોની ગવર્નમેન્ટ પ્રોમીસરીલોન નોટ લેવી ઠીક પડશે એમ હુ ધારૂ છઉ." એજ રાજકોટ તા. ૧૭–૫–૧૨.

લી. ભોગીલાલ માધવરાય બક્ષી
ના યથાયોગ્ય

---

## જાહેર ખબર.

"ઉજમ કુંવર ઉર્ફે દીવાલી પ્રાઈઝ"

કચ્છ કાઠીઆવાડમાં રહેતી વડનગરાનાગરજ્ઞાતિની હરકોઇ સ્ત્રી "સરસ્વતીચંદ્રના ભાગ ૨ જામાંથી લેવાનો બોધ" એ વિષયઉપર નિબંધ લખી તા. ૧૫–૯–૧૨ સુધીમા પહોચાડશે તો ઉપરના રૂા. ૫ ના ઇનામની હકદાર થઇ શકશે.

"ગ્રેજ્યુએટસ પ્રાઈઝ" (રૂપાનો પ્યાલો.)

આવતા નવેંબર માસમાં થવાની બી એની પરીક્ષામાં પસાર થનારા વડનગરાનાગરયુવકો જેઓએ શ્રી મંડળને તા. ૩૧–૧૨–૧૨ સુધી અરજી કરી હશે તેમાથી સૌથી ઉંચે નંબરે આવશે તેને રૂા. ૧૫ નો એક રૂપાનો પ્યાલો શ્રી મંડળ હસ્તક આપવામાં આવશે.

નિબંધ તથા અરજીઓ શ્રીવડનગરાનાગરમંડળના સેક્રેટરીને–પનાલાલ ટેરેસીઝ બ્લોક "બી" રૂમ નં ૫૫ ગ્રાંટરોડને શિરનામે મોકલવી.

## વેદની પરીક્ષા.

ત્રિમાસિકના પુસ્તક અંક ૩ જા માં વેદાભ્યાસ શરૂ કરતા હોય તેવાઓને દર વર્ષ પરીક્ષા લઇ ઇનામ આપવા માટે જાહેર ખબર પ્રગટ કરવામા આવેલ છે, તેમા કેટલો ભાગ સ્વરસહિત તૈયાર કરવો તે હવે પછી લખવામા આવશે, એમ લખ્યું હતું, તે પ્રમાણે આ નીચે દરેક વેદનો કેટલો વિભાગ તૈયાર કરવો જોઇએ, તે આપવામાં આવેલ છે.

| | |
|---|---|
| ઋગ્વેદ | ૧ અષ્ટક. |
| યજુર્વેદ | ૧૦ અધ્યાય. |
| સામવેદ | સંહિતાના પૂર્વાર્ચિકના પહેલા ત્રણ પ્રપાઠક |
| અથર્વવેદ | પાંચ કાંડ. |

તોપણ આમાંથી પણ ઓછું કરવાનું કોઇ વિદ્વાન્ સૂચવશે તો વિચારવામાં આવશે.

જેઓએ વેદાધ્યયન શરૂ કર્યું હોય તે ભાઇઓએ પોતાનુ નામ તથા ઠેકાણું આશ્વિન માસ પહેલા મોકલી આપવા વિનતિ છે બધા નામો આવી ગયા પછી પરીક્ષાનુ સ્થળ તથા તારીખ મુકરર કરવામાં આવશે.

બળવંતરાય વજેશંકર.
વ્યવસ્થાપક.

---

# SHRI JIVA DAYA GNAN PRASARAK FUND, BOMBAY.

---

### Important Announcement to Medical Graduates.

COMPETITIVE PRIZE ESSAYS are invited from the Medical Graduates including the Medical Graduates of the National University of Calcutta and the Veterinary Surgeons, on "The Evils of Animal Diet," by Shri Jiva Daya Gnân Prasarak Fund of Bombay

Four prizes to the value of Rs 500, will be awarded to the first four candidates whose essays will be selected as eligible for prizes by the Council of Examiners.

The following gentlemen of the general Council of *The Order of the Golden Age London*, have kindly consented to examine the essays.

1 SIDNEY H. BEARD Esq
2. SIR WILLIAM EARNSHAW COOPER C I E.
3 DR JOSIAH OLDFIELD D C L., M A, L.R.C.P, M R.C.S.
4 DR. ROBERT BELL M.D, F R F P S &c.
5 PERCY E. BEARD Esq

The prizes will be awarded in the following order

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| First prize consisting of Gold Medal and Cash to the value of | | | | | | Rs 200 |
| Second ,, | ,, | ,, | ,, | ,, | | Rs 150 |
| Third ,, | ,, | ,, | ,, | ,, | | Rs 100 |
| Fourth ,, | ,, | ,, | ,, | ,, | | Rs 50 |

The text books prescribed for these essays are,

(1) The Living Temple, or The Miracle of Life ( the title which is given to the latest edition of The Living Temple) by Dr J. H Kellogg M.D, Price Rs 4-8-0
(2) Diet and Food by Dr Alexander Haig M A, M.D, F.R.C P. Price Rs. 1-8-0.
(3) The Cancer Scourge and how to destroy it by Dr Robert Bell M D, F R F.P.S &c Price Rs. 0-12-0

The text books can be had directly on payment of cash, or by V.P.P. from the undersigned.

The essays should be written on one side and should not consist of more than 100 foolscap sheets

The candidates are requested to send in their essays to the undersigned on or before the 1st of March 1913,

The results will be published in the beginning of the month of July 1913, and the Medals will be awarded in the month of September 1913

The undersigned reserves the right of publishing any of the essays

*20th July 1912* Chhaganlal Paramanandadas Nanavati.

*Shri J, D G P.F's Office 303 Saroff Bazar, Bombay No 2* For Lalloobhai Gulabchand Zaveri,

Manager J D. G. P. F. Bombay.

## સૂચના.

આ ત્રૈમાસિક કાઠિયાવાડ તથા ગુજરાતના નાગર ગૃહસ્થો તથા નાગર બાઇઓને વિના મૂલ્યે અર્પણ છે. છતાં વિના મૂલ્યે લેવાની જેઓની ઇચ્છા નહિ હોય, તેઓને માટે એક પ્રતનું વાર્ષિક મૂલ્ય રૂ. ૦-૮-૦ રાખવામાં આવેલ છે

આ પત્ર સંબંધી સર્વ પ્રકારનું લખાણ તથા પૈસા સંબંધી લેવડદેવડ નીચે સહી કરનારને નામે મોકલવાની વિજ્ઞપ્તિ છે.

બળવંતરાય વજેશંકર છાયા,
બી. એ. એલ. એલ. બી.
વ્યવસ્થાપક, "ત્રિમાસિક" રાજકોટ.

## ઇનામ.

ગયા વર્ષમાં ત્રિમાસિક તરફ આવેલા સ્ત્રી લેખોની તપાસણી કરી નીચે પ્રમાણે ઇનામો આપવાનું જાહેર કર્યું છે.

રૂ. ૮-૦-૦ સૌ. 'બ્હેનોની બ્હેન'-વસાવડ.
રૂ. ૭-૦-૦ સૌ. બ્હેન મંજરી.
રૂ. ૫-૦-૦ સૌ. બ્હેન ઉમેદકુંવર પ્રતાપરાય.
રૂ. ૫-૦-૦ સૌ. બ્હેન મંગળાગૌરી વિ. જમિયતરામ.

ઉપર પ્રમાણે ઇનામોના રૂપિયા મંગાવી લેવાને નીચે સહી કરનારને લખવાની વિનતિ કરવામાં આવે છે.

સ્ત્રી લેખોને માટે ઇનામો કાઢ્યા છતાં પણ પ્રથમ વર્ષમાં જેવા ઉત્સાહથી અમારી યોજના વધાવી લેવામાં આવી હતી, તેવો ઉત્સાહ બિલકુલ ગયા વર્ષમાં જણાયો નથી ચાલતા વર્ષને માટે કોઇ પણ હમારી તરફથી કંઇ પણ લખાણ આવ્યું નથી, તે બહુ દિલગીરી ભરેલું છે.

ચાલતા વર્ષને માટે સ્ત્રી લેખોને માટે નીચે પ્રમાણે વિષયો સૂચવવામાં આવે છે.

૧ ઉમ્મરે લાયક થયેલી સ્ત્રીઓને કેળવણી આપવાની યોજના.
૨ રોવા કૂટવાનો ચાલ કેટલે દરજ્જે ઓછો કરી શકાય.
૩ સાંપ્રત સમયાનુસાર વિધવાઓના કર્તવ્યો.
૪ બાળકોને કેમ ઉછેરવાં?
૫ ઘરનો ચાલુ ખર્ચ તથા શુભાશુભ પ્રસંગના ખર્ચો શી રીતે ઓછો કરી શકાય?
૬ હાલના સમયને યોગ્ય કેવા પ્રકારના ઘરેણાની જરૂર છે.
૭ રામાયણ, મહાભારત, તુલસીકૃત રામાયણ, શિવપુરાણાદિ ધર્મ ગ્રંથોમાંથી સતી સ્ત્રીઓના ચરિત્રો.
૮ પોતાના કુટુંબમાં અથવા જ્ઞાતિમાં થઇ ગયેલ દૃષ્ટાંત લેવા યોગ્ય સ્ત્રીઓનાં વૃતાંતો.

આશા છે કે—આપણી જ્ઞાતિની વિદુષી સ્ત્રીઓ આ વિષયોનું બરાબર મનન કરી પોતાના લેખો ત્વરાથી સ્વચ્છ અને સુંદર ભાષામાં લખી મોકલશે.

બળવંતરાય વજેશંકર છાયા,
બી. એ. એલ. એલ. બી.
વ્યવસ્થાપક, "ત્રિમાસિક" રાજકોટ.

વા.





પુસ્તક ૮ મું. ચૈત્ર શુદ ૧૪, સવત ૧૯૫૮. અંક ૧ લો.

## श्री हाटकेश्वर प्रार्थना.*

महेशः परेशो गिरीशः पिनाकी ।
कपर्दी त्रिशूली विशूली कपाली ॥
स्फुरन्मुण्डमाली ज्वलत्कान्तिशाली ।
सदा हाटकाख्यः शिवो नः शिवाय ॥ १ ॥
पुरारिः स्मरारिः सुरारिः प्रमर्षी ।
सुरर्षिः महर्षी मुरारीष्टकारी ॥
भुजङ्गेन्द्रधारी कृताङ्गार्धनारिः ।
सदा हाटकाख्यः शिवो नः शिवाय ॥ २ ॥
शिवः शङ्करश्चन्द्रचूडो वृषाङ्को ।
मृडो धूर्जटिः कामरूपी विरूपी ॥
प्रविष्णुः जयिष्णुः सहिष्णुश्च विष्णुः ।
सदा हाटकाख्यः शिवो नः शिवाय ॥ ३ ॥
मही धूमकेतुर्भलं घर्मरश्मिः ।
मरुद्व्योम यज्वा सशाङ्क त्रिधात्मा ॥

---

* श्री भावनगर निवासी प्रश्नोरा नागर कवीश्वर जगन्नाथ विरचित नागर रत्न महोदय ग्रन्थमांथी आ स्तोत्र लीधेलुं छे. ए ग्रन्थ संवत् १८९१मां भावनगरना प्रख्यात देशाइ कुटुम्बना स्थापक श्रीमान् भावनी देशाइए पोताना पुत्रना लग्न प्रसंगे सहस्र मंत्रोनो यज्ञ कर्यो हतो, तेनी प्रशस्तिरूपे कवीश्वरश्रीए रचेलो छे. ते ग्रन्थ हजु अप्रसिद्ध छे; तेमना वंशजो ते ग्रन्थने प्रसिद्धिमां लावशे तो घणुं जाणवा योग्य मळी आवे तेम छे.

दे. वै. भट्ट.

महात्मा खिलात्मा विरक्तः स्मशानी ।
सदा हाटकाख्यः शिवो नः शिवाय ॥ ४ ॥

गुणी निर्गुणी शर्व उग्रः स्वयंभू ।
विनोदी विमोही पवित्र स्त्रिनेत्रः ॥
स्थविष्ठो गरिष्ठः कृपालुर्वरिष्ठः ।
सदा हाटकाख्य· शिवो नः शिवाय ॥ ५ ॥

ज्वलज्झालनेत्र श्चलत्पादगोत्रः ।
स्फुरद्रत्नचित्रो ध्वनद्धोर चापः ॥
लसत्स्वर्णदेहो भ्रमन्नागजुष्टः ।
सदा हाटकाख्यः शिवो नः शिवाय ॥ ६ ॥

स्फुटद्भीमनादस्त्वहं भीमकर्मा ।
स्वभक्तस्य निःशेष दुःखं हनिष्ये ॥
वदन्भीमनामा भवच्छङ्करो यः ।
सदा हाटकाख्यः शिवो नः शिवाय ॥ ७ ॥

क्वणन्नूपुरः श्लाघ्यशृंगी निनादं ।
नदद्दुंदुभिस्फीतमानन्द युद्धं ॥
रणत्संततं संततं नादजुष्टः ।
सदा स्वर्णमूर्तिः शिवो नः शिवाय ॥ ८ ॥

अमरविभवरूपः कोटि कन्दर्पदर्पः ।
सफल विबुध भूपः क्षिप्तपाप प्रतापः ॥
द्विजकुल कृत पोषः स्वर्णकोषः स्वरूपो ।
दलयतु दुरितं नः सर्वदाचाशुतोषः ॥ ९ ॥

कवीश्वर जगन्नाथ.

---

## श्री हाटकेश चरणे.

जय हाटकेश नम्र याचना स्वीकारजे,
शुभ मंगल सहु नागरो तणुं गजावजे ! जय ! १

दीनपर प्रसीदजे, सुपंथ हाथ दोरजे (२)
मंत्र सत्य प्रेमना उरे उतारजे ! जय ! २

दैवी दान वरसजे, ने ब्रह्मतेज रसमे (२)
ओम कुमकुं जगत्महीं जमावजे ! जय ! ३

पियूष बींदु सिंचजे, सुकर्म वृक्ष पोषजे (२)
अनन्यभक्ति-कुसुम सुमखा खिलावजे ! जय ! ४

मळ सदैव छेदजे, आनंद रंग रेलजे (२)
अनंत उमंग अंग अंगमां रेलावजे ! जय ! ५

ऐक्यता प्रसारजे, विरोध सौ भुलावजे (२)
नृसिंह भक्ति भक्ति घेलछा पमाडजे ! जय ! ६

कुकर्मीओने दंडजे, सुकर्मीओ सुहावजे (२)
तुज स्तुतिनी धूननी लगनी लगावजे ! जय ! ७

दुःखीनां दुःख सुणजे, दयालु ! ते विदारजे !
इष्टदेव ! हाटकेश ! हृदे बिराजे ! जय ! ८

प्रशुचि विलास, सुरत. } वैकुण्ठ.

---

## समीक्षा.

यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन् ।
तेह नाकं महिमानः सचन्त यत्र पूर्वे साध्याः सन्ति देवाः ॥

शुक्ल यजु–संहिता, अ. ३१ मं. १६.

"વિશ્વની ઉત્પત્તિ કરવામાં સહાયભૂત દેવોએ વિશ્વમાં પોતાનો અંશ અર્પનાર યજ્ઞપુરૂષનું યજ્ઞથીજ એટલે પોતાની શક્તિનો ભોગ આપીને યજન કર્યું. વિકાસક્રમ પ્રમાણે સ્વાર્પણ અને સહ કર્માદિ કુદરતના નિયમો મુખ્ય હતા. તે દેવો યજ્ઞના પ્રતાપે જે ઉચ્ચ સ્થાનને પામ્યા હતા, તેજ ઉચ્ચ સ્થાનની, જે મહાત્માઓ તેઓનું અનુકરણ કરે છે, તેઓને પણ પ્રાપ્તિ થાય છે."

---

Mutual Aid, Co-operation, Self organization is to be the motto., Sister Nivedita.

"અન્યોન્ય સાહાય્ય, સહ કાર્યકરણ અને સ્વયં વ્યવસ્થાપન એ આપણો મુદ્રાલેખ થવો જોઇએ."—સદ્દ્ગત બ્હેન નિવેદિતા.

* * *

ત્રિમાસિકનું સપ્તમ વર્ષ વ્યતીત થયું છે, અષ્ટમ વર્ષના પ્રારંભણમાં તેનો પ્રવેશ થયો છે. પારસ્કર ઋષિએ કહ્યું છે કે—अष्टवर्षं ब्राह्मणमुपनयेद्गर्भाष्टमे वा ॥ આપસ્તમ્બ ઋષિએ તે વિષે સ્પષ્ટીકરણ કર્યું – કે—सप्तमे ब्रह्मवर्चसकामं, अष्टमे आयुष्यकाम ॥ અર્થાત્ બ્રહ્મવર્ચસની ઇચ્છા રાખવા ત્રિમાસિકને સપ્તમ વર્ષ પૂર્ણ થતાં ઉપનયન સંસ્કારનો અધિકાર પ્રાપ્ત થયો છે. ગદાધર દીક્ષિતજી उपनयन च विधिना आचार्यसमीपनयनम्। अग्नि समीपनयनं वा ॥ એવું ઉપનયન શબ્દનું વિવરણ કરે છે. પ્રજ્ઞવાદના કર્તા આર્ય્યાયણ મુનિએ उपनयन ( उप + नी ) નો અર્થ આગળ લઇ જવું, માર્ગ દર્શાવવો, એમ કરેલો છે. અર્થાત્ ક્રમવિકાસના માર્ગ દર્શક આચાર્યની સાથે વિશ્વ વ્યાપ્ત કે જીવન વિષયમાં પોતાના સ્વરૂપનું અને સ્વધર્મનું જ્ઞાન ઉત્પન્ન કરવા સંસ્કારે બાળકનું સંયોજન કરવું, તેજ ઉપનયનનું રહસ્ય છે.

* * *

જ્યારે બાળકનાં સ્થૂલ તેમજ સૂક્ષ્મ શરીરો કંઇક સ્થિરતા પ્રાપ્ત કરે છે, બાહ્ય આરોગ્યને ઝીલવાને અને હૃદય, મન અને બુદ્ધિ સુધી પહોંચાડવાને ઇન્દ્રિયો અને મસ્તિષ્કમાં જીવાણુઓ (cells) પ્રબળ થાય છે, તે સમયમાં–તે અવસ્થામાં આવા આધ્યાત્મિક બળ તેના હૃદયમાં રેડવાની આવશ્યકતા રહે છે. તેવાજ ઉદ્દેશથી પ્રત્યેક ધર્મ સંસ્થામાં આવા પ્રકારના સંસ્કારને બહુ અગત્યતા આપવામાં આવે છે. મુસલમાનોમાં સુન્નત કરવામાં અને ક્રિશ્ચિયનોમાં બેપ્ટીઝમ (Baptism) કરવામાં આવે છે, જે હેતુ સમાયેલો છે. બેપ્ટીઝમનો અર્થ The close connection between the person initiated and the Diety, he is no longer his own, but another's. "સંસ્કાર્ય બાળકનું દેવની સાથે અત્યંત સંમેળન; તેમ થવાથી તે પોતે પોતાનો રહેતો નથી, પણ દેવનોજ થઇ રહે છે."–એવો કરવામાં આવ્યો છે[1]. અર્થાત્ જીવન અને જીવનપ્રદેશ શું છે, તેનું ભાન થવાનો આરંભ થતાંજ બાળકને ચેતવવામાં આવે છે કે—અખિલ જીવન અને જીવનપ્રદેશ એટલે આ આખું બ્રહ્માંડ અથવા વિશ્વ જેમાંથી પ્રકટ થયું છે, તે વિશ્વના વિકાસ માટેજ તેનું જીવન છે, તેનો જન્મ પણ તેજ માટે છે, તેની સઘળી પ્રવૃત્તિઓ તેજ ઉદ્દેશથી કરવાની આવશ્યકતા છે.

* * *

ત્રિમાસિક બ્રાહ્મણોનો પણ બ્રાહ્મણ છે. અનેક બ્રહ્માંડોમાં જેમ આપણું બ્રહ્માંડ વિરાટ છે, તેમ તે વિરાટના અનેક અંગોમાં પ્રત્યેક વ્યક્તિસમૂહ પણ વિરાટ છે; અરે! પ્રત્યેક મનુષ્ય અને પ્રત્યેક સજીવ અથવા નિર્જીવ પદાર્થ પણ વિરાટજ છે. તે પ્રમાણે આપણી નિખિલ જ્ઞાતિનો સમુદાય એક વિરાટ છે; અને ત્રિમાસિક તેનું વિચારદર્શક અને ઉપદેશક હોઇને, તેનું મુખ છે. ब्राह्मणोऽस्यमुखमासीत्—એ શ્રુત્યનુસાર ત્રિમાસિક બ્રાહ્મણોનો પણ બ્રાહ્મણ ઠરે છે. બ્રાહ્મણને

---

[1] જુઓ Nelson's Encyclopaedia, પુસ્તક ૩ પૃ. ૧૭૨.

બ્રહ્મચર્ય વિના ઈતર કંઈ વસ્તુની ઈચ્છા હોય શકે ! અદ્યાવધિ એક બાળકની પેઠે કંઈ અવ્યક્ત મનોરાજ્યમાં આનન્દનું નિમજ્જિત હવે વિશ્વ યજ્ઞના ઋત્વિજ્ થવાની સામગ્રી મેળવવાને યોગ્ય વયસમ્પન્ન થયું છે તે સામગ્રીની પ્રાપ્તિ કરાવવાને માટે તેને શું યોગ્ય આચાર્યની ખામી છે ? હાટક એટલે હિરણ્ય, અને શ્રુતિના અભિપ્રાય તો હિરણ્યગર્ભ જે પોતે જ અગ્નિરૂપ હોઈને; જેણે વિરાટ્ પુરુષ અથવા મહાપુરુષનું સ્વરૂપ ધારણ કરી આ વિશ્વવટને વિસ્તાર્યો છે, તે हिरण्यगर्भ-અથવા हाटकेश्वर આચાર્યરૂપે તેના હૃદયમાં ચૈતન્ય રેડવાને માટે સર્વને માટે તૈયાર જ છે. આજે જે દિવસે બ્રહ્મદેવે પ્રથમ પાતાળમાં હાટકેશ્વરનું સ્થાપન કર્યું હતું, જે દિવસે આપણા વડનગરની ભૂમિમાં હાટકેશ્વર ક્ષેત્રમાં ત્રિશંકુ રાજાએ યજ્ઞ કરી સ્વદેહે સ્વર્ગમાં જવાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી હતી, જે દિવસે ઇન્દ્રદેવે પણ હાટકેશ્વરનું પૂજન યજન કરવાનું વચન આપ્યું હતું,[૨] જે દિવસે શંખ ઋષિએ પોતાનું તીવ્ર પાપ જે દેવની કૃપાથી ભસ્મસાત્ કર્યું હતું,[૩] જે દિવસે નૈમિષારણ્યમાંથી

---

૨ જુઓ નાગરખંડ:—

अ. ९.

इन्द्र उवाच— तदा ह चैत्रमासस्य चतुर्दश्यां नगात्मज।
शुक्लाया स्वयमागत्य शृंगे मुख्यतमे तव ॥ ४१ ॥
पूजयिष्यामि देवेशं हाटकेश्वर संज्ञितम् ।
सर्वै र्देवगणै सार्धं तथा किन्नरगुह्यकै ॥ ४२ ॥

३ श्री शंकर उवाच—हीनांगो वाधिकांगो वा यत्र स्नानं करिष्यति ।
चैत्रे शुक्ले निराहारैः चित्रासंस्थे निशाकरे ॥ ३८ ॥
अत्र श्राद्धे कृते ब्रह्मन् चतुर्दश्यां निशाकरे ।
चित्रास्थिते प्रयास्यन्ति पितरस्तृप्ति मुत्तमाम् ॥ ४० ॥
अद्यैव विप्रशार्दूल चैत्रशुक्लान्त दसमम् ।
अपराह्णे निशानाथो चित्रायोगं प्रयास्यति ॥ ४१ ॥
शंखोऽपि कुतुपे काले तत्र स्नानमथाकरोत् ।
ततश्च तत्क्षणाज्जातौ हस्तौ तस्य यथा पुरा ॥ ४४ ॥

अ. १०.

ततः कतिपयाहस्य चैत्रकृष्णादिरागतः ।
चित्रास्थिते निशानाथे संप्राप्ता च चतुर्दशी ॥ ४९ ॥
ततः स मनसा ध्यात्वा कुष्टव्याधिपरिक्षयं ।
स्नानं चक्रे यथा न्यायं श्रद्धाभक्ति समन्वित. ॥ ५० ॥

આપણા પૂર્વજોએ હાટકેશ્વર ક્ષેત્રમાં આવી, આનંદ દેશના ચમત્કાર રાજાને વશ કરાવી, તેના દુષ્ટ આધિનો વિનાશ કર્યો હતો, જે દિવસે તે ચમત્કાર રાજાએ તે સ્થળે નગર બંધાવી આપણા પૂર્વજોને અર્પણ કર્યું હતું, જે દિવસે ત્રિજાત અથવા અતુંધરો હાટકેશ્વરની કૃપાથી પ્રસન્નતા મેળવી દુષ્ટ નાગોને વડનગરમાંથી હાંકી કાઢ્યા હતા, જે દિવસે ચિત્રશર્માએ વડનગરના પૂર્વ ભાગમાં હાટકેશ્વરનું સ્થાપન કર્યું હતું,* તેવા મંગળમય દિવસે यज्ञपुरुष हाटकेश्वर ની સાથે શિષ્યના આત્માનું સંયોજન કરીએ છીએ। તે આચાર્ય કહે છે કેઃ—

मम व्रते ते हृदयं दधामि । मम चित्तमनु चित्तं ते ।
मम वाचमेकमना जुषस्व । बृहस्पतिस्त्वा नियुनक्तु मह्यम् ॥

પારસ્કર ગૃહ્યસૂત્ર, ઉપનયન સંસ્કાર કંડિકા, સૂત્ર ૧૬.

"આ વિદ્યાવ્રતનો વિસ્તાર કરવાને મેં જે વ્રત ધારણ કર્યું છે, તે વ્રતમાં તારા હૃદયનું સ્થાપન કરું છું; તે કાર્ય પરિપૂર્ણ કરવાની જેવી મારી ઇચ્છા છે, તેને અનુકૂળજ તારી ઇચ્છા હો। અંતઃકરણ પૂર્વક મારી આજ્ઞાનું પાલન કર। બુદ્ધિવિકાસક બૃહસ્પતિ, હું પ્રસન્ન થાઉં તેવી તને બુદ્ધિ આપીને મારી સાથે તારું સંયોજન કરો।

* * *

વિશ્વ મંદિરમાં દૃષ્ટિક્ષેપ કરતાં નિરીક્ષકને શું જણાય છે? શીત કાળની સમાપ્તિ થઇ છે; નવપલ્લવ અને મધુર મંજરીઓથી નવ યૌવનમાં ઉભરાતી વનવૃક્ષરાજિ પવનના સુભગ રવથી નૃત્ય કરતાં પણ પક્ષીઓની સાથે ગાન કરી રહી છે; પ્રકૃતિની ઉષ્ણતાની સાથે મનુષ્ય હૃદયમાં પણ ઉષ્ણતાનો આવિર્ભાવ થયો છે. ઘોર ગર્જના અને તોફાનની શાંતિ થઇ આપણા ભારત વર્ષનું આકાશ પણ આપણા ચક્રવર્તી સમ્રાટ્ જ્યોર્જ પંચમ રાજરાજેશ્વર ના સુપ્રસંગ પ્રતાપથી સ્વચ્છ થયું છે. પોતાના અમૃતવર્ષી હૃદયમાંથી તે સમ્રાટે કહ્યું છે કે—

"Six years ago I sent from England to India a message of Sympathy. Today in India I give to India, the watchword of

---

ततः कुष्ठविनिर्मुक्तो द्वादशार्कसमप्रभ. ।
निष्क्रान्तः सलिलात्तस्मात् हर्षेण महतान्वित ॥ ११ ॥

અ. ૧૦૬

* શંકર કહે છે કે—"પરંતુ હે બ્રાહ્મણ તું પણ મારા વચનથી સુવર્ણનું એક લિંગ આ ક્ષેત્રમાં (હાટકેશ્વર ક્ષેત્ર) માં સ્થાપન કર અને તેનું નામ પણ હાટકેશ્વર પાડ. × × × તે મારા લિંગની દર સોમવારે અને શુક્લપક્ષની ચતુર્દશીને દિવસે જે કોઇ મનુષ્ય ભક્તિ યુક્ત થઇને પૂજા કરશે, તેને બ્રહ્માએ જે પાતાળમાં મારા આદ્ય લિંગની સ્થાપના કરી છે, તેની પૂજા કર્યાનું સમગ્ર ફળ મળશે. × × × એ પછી તે ચિત્રશર્મા બ્રાહ્મણે ત્યાં એક મોટું મંદિર બંધાવી તેમાં એક મનોહર હાટક લિંગની વિધિવત્, ભક્તિથી સ્થાપના કરી.

Hope." ( His Majesty's reply to the address of the Calcutta University. )

" ૭ વર્ષ પેહેલાં ઈંગ્લાંડથી મેં ભારતવર્ષને અનુકંપાનો સંદેશ મોકલ્યો હતો અને ભારતવર્ષમાંજ હું ભારતવર્ષને આશાનો પ્રતિ શબ્દ આપુંછું "

વળી વિશેષે એમ પણ કહ્યું છે કે—

" In bidding you farewell, the Queen-Empress and I fervently pray that all my subjects in Bengal of whatever race or creed, united the ties of sympathy and brotherly love, may, under Divine Guidance, ever strive towards the advancement of their common happiness, contentment and general well-being )." ( His Majesty's farewell to the people of Bengal. )

" છેવટની વિદાયગીરી સમયે, મહારાણી અને હું ઈશ્વર પાસે માગીએ છીએ કે–બંગાળાની સઘળી પ્રજા–પછી તે ગમે તે જાતિ અને ધર્મની હોય–તે સઘળી પ્રજા અનુકંપા અને ભ્રાતૃભાવથી સંયુક્ત થઇ પરમેશ્વરની પ્રેરણાનુસાર સર્વનું સમગ્ર કલ્યાણ, સમગ્ર શાંતિ અને સમગ્ર સુખને વધારવાનો યત્ન કરે ! "

ભારતવર્ષને વિશૃંખળમાંથી ઉદ્ધારનાર આ મહાત્માએ નવીન જીવન અર્પણ કર્યું છે. ભિન્ન ભિન્ન વિખરાયેલાં અંગોની સમ જસ વે ટેચણી કરી કેન્દ્રમાં સ્થાપવાની આજ્ઞા કરી છે. આ વખતે અખિલ ભારતવર્ષના તે કેન્દ્રસ્થાનમાં સ્વબળ અર્પવાનું છે, એવું લક્ષ રાખી, વ્યક્તિ વ્યક્તિઓએ નહિં પણ સમુદાયોએ વ્યક્તિરૂપે પોતાની સઘળી શક્તિ સ્થાપવાની છે. ત્રિમાસિક અને ત્રિમાસિકના અંગભૂતોએ અર્થાત્ આપણી અખિલ જ્ઞાતીએ તે વિશ્વમાં વ્યક્તિરૂપે નહિ પણ અખિલ સમુદાયરૂપે ભાગ ભજવવાનો છે. પોતાને માટે પોતાનું જીવન નથી, પોતાના કુટુંબ માટે પોતાનું જીવન નથી, પોતાની જ્ઞાતિ માટે પોતાનું જીવન નથી, પણ અખિલ ભારત વર્ષની ઉન્નતિ માટે તે ભારતવર્ષની સમષ્ટિરૂપ વિરાટનું આપણી જ્ઞાતિ એક અંગ છે, અને તે અંગે અદ્યાવધિ વિકાસક્રમમાં જે સ્વરૂપ પ્રાપ્ત કર્યું છે, તે સ્વરૂપે અખિલ વિરાટમાં બળની વૃદ્ધિ કરવી, તેજ ત્રિમાસિક અને ત્રિમાસિકના અંગભૂતોનો स्वधर्म છે; તે સિવાય ઇતર સર્વ સ્વાર્થપરાયણ પ્રવૃત્તિઓ परधर्म છે, જે પરિણામે भयावह જ છે.

हाटकेश्वरोपासन, एकपत्नीव्रत, અને अयाचकत्व—એ ત્રણ વિશિષ્ટ ગુણોથી આપણી જ્ઞાતિ ભાઇઓમાં પણ વિશિષ્ટતા ભોગવે છે. બુદ્ધિના અધિષ્ઠાતા હાટકેશ્વરની ઉપાસના; એટલે બુદ્ધિનીજ ઉપાસના. એકપત્નીવ્રત એટલે વ્યભિચારાદિ મલીનતાથી નિર્મુક્ત, નિર્મળ પ્રેમમય હૃદય; અને અયાચકત્વ એટલે પુરૂષાર્થથીજ જીવનયાત્રા પરિપૂર્ણ કરવાનું વ્રત. આ ત્રણ વિશિષ્ટતાનો ભાવ દર્શાવવાને આપણા પૂર્વજોએ આપણે માટે कलम, कडछी અને बरछी ના ભાવ ચિન્હો ( Symbols ) યોજ્યાં છે. કલમ બુદ્ધિની ઉપાસનાનું, કડછી સ્વયંપાકથી ભોજન કરવાને લીધે હૃદયમાં કલ્મષ મલીનતાનો અનવકાશ હોવાનું અને બરછી પુરૂષાર્થથીજ જીવનયાત્રા પરિપૂર્ણ કરવાનું ચિન્હ છે. તે ત્રણ પ્રકારની વિશિષ્ટતાથી તથા ત્રણ પ્રકારના સાધનોથી આપણા પૂર્વજો

આપણને બુદ્ધિબળયુક્ત વિકસિત મનોરાજ્ય, નિર્મળ હૃદયયુક્ત સુંદર ગૃહરાજ્ય અને અકુટિલ પૌરુષેયયુક્ત સ્પૃહણીય સમાજ નેતૃત્વનો વારસો આપતા ગયા છે તે વારસાનો કોઇને પણ પોતાને માટે ઉપયોગ કરવાનો લેશમાત્ર અધિકાર નથી. એક પાશ્ચાત્ય વિદ્વાન્ કહે છે કે—

" Yet, whatever a man holds, he holds purely as a trustee. It is a legacy slowly accumulated by tears and blood, by struggle and self-sacrifice of innumerable generations of men and women who have gone before us. It is our duty-and it ought to be our pleasure to sacrifice a little of our comfort and devote a little of our labour to the task of improving this legacy, of society, and thus doing for those still unborn what those now dead did for us." (Harmswork Popular Science, P. 120).

"છતાં મનુષ્ય જે કંઇ સંપત્તિ ધરાવે છે, તે સઘળી સંપત્તિનો તે ટ્રસ્ટી માત્ર જ છે. તે સઘળી સંપત્તિ જે સ્ત્રી અને પુરુષો આપણી પહેલાં આ જગતમાંથી ચાલ્યાં ગયાં છે, તે અસંખ્ય સ્ત્રી પુરુષોનાં રક્ત અને અશ્રુ, સ્વાર્થભોગ અને જીવનવિગ્રહથી ધીમે ધીમે સંચિત થયેલ વારસો છે. તે માટે આપણે આપણી ફરજ સમજીને, એટલુંજ નહિ પણ અંતઃકરણના ઉમળકાથી થોડું પણ શરીરને કષ્ટ આપીને, થોડી પણ શારીરિક સગવડતાનો ભોગ આપીને પણ તે વારસાનો વિકાસ કરવાને કટિબદ્ધ થવું જોઇએ; તેમજ આપણા સ્વર્ગસ્થ પૂર્વજોએ આપણા માટે જે કંઇ કર્યું છે, તે પ્રમાણે આપણી ભવિષ્યની પ્રજાને માટે કરવાને આપણે પ્રવૃત્ત થવું જોઇએ."

વધારતું !

તંત્રી.

---

# सिंहावलोकन.

## ૧ સિંહાવલોકનની આવશ્યકતા.

વર્તમાન વર્ષના પ્રાંગણમાં પ્રવેશ કરતાં પૂર્વે ગત વર્ષના પ્રદેશમાં પુનઃ એકવાર દૃષ્ટિક્ષેપ કરી જવાની આવશ્યકતા છે. તેમ કરવાથી ગતવર્ષનો આપણે કેવો ઉપયોગ કર્યો છે, તેનું આપણને ભાન થઇ શકે છે. આપણા ઋષિવરોએ તો દિવસના પણ વિભાગો કરી પ્રત્યેક વિભાગે અંતરાવલોકન કરવાની આજ્ઞા કરેલી છે. પ્રત્યેક વર્ષે આવશ્યકી ક્રિયામાં પ્રાયશ્ચિત્તાદિ કર્મ કરવાનો વિધિ રાખ્યો છે, તેનો હેતુ પણ શું છે? ગત સમયાન્તરમાં આપણી કેવી પ્રવૃત્તિ હતી, તેમાંની કંઇ ઇષ્ટ અને કંઇ અનિષ્ટ હતી, તેનું વિવેચન કરીને અનિષ્ટ સંસ્કારોનું ઉન્મૂલન કરવું નવીન જીવનનો આરંભ કરતાં પૂર્વેજ તે જીવનનું કાર્યક્રમ (Programme) નક્કી કરવું, એજ તે સર્વ ધાર્મિક ક્રિયાનો ઉદ્દેશ છે. તે આજ્ઞાનું આપણે યથાર્થ પાલન કરતા હોઇએ તો આજે આપણી જે અવસ્થા થઇ છે, તેવી અવસ્થા થવાનું કારણ રહેત નહિ. ખેર ! હજી પણ સમય છે, માત્ર પ્રબળ ઇચ્છા અને દૃઢ સંકલ્પનીજ અપેક્ષા છે.

## ૨ ગતવર્ષમાં જ્ઞાતિમાં થયેલાં મરણો.

ઇશ્વરાનુગ્રહના સંબંધમાં આપણું ગતવર્ષ બીલકુલ આશાજનક નિવડ્યું નથી. જુનાગઢમાં

દુષ્ટ પ્લેગના વ્યાધિએ ચોપન મનુષ્યોના ભોગ લીધા છે, જેમાંથી પાંચ આખાં કુટુંબોનો વિનાશ થયો છે! ભાવનગરમાં, યુવાવસ્થાએ પહોંચતાં પહેલાંજ યુવતીઓ મરણ શરણ થઈ જવાની ફરીયાદો સંભળાય છે! તદુપરાંત વિશેષ શોકજનક તો એ છે કે- જે સ્ત્રી પુરુષો આપણી સમાજની ઉન્નતિમાં મુખ્ય સ્તંભ રૂપ હતાં, તેઓ પણ આપણામાંથી સદાને માટે વિયુક્ત થયાં છે!

જામનગર નિવાસી રા. રા. નારણભાઈ શિવલાલ માંકડ, જુનાગઢના ગૃહસ્થ રા. રા. શ્રી ચુનિલાલ ભવાનીદાસ, રાજકોટના ગૃહસ્થ રા. રા. માધવરાય જેઠાભાઈ બક્ષી અને ભાવનગરના ગૃહસ્થ રા. રા. દુર્લભરામ મહીપતરામ ઓઝા, તદુપરાંત સૌ બ્હેન સુમતિના સ્વર્ગવાસોની નોંધ લેતાં હૃદય વિદીર્ણ થઈ જાય છે! રા. રા. ચુનિલાલ ભવાનીદાસ જૂનાગઢમાં ત્રિમાસિકના એજન્ટ હતા અને રા. રા. માધવરાય જેઠાભાઈ બક્ષી રાજકોટ તરફથી ત્રિમાસિક કમિટિના સભાસદ હતા. તેઓના જેવા ઉત્સાહી ગૃહસ્થોના પરલોકપ્રયાણથી કમિટિને ભારે ખોટ પડી છે. રા. રા. દુર્લભરામ મહીપતરામ ઓઝા ભાવનગરની આપણી જ્ઞાતિમાં એક વજનદાર અને પ્રતિષ્ઠિત ગૃહસ્થ હતા. છેલ્લાં તેર વર્ષથી તેઓ થીયોસોફી સંસ્થા સાથે જોડાઈ સાધુજીવનજ ગાળતા હતા. સૌ બ્હેન સુમતિ આપણી જ્ઞાતિનાં ભૂષણરૂપ હતાં. તે સર્વે સ્ત્રી પુરુષોના વિયોગથી આપણી જ્ઞાતિની પ્રગતિમાં અતિ બળવાન્ અને ઉપયુક્ત તત્ત્વ ઓછું થયું છે. આશા છે કે- તેઓના જેવાં કર્મનિષ્ઠ સ્ત્રી પુરુષોના દૃષ્ટાંતો પણ આપણી જ્ઞાતિમાં ચૈતન્ય પ્રવાહ રેડવાને સમર્થ થાય.

## ૩ ત્રિમાસિક કમિટિએ કરેલાં કાર્યો.

ત્રિમાસિક કમિટિની કાર્યનોંધ તપાસતાં જણાય છે કે— ગતવર્ષમાં ત્રિમાસિક કમિટિએ પોતાનું કર્તવ્ય કરવામાં સ્ખલન કર્યું નથી. તા ૨ અપ્રિલ ઈ. સ. ૧૯૧૧ ને દિવસે રાજકોટમાં ત્રિમાસિક કમિટિનું પ્રથમ અધિવેશન કરવામાં આવ્યું હતું; જેમાં રાજકોટના પાંચ સભાસદો ઉપરાંત જૂનાગઢ, ભાવનગર અને જામનગરના ૭ સભાસદોએ ભાગ લીધો હતો. તે અધિવેશનમાં થયેલ ઠરાવ મુજબ આપણી જ્ઞાતિની પરિષદ્ ભરવામાં આવે તો તે કેવા ધોરણે ભરવી તથા તેમાં કેવા વિષયો ચર્ચવા, તે વિશેનો અભિપ્રાયપત્ર ઘડી કાઢી જ્ઞાતિની સેવામાં રજુ કર્યો છે તે અભિપ્રાયપત્ર ઉપર જ્ઞાતિના પ્રતિષ્ઠિત અને વિદ્વાન્ ગૃહસ્થોના અભિપ્રાયો માગવામાં આવ્યા છતાં, ખેદજનક છે કે- ઘણાજ થોડા ગૃહસ્થોએ તે તરફ લક્ષ આપ્યું છે. જેઓ ધન, સત્તા અને વિદ્યાની સંપત્તિને લીધે આખી જ્ઞાતિના અગ્રણી જેવા ગણાય છે, તેઓએ તો આ બાબતમાં મૌનજ ધારણ કર્યું છે! પરિષદ્ની આવશ્યકતા માટે જોઈએ તેટલી ચર્ચા થઈ ગઈ છે, આખા જગતમાં જે કાંઈ ઉન્નતિનાં કાર્યો થાય છે, તે પરિષદ્ દ્વારાએજ કરવામાં આવે છે; એમ દિન પ્રતિદિન આપણા જાણવામાં આવે છે; પરિષદ્ની આવશ્યકતા વિષે વિદ્વત્તા પૂર્વક ચર્ચા કરી તેનું ભાન કરાવનાર રા. રા. શ્રી ગુલાબરાય જ્યોતિંદ્રરાય દેસાઈએ સ્વલ્પ સમયમાં પોતાના અને કમિટિના શ્રમનું શુભ પરિણામ લાવવાની આશા ઉત્પન્ન કરી છે. શ્રી હાટકેશ્વર તેઓની ઇચ્છા સિદ્ધ કરે, એટલુંજ આપણે માગવાનું રહે છે.

સંયુક્ત બળથી જે કાર્ય થઈ શકે તે ત્રિમાસિક કમિટિ નિઃસહાય કરી શકે નહિ તે સ્વાભાવિક છે; છતાં નાગર બાળકોને વેદાભ્યાસ કરવાની રુચિ થાય, તેવી કાર્યસાધક યોજના

પ્રસ્તુ કરી છે અહિં તહિંથી મદદ મેળવી ધનની અપેક્ષા વાળા વિદ્યાર્થીઓને બની શકે તેટલી સાહાય્ય આપ્યા કરે છે બી કેળવણીના ઉત્તેજન ખાતર બી બેનોને માટે ઇનામની સંસ્થા સ્થાપિત કરી છે. એ પ્રમાણે તેઓથી જે યત્કિંચિત ઉપક્રમ થયો છે, તેને યોગ્ય રૂપમાં લઇ જવાનો આધાર આપણી જ્ઞાતિના ગૃહસ્થોના અંતર્હૃદય ઉપર છે.

### ૪ ત્રિમાસિકનો ઉદ્દેશ.

ત્રિમાસિક કમિટિએ ત્રિમાસિકનો ઉદ્દેશ સ્થાપિત કર્યો છે, એટલે હવે તેમાં ભ્રાન્તિ થવાનો અવકાશ રહ્યો નથી. જ્ઞાતિના હિત માટે પ્રસિદ્ધ કરવામાં આવતુ પત્ર જ્ઞાતિને હિત ધરાવનાર બાબતોનોજ સ્પર્શ કરી શકે છે છતાં જેટલે અંશે જ્ઞાતિનું હિત સમગ્રહિત સાથે સંબંધ ધરાવતું હોય તેટલે અંશે ત્રિમાસિકનો ઉદ્દેશ પણ વિસ્તારવાળો હોવો જોઇએ. તે દૃષ્ટિબિન્દુથી સાહિત્યાદિના વિષયો ચર્ચવાનું કર્તવ્ય ત્રિમાસિકનું નથી. તેને માટે વસંતાદિ અનેક પત્રો ગુજરાતિ ભાષામાં પ્રગટ થાય છે. તો પણ એવા સામાન્ય વિષયો અને વિશેષ વિષયોની મર્યાદાઓ અંકિત કરી, તેઓની વચ્ચે સ્પષ્ટ રોધક રેખા રોપી શકાય તેમ નથી, તે પણ ત્રિમાસિકના વાચકો અને લેખકોએ ધ્યાનમાં રાખવાનું છે.

ગત વર્ષના ત્રિમાસિકમાં તેજ દૃષ્ટિબિન્દુથી વિષયો ચર્ચવાનો ઉપક્રમ કર્યો છે; અને અતઃ પર તેજ દૃષ્ટિબિન્દુ ઉપર લક્ષ રાખી લેખો લખી મોકલવાનું વિદ્વાન્ લેખકોને આમંત્રણ કરવામાં આવે છે

### ૫ ધર્મ.

ત્રિમાસિકનો મુદ્રાલેખ સ્વધર્મ પાળવાનો છે. આ વિષયમાં ગત વર્ષમાં 'મનુસ્મૃતિમાંથી આપેલો ધર્મ તથા વ્યવહાર'—એ વિષય શરૂ રાખી રા. રા. મુલાબરાય વજેશંકર ભટ એક નિષ્ઠાથી જ્ઞાતિની જે સેવા બજાવે છે, તેને માટે તેઓશ્રીને ઓછો ધન્યવાદ નથી. તદુપરાંત કર્મ, પુરૂષ સૂક્ત અને સૂર્ય સૂક્ત જેવા ગહન વિષયમાં પ્રવેશ કરવાની હિમ્મત કરી છે. જ્યાં સામાન્ય રીતે આપણા ઋષિવરો ધર્મ અથવા ધર્મક્રિયાઓ માટે શું કહી ગયા છે, તેવા વિષયો અથવા ઉપરાંત શા કારણથી આપણી જ્ઞાતિના ધર્મમાં શિથિલતા થઇ ગઇ છે, સમયને અનુસરીને કેવા પ્રકારે ધર્મોન્નતિ થઇ શકે, સત્ય ધર્મ અથવા ધર્મનું રહસ્ય શું છે, તેવા વિષયો ચર્ચી ધર્મની સદ્ભાવના ( True Spirit ) આપણામાં ઉત્પન્ન કરવાનું ત્રિમાસિકનું મુખ્ય કર્તવ્ય છે

### ૬ સમાજ.

૬ ધર્મનું પ્રયોજન નિઃશ્રેયસ્ અને અભ્યુદય અથવા શ્રેયસ્ અને પ્રેયસ્—એ બન્ને છે. ઐહલૌકિક ઉન્નતિની સાથેજ પારલૌકિકની ઉન્નતિ થઇ શકે છે. આપણું શરીર નિરોગ અને સુંદર થાય, આપણા યુવાનો સ્વબાહુ બળથી કુટુંબ પોષણ કરવાને તેમજ દેશ સેવા બજાવવાને સમર્થ થાય, હિંદુ સમાજમાં અદ્યાવધિ આપણે જે પદ ભોગવતા હતા તે પદની સ્થિરતા માટે સહાય રૂપ અર્થ સંપત્તિ પણ સાનુકૂળ થાય, આપણું ચારિત્ર્ય અનુકરણીય અને દૃષ્ટાંત રૂપ થાય, તેવા પ્રકારનો આપણો જીવનાદર્શ હોવો જોઇએ. તેમ કરવામાં પ્રથમ તો આપણામાં જે ખામી હોય તે તપાસવી, તે ખામીઓનો સમૂલ વિચ્છેદ કરવા યત્નશીલ થવું, આપણામાં બીજ રૂપે રહેલી શક્તિઓનું ભાન કરાવવું, વર્તમાન દેશ કાળમાં આપણે કયે દરજ્જે આવી ગયા છીએ, તેનું નિરીક્ષણ કરવું, અને સમયને અનુસરીને આપણી ઉન્નતિ શી રીતે થઇ શકે, કેવા આચાર વિચાર લાભ્ય છે, અને કેવા આચાર વિચાર ત્યાજ્ય છે, તેવા વિષયોની ચર્ચાજ આપણી

સમાજની પ્રગતિ માટે ઉપયોગી છે. યદ્યપિ જ્ઞાતિ વિચાર અને રસમ રિવાજ વ્યવહાર ને દર્શન જેવા વિષયોનું મત વર્ણના અંગોમાં લીન થાય છે, છતાં હજુ કોણ જાણે કેવા પ્રકારે ધર્મ અથવા અથવી આપણે તેવા વિષયોની સમીપ જવાનું પણ ઉચિત ધારતા નથી.

ત્રિમાસિકનો મુખ્ય હેતુ આપણી જ્ઞાતિમાં પરસ્પર ઐક્ય વધારવું, એવો હોવો જોઇએ અને તે છે. ઐક્ય વધારવાનું પ્રથમ સાધન સ્થળે સ્થળે અને સમયે સમયે સર્વ સ્થળોના પ્રતિનિધિઓએ એકઠા થઇ વિચાર વિનિમય કરવાનું છે. તે સાધનની સિદ્ધિ પરિષદથીજ થઇ શકે તેમ છે. ઐક્ય વધ્યા પછી પણ તેને નિભાવી રાખવાનું મુખ્ય સાધન આંતર લગ્ન છે. હમણાં હમણાંમાં સમીપોને વધુ થઇ અંતર્લગ્નો વધતાં જતાં જોવામાં આવે છે, તે સત્ય છે પરંતુ સ્થળ સ્થળના રીત રીવાજો એટલા બધા ભિન્ન ભિન્ન છે કે તે રીત રીવાજો વિશેષ સન્નિકટ થવામાં મોટા અંતરાય થઇ પડે છે. ધાર્મિક ક્રિયાઓ તો સર્વ સ્થળે એકજ પ્રકારની હોવી જોઇએ અને છે; પરંતુ ઇતર વ્યાવહારિક રિવાજો જેઓનું મૂળ આપણી આર્થિક સ્થિતિમાંજ સમાયેલું છે, તે રીવાજો માત્ર ખરી અથવા ખોટી ચિત્તવૃત્તિઓ ( Sentiments ) ઉપરજ પુષ્ટ થયેલા છે. તેવા રીત રીવાજોને એકત્ર કરી તેમાંથી એક સ્થળ વ્યાપક દૃષ્ટિથી નહિ પણ સર્વ સ્થળ વ્યાપક દૃષ્ટિથી, ધનવાનોનીજ ચિત્તવૃત્તિઓને આનંદ આપે તેવા ધોરણથી નહિ પણ સાધારણ અને નિર્ધનોને પણ ઉપયુક્ત થાય તેવો ઉદ્દેશ રાખી અમુક રીત રીવાજોને ચાળી કાઢી સાર્વજનિકજ સ્વીકાર કરવામાં આવે તોજ આપણે સઘળા એકત્ર થઇ શકશું, નહિતો જુનાગઢી અને ભાવનગરી, હાલારી અને કચ્છી, એવી અંતર વર્ધક અને દ્વેષોત્પાદક ક્ષુદ્ર ભેદ દૃષ્ટિને દૂર કરવાને આપણે કદિ પણ સમર્થ થઇ શકશું નહિ. અલબત, તે કાર્ય પણ પરિષદથીજ થઇ શકે તેમ છે; તો પણ તે વિષયની ચર્ચા કરવાની સંપૂર્ણ આવશ્યકતા ઉત્પન્ન થઇ છે, અને તેનું સ્થાન ત્રિમાસિકજ છે. તદુપરાંત વ્યાવહારિક એવી બીજી અનેક રૂઢિઓ છે કે જે પ્રગમનના માર્ગની પ્રતિબંધી થઇ પડતી હોય, તેવી રૂઢિઓનું ખરું સ્વરૂપ જ્ઞાતિ સમીપ ખડું કરવાની [illegible] આવશ્યકતા છે.

## ૭ વિદ્યોત્તેજન અને કેળવણી.

વર્તમાન કાળમાં ચારે તરફ કેળવણીની વૃદ્ધિ કરવાના તીવ્ર પ્રયાસો થઇ રહ્યા છે. પ્રતિવર્ષે હુન્નર, કળા અને વિદ્યાનું શિક્ષણ લેવા સંખ્યાબંધ વિદ્યાર્થીઓને જાપાન, અમેરિકા અને યુરોપમાં મોકલવામાં આવે છે. પંજાબની આર્ય સમાજે તો સર્વને ચકિત કરી નાખે તેવી પ્રવૃત્તિ ચલાવી મુકી છે; એક કરતાં વધારે ગુરૂકુળો સ્થાપ્યાં છે, દયાનંદ એંગ્લોવેદિક કોલેજને એવા સારા પાયા ઉપર લાવી મુકી છે કે તે એક [illegible] સ્થાન લઇ પડયું છે. સ્ત્રીઓને માટે પણ એટલી વધારે પાઠશાળાઓ સ્થાપવામાં આવી છે તે સિવાય [illegible] અને ભદ્રસીઓ પણ પોત પોતનું કર્તવ્ય કરવામાં પાછળ રહ્યા નથી. આખી મુસલમાન પ્રજા અને હિંદુ પ્રજાએ યુનીવર્સિટીઓ સ્થાપવાને ભગીરથ ઉત્સાહ દર્શાવ્યો છે, પ્રજાજનોના આવી વૃત્તિ જોઇ સરકાર પણ તે વિષયમાં જાગૃત થઇ છે. હાલમાં શિક્ષણપ્રદ યુનિવર્સિટીઓ અને શાળાઓ સ્થાપવાની આજ્ઞા આપવામાં આવી છે. વ્યાપાર અને હુન્નર-ઉદ્યોગની શાળાઓ સ્થાપવા માટે મુંબઇ અને અમદાવાદના શેઠીયાઓએ છુટે હાથે ઉદારતા બતાવી છે. આપણી જ્ઞાતિ સિવાય બીજી અનેક જ્ઞાતિઓએ પોતાનાં બાળકો અને યુવાનોને મુંબઇ અને બીજે સ્થળે અભ્યાસ કરવા અથવા પરીક્ષાઓ આપવા જનારાઓને માટે રહેવાખાવાની સગવડતા કરવા આશ્રમો સ્થાપ્યા છે. તેવા સમયમાં જો કોઇપણ જ્ઞાતિ પછાત હોય – આ સઘળા જાગૃતીના

જેને કંઇપણું સ્પર્શ થયો ન હોય તો તે આપણીજ જ્ઞાતિ છે! અલબત ત્રિમાસિક સમિતિ દ્વારાએ વિદ્યાર્થીઓને માંગી લઈ છુટક છુટક મદદ આપવાને કેટલાક ગૃહસ્થોએ ઉદારતા બતાવી છે; જામનગર વગેરે સ્થળે તેવી બાબતમાં થોડું ઘણું ફંડ એકઠું કરવામાં આવ્યું છે; મુંબઈ વડનગરા નાગર મંડળ તરફથી પણ તેવા પ્રયત્નો કરવામાં આવે છે. છતાં આખી જ્ઞાતિના યુવાનોને હાઇસ્કૂલની કેળવણી લીધા પછી વિશેષ કેળવણી લેવાને માટે મુંબઈ જેવા સ્થળે વિદ્યાર્થીઆશ્રમ બાંધી ચલાવવામાં નહિ આવે, અને તદુપરાંત જુદી જુદી શાખાઓની પરીક્ષાઓને માટે અભ્યાસ કરવાની ઇચ્છા રાખનારાઓને તેઓનો સઘળો ખર્ચ પુરો પડે, તેટલી રકમની સંખ્યાબંધ સ્કોલરશીપો જ્યાં સુધી સ્થાપવામાં નહિ આવે ત્યાં સુધી બીજી જ્ઞાતિઓની સ્પર્ધામાં આપણે ટકી શકીએ, તેવી આશા રાખી શકાશે નહિ. તેમ છતાં આ સ્થળે તે બાબતમાં પણ હર્ષ સહિત નોંધ કરવા યોગ્ય છે કે—ભાવનગરના સદ્‌ગત રા. રા. છગનલાલ વજેશંકર વૈષ્ણવની ઇચ્છાનુસાર તેમના નામથી કોલેજમાં અભ્યાસ કરવાની ઇચ્છા રાખનાર નાગર યુવાનને એક સ્કોલરશીપ આપવાને રૂ. ૨૦૦૦) ની રકમ તેમનાં વિધવા પત્ની અ. સૌ. મહાલક્ષ્મીબાઇએ આપી છે તે કૃત્ય માટે ઘણો ધન્યવાદ ઘટે છે

આવી વિષમતા છતાં ગત વર્ષમાં આપણામાંથી ભાવનગરના માજી મુખ્ય દીવાન સાહેબ રા. રા. વિઠ્ઠલભાઇ સાહેબના ચિરંજીવી રા. રા. ભાસ્કરરાયે એડવોકેટની અને જુનાગઢના રા. રા. પુરૂષોત્તમરાય ત્રિકમરાય માંકડે સોલીસીટરની પરીક્ષા પસાર કરી છે, તે ઓછું સંતોષજનક નથી તે ઉપરાંત ભાવનગરના યુવાન ગૃહસ્થ રા. રા. કાંતિલાલ સુખરામ દવે બી. એ એલ એલ બી. ની પરીક્ષામાં પહેલા વર્ગમાં પહેલે નંબરે પાસ થયા છે, એટલુંજ નહિ પણ એડવોકેટની પરીક્ષાનો અભ્યાસ શરૂ કરવા માટે સર મંગળદાસ નથુભાઈની રૂ. ૮૮૦ની સ્કોલરશીપ ત્રણ વર્ષ માટેની તથા રૂ. ૧૫૦નું સ્પેન્સર પ્રાઇઝ મેળવવાને તેઓ શક્તિમાન થયા છે, તે ખાતે તેઓ આખી જ્ઞાતિના ધન્યવાદને પાત્ર થયા છે બીજી તરફ રાજકોટના રા. રા. કેશવલાલ વજેશંકર ધોળકીઆએ બી. એ. ની પરીક્ષા પહેલા વર્ગમાં ચોથે નંબરે પસાર કરી રૂ. ૨૫૦-૦-૦ ની સ્કોલરશીપ મેળવી છે, તેમજ વિશેષમાં તેમણે બનારસ સેંટ્રલ હિંદુ કોલેજ તરફથી 'હિંદુ તત્ત્વજ્ઞાન પ્રમાણે વિશ્વોત્પત્તિ' ના નિબંધ માટે રૂ. ૧૦૦-૦-૦નું ઇનામ મેળવ્યું છે, તે જાણવો હર્ષ નોંધી લેવા યોગ્ય છે. તે સિવાય બીજા કેટલાક રાજકોટ, જુનાગઢ અને જામનગરના વિદ્યાર્થીઓ નાની મોટી સ્કોલરશીપો તેમજ સનાતન ધર્મની પરીક્ષાના ઇનામો મેળવવાને ભાગ્યશાળી થયા છે, તે હકીકત પણ તે તે સ્થળોની જ્ઞાતિઓને ખરેખર અભિમાન લેવા જેવી છે.

તે સિવાય ચાલતી સાલનાં પરીક્ષાનાં પરિણામો ગત વર્ષના ઉપરના અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે તે સાથે પૃષ્ઠ ૧૬૪મે ઇ. સ. ૧૯૦૯-૧૦ અને ૧૧ના વર્ષોનાં પરિણામોની સરખામણી કરવામાં આવી છે, તે ઉપર સર્વે ગૃહસ્થોનું પુન ધ્યાન ખેંચવામાં આવ્યું છે. તે ઉપરથી જણાય છે કે–ઉત્તમ કેળવણીને સંબંધે આપણા યુવાનોની સ્થિતિમાં કંઇ વિશેષ ફેરફાર થયો નથી. તોપણ ઇ. સ. ૧૯૧૦ની સાલમાં પ્રિવિયસની પરીક્ષામાં જ્યારે ૨૪ વિદ્યાર્થીઓ પાસ થયા હતા. ત્યારે ઇ. સ. ૧૯૧૧માં માત્ર ૧૪ વિદ્યાર્થીઓ પાસ થયા છે. આ પરિણામ હવે પછીની ઉંચી પરીક્ષાઓને અસર કર્યા વિના રહેશે નહિ, તે પણ ધ્યાનમાં રાખવા જેવું છે. બીજું એ પણ જણાઇ આવે તેવું છે કે–સ્વતંત્રતાથી પોતાનો નિર્વાહ ચલાવી શકે તેવી પરીક્ષાઓ વકીલ

આપણા યુવાનોનું લક્ષ બિલકુલ જતું નથી. અમદાવાદમાં ટેકનીકલ અને મુંબઇમાં વ્યાપારી શિક્ષણની કૉલેજો સ્થાપવાનો સરકાર વિચાર કરેછે, તે ઉપરથી તે બાબતો હાલના જીવનનિર્વાહ માં કેવી ઉપયોગી છે, તે સૌ કોઇના ધ્યાનમાં આવશે. વ્યાપારી શિક્ષણની ઉચ્ચી પરીક્ષાઓ વિલાયતમાં લેવાય છે; તેથી તેની પરીક્ષામાં પાસ થએલા ઘણા થોડા ગૃહસ્થો હાલમાં આખા હિંદુસ્થાનમાં છે તેવા સમયમાં વિદ્યાની તે શાખાનો લાભ લેવા આપણા વિદ્યાર્થીઓને ખાસ સગવડતા કરી આપવામા આવે તો તે ભવિષ્યમા બહુ અમૂલ્ય તત્ત્વ થઇ પડવાની વકી છે

પરંતુ કેળવણીનો મુખ્ય હેતુ ચારીત્ર ઘડવાનો છે વ્યવહારમાં સ્વતંત્ર નિર્વાહનું સાધન ઉત્પન્ન કરવાનો તેનો અવાંતર હેતુ છે આ બન્ને હેતુઓ એક સાથે પાર પડે, તેટલા માટે સ્વતંત્ર આશ્રમો સ્થાપી, તે આશ્રમોમાં તેઓને વિદ્યાભ્યાસ પૂર્ણ થતાં સુધી રાખી શિક્ષણ આપવાની યોજના કરવાની આવશ્યકતા છે. પૂર્વકાળમાં ગુરૂઓને ત્યાં રહી વિદ્યાભ્યાસ કરવા મોકલવાનો તેજ હેતુ હતો. આજે સુધરેલા દેશોમાં તેવીજ વ્યવસ્થા થાય છે ગુરૂકુળ અને બનારસ સેંટ્રલહિંદુ કોલેજ તેવી પદ્ધતિથી કેવું પરીણામ આવે છે, તે જણાવી આપ્યું છે તે સર્વદા સ્પષ્ટ છતાં તે બાબતમાં આપણા હૃદયનો એક તાર પણ તીવ્ર ન થાય, તે કેવું આશ્ચર્ય જેવું છે ! નવીન આશ્રમ સ્થાપવાનું તો એક બાજુ ઉપર રહ્યું પણ રાજકોટમાં બનતજી બોર્ડિંગ હાઉસ તૈયારજ છે. ધનવાનો ધનની અને બુદ્ધિમાનો સ્વાત્માર્પણની તેમા સાહાય્ય આપેતો તે બોર્ડિંગ હાઉસને આપણે કઇ પંક્તિએ લાવી ન શકીએ ?

## ૮ રાજકીય સ્થિતિ.

રાજકીય સ્થિતિ તરફ દ્રષ્ટિ કરતાં આશાવંત કાળનો ઉદય થવાની આશા રહે છે. ભાવનગરના ગૃહસ્થો ગ. સ. લલ્લુભાઇ સામળદાસ મહેતા તથા રા. રા. ભાસ્કરરાય વિઠ્ઠલદાસ મહેતા મુંબઇ યુનિવર્સીટિના ફેલો નિમાયા છે તે સિવાય ઉદયપુર, ઝાલરાપાટણ જામનગર અને માંગરોળ વિગેરે સંસ્થાનોએ આપણા નાગરભાઇઓ તરફ માત્ર શબ્દોથી નહિ પણ યોગ્ય પારિતોષિક આપીને કૃતજ્ઞતા અને ગુણજ્ઞતા દર્શાવી છે તદુપરાંત રા. રા. નૃસિંહપ્રસાદ અમૃતલાલ બક્ષી કાશ્મીરના રાજ્યમાં મીલીટરી સરજનની જગ્યા તથા લેફટનંટની પદ્વી મેળવવાને તેમજ ભૂજના રા. રા. વિદ્યાશંકર ભિખાશંકર વૈદ્ય અને રા. રા. [illegible] નથુરામ માંકડ કોટાના આસીસ્ટંટ સરજન નીમાવાને ભાગ્યશાળી થયા છે, તે હકીકત પણ આ સ્થળે નોંધી રાખવા યોગ્ય છે.

## ૯ પરદેશમાં નાગરો.

વ્યાપારાદિ સ્વતંત્ર નિર્વાહનું સાધન મેળવવાને માટે [illegible] રંગૂન, અને આફ્રિકા સુધી આપણી જ્ઞાતિના યુવાનો કુટુંબો સહિત જઇને વસ્યા છે, તે ભવિષ્યની પ્રજાને પ્રોત્સાહન રૂપ થઇ પડવા યોગ્ય છે.

## ૧૦ સ્ત્રી કેળવણી.

એ પ્રમાણે દૂર દૂર દ્રષ્ટિ દોડાવતાં, છેવટ આપણી દ્રષ્ટિ આપણા ઘર ઉપરજ પડે છે; ત્યાં નિરાશા સિવાય બીજું કંઇ પણ જોવામાં આવતું નથી. એવો સિદ્ધ છે કે— આપણી જ્ઞાતિની સ્ત્રીઓમાં બુદ્ધિના બીજની બીલકુલ ખામી નથી કેળવાયેલા પુરૂષોની સહવાસની તેઓને અસર થતી નથી, તેમ પણ નથી. જ્યાં સમય ને અનુસરીને આ વિષયમાં લાભ લેવાને

સામર્થ્ય ન આવ્યું હોય તો તેમાં આપણી એટલે પુરૂષોનીજ કસુર છે. નેવીં દેશના ન્યાય ખાતાના માજી પ્રધાન જે. હસલનર્સ કહે છે કે —

"And to-day it may be said that the development of justice and civilization in a nation is to be measured mainly by its progress in regard to the emancipation of women and the protection of children." (The Nineteenth century and after, February 1912, P. 364).

"તે હવે સ્પષ્ટ રીતે કહી શકાય તેવુ છે કે – કોઇ પણ પ્રજામાં ન્યાય વૃત્તિનું તેમજ આંતરિક અને બાહ્યશક્તિઓનું કેટલે અંશે ઉદ્ધારન થયુ છે, તેનું માપ કાઢવું હોય તો તે, પ્રજા બાળકોને કેવી રીતે ઉછેરે છે, અને તેનો સ્ત્રીવર્ગ અજ્ઞાનાંધકારમાંથી કેટલે અંશે મુક્ત થયેલ છે, તે જોવાથીજ થઇ શકશે."

આપણા સ્ત્રી સમુદાયનું સમગ્રરીતે અવલોકન કરો, અને પછી ઉપર જણાવેલ કસોટીથી કસાવાને આપણે તૈયાર છીએ કે કેમ, તેનો વિચાર કરો. મિમાંસિકો આ વિષયમાં જે કંઇ થઇ શકયુ છે. તે કહે છે, અને હજુપણ પોતાનો ધર્મ બજાવવાને વખત આવે ચુકશે નહિ પરંતુ આ બાબતનો સમગ્ર જ્ઞાતિજનોએ વિચાર કરી અર્થસાધક યોજના યોજવામાં વિલંબ કરવા જેટલો હવે અવકાશ રહ્યો નથી.

## ૧૧ ઇતિહાસ અને જન્મ વૃત્તાંતો.

પરંતુ આ સઘળી જાગૃતિ લાવવા માટે પ્રથમ આપણે આપણી ખ્રીસ્તીપત છોડી દેવાની જરૂર છે. જ્યાં સુધી 'હું મારી સ્ત્રી અને મારાં છોકરાં' માં અખિલ સૃષ્ટિની પર્યાપ્તિ છે, એમ માનવામાં આવશે, જ્યાંસુધી આપણી સંપત્તિ આપણી એકની નથી, પણ આખી જ્ઞાતિની છે, આપણે તો માત્ર તેના ટ્રસ્ટીઓ છીએ, એવી લાગણી ઉત્પન્ન નહિ થાય ત્યાં સુધી એક પણ ઉપયોગી કાર્ય કરવાને આપણે સમર્થ થઇ શકશું નહિ. અલબત, તે વૃત્તિ જાગ્રત કરવાને માટે આપણે આપણા પૂર્વજોનો ઇતિહાસ દૃષ્ટિ સમીપ લાવવાની તેટલીજ જરૂર છે. અમરજી દીવાન, લક્ષ્મીદાસ દીવાન, ગગાભાઇ સાહેબ વિગેરે પૂર્વકાળમાં આપણી જ્ઞાતિના જે વીરપુરૂષો થઇ ગયા છે, તેઓએ જે કંઇ શારીરિક અને માનસિક સંકટો વેઠયાં હતાં, તે માત્ર પોતાનું અને પોતાના કુટુંબનું ઉદર પુરવાને ન હતું, એમ તેઓનાં જીવન ચરિત્રો વાંચવાથી પ્રત્યક્ષ જણાઇ આવશે. જે જ્ઞાતિએ આરંભથીજ વિદ્યા, રાજ અને સમાજની ખીલવણી કરવા મુખ્ય ભાગ લીધો છે, તે જ્ઞાતિમાં એવા અનેક વીર પુરૂષો થઇ ગયા હોઇએ, તેની કોનાથી ના કહી શકાશે? તેમનાં તેવા પુરૂષોનાં જીવનવૃત્તાંતો એકઠાં કરી પ્રસિદ્ધિમાં મુકવાનો તેઓના વંશજોમાં પણ અભિમાનનો અંકુર ઉત્પન્ન ન થાય તે કેવા પ્રકારની જડતા (Lethargy) છે, તે સમજી શકાતું નથી. સંસ્કૃત ભાષામાં ધર્મ અને સાહિત્યનાં અનેક પુસ્તકો આપણા પૂર્વજો રચી ગયા છે, તે સઘળાંનો શોધ કરી પ્રસિદ્ધ કરવાનું તો એક બાજુ ઉપર રહ્યું પણ નાગરખંડ-જેને લીધે આપણે નાગરત્વનો દાવો ધરાવીએ છીએ-તે નાગરખંડની પ્રાચીન હસ્તલિખિત પ્રતો દરભંગાના મહારાજાના પુસ્તકાલયમાં, કાશીની સંસ્કૃત શાળાના પુસ્તકાલયમાં, ઉજ્જયિનીમાં, અમદાવાદ, ભાવનગર અને જુનાગઢમાં વિદ્યમાન છતાં, તેની એકપણ આવૃત્તિ આજ દીવસ સુધી પ્રકટ

કરવાની આપણી ઇચ્છાજ થઈ નથી, છતાં આપણે એકતાનું અભિમાન રાખીએ, તે શું કોઈ પણ રીતે યોગ્ય છે? વડોદરા અને જુનાગઢના જાગીરદારો તાલુકદારોની સ્થિતિ ભોગવે છે; તેવી સ્થિતિ પ્રાપ્ત કરવામાં કંઈ ઓછું બુદ્ધિકૌશલ્ય અને પરાક્રમ દર્શાવવાના પ્રસંગો આવ્યા નહિ હોય છતાં તેઓની તરફથી પણ તે બાબતનાં કંઈ પણ વૃત્તાંતો લખી રખાયાં નથી, તે ઓછું શોચનીય નથી. આ બાબતમાં આપણા વિદ્વાન્ ગ્રેજ્યુએટો કંઈ લક્ષ પહોંચે તો અવશ્ય કચ્છ મહિમાવાળાનો સમગ્ર ઇતિહાસ ઉત્પન્ન કરી શકાય.

એ પ્રમાણે દિગ્દર્શન કરતાં એક પછી એક અનેક બાબતો આપણી દૃષ્ટિમાં આવ્યા કરે તેમ છે છતાં આટલેથીજ વિરમવાની જરૂર જણાય છે. જે કંઈ કહેવાનું પ્રાપ્ત થાય છે, તે એટલુંજ કે—વર્તમાન સમયમાં આપણે ટકી રહેવું હોય, જન સમાજમાં આપણું જે સ્થાન છે તે નીભાવી રાખવું હોય તો તમે પોતે પોતાને ભૂલી જાઓ, સઘળા એક સાથે ભેગા થઈ સામાન્ય હેતુ પાર પાડવાને માટે એકત્ર ઉદ્યોગ કરો! વેદ પણ કહે છે કે—

संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् ।
देवा भागं यथापूर्वे संजानाना उपासते ॥

ऋग्वेद, मं. १० सू. १९१ मं. २.

તંત્રી.

---

# भावनगरनी नागर ज्ञातिमां युवान स्त्रीओनुं मरण प्रमाण अने ते उपरथी उपजता विचारो.

જ્યારે જ્યારે કોઈ પણ દેશમાં, જ્ઞાતિમાં કે સમૂહમાં મરણનું પ્રમાણ વધી પડે છે, ત્યારે ત્યારે તે દેશના, જ્ઞાતિના તથા સમૂહના હિતચિન્તકો તેનાં કારણો શોધી તેને દૂર કરે છે.

હમણાં હમણાં ભાવનગરની નાગર જ્ઞાતિમાં યુવાન સ્ત્રીઓનું મરણ પ્રમાણ એટલું બધું વધી ગયું છે કે—તે બાબતે લગભગ દરેક જણનું ધ્યાન ખેંચ્યું છે.

આપણા ત્રિમાસિકના માનવર તંત્રી મહાશયે મને આ વિષય વિષે કંઈ પણ અજવાળું નાખવાનું બની શકે તો ત્રિમાસિકની અંદર તે વિષય ઉપર લેખ લખવાનો પ્રયાસ કરવાનું કહેવાથી એ કાર્ય મેં માથે ઉપાડી લીધું છે. અલબત, આ વિષય ઉપર સર્વમાન્ય લેખ લખવાને મને ઘણો થોડોજ અનુભવ છે, તેમજ કંઈ પણ પ્રકારનો લેખ લખવાનો મહાવરો અથવા શિક્ષણ મેળવેલ નથી, એમ કહીએ તો ચાલે તેમ છે. આ કારણથી પ્રથમ તો હું આવો લેખ લખવાને શક્તિમાન્ થઈશ કે કેમ તેની મને ઘણી શંકા રહેતી હતી; પરંતુ માનવર તંત્રી મહાશયના આગ્રહથી તેમજ આ વિષય વિષે કંઈ પણ લખાય તથા તે કોઈથી પણ ધ્યાન પૂર્વક વંચાય તો તેમાંથી કંઈ પણ લાભ થશેજ, એમ માનીને આ લેખ લખવાની હિમ્મત કરી છે. યદ્યપિ ભાષાની છટા કે અલંકારો દર્શાવવાની મારામાં શક્તિ નથી, તેમ તેવો ઉદ્દેશ પણ નથી. માત્ર જે બાબતો પ્રથમ દર્શને સાધારણ જેવી જણાય છે, છતાં જે ખરેખર જરૂરીઆતની બાબતો છે, તે ઉપર વાંચકોનું ધ્યાન ખેંચવું, એજ મારો ઉદ્દેશ છે. જો તે પ્રમાણમાં

હું ફળીભૂત ન થાઉં તો જે પાઠક બંધુઓ આ લેખ વાંચવાથી પોતાનો વખત ખોટો ગયો એમ સમજે તેઓની હું આરંભમાંજ ક્ષમા માગી લઉં છું. ભાવનગર સિવાય બીજાં શહેરોની સ્થિતિ વિષે મને નિશ્ચયપૂર્વક માહિતી નથી; અને તેથી આ લેખમાં માત્ર ભાવનગરની સ્થિતિને લક્ષમાં રાખવામાં આવ્યું છે, તે માટે અન્ય સ્થળના પાઠક બંધુઓની ક્ષમા ઇચ્છું છું. ભાવનગરની અંદર નાની ઉમ્મરની જુવાન સ્ત્રીઓના મરણનું મુખ્ય કારણ 'ક્ષય' કે જેને અંગ્રેજીમાં 'થાઇસીસ' ( Phthisis ) કહે છે તે છે તો તે રોગ જુવાન સ્ત્રીઓમાંજ શા કારણથી વધારે થાય છે તે આપણે જાણવું જોઇએ અને તે જાણવા માટે આપણે, ક્ષય રોગ કેવી જાતનો રોગ છે, કેવી રીતે પ્રસરે છે, અને તે આપણામાં ફેલાવવાને માટે કયા રીત રીવાજો મદદરૂપ થઇ પડે છે, તથા તેને અટકાવવાને શા ઉપાયો લેવા જોઇએ, તથા કયા રીતરીવાજો કાઢી નાંખવા જોઇએ, તે જાણવાની જરૂર છે.

ક્ષય રોગ એ એક ચેપી અને આપણા જેવા દેશના વતનીઓ વાસ્તે તો જીવલેણ રોગ છે. તે રોગે આખી દુનીયાની સુધરેલી પ્રજાનું હાલ ધ્યાન ખેંચ્યું છે; અને તે રોગ ફેલાતો અટકાવવાને યુરોપના દેશોમાં મહાન્ પ્રયાસો થાય છે, તે સૌ કોઇના જાણવામાં હોવું જોઇએ તે પ્રયાસોનું ફળ, તે દેશોમાં થોડા ઘણા અંશે મળ્યું છે, એમ ત્યાંના તે રોગના ઇતિહાસ તથા આંકડા ઉપરથી જણાય છે ઇંગ્લાંડ, જરમની અને અમેરીકા, તે રોગની વિરૂદ્ધ લડત ચલાવવામાં આગળ પડતો ભાગ લે છે. ત્યાં છેલ્લા ત્રીસેક વર્ષ થયાં તે દુષ્ટ રોગનો નાશ ઘણો ઓછો થયો છે, અને હજી પણ ત્યાંના લોક અને ત્યાંની સરકાર એવી મહેનત કરી રહી છે કે તે દેશોમાંથી ક્ષય રોગ તદન જડમૂળથીજ નાબુદ થઇ જાય, એવો સંભવ છે. ઇંગ્લાંડના છેલ્લા ઇન્સ્યોરન્સ બીલ ( Insurance Bill ) પરથી તથા ત્યાંના પ્રધાનોના કહેવા ઉપરથી, આપણે જાણીએ છીએ કે ત્યાંની સરકાર તે રોગની પાછળ એટલી પડી છે અને તેના પ્રયાસને વાસ્તે એટલા તો તેઓ આતુર છે કે થોડા વખત ઉપર ત્યાંના એક પ્રધાને જાહેર મેળાવડામાં છાતી ઠોકીને કહ્યું હતું કે જે કે જેને ઇંગ્લાંડમાં 'વ્હાઇટ પ્લેગ' ( White Plague ) એટલે ધોળી મરકી કહે છે તે, થોડા વર્ષોમાં ઇંગ્લાંડની ભૂમીપરથી હંમેશને માટે નાબુદ થશે. ત્યાંની સરકારનો પ્રયાસ કેટલો છે તે આપણે ઇંગ્લાંડના હાલના કેટલાક ખર્ચ ઉપરથી, લોઇડ જ્યોર્જના બજેટ પરથી જણાય છે તેણે આ બજેટની અંદર ( Sanitarium ) સવા બે કરોડ રૂપીઆની ક્ષયના દરદીઓ માટે આરોગ્યાશ્રમ બાંધવાને સગવડ રાખી છે અને દર વર્ષે તે આરોગ્યાશ્રમ ચલાવવાને વાસ્તે તથા ક્ષયના દરદ વિષે નવી શોધખોળ કરવા વાસ્તે લગભગ બે કરોડ રૂપીઆની ગોઠવણ ત્યાંની બજેટમાં કરી છે. ક્ષય રોગની સામે લડત ચલાવવાને ત્યાંની સરકારજ મથી રહી છે, એમ નથી પણ ત્યાંના લોકો પણ તેમાં આગળ પડતો ભાગ લે છે. તેઓએ પોતાની અંદર એક મંડળ સ્થાપ્યું છે, જેને 'એન્ટીટ્યુબરક્યુલસ લીગ' ( Anti Tuberculous League ) એવું નામ આપ્યું છે, જેનું કામ ક્ષય રોગ ફેલાતો કેમ અટકાવવો તેના ઉપાયો યોજવાનું છે, અને જેની શાખાઓ લગભગ તે દેશમાં દરેક શહેરમાં છે

ઉપલી ઇંગ્લાંડની બાબત આ લેખમાં લખવાનું કારણ એ છે કે ખરો રીતસર પુરૂષાર્થ કરવાથી ઇશ્વર કેટલો સહાય થાય છે તે વાંચનારાંઓના ધ્યાનમાં આવે. આપણા હિંદુસ્થાનને અવનતિમાં લાવનાર અથવા ઉન્નતિમાંથી અટકાવનાર આપણી નસીબવાદની માન્યતા છે. આપણામાંના ઘણાઓની માન્યતા એવી હોય છે કે 'આઇ ધાર્યું કંઇ થતું નથી. મરણની

સ્થિતિ જન્મની સાથેજ નક્કી થયેલી હોય છે; તો પછી મરણનાં કારણો શોધીને શું કરવું છે ? તે કારણો શોધી કાઢવાથી મરણ કોઇથી અટકાવી શકાવાનુંજ નથી ' આ માન્યતા યોગ્ય છે કે અયોગ્ય, એ બાબત એક કોરે મૂકી બીજી તેવીજ સર્વમાન્ય કહેવત કે ' જેઓ પોતાને મદદ કરે છે તેને ઇશ્વર મદદ કરશે ' તેને અવલંબીએ તો ચોક્કસ આપણે જરા આગળ વધીએ, તેમાં બીલકુલ શક નથી. આટલી બાબત વિચાર્યા પછી હવે આપણે મૂળ બાબતપર આવીએ.

જેને અંગ્રેજીમાં ' ટ્યુબરક્યુલોસીસ ' ( Tuberculosis ) કહે છે તેને સમજવાની ખાતર આપણે ક્ષય કહીશું. તે રોગનું મુખ્ય કારણ ઘણાં વર્ષના પ્રયાસ પછી જરમન પ્રોફેસર કોચે સને ૧૮૮૨ માં શોધી કાઢ્યું; અને ત્યાર પછીજ તે રોગ ફેલાવો અટકાવવાને યુરોપ જાગૃત થયું. તે રોગનું મુખ્ય કારણ તે શોધ પ્રમાણે એક જંતુ અથવા ' બેસીલસ ' ( Bacillus ) છે, અને જેને ' કોચના બેસીલસ ટ્યુબર ક્યુલસ ' કહેવામાં આવે છે. આ જંતુ ક્ષયના દરદીના બળખામાં મુખ્યત્વે કરીને જોવામાં આવે છે આ જંતુઓ ટાઢ અને ગરમીમાં પણ અમુક હદ સુધી જીવી શકે છે, અને ધૂળની અંદર ભરાઈ રહી, લાંબા વખત સુધી સંતાઇ રહી, અનુકૂળ સંયોગોમાં માણસના શરીરમાં જુદી જુદી રીતે દાખલ થાય છે. આ જંતુઓ તો હવામાં અને ધૂળમાં હમેશાં હાજર હોય છે પરંતુ અનુકૂળ સંયોગો નહિ હોવાથી દરેક માણસને તે અસર કરી શકતા નથી તેમ દરેકના શરીરમાં દાખલ થઈ શકતા નથી. આ જંતુઓ મનુષ્યના શ્વાસ લેવાનાં અવયવો, અન્ન પચાવવાનાં અવયવો, હાડકાંઓ, ચામડી અને સાંધાઓને મુખ્યત્વે કરીને અસર કરે છે. તે કાંતો શ્વાસ મારફતે અથવા માંસ અને દૂધ જેવા ખોરાક મારફતે શરીરમાં દાખલ થાય છે. શરીરના જે જે ભાગમાં તે જંતુઓ ચોટે છે ત્યાં ત્યાં પરૂથી ઝીણી ઝીણી ફોલ્લીઓ થાય છે ત્યાર પછી તે ફોલ્લીઓ ફૂટે છે અને તે અવયવ અને શરીર બન્નેનો આસ્તે આસ્તે ક્ષય થાય છે.

ઉપલી હકીકત ઉપરથી ચોખ્ખું જણાય છે કે ક્ષય રોગ થવાને વાસ્તે મુખ્ય બે બાબતની જરૂર છે. એક તો ક્ષય રોગના જંતુઓની હાજરી અને બીજી તે જંતુઓ રહી શકે અને વધી શકે તેવી અનુકૂળ શારિરીક સ્થિતિ, આવી સ્થિતી કેટલાકને, મા બાપના વારસાથી શરીરની સાથેજ મળેલી હોય છે, અને કેટલાકને જન્મ્યા પછી રોગોની સામે થવાની શારરીક શક્તિ ઓછી કરનારા સંયોગોને લઇને થાય છે આ જંતુઓના મોટા દુશ્મનો, હવા અને પ્રકાશ છે. થોડો ખોરાક, ચોખ્ખી હવાની ગેરહાજરી, લાંબા વખત સુધી ચાલે અને નબળાઈ લાવે તેવાં દરદો, ક્ષય રોગ થવાને મદદ કરે છે. વળી ગીચ વસ્તી એટલે તેવાં અને તેટલાં હવા અને પ્રકાશની ખામી, ઉપરાઉપરી ગર્ભ ધારણ, અને એવાં બીજાં કારણો, ક્ષયના જંતુઓને અનુકૂળ શારીરિક સ્થિતી બનાવે છે. ક્ષય રોગના જંતુઓ તે દરદના દરદીઓના બળખામાં અને બીજા એવા રસોમાં બહાર નીકળે છે, અને ઉપર ગણાવેલાં કારણોમાંના એક અથવા અનેકથી નબળા પડેલાં શરીરોને અસર કરે છે. આ રીતે ક્ષયનો દરદ પોતે ચેપી નથી, પરંતુ ચેપ તેના બળખામાં અથવા તેના રસોમાં રહેલ છે. તેટલા માટે જ્યાં જ્યાં આવા બળખાઓ અને રસો બેદરકારીથી ગમે ત્યાં નંખાતા હોય અને જ્યાં જ્યાં તે જંતુઓના દુશ્મનો હવા અને પ્રકાશ પુરતા પ્રમાણમાં ન હોય ત્યાં ત્યાં તે રોગ પૂર જોરથી પ્રસરે તે સ્વાભાવિક છે. ક્ષયના દરદીઓ જે બળખા કાઢે છે તેની અંદર આ જંતુઓ ઘણી મોટી સંખ્યામાં હોય છે. આ બળખાઓ જ્યાં જ્યાં નાખવામાં આવે છે

ત્યાં ત્યાં ચોટી રહી સુકાઇ જાય છે અને પછી તે બળખાની વસ્તુઓ અનેક રીતે હવા અને ધૂળની અંદર પ્રસરે છે, અને સાથે ક્ષયના જંતુઓને ફેલાવે છે.

નીચે લખેલા નિયમો જો પાળવામાં આવે તો તે રોગનો ફેલાવો ઘણો ખરો અટકે એમ યુરોપના મોટા દાક્તરોનો મત છે.

(૧) પહેલા જેને ક્ષય થયો હોય તેવા માણસને ભીંત ઉપર, જમીન ઉપર અથવા લુગડાં ઉપર થુંકવા દેવાં નહિ. પરંતુ તેને થુંકવાને વાસ્તે કાંતો નાના કાગળના અથવા જુનાં લુગડાંના કટકા આપવા કે જે જલદીથી બાળી નાંખી શકાય અથવા તેને વાસ્તે એક પાણું રાખવું અને તેની અંદર જંતુ નાશક દવાવાળુ પાણી રાખવું કે જેથી તે બળખો સુકાઇને હવામાં પ્રસરે નહિ, અને તેના જંતુઓ નાશ પામે.

(૨) ક્ષય રોગવાળા દરદી સાથે એક ઓરડામાં સુવું નહિ, અને તે ઓરડામાં બેસવાને પાથરણું પાથરવું નહિ, તેમ બીજી નકામી વસ્તુઓ રાખવી નહિ.

(૩) તે રોગના દરદીને માટે ખાવાપીવાનાં વાસણો જુદાં રાખવાં, અને તે વાસણો વપરાશું પછી ઉકળતે પાણીએ ધોઇ નાંખવા.

(૪) ક્ષયવાળી માતાઓએ પોતાના બચ્ચાંને ધવરાવવાં નહિ.

(૫) જે ઓરડામાં ક્ષયવાળો દરદી રહેતો હોય તથા સુતો હોય તેની ભીંતો અને જમીનને દિવસમાં એક વખત જંતુ નાશક દવાવાળા પાણીથી સાફ કરવાનું ભૂલવું નહિ.

(૬) ઘરના જે ભાગમાં ક્ષયનો દરદી રહ્યો હોય તે ભાગને જંતુ નાશક દવાથી સાફ કર્યા સિવાય બીજાએ તેમાં રહેવું નહિ.

(૭) ક્ષયના દરદીની ચાકરી કરનારે દિવસમાં અવારનવાર ચોખ્ખી હવા તથા પ્રકાશને માટે બહાર જવાની ગોઠવણ રાખવી અને તેના શરીરની સ્થિતી નબળી ન પડે તે માટે ધ્યાન રાખવું.

(૮) જેની મા અથવા બાપને ક્ષય થયો હોય તેવાં છોકરાંઓને સારી રીતે ઉઘાડી જગ્યામાં કસરત કરાવવી તથા ઘરમાં બેસી રહીને કરવાને ધંધે વળગાડવા નહિ.

અમે તેટલા ઉપાયો સિવાય તોપણ ક્ષયના જંતુઓનો સમૂળગો નાશ કરવાનું હમણ નજર બની શકે માટે ક્ષય રોગ ફેલાતો અટકાવવાને આપણો પ્રયાસ તે જંતુઓને, શરીરમાં ચોટી અને વધવાના અનુકૂળ સંજોગો થતા અટકાવવા તરફ થવો જોઇએ. કોઇ પણ જાતિમાં, સમૂહમાં અથવા શહેરમાં ક્ષય રોગનો ફેલાવો અટકાવવાને માટે ડા. હવીલેન્ડ રોબના મત પ્રમાણે તેઓના ક્ષય રોગના દરદીઓને માટે એક 'સેનેટોરીયમ' એટલે કે ઇસ્પીતાલ ઉભી કરવાની આગમની જરૂર છે. આ મત ઇંગ્લાંડ, જરમની અને અમેરીકાના લોકોએ કબુલીને, ઘણા નાના નાના સમૂહોમાં એક જાતની જ્ઞાતીઓ પાડીને પોતાના સમૂહના ક્ષયના દરદીઓ માટે જુદાં જુદાં નાનાં 'સેનેટોરીયમો' સ્થાપ્યાં છે. આ 'સેનેટોરીયમો' માં જેઓ પોતાની જ્ઞાતિના કોઇને પણ ક્ષય રોગ થયો માલૂમ પડે છે કે તરત તેને લઇ લઇ

જવામાં આવે છે, અને એ રીતે ક્ષયના દરદીને તે સમૂહથી જુદો પાડવામાં આવે છે આ 'સેનેટોરીયમ' માં દવા, હવા, પ્રકાશ, ખોરાક અને કસરતની એવી સગવડ કરવામાં આવેલી હોય છે કે તેથી દરદીનું દરદ અને દુઃખ ઓછું થાય છે, અને તેઓનું મન આનંદમાં રહે તેટલા માટે રમત ગમતની પણ ગોઠવણ કરેલી હોય છે. વળી દરદીના કેટલાક નિકટના સગાંઓ વાસ્તે રહેવાની જુદી, પાસેજ ગોઠવણ કરેલી હોય છે, કે જેથી દરદીઓને સગાં વહાલાંઓથી વીખુટા પડવાનું દુઃખ સહન કરવાનું રહેતું નથી આ રીતે ક્ષયનો દરદી તેના સમૂહથી જુદો રહી તે સમૂહમાં ક્ષયનો ફેલાવો કરવાને કારણભૂત થતો અટકે છે વળી જરમનીમાં આ સેનેટોરીયમો એવી જગોમાં બાંધવામાં આવેલ છે કે ત્યાંના હવા પાણીથી દરદીનું દરદ ઓછું થાય છે, અને ઘણુંક તો તે દરદથી મુક્ત પણ થાય છે. સને ૧૯૦૫ માં જરમનીના જુદા જુદા ભાગોમાં લગભગ ૨૬૦૦૦ આવા દરદીઓએ આવા 'સેનેટોરીયમો' નો લાભ લીધો હતો, અને તેમાંથી લગભગ ૨૧૦૦૦ દરદીઓ સાજા થઈ પોતાને ધંધે વળગ્યા હતા આમાં સાજા થવાનો અર્થ એમ કરેલ છે કે તેઓની શારીરિક સ્થિતી એવી થઈ હતી કે જે સમૂહમાં તેઓ જાય તે સમૂહમાં તેઓ કોઈ પણ રીતે હાનિકારક થયા સિવાય પોતાને કામે વળગી શકે

ક્ષય રોગ કેવી જાતનો છે, કેવી રીતે ફેલાય છે અને તેને અટકાવવાને કેવા સાધનોની જરૂર છે તે સામાન્ય રીતે વિચાર્યા પછી આપણે ભાવનગરની નાગર જ્ઞાતિમાં જુવાન સ્ત્રીઓમાં તે રોગ શા કારણે વધારે જોવામાં આવે છે તે વિચારીએ જે ઉમ્મરે મરણ પ્રમાણ અહિં આ સ્ત્રીઓમાં વધારે જોવામાં આવે છે તે ઉમ્મર લગભગ સોળ અને ચાળીશની વચ્ચેની છે. બાળ વયમાં એટલે કે લગભગ બાર તેર વર્ષ સુધી તો છોકરાઓ અને છોકરીઓ આપણી જ્ઞાતિમાં લગભગ સરખીજ રીતે હરેફરે છે અને આહાર વિહાર કરે છે. પરંતુ તેર વર્ષ પછીથી તેઓની રહેણી કરણીમાં બહુજ તફાવત પડે છે લગભગ બાર વર્ષની વય સુધી છોકરાઓ અને છોકરીઓના ખોરાક તપાસીશું તો તેમાં બહુ ફેર માલુમ નહિ પડે; પણ તેર વર્ષ પછી ભાવનગરની નાગર બાળાઓમાં કંઈ જુદાજ વિચારો દાખલ થાય છે પેટ ભરીને જમીએ તો આવડતમાં ખામી ગણાય, સાસરીયામાં વાત થાય એવો કોઈ તેઓના મગજમાં દેખાદેખીથી પેસે છે, અને તે વખતથીજ તેઓના શરીર નબળાં પડવાનો પાયો નંખાય છે વળી તેઓના ખોરાકની પસંદગીમાં પણ ઘણી વિચિત્રતા માલુમ પડે છે. વાયડો ખોરાક જે પચવો મુશ્કેલ પડે, મરચાં મસાલા કે જેની શરીરમાં ખાસ જરૂર નથી તેના તરફ તેમનું વલણ વધારે હોય છે, એટલે જે ખોરાક તેઓ લે છે તે પણ મરચાં મસાલાથી આળાં થયેલ હોજરી અને આંતરડાં પચાવીને લોહીમાં પોષણ તરીકે મોકલી શકતા નથી આ રીતે આપણી બાળા છતા ખોરાક ભૂખે મરે છે, અને આ રીતે સારી સ્થિતિમાં જન્મ્યા છતાં પોતાની સ્થિતિ નિર્ધન કે જેને પૂરતો ખોરાક મળતો નથી તેના જેવી સ્વચ્છંદતાથી બનાવે છે, અને પોતાની શરીરના રોગો સામે થવાની શક્તિ નબળી પાડે છે, એટલે ક્ષયને માટે અનુકૂળ સંયોગ છોકરીઓમાં શરૂ થાય છે. ખોરાક પછી હવા, પ્રકાશની બાબતમાં પણ લગભગ ચૌદેક વરસે છોકરાઓ અને છોકરીઓમાં બહુ તફાવત પડી જાય છે. છોકરાઓ મોટા થાય છે એટલે છુટી હવામાં રમવા ભમવા ફરવા જાય છે અને સૌ કોઈ પણ જાતના અંકુશ વિના ઘણી મોટી બાબતોનો કસરત સાથે લાભ લેતા થાય છે અને પોતાના શરીરોને રોગોને સામે થવાને મજબૂત બનાવે છે ત્યારે છોકરીઓને ઘરો-માંજ ગોંધાઈ રહેવું પડે છે અથવા બહાર જવાનું હોય છે તો માત્ર ઘણાં, મેળાવડાંમાં કે

માંદાઓને જોવા જવાને નિમિત્તે ઘર બહાર જવાનું થાય છે; અને તેથી માત્ર એક ઘેરથી બીજે ઘેર જવાનુંજ બને છે. હાલમાં બેસમણામાં કેવી રીતે બેસાય હોય છે તે તરફ આપણે જો લક્ષ આપીએ અને વળી વિચાર કરીએ તો આપણને ચોખ્ખું માલૂમ પડી આવશે કે ક્ષય આપણી સ્ત્રીઓમાંજ શા વાસ્તે વધારે જોવામાં આવે છે. પહેલાં તો જ્યાં ગમે તે કારણથી મરણ થયું હોય, ભલે તે ક્ષય જેવા ચેપી રોગથી થયું હોય તોપણ જ્યાં તે દરદી રહેતો હોય અને મરી ગયો હોય તેજ ઓરડામાં, તે ઓરડાને પણ સાફસુફ કર્યા સિવાય ગીચોગીચ ભરાઈને બેસે છે. તે ઓરડાની અંદર ઘણીક વાર તો હવા જવા આવવાને પુરતાં સાધનો હોતાં નથી, અને અજવાળું તો પૂરતું ભાગ્યેજ હોય છે આવામાં જેને બેસવા હાવાની ઘણીવાર જરૂર પડે છે તેઓનાં શરીર રોગો સામે થઈ તેનો હુમલો હઠાવી શકે તેવી આશા રાખવી નકામી છે. વળી માંદાઓની ખબર કાઢવા જવાની ફરજ પણ તેઓનેજ માથે હોય છે અને તેઓ જ્યાં જોવા જાય છે ત્યાં તે દરદીઓના ઓરડામાં પણ ઘણીવાર ગીરદી કરીને તે દરદીને વધારે હેરાન કરે છે એટલુંજ નહિ પણ તેઓનું કોઈનું શરીર નબળું હોય અને સંયોગો અનુકૂળ હોય તો સાથે તે દરદીનો રોગ મટાડવા સિવાય પોતે તે રોગ સાથે લઈ જાય છે અને થોડા વખતમાં તે પણ દરદીની સ્થિતિમાં આવી પડે છે. આપણા લોકો જેટલા પ્લેગના દરદીથી બીએ છે તેથી અડધા પણ ક્ષયના દરદીથી બીતાં રહે તો મને ખાત્રી છે કે તે રોગ આપણામાં થોડો પ્રસરે. વળી સ્ત્રીઓને રહેવાનું અને દિવસનો ઘણો ભાગ ગાળવાનું સ્થળ ઓરડો અને રાંધણીયું હોય છે, અને પુરુષ વર્ગ ઘણું ખરું ત્રીજે માળ હવા પ્રકાશવાળી મેડીમાં કાઢે છે આ ઓરડા અને રાંધણીયામાં ઘણું ખરું હવા પ્રકાશ પૂરતાં હોતાં નથી; વળી હાલની આપણી સ્ત્રીઓનાં શરીર જોઈએ તેટલાં કસાયેલાં હોતાં નથી. જે વયે ક્ષય રોગ આપણી સ્ત્રીઓમાં વધારે જોવામાં આવે છે તે વયે ઘણું ખરું તેમને કામ કરવાનું બહુજ થોડું હોય છે. અસલની સ્ત્રીઓ જેટલાં હાલની સ્ત્રીઓનાં શરીરો કસાતાં નથી તે પણ આ રોગ વધવાનું એક કારણ જણાય છે. પહેલાંની સ્ત્રીઓને દેવ દર્શનને બહાને ગામ બહાર વધારે વખત ચાલતા જવાનું થતું, તે પણ તેઓની આરોગ્યતા જાળવવામાં મદદ રૂપ થઈ પડતું. બાળ લગ્ન પણ આપણી જ્ઞાતિમાં હજી અટક્યાં નથી; અને કાચી વયે સ્ત્રીઓની કાયા તુટી જાય છે અને તેમાં ઉપરા ઉપરી ગર્ભ ધારણ થાય છે, ત્યારે તો તેઓનાં શરીરો ક્ષય રોગ થવાને વધારે અનુકૂળ થઈ જાય છે. વળી પરીપૂર્ણ પાકકાળ પહેલાં જે ગર્ભ રહે છે તે ગર્ભો પણ નિર્માલ્ય પ્રજાજ હોય છે; અને જે હાલની યુવાન સ્ત્રીઓ છે તે પણ તેવી નિર્માલ્ય ઓલાદોનીજ બનેલી છે મૂળનો બીજ નબળાં તેના ફળો માંડમાંડ પાકી મોટાં થાય; તેમાં વળી બાળ લગ્ન જેવા ઘાતકી પવન સહન કરવા પડે એટલે તેઓનું સત્વ જલદીથી હણાઈ જાય, તેમાં કાંઈ નવાઈ નથી. સ્ત્રીની પરિપૂર્ણ સ્થિતિએ પહોંચ્યા પહેલાં આપણી બાળાઓ ગર્ભ ધારણ કરે છે ત્યારે તેઓને તે વિષય વિષે ઘણુંજ થોડું જ્ઞાન હોય છે; અને સ્ત્રી જાતિજ શરમાળ હોવાથી પોતાને તે સંબંધીજ અગવડો તથા રોગો ભોગવવા પડે છે તે બાબે કાંઈ કોઈને કહેતાં નથી. એટલે રોગો પણ ઘર કરી બેસે છે અને તેઓનાં શરીરો નબળાં પાડી દે છે વળી પ્રસુતિ વખતે જે સુયાણીઓ આપણી સ્ત્રીઓ આમગ જોવામાં આવે છે, તે પણ ઘણી અજ્ઞાન હોય છે એટલે ઘણી વાર તો તે સુયાણીજ પ્રસૂતી વખતે અજાણતાં આપણી બાળાઓમાં રોગ દાખલ કરે છે અને આ રોગો શરીરને નબળાં પાડી દે છે, એટલે તેના પરિણામે પણ ક્ષય રોગ લાગુ પડે છે.

વળી પ્રસુતિ બાઈનો દોઢ મહિનો કે જેને સુવાવડ કહે છે તે વખતમાં પણ બચપણના મજબૂત કસાયેલા શરીર વાસ્તે જે નિયમો પળાતા તે નિયમો પણ આપણી બાળાઓ પાળતી નથી, અને સ્વચ્છંદપણે હરવા ફરવા માંડે છે તથા જે પરેજી પાળવી જોઈએ તથા જેવા આહાર વિહાર કરવા જોઈએ તેવા કરતી નથી; તેથી સુવાવડ પછી તેઓ બહુજ શીઘ્ર પડી જાય છે અને શરીરમાં લોહીની બહુજ ખામી જોવામાં આવે છે. લોહી આખા શરીરને પાળનાર છે, તથા રોગોને હઠાવનાર છે તે લોહીનીજ ખામી થવાથી તેઓ નબળી પડી જાય છે. ક્ષયના જંતુઓ તો હાજરજ છે એટલે તેઓને આવાં શરીરો બહુ અનુકૂળ થઈ પડે છે, અને તો કોઈ પણ ભાગમાં ચોંટી એમના અનેક થાય છે, અને પરિણામે શરીરના અવયવો અને આખા શરીરનો નાશ કરે છે.

જો આપણે આપણી યુવાન સ્ત્રીઓમાં ક્ષયથી થતાં મરણ પ્રમાણમાં ઘટાડો કરવો હોય, અને પુરૂષાર્થમાં કાંઈ પણ માનતા હોય તો ઉપલા રીતરીવાજો અટકાવવા જોઈએ, આપણી બાળાઓના શરીર કસવાં જોઈએ. તેઓને ગમે તે બહાને પણ ગામ બહાર હવા પ્રકાશનો લાભ લેવા અવારનવાર મોકલવી જોઈએ; બાળ લગ્નનો અટકાવ કરવો જોઈએ. વળી ક્ષય જેવા ચેપી દરદના દરદીએ તથા તેની સારવાર કરનારે કેવી રીતે વર્તવું તે જ્ઞાન આપણી જ્ઞાતિમાં ફેલાવવાની જરૂર છે અને ક્ષયના જેવા ચેપી દરદવાળા દરદીને માટે એક સેનેટોરીયમ પણ બંધાવવાની કાંઈ ઓછી જરૂરીયાત નથી કારણ કે તેવા અલાયદા સ્થળથી બે લાભ થવા સંભવ છે; એક તો ચેપનું કારણ દૂર થાય અને બીજું આવા સ્થળની અંદર દરદીની જોઈતી સારવાર કરી શકાય તેવી કોઈ વ્યવસ્થા દરદીના ઘર આગળ થઈ શકે નહિ અને આવી સારવારથી તથા હવા ફેરથી જેમ દરદીને જરમનીની અંદર આરામ થાય છે તેમ, તેટલે અંશે નહિ તો થોડે અંશે તેને આરામ થાય એ વાત નિર્વિવાદ છે આટલું લખી હું મારો લેખ બંધ કરૂં છું; અને મને આશા છે કે ત્રિમાસિકનો વાંચક વર્ગ ઉપર લખેલી કેટલીક બાબતો નિશ્પક્ષપાતપણે વિચારી, તેમની યોગ્યતા પ્રમાણે માન આપી તેનાં સાધનો શોધી, આચારમાં મુકવા પ્રયાસ કરશે. કદાચ કોઈને એમ શંકા થાય કે ભાવનગરની યુવાન સ્ત્રીઓના મરણોના કારણમાં મુખ્ય કારણ ક્ષયજ છે એમ શા ઉપરથી કહેવાયનો તેને વાસ્તે મારે લખવું જોઈએ કે જો કે આગળનાં વર્ષોના આંકડાઓ તો નથી પણ ગયા વર્ષના આંકડા રાખવાથી માલુમ પડ્યું છે કે વીસ અને ત્રીસ વરસની સ્ત્રીઓમાં ઉતરતા બારેક માસમાં તેર મરણ થયાં અને તેમાં દશ મરણ ક્ષયના હતાં આ ઉપર લખેલ બાબત વાંચ્યા પછી તેઓને શંકા રહેવી ન જોઈએ કે જો ક્ષયને આપણે અટકાવીએ તો ભાવનગર નાગર જ્ઞાતિની યુવાન સ્ત્રીઓનું મરણ પ્રમાણ પણ ઓછું થાય.

ઘનશ્યામરાય રતિલાલ વ્હોરા.

---

## “ वेरावळथी द्वारकां ”

### “ स्टीमरमां ”

( “ Our endowments come out of our own efforts ” )

ઉપરના ‘મથાળા’ નીચે હું લખવાની રજા લઉં છું, તે જરા આપણા “ત્રિમાસિક” ના વાંચનારને આશ્ચર્યકારક નહિ લાગે, આજના કાળમાં જ્યારે મહાન્ પ્રવૃત્તિઓ થાતી રહી છે,

દરિયા પારના દેશો 'સમુદ્ર' ના 'સમુદ્ર' અને 'દેશના દેશ' ઓળંગી 'સાહસિકો' અને સજ્જનો યાત્રાઓ કરી રહ્યા છે, ત્યારે આપણા 'કાઠિયાવાડના કિનારાની પ્રદક્ષિણાનું' મથાળું કંઇક ઓછું લાગશે. પ્હેલા પ્હેલા મેં આ વિષે લખવાનું ઘણું મન કર્યું, તોપણ જ્યારે હું લખવા યત્ન કરૂં ત્યારે ત્યારે 'ગોદીખાતેથી માર્સેલ્સ' 'મુંબાઇથી કાશ્મીર' 'આલ્પસથી હિમાલય" આવાં આવાં મુસાફરીનાં વૃત્તાંતોનાં મથાળાં અને પુસ્તકોનું સ્મરણ તાજું થાય અને આ મારી 'કાઠિયાવાડના કિનારાની પ્રદક્ષિણા' ( જેને હું પોતે એક "પવિત્ર-મંદિર" ની "પ્રદક્ષિણા" જ ગણું છું ) પણ કદાચ 'ઉદાત્ત વર્ગ' તેને ગોલ્ડસ્મીથનાં 'હાસ્યજનક નાટક' માં ગોઠવેલ "ચાલીસ માઇલની પણ એક કંપાઉન્ડની આસપાસની મુસાફરી" ( Forty miles round the compound "She stoops to conquer" Goldsmith ) જેવી માની લઇ ન કરે એમ અસ્થિરતામાં મુકાવાની શંકે જતો હતો. મને લખવા દો કે ફક્ત એક 'મુદ્દો' જે મને ઘણો આકર્ષક લાગે છે તેણે મારૂં દીર્ઘસૂત્ર ખસેડી આ પત્ર લખવાને મને લલચાવ્યો છે.

"નાગરો હમેશ દેશકાળાનુસાર વર્તન કરનારા બહાદૂર અને સાહસિક છે."

આટલુંજ હું આપણા 'ત્રિમાસિક' વાંચનાર સજ્જનો પાસે વાંચું કરાવવા આકાંક્ષા ધરાવું છું; અને તે એવાજ હેતુથી કે આપણા ઉછરતા યુવાનોને ઉત્સાહિત અને ઉત્તેજિત બનાવશું તો ઘણી મુશ્કેલીઓ વચ્ચે અને ઘણા કઠિન સંયોગો વચ્ચે પણ તેઓ 'જીવન-સાહસ' કરવા, કરાવવા શક્તિમાન્ થયા વગર રહેશે નહિજ.

હું પ્રાસંગિક લખવાની રજા લઉં છું કે "અમેરિકા" જે આજકાલ ઘણો આગળ વધેલો દેશ ગણાય છે તત્સંબંધમાં લખતાં 'સેંટ નિહાલ સિંગ' લખે છે કે "એવા ઘણા પ્રખ્યાત વર્તમાનપત્રના અધિપતિઓ હાલ અમેરિકામાં છે કે જેઓ 'વર્તમાનપત્ર વહેંચનારા' છોકરાઓ ( News-paper-boys ) હતા—અર્થાત તે માર કહે જણાવે છે કે જ્યારે એક અમેરિકન છોકરો 'ન્યુસપેપર વેચનાર હોય છે ત્યારથીજ તેનું 'લક્ષ' હું અધિપતિ ક્યારે થાઉં" એ વાત ઉપરજ હોય; એક શાળામાં કે કોલેજમાં જવા છોકરાનું "લક્ષ" એવુંજ હોય છે કે હું સોનેરી ઓલ્ડવાળી' 'રાજમહેલની સીડી' એ ક્યારે ચઢું! મારે લખવું જોઇએ કે 'સેંટ નિહાલ સિંગ' આ બધું ઘણું સત્ય લખે છે. કોઇપણ જ્ઞાતિની કે 'જન સમૂહ' ની 'ઉન્નતિ' ની 'ચાવી' આ લખાણમાંથી આપણે જોતાં શીખીએ છીએ, એમ હું નમ્રતા પૂર્વક માનું છું. આપણા ઉછરતા યુવાનો અને યુવતીઓનાં 'લક્ષ' ઉંચાં હોવાં જોઇએ અને તે લક્ષ તરફ પ્હોંચવાના યત્નોમાં 'જીવન-મરણ' ન્હેવરાવી, સજીવ રાખી, લગ્નતા, અપ્રમતા 'જીવન-કલહ' ના મહાન પ્રવાસોમાં તેઓને ઉત્સાહિત કરવા, તેવો 'જ્ઞાતિ' કે જનસમૂહના 'ઉદાત્ત વર્ગ' નો ધર્મ છે. આટલું પ્રાસંગિક લખી, હું લખવા રજા લઉં છું કે મારી હાલની નોકરીને અંગે હું એક દીવસ સવારે વેરાવળથી દ્વારકાં જવા 'સ્ટીમર પર' ગયો. તે 'યાત્રાનું વર્ણન' હું આગળ લખી ગયો છું તેમ, મને જરા અકળાવે લાગે છે, "પુરાતની પારખુ" નાં દેવળો અને કિલ્લા ઉપર "સૂર્યોદય" અને બીજે દિવસે 'જગત-મંદિર' ના "ફરકતા વાવટા" ની ઉપર "સૂર્યાસ્ત" થયો તે વચ્ચે મારા પામર મસ્તકમાં 'કાઠિયાવાડ' ને 'કિનારે કિનારે' શું શું વિચાર તરંગ' આવ્યા તે ગણવા, ગણાવવામાં હું ત્રિમાસિકના 'આપણા વાંચનારાઓને કંટાળો આપીશ એજ વિચારથી આ સમયતો વિરમું છું. જેના તરફ માર કહે હું આપણા યુવાન, યુવતીઓ, મુરબ્બીઓ

નું ધ્યાન ખેંચવા માગું છઉં તે એજ કે—વેરાવળથી માંડી, દ્વારકા સુધી, જે જે કંપનીની 'સ્ટીમરો' વારા ફરતી 'બંદર કરવી' આવઉ. તેને 'સ્ટીમરો'ના તે તે બંદરે 'એજંટ' વિના અપવાદે 'આપણા' "નાગર ભાઈઓજ છે" એમને વિચારે મને નવી લાગેજ છે કે આપના વાંચનારને કદાચ આ મુદ્દો આકર્ષક નહિ લાગે પણ આજના જમાનાની ગરમાગરમમાં નિરીક્ષણ કરનાર, દરિયાઈ મુસાફરીનું જોખમ જાણનાર અને વ્હેવાર જ્ઞાનથી 'દેશ કાળાનુસાર પ્રવૃત્તિઓ'. ની કિંમત આંકનારને જરા વિચાર કરવા જેવું છે, તે તો મને કહ્યા વગર ચાલશે નહિ. 'સ્ટીમર'બંદર નજીક આવે ત્યારે ન્હેના મછવામાં, મછવાની કિનારીપર તત્પર ઉભેલા અને ચાલતી સ્ટીમરે ઝુલતાં મોજાં માળમાં 'ઊંચા નીચા થતા મછવામાં કુદી પડવા, અને સાથે સાથે પોતાનું કર્તવ્ય બજાવી, ઘણા ઘણા મુસાફરો યાત્રાળુઓને સહાય કરતા "નાગર ભાઈઓને" દરેક બંદરે જોઈ કિયા 'નાગર'નું 'હૃદય' ઉછળી ન રહે? વિશેષ વિગત લખી હું ત્રિમાસિકની અમૂલ્ય જગા નહિ રોકવા આટલુંજ કહીશ કે—દરેક બંદર પર આવું કર્તવ્ય બજાવનાર 'નાગર સહાયક' છે, તે આપણને સંતોષકારક અને વળી શુભસૂચક છે. મારી 'જુનાગઢથી વિસનગર' જવાની મુસાફરીમાં ઉપરોક્ત કંપનીના મુખ્ય એજન્ટ શેઠ સાહેબ છોટાભાઈ પ્રેમજી મળી ગયા હતા, તેઓએ એકનો તો આપણા ભાઈઓ માટે સંતોષ બતાવ્યો હતો કે હું પ્રાસંગિક તેની અત્રે નોંધ લેવાની રજા લઉં છઉં; આપણે અંતરથી ઇચ્છીશું કે તેવીજ રીતે આપણા 'સાહસિક અને બહાદુર નાગર ભાઈઓ' કઈ કઈ 'વેપારો' અને "આફતીઆ પ્રસંગોમાં" તેમના કર્તવ્યમાં ફતેહમંદ નીવડો અને ઘણા ઘણા આપણા 'જીવનકલહ'માં પડેલા યુવાનોને તે દ્રષ્ટાંતરૂપ થાઓ. અસ્તુ!

બાપુભાઈ વિ. આદવરાય.

---

# ओरमान माताओनी फरज.

આધુનિક સમયમાં ઓરમાન માતાઓનો સંબંધ વધી પડતાં, ઓરમાન માતાઓ પોતાનાં આગલા ઘરનાં છોકરાંઓને સામાન્ય રીતે પોતાનાં સગાં છોકરાંઓથી કાંઈક ભિન્નભાવે જુએ છે. તે બહુ દિલગીરી ભરેલું છે અને પોતાને તેથી જૂદોજ અનુભવ થયો છે, તે અનુભવના આધારે આ બાબત વિષે આ લખું લખવાની હિમ્મત ધરી છે. મોટા અને સારા લેખો લખવાની શક્તિ નહિ હોવાથી કદાચ ત્રિમાસિકના વિદ્વાન વાંચક વર્ગને આ લેખ રૂચિકર ન થાય તે સ્વાભાવિક છે. પરંતુ જેઓને વાસ્તે આ લેખ લખવામાં આવ્યો છે તેઓજ તે વાંચી કંઈ પણ સાર ગ્રહણ કરશે તોપણ બસ છે. પહેલાં ઓરમાન માતાઓ આપણી જ્ઞાતિમાં સામાન્યતઃ કેવી હોય છે તે જણાવીશ. ત્યાર પછી તેઓ કેવી હોવી જોઇએ તે જણાવીશ. અને છેવટે ઓરમાન છોકરાંઓ કેવાં હોય છે અને હોવાં જોઇએ તેનો ખ્યાલ આપવા પ્રયત્ન કરીશ. અને આ ગહેનું વર્ણન કરતાં ધણીએ પોતાની આગેવી બીજી સ્ત્રીને કેવી રીતે કેળવવી જોઇએ તે વિષે પણ બેઉ બહુ કહેવા ભુલીશ નહિ.

## ૧ આધુનિક ઓરમાન માતાઓ.

આપણા કાઠિયાવાડમાં હજી સ્ત્રી કેળવણીનો એટલો બધો પ્રચાર ન હોવાથી આપણી છોકરીઓ બાર તેર વરસની ઉમ્મરે જ્યારે પરણે છે ત્યારે કાંઈ બહુ કેળવણી પામેલી હોતી નથી; પણ ખરું પરણ્યા પછી આપણી છોકરીઓને પોતાની કેળવણીમાં વધારો કરવા અવકાશ રહેતો નથી. તોપણ મ્હારે મ્હારા જેવા સંબંધમાં જોડાયેલી બ્હેનો પ્રત્યે આ નીચે લખેલી થોડીએક સૂચના ધ્યાનમાં રાખવા વિનંતિ છે.

આપણી ઉછરતી બાળકીઓને મોટી કરી સાસરાં ગોતવાં, તે વાજબી છે. પરંતુ ઘણે ખરે ઠેકાણે "मांग घर ने माग वर" એવું બને છે કારણ. મોટી કર્યા પછી ધરેલ વરનો સુભાગ્યેજ મળવાનો; નહિતર બીજા વર તો ખરાજ. માટે પ્રથમથીજ એવું. બીજ રોપવું જોઈએ કે પોતાનાં છોકરાં કે શોક્યનાં છોકરાંમાં ભિન્નભાવ જોઈ નજ શકે. જ્યારથી ઘરમાં આવે ત્યારથીજ એવી છાપ બેસાડવી જોઈએ કે પોતાના ઘરમાં ખાવા પીવા ખેલવાની ગમે તે વસ્તુ આવે તેમાં પહેલી પસંદગી પોતાની શોક્યનાં છોકરાંની જોઈએ; અને તેની કોઈ પણ ચીજ તેઓને પસંદ આવે તો તેની ચીજની પોતાનાં ફરજંદને ઇચ્છા ન કરવા સમજુતી આપવી; એટલુંજ નહિ પણ તેમના પ્રત્યેનું વર્તન બાપાજી અને ઘરમાં બીજાં જેવું રાખવા સમજાવવું; બીજું તેની ખાવાપીવાની તેમજ ન્હવરાવવાની, સંભાળ રાખવી તેનાં કપડાં વિગેરે સંભાળવાં; તેના ઉપર કદિ વગર કારણે ગુસ્સો ન કરવો; તેમજ વાંક આવે તોપણ સમજાવીને કહેવું. ઓરમાન માતાની કોઈના દબાણથી નહિ પણ પોતાના અંતઃકરણ પૂર્વક લાગણી થવી જોઈએ. કેટલીએક માતાઓ પોતાના ઓરમાન છોકરાં ઉપર એવો જુલમ ગુજારે છે કે બેહદ! તેઓને ગુલામ સમજી તેઓનાથી ન બની શકે એવાં કામ કરાવે છે, તેમ છતાં પણ તેઓનો બાપ બહારથી આવે કે એકદમ તેઓનો નજીવી બાબત ઉપરથી પણ મોટો વાંક બતાવી માર ખવરાવે ત્યારેજ શાન્ત થાય. પણ તેઓ એમ નથી સમજતી કે તે જગ્યાએ આપણે હોઈએ અને આપણી ઉપર ઓરમાન માતા તિરસ્કારથી જોતી હોય અને બાપના આંગણામાં ઉભવાનો હુકમ ન હોય તો આપણા મનને કેટલું ખોટું લાગી આવશે કે "મારી મા મરી ગઈ અને આ કોણ જાણે ક્યાંથી આવી છે. ઘર તો મારા બાપનું ને ધણી તો તે થઈ બેઠી. એવી રીતે છોકરાંના મન ઉપર પણ કુભાવ ઉત્પન્ન થાય છે. તો એવી રીતે ન થવું જોઈએ. તેના કરતાં પ્રથમથીજ એવી ટેવ પાડવી જોઈએ કે "મારાં સાચાં ફરજંદ તો આજ. તેઓને સારી રીતે રાખીશ તોજ સુખી થવાશે." જ્યારે બીજી પાસથી છોકરાંઓનાં મન ઉપર પણ એવી અસર થવી જોઈએ કે "મારે તો હવે આવનાર માજ સાચી છે. અને તેનાજ કહેવા પ્રમાણે વર્તીશ તોજ ફાયદો છે. કારણ મરી ગયેલી માને ગોતવા નહિં જવાય" તેમજ બાપે પણ નવી પરણેલીને એવોજ દમ બેસાડવો કે "જો તું મારાં છોકરાંને સારી રીતે રાખીશ તોજ મારા ખરા પ્રેમનું પાત્ર બનીશ, નહિતર મારો ને તારો સંસાર કદિ સુખરૂપનો નથી તેનાં કપડાં વિગેરે પહેરાવી સંભાળી તેમની ઘણી આ જેટલો સંતોષ આપીશ તોજ છોકરાંઓનું વ્હાલ તારા તરફ થશે." એક દાખલા તરીકે કોઈએક ગામમાં એક ધનાઢ્ય શેઠ રહેતા હતા. તેને બે છોકરાં હતાં; એક દીકરો અને એક દીકરી. તેના મોટા ઘરમાં ચકલીએ માળો બાંધેલો હતો, અને તેમાં તાજાં ઇંડાં મુકેલાં હતાં. તે ઇંડાંમાંથી બચ્ચાં બહાર નીકળ્યે એક બે દિવસ થયાં તેની મા ગુજરી ગઈ. તેને બીજે દિવસે

આવ્યો બીજી ચકલી લાવ્યો તેણે આવતાં વેંતજ પેલાં બચ્ચાંને મારીને ફેંકી દીધાં ત્યારે પેલા શેઠનાં છોકરાંની આંખમાંથી આંસુની ધાર ચાલી. ત્યારે તેના બાપે પુછ્યું કે "કેમ રડો છો?" છોકરાં બાપ પાસે દોડી ગયાં, ને કહ્યું કે "આ ચકલીનાં બચ્ચાંને તેની નવી માએ ફેંકી દીધાં તેમ કદી અમારી મા મરી જાય ને બીજી મા આવે તો અમારી પણ આવીજ દશા થવાની." ત્યારે શેઠે સમજાવીને કહ્યું કે હું કદિ એવું થવા નહિ દઉં અને થાય ત્યારે તમારે મને આ દાખલો આપવો "હવે તારુંને પડવું ને કમને મેકવું! હરી ઇચ્છા બળવાન છે! માસ બે માસે કંઇક અકસ્માત્ બનાવથી શેઠાણી ગુજરી ગયાં ને શેઠ પણ બે ચાર મહિના સ્મશાન વૈરાગ્ય રાખી આખરે બીજી સ્ત્રી પરણ્યા હવે નવી વહુએ આવીને પોતાનો નવો અમલ ચલાવવા માંડયો અને શેઠને આમતેમ સમજાવીને કહ્યું કે "એ છોકરાં મારા ઘરમાં નહિ" શેઠ પણ નવી વહુને આધીન થવાથી છોકરાંને રજા આપી કહ્યું કે "જાઓ તમે તમારી મરજી પડે ત્યાં રહો" ત્યારે છોકરાં રોતા કકળતાં ઘણુંજ કલાવાલા કરવા લાગ્યાં પણ શેઠે માન્યું નહિ અને કાઢી મેલ્યાં ત્યારે છોકરી હિમ્મત રાખી બોલી કે 'બાપા! જો તમને યાદ હોય તો ચકલાચકલીનો દાખલો આમનેજ કામ આવ્યો!" ત્યારે બાપને સ્મરણ થયું કે મેં ખોટું કર્યું, નવી વહુને ધમકાવી શિક્ષા કરી, બન્નેને સલાહ સંપ કરાવ્યો એ પ્રમાણે એક પક્ષીમાં પણ દ્વેષ પેદા થયો તો માણસમાં તો સ્વાભાવિકજ છે

## ૨ છોકરાંઓની માતા પ્રતિ ફરજ.

હવે આપણે આપણી બ્હેનોનીજ ભુલ કાઢવી એમ નહિ પણ ઓરમાન છોકરો અગર છોકરી હોય તેણે પણ પોતાની ઓરમાન માતાને ખરૂં ખીજાવવી નહિ જોઇએ કેટલાક છોકરાં ઓ એવાં હોય છે કે તે બીચારી પોતા તરફ શુદ્ધ ભાવથી જોતી હોય છતાં તેના તરફ દ્વેષ બુદ્ધિથી જુએ છે એમ નહિ કરતાં તેના કહેવા પ્રમાણે ચાલવું, તેની સાથે વઢવું નહિ, તેમજ તેનો હુકમ ઉઠાવી તેની આમન્યા રાખવી, એટલુંજ નહિ પણ કદિ આપણા સ્વારથ સારૂ બે બોલ કહે તો મુંગે મોઢે સહન કરવા, સામું ન બોલવું, મોઢું ન ચઢાવવું, તોજ આપણો એ૰ ગ્રાપો સબંધ સારી રીતે જળવાય છે, અને જેવી દ્રષ્ટિથી આપણે તેના તરફ જોઇશું તેવીજ નજરે તેઓ આપણને જોશે, એ હું મારા જાત અનુભવથી લખું છું, અને એમ પણ કહીશું કે ઓરમાન મા તો એવી થાય છે કે પોતાની સગી માને કોઇ દિવસ યાદ આવવા દેતી નથી. તેમજ પોતાનાં સગાં ભાઇ બ્હેન કે ભાણેજ કરતાં પણ આપણે સાથે વધારે વહાલ રાખે છે તેમજ ઓરમાન છોકરાનાં માસી મામા પ્રત્યે પણ તેની લાગણી એવીજ રહે છે કે બેહદ; મને મારી ઓરમાન માએ એવી રીતે રાખેલ છે કે મને તજીને ચાલી ગયે તેને લગભગ ચાર વર્ષ થયાં તોપણ મારૂં હૃદય એવું તો તેના પ્રેમપાસથી બંધાયેલ હતું કે અદ્યાપિ સુધી હું તેના વિયોગથી બળ્યા કરૂં છું તેવા સબંધમાં જોડાયેલ બ્હેનો પ્રત્યે મારી એટલીજ વિનતિ છે કે જો તમો તમારા ધણીનાં માનીતાં અને વિશ્વાસપાત્ર બનવા માગતાં હો તો તમારાં આગલા ઘરનાં (શોક્યનાં) છોકરાંની તરફ શુદ્ધ પ્રેમ ભરી નજરથી જોશો અને તમારાં પેટનાં કરતાં ફરજંદ જેટલીજ કાળજી રાખશો કે જેના બદલામાં તેમની પાસે રહેલા માત્ર મુંગા આશીર્વાદ સિવાય બીજું કશું સાધન નથી.

સૌ. ઉમેદકુંવર પ્રતાપરાય.

# सद्गत रा. रा. माधवराय जेठाभाइ वक्षी

## राजकोट.

રા. રા. માધવરાવ જેઠા બક્ષી મોરબીના બક્ષી કુટુંબના ફરજંદ હતા. તે કુટુંબ સંબંધે વિશેષ ઓળખ આપવા જરૂર રહેતી નથી. કુળદીપક રા. મોસુફના વડીલ રા. જેઠા મંગારામ બક્ષીએ રાજકોટ, મોરબી અને વઢવાણની એજન્સીમાં વકીલાતો કરેલી અને છેવટે મોરબીની દીવાનગીરી મેળવવા ભાગ્યશાળી થયા હતા, અને આવા પ્રતાપી વડીલ અને તેના પુણ્ય પ્રભાવને લીધે તેમના તમામ પુત્રોએ હાલમાં પોતપોતાની પ્રાપ્ત પ્રવૃત્તિઓમાં પોતાપણું જણાવી બક્ષી કુટુંબને બ્હાર નીકળતી સ્થિતિમાં મુકેલું છે એ વાત તેમની જ્યાદા ઓળખાણ આપવા માટે ઓછી નથી.

જન્મતિથિ:—રા. માધવરાવનો જન્મ સંવત ૧૯૧૯ ના શ્રાવણ શુદ ૪ રવિવાર તા. ૧૯ જુલાઇ ૧૮૬૩ ના રોજ થયો હતો. ગુજરાતી અભ્યાસ પુરો કરી પંદર વર્ષે મેટ્રિક ક્લાસનો અભ્યાસ પુરો કરેલ, પરંતુ હાલની માફક તે વખતે સોળ વર્ષની ઉમરની જરૂરીયાત ધારા પ્રમાણે હોવાથી તેમને એક વર્ષ બેસવું પડ્યું હતું અને સને ૧૮૭૯ માં મેટ્રિકમાં પસાર થયા હતા. પછી છએક માસ ગુજરાત કોલેજમાં અભ્યાસ ચાલુ રાખ્યો પરંતુ આંખની નબળાઇને લીધે આગળ વધવાની તક મળી નહિ.

સને ૧૮૮૦ ના જુન કે જુલાઇમાં રાજકોટમાં મી. ડબલ્યુ. રોડ. હોવેલ સાહેબ બારિસ્ટરનો ધંધો ચલાવતા હતા તેના કારકુન તરીકે રા. માધવરાવભાઇ જોડાયા. મી. રોડ સાહેબે કાઠીઆવાડ છોડ્યું તે પછી મી. એસ. એન. પંડીત સાહેબના કારકુન નીમાયા. આ ગૃહસ્થ રા. મોસુફના કામના જ્ઞાન સંબંધે એક પત્રમાં કેટલુંક કહેલું તે ઉપરાંત નીચે મુજબ લખે છે:—

Mr Bakshi's character is unexceptionable and of his diligence and business habits I can not speak too highly (રા. માધવરાવની ચાલચલગત નિર્મળ છે, અને તેની ખંત અને કામ કરવાની ટેવ માટે જેટલું કહું તેટલું ઓછું છે)

સનંદી તરજુમો કરનારાની પરીક્ષામાં બેસવા માટે તૈયાર થયા ત્યારે પણ ઓછી ઉમરના કારણને લીધે બેસી શક્યા નહિ, અને પાછળથી પરીક્ષા લીધા વિના સને ૧૮૮૩ માં એજન્સી સનંદી તરજુમો કરનાર તરીકે તેઓ પસંદ થયા હતા.

સને ૧૮૮૫ ના જુલાઇ માસમાં જામનગરના કુમારશ્રી રણજીતસિંહજી અને જસદણના કુમારશ્રી વાળા વાજસુર ખાચરના રાજકુમાર કોલેજમાં 'ટ્યુટર' નીમાયા હતા ત્યાં પોતાની સરળતા ભર્યા વર્તનનો પ્રકાશ પોતાના કામમાંજ દર્શાવી શક્યા હતા. એક વખત એવું થયું કે રા. મોસુફને કુમારશ્રી રણજીતસિંહજીએ બીલીઆર્ડ રમવા કહ્યું. પોતાને તે આવડતું નહોતું તેની ખાત્રીને લઇને આનાકાની કરી પણ કુમારશ્રીના આગ્રહથી રમવા જવું પડ્યું ત્યાં ગયા બાદ રમતાં બીલીઆર્ડ ટેબલના કપડાંને નુકશાન થયું. જે નુકશાન કરે તેની પાસેથી રૂ. ૫૦૦) લેવાની નોટીસ તેજ જગાએ ચોડેલી હતી. હવે આવા પ્રસંગે મુરૂ મોટે ચાલતા જવા સૌ કોઇ

આમદ કરે અને તપાસ થયે કોઇ કાંઇ ન બોલે તો વખતે આખું પણ જાય એમ બને. પણ રા. મોસુફે પ્રીન્સીપાલ મેકનોટન સાહેબ ઉપર ચીઠી લખી પોતાથી થયેલ નુકસાન ભરાવી કસુર માફ નોટીસમાં જણાવેલ શિક્ષા ઓછી લીધી; પણ મે. મેકનોટન સાહેબે તે બાબતમાં મોઘમ રસ્તો કાઢ્યો. બીજા કોઇ પ્રસંગે એક પત્રકમાં કંઇક રકમ દાખલ કરવા સંબંધી પુછપરછમાં જે વાત હતી તે જાહેર કરેલ, પરંતુ મનુષ્યની પ્રકૃતિ કયે વખતે કેવી હોય છે તે તે વખતની સ્થિતિ ઉપર આધાર રાખે છે તેમ મે. મેકનોટન સાહેબ પોતે બહુજ સરલ અને શાંત સ્વભાવના હતા છતાં કાંઇક તપી ગયા અને ' મને થાપ ખવરાવી ' એવું કાંઇ તેમનાથી કહેવાયેલું હશે, તેના સંબંધમાં રા. મોસુફે સાહેબ પાસે પોતાનો દોષ નહોતો તે બતાવવા દરેક ખરી હકીકત આગળ મુકી. સાહેબ મહેરબાનને તે ઉપર જે બાબુની સારી ખાત્રી થવા પામી હતી તે તેઓ સાહેબના તા. ૧–૩–૮૮ ના પત્ર ઉપરથી સમજાય છે તેઓ લખે છેઃ—

I have always had a high opinion both of yourself and of your brothers and I should always be very happy to do what I could to further your interests + + + ( મને તમારી જાતને માટે અને તમારા ભાઇ- ઓને માટે હમેશાં ઉંચો મત થયો છે અને તમારૂં હિત આગળ વધારવા માટે મારાથી બનતું કરવામાં હું હમેશ પોતાને ઘણો સુખી માનીશ.

સને ૧૮૮૬ ના ફેબ્રુઆરી માસમાં સ્વ. પાલીતાણા સામે ત્યાંના કુમારશ્રી શામતસિંહજી ના કેસમાં મે. એસ. એન. પંડીત સાહેબની મદદમાં રહ્યા હતા. આ કામ કરતાં દરમ્યાન રા. મોસુફ સર ફીરોજશાહ મહેતા બાર–એટલો અને ઓન મી. બદ્રુદીન તૈયબજીના ભારે પરીચયમાં આવ્યા હતા. કુમારશ્રી શામતસિંહજીએ પોતાનો અનુભવ દર્શાવતાં કેટલાક બીજા ઉદ્ગારો સાથે નીચેના શબ્દો વાપર્યા છેઃ—

+ + + આપ હું તો મારી ભાવનાઓમાં નીકળેલ શખસમાં પહેલો નંબર હાલના વખત- માં લેશો અને હજી વધશો + + આટલી મુદત મારી સાથે રહેવાથી મને અગત્યના સલાહકાર તરીકે મદદ કરી છે + +

સર ફીરોજશાહ મહેતાના વિચારો તેમને સંબંધે કેવા હતા તે મી. મચેરશા ઉપર ભાવનગરના કુંવરના ટયુટરની જગ્યા ખાલી હોવાથી તેઓ સાહેબે લખેલ ૧૩–૭–૯૦ ના પત્રથી જણાય છે કે.—

I have had opportunities of observing him in various capacities, and I have formed a very high opinion indeed of his ability, integrity and straightforwardness. Among his other qualifications his knowledge of English is extremely good, his private life and conduct are all that can be desired. + + (મને મી. માધવરાવને જુદી જુદી સ્થિતિમાં નીહાળવાના પ્રસંગો આવેલા છે અને તેના બુદ્ધિબળ, પ્રમાણિકપણા અને ન્યાયપણા વિષે ખરેખર ઘણો ઉંચો મત બંધાયો છે. તેના બીજા ગુણોમાં તેનું અંગ્રેજી જ્ઞાન અતિશય છે. તેની ખાનગી જીંદગી અને ચાલચલગત જેવી ઇચ્છીએ તેવાજ છે )

સને ૧૮૮૭ના ડીસેમ્બરમાં મી. બદ્રુદીન તૈયબજી બારીસ્ટરના સેક્રેટરી તરીકે તેઓ

રૂ. ૧૫૦) થી નીમાયા આ નીમણુક થયાના દરમ્યાન મી. એચ. એ. વાડીઆ તેમના તા. ૪-૧-૮૮ ના પત્રમાં નીચે મુજબ મત દર્શાવે છે.

When you return with your Bombay experience and the benefits derived from time and work spent and performed in such a sphere as you have had the good fortune to secure under Mr. Tayabji, you must take high rank in the profession to which you wish to devote yourself. We men like Mr. Pandit and myself—are after all mere birds of passage, compared to you who are sons of the soil; and Kathiawad will I trust greatly benefit by your work as I am sure the work will benefit you in its turn. (જ્યારે તમારા મુંબઇના અનુભવ અને મી. તૈયબજીના હાથ નીચે રહેતાં તમે જે સમગ્ર મંડળનો પરિશ્રમ મેળવવા ખરા ભાગ્યશાળી થયા છો તે મંડળમાં ગાળેલા વખતથી અને બજાવેલ કામથી મળેલા ફાયદા સાથે તમે પાછા ફરશો ત્યારે તેને પરિણામે તમો જે ધંધો અખત્યાર કરવા ધારો છો તે ધંધામાં તમને ઉચ્ચ પદવી મળવીજ જોઇએ. તમો આ ભુમીના પુત્ર છો તેને મુકાબલે મી. પંડિત અને મારા જેવા માણસો માત્ર પ્રવાસી પંખી જેવા છીએ, અને મને ભરુસો છે કે કાઠીઆવાડને તમારા કામથી ઘણોજ લાભ થશે તેમ મને ખાત્રી છે કે તમારું કામ પણ તમોને તેવોજ લાભ આપશે)

સને ૧૮૮૮ ના માર્ચમાં જેતપુર તાલુકા કોર્ટના કારભારી તરીકે રૂ. ૧૫૦) થી નીમાયા હતા ત્યા તેઓએ ત્યુડીશીપાલીટીના ધારા ઘડી તાલુકા કોર્ટમાં રજુ કર્યા હતા. આ જગ્યોએ બજાવેલ કામ વિષે અમારે કાંઇ કહેવા કરતાં પ્રાંત ઓફીસર કેપ્ટન કેનેડી સાહેબનો તા. ૧૦-૧૨-૮૮ ના પત્રમાં જણાવેલ ઉદ્‌ગાર બસ થશે.—

I think your position at Jetpur as an official of the Taluka Court is by no means an easy one. It is one requiring tact and patience. I have now had plenty of time to judge of your fitness and I am quite satisfied that no one could do better than you are doing. I have every confidence in you + + (હું ધારું છું કે તાલુકા કોર્ટના કારભારી તરીકે તમારો જેતપુરમાંનો દરજ્જો કોઇ પણ રીતે સરલ નથી. તેમાં ચાલાકી અને સહનશીલતાની જરૂર છે. મને હવે તમારી યોગ્યતા માટે નિર્ણય કરવા પુષ્કળ વખત મળેલો છે અને મને ઘણો સંતોષ થાય છે કે તમે જે કામ બજાવો છો તેથી વધારે સારું કોઇ બજાવી શકે નહિ. અને મને તમારામાં દરેક જાતનો ભરુસો છે)

સને ૧૮૮૯ ના માર્ચ માસમાં તાલુકા કોર્ટમાં કંઇ સુધારા થઇ શકવાની અનુકુળતા તેવા નહિં દેખાવાથી ઉપરના હોદ્દાનું રાજીનામું આપ્યા બાદ ફુરસદ તરજુમા કરતા હતા અને તે સાથે વકાલતની પરીક્ષા આપવાની તૈયારી કરતા હતા. તે પછી પાલીતાણાના કુમારશ્રી માનસિંહજીએ પોતાના વધા કુંવરીશ્રી કેશાબાના સ્વ. પાલીતાણા સાહેબના કેસમાં રોકયા ત્યાં છ માસ કામ કર્યું. સને ૧૮૯૦ ના ઓકટોબરમાં વઢવાણ સ્ટેટના સર ન્યાયાધીશ થયા. નામદાર ઠાકોર સાહેબ બાલસિંહજીનો તેમના ઉપર પુરું વિશ્વાસ હતો અને પત્ર વ્યવહાર છેવટ સુધી

કાયમ રહ્યા. સને ૧૮૯૧ ના સપ્ટેમ્બરમાં પોરબંદર સ્ટેટ બ્રીટીશ એડમીનીસ્ટ્રેશન નીચે હતું તે વખતે રૂ. ૧૫૦) થી મુનસફ નીમાયા. તે દરમ્યાન તેને ગરાસ ખાસના કેસોમાં લખાણો તથા મુખ્યત્વે કરીને પીતાંબર રત્ના વગેરે કન્ટ્રાકટરોના સ્ટ. પોરબંદર સામેના કેસો ચલાવવાનું કામ તેમને સોંપ્યું હતું, અને કેળવણી ખાતું સ્ટેટને સોંપાયું ત્યારે તે પણ તેમને સુપ્રત થયું. તે દરમ્યાન એડમીનીસ્ટ્રેટર મી. શંકર પાંડુરંગ પંડિત એમને માટે નીચે મુજબ લખે છે:—

Mr. Madhavray has done excellan work on special duty especially in connection with suits against the state and saved much money which would otherwise have had to be spent in the shape of Vakil's fees (મી. માધવરાયે ખાસ કામગીરી ઉપર રહીને અને ખસુસ કરીને સ્ટેટ સામેના દાવાઓ સંબંધમાં સૌથી સરસ કામ બજાવ્યું છે અને ઘણો પૈસો બચાવ્યો છે, નહિંતો તે પૈસો વકીલની ફી તરીકે ખરચવો પડત )

એ એડમીનીસ્ટ્રેટર સાહેબના તા ૧૬–૧૦–૯૩ ના મીમોમાં બીજા કેટલાક પ્રશંસા બતાવનારા વાક્યો ઉપરાંત નીચેનું વાક્ય પણ છે:—

His knowledge of law and local cases and customs of Kathiawad is very good (તેનું કાયદાનું અને સ્થાનિક કેસો તેમજ કાઠીઆવાડના રીતરીવાજો સંબંધી જ્ઞાન ઘણું સારૂં છે)

પોરબંદરનો હોદ્દો છોડી જતા તા ૧૧–૧૦–૯૪ ના માનપત્રમાંથી નીચે મુજબ નોંધ લેવા જેવું છે

\+ + મી માધવરાયના ગુણો સર્વે પ્રકારમાં ઘણુંજ ઉત્તમ છે તેમનું શુદ્ધ મન અને શુદ્ધ ન્યાય આપવા તરફની તેમની સદ્ ઇચ્છા તથા અભિમાન રહિતપણું અને સત્તાનો સદુપયોગ કરનારા એવા ઉત્તમ ગુણોથી તેણે પોતાનું કામ નેક નેયતે બજાવ્યું છે અને સદ્ ગૃહસ્થ તરીકે પણ તેમણે હંમેશાંજ સંતોષ આપેલો છે + +

સને ૧૮૯૪ ના ઓકટોબરમાં જુનાગઢ સ્ટેટના જ્યુડીશીઅલ કાઉન્સેલર ઓન. મી. ગોકુળજી શીરોજપ્રસાદ મહેતાએ રૂ ૨૦૦) થી ઉના મુનસફ તરીકે નીમણુંક કરતાં પોરબંદરની જગાનું રાજીનામું આપ્યું. આ નવો હોદ્દો ભોગવતા હતા તે દરમ્યાન પોરબંદર એડમીનીસ્ટ્રેટર મે. મોરીસન સાહેબે કન્ટ્રાકટરોના કેસની અપીલ કાઠીઆવાડની નામદાર જ્યુડીશીયલ કોર્ટમાં ચલાવવા તેમને ખાસ બોલાવ્યા હતા તે પ્રસંગે તેમણે બતાવેલી શક્તિ અને ચાલાકીની કદરમાં મે. મોરીસન સાહેબે રૂ ૭૫૦) આપવાનો હુકમ કરી નીચેનો મેમો મોકલ્યો છે:—

Mr. Madhavray proved himself to be a Judicial Officer of much industry and ability. (મી. માધવરાયે પોતે ઘણી ખંત અને બુદ્ધિબળવાળા ન્યાય ખાતાના અધિકારી નીવડવાની સાબીતી આપી છે)

આ કન્ટ્રાકટરોના કેસમાં કન્ટ્રાકટરો તરફથી મુંબઈની હાઇ કોર્ટમાં હાલ વકીલાત કરવા નામીચા બારીસ્ટર મી. રેડમંડ રોકાયેલા હતા. તેના પરિચયમાં આવતા તે પોતાનો અભિપ્રાય નીચેના શબ્દોમાં બતાવે છે.—

I am fully satisfied from those means of knowledge that you are quite competent to discharge the duties of pleader. I considered as I told you at the time that your cross examination of Mr Gostling the applicants' expert witness was most skilful and I think the way you conducted the whole appeal was admirable and your knowledge of the Scientific details showed great diligence and no small ability. I also considered that your knowledge of law was distinctly above what one has a right to expect in the average pleader; and I am sure you said all that could have been said and nothing that need not have been said on the points of law that arose in that case. (જાણવાના હતા તે સાધનો ઉપરથી મને ખાત્રી થઇ છે કે તમો એક વકીલ તરીકેની ફરજો બજાવવા તદન યોગ્ય છો. મે તે વખતે તમોને કહ્યું છે તેમ વાદીઓના 'એક્ષપર્ટ' સાક્ષી મી ગોસ્લીંગની ઉલટ તપાસ ઘણીજ કુશળતા ભરેલી હતી અને હું ધારૂં છું કે તમે જે રીતે આખી અપીલ ચલાવી તે રીત પ્રશંસનીય હતી અને સવિસ્તર શાસ્ત્રીય વિગતનું તમારૂં જ્ઞાન ઘણીજ ખંત અને બુદ્ધિબળ બતાવતું હતું. મેં એમ પણ માન્યું હતું કે સામાન્ય વકીલમાં કાયદાનું જ્ઞાન હોવાની આશા રાખી શકાય તેથી ચોક્કસ રીતે બ્હાર નીકળી આવતું તમારૂં જ્ઞાન હતું; અને મને ખાત્રી છે કે તમે કેસમાં જે જે કાયદાના મુદ્દાઓ નીકળ્યા તે ઉપર જે કહેવું જોઇએ તે તમામ કહ્યું છે અને જે કહેવાની જરૂર નહોતી તેવું કાંઇ કહ્યું નથી) ।

મી મુલાગદાસ વાલદાસ જેમને સ્વ. પોરબંદર અને સ્વ. જુનાગઢના સર ન્યાયાધીશને દરજ્જે રા. મોહકનું પોરબંદરના મુનસફ તરીકે અને સ્વ. જુનાગઢના મદદ સેશન્સ જડ્જ તરીકે જે કામ જોવા તથા જાણવા પ્રસંગ આવ્યો હતો તે ઉપરથી નીચેનું સર્ટીફીકેટ આપે છે:—

I am happy to express myself as being satisfied with his integrity ability and knowlege of law. He was entrusted with the Porbander State defence in several very important political and civil cases in the original and appeal courts which he conducted with so much zeal, industry, skill and tact that their successful termination was principally due to him. His full and searching cross examination of witnesses principally of European engeneer experts on Scientific questions showed that he was superior to several pleaders already in profession. (તેની પ્રમાણીકપણું, બુદ્ધિબળ અને કાયદાના જ્ઞાનથી હું સંતોષ પામ્યો છું એમ જાહેર કરતાં મને સુખ થાય છે 'અને ઘણા અગત્યના પોલીટીકલ અને દીવાની કેસો નીચલી અને અપીલ કોર્ટોમાં પોરબંદર સ્ટેટના બચાવ અર્થે તેને સોંપવામાં આવ્યા હતા, અને તે તેણે એવી બધી ખંત, મહેનત, ચાલાકી અને ખુબીથી ચલાવેલ છે કે મુખ્યત્વે કરીને તેનેજ સર્વને તેની ફતેહમંદ આવવા પામ્યા છે. તેણે સાક્ષીઓની તેમા ખાસ કરીને યુરોપીયન એન્જીનીયર એક્ષપર્ટની શાસ્ત્રીય મુદ્દા ઉપરની સંપૂર્ણ અને બારીકીથી લીધેલ ઉલટ તપાસ

ઉપરથી જણાય આવ્યું કે દાવા વકીલાતના ધંધામાં જે વકીલો છે તેમાંના કેટલાક વકીલો કરતાં તે ચડીઆતા છે).

સને ૧૮૯૫ ના ફેબ્રુઆરીમાં બાબરીઆવાડના એક્સ્ટ્રા જજ તરીકે નીમાયા. તે દરમ્યાન સ્ટે. જુનાગઢ તરફથી મી. એ. એફ. મેકોનોકીને જે કેસો સોંપાયા તેમાં જુનાગઢ તરફની હકીકત અને લખાણ પુરાવા રજુ કરવા રા. ત્રીકમજી નરભેરામને નીમ્યા હતા અને તેના મદદનીશ તરીકે રા. માધવરાવ નીમાયા હતા. તેજ વર્ષમાં ઓકટોબરમાં કાઠીઆવાડ એજન્સીની વકીલાતની જનરલ સનદ તેમને મળી હતી બાબરીઆવાડમાં ગરાસીઆ તથા વસ્તી કેટલે દરજ્જે સંતોષ પામી તે પ્રજાના માનપત્રમાંથી દેખાય છે.—

અમારે જાહેર રીતે જણાવવું જોઇએ કે આપની કારકીર્દિ રાજા અને પ્રજાને પ્રિય નીવડી છે અધિકાર મદની તિમિરતા નિર્વિઘ્ને નિષ્કલંકિત પસાર કરવી અને માથાના ભય આપનાર તોફાની પવનના ઝપાટામાંથી બચી જવું એ આધુનીક જમાનામાં એવા વિરલા ભાગ્યેજ હોતા જડે છે આપ તમામ રીતે લોકાપવાદ રહિત યશને પામી અદલ ઇન્સાફદાર અને પ્રમાણદારીથી આ રાજ્યના વિશ્વાસપાત્ર થવા પામ્યા છો તો તેથીજ મોટા દરજ્જાની પાયરીએ આપને મુકેલા છે

**ઉનાની પ્રજાનું માનપત્ર.**—સૌથી વિશેષ ગુણ આપનામાં અમોએ એ જોયો છે કે આપના સંબંધમાં વધારે અથવા ઓછો આવેલો હોય, આપની સારી ઓળખાણ ધરાવતો હોય અથવા મુદલ ઓળખાણ ન હોય, આપની પ્રીતિનું પાત્ર અથવા અપ્રીતિપાત્ર હોય તોપણ ઇન્સાફ વખત સર્વેને એક નજરથી આપે જોયેલ છે જેથી આપના જેવા આ પરગણામાં સર્વોપરી ન્યાયાધીશ છે એવું જાણી અમો મગરૂર રહેતા હતા ન્યાયની અદાલતમાં બન્ને પક્ષની તરફેણમાં ફેંસલો થતો નથી અને તેથી એક પક્ષ હમેશાં નાસંતોષી રહે છે. આપના ન્યાયની એ ખુબી હતી કે હારેલો પક્ષ પણ સંતોષ પામી આપનાં વખાણ કરતો

**નામેશ્રીની રૈયતનું માનપત્ર**—ઉચ્ચ અદાલતના જડજના જોખમ ભરેલા મોટા હોદા ઉપર બીરાજી આપ નામદાર સાહેબે નિષ્પક્ષપાતપણે અને પવિત્ર અંતઃકરણથી જે ઇન્સાફ આપ્યો છે અને જે ઇન્સાફથી આ ઇલાકાના તમામ લોકો ગરીબ કે તવંગર અજ્ઞાની કે વિદ્વાન એક સરખી રીતે પ્રસન્ન થયા છે ઇન્સાફદાર દરજ્જે જે જે સારા ગુણ અને કાબેલીયતની જરૂર તે તે તમામ સારા ગુણો અને કાબેલીયત આપનામાં પુરતી રીતે છે. મોટા હોદા ઉપર બીરાજવા છતાં બીલકુલ નિરભિમાની પણે જે સદ્ભાવ અને સભ્યતાથી આપની સાથે પરિચયમાં આવનાર સાથે વર્ત્યા છો તે અમારા દીલમાંથી કદી ખસનાર નથી.

**સોરઠની પ્રજાનું માનપત્ર**—વળી અમો ખાત્રીથી કહીએ છીએ કે આપના આ પ્રાંતના અમલ દરમ્યાન લોકોની સુખાકારી અને સુલેહ લોકોની આબાદી અને મહાલોના લોકોમાં શાંતિ અને નિડરપણું સંપુર્ણ રીતે સ્થાપિત થયેલ છે

આ બધાં માનપત્રો જુનાગઢના આફિસીએટીંગ દીવાન સાહેબ સરદાર બહાદુર બેચરદાસ વિહારીદાસ મારફત તેમના સંતોષ સાથે રા. મોસુફને મોકલી દેવામાં આવ્યાં હતાં.

સને ૧૮૯૫ ના નવેમ્બરમાં જુનાગઢના રાજ્ય પ્રકરણી કોર્ટના જજ થયા. મે. કર્નલ હન્ટર સાહેબે પોરબંદરના એડમીનીસ્ટ્રેટર મી. કમસ્લુ રેને સાંના ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટની

જ્યાને મારે ભલામણ કરી હતી તા૦ ૫-૧૧-૯૫ ના પત્રમાં હાલના જુનીઅર એડમીનીસ્ટ્રેટર મી. કલ્યાણરામ ઉપર તેઓ લખે છે કેઃ—

I do not know what your brother's prospects are in Junagadh, So I am not in a position to advise him. But I think Porbander will be fortunate in Securing his services (જુનાગઢમાં તમારા ભાઇની સ્થિતિ કેટલી આશાજનક છે તે હું જાણતો નથી તેથી હું તેને સલાહ આપવાની સ્થિતિમાં નથી. પણ હું ધારૂં છું કે તેની નોકરી મેળવવામાં પોરબંદર ભાગ્યશાળી થશે )

એવું કહેવાય છે કે રાજ્ય પ્રકરણી અદાલતના ઠરાવો બ્હાર પાડતા પહેલાં અમુક સત્તાને વંચાવવા પડશે એવું જણાયું ત્યારે પોતાના સિદ્ધાંતો જોઈ બંધબેસતું નહિ લાગવાથી તેમણે ૧૮૯૬ ના માર્ચમાં જુનાગઢની નોકરીનું રાજીનામું આપી એજન્સીમાં વકીલાત શરૂ કરી જે ધંધો ઠેઠ સુધી તેમણે હાથ રાખ્યો હતો આ ધંધામાં તેમણે વસ્તી તથા રાજા અને તાલુકદારોના કેસો ચલાવ્યા છે. તે તમામમાં તેણે પોતાના ઉપર વખણાએલા ગુણોની પ્રતીતિ કરાવી હતી.

પ્રવૃત્તિવાળી જીંદગીની શરૂઆતમાં જેમ તેઓ કુમારશ્રી રણજીતસિંહજીના ટયુટર હતા તેમ વકીલાતની શરૂઆતમાં કુમારશ્રી તરફથી નવાનગરના કેસમાં તેમના વકીલ હતા, અને, તે બાબતમાં મહારાજા જામશ્રી રણજીતસિંહજી સાહેબે જે ઉદ્ગાર બતાવ્યા તે ઉપરથી રા. મોકુંદે શું શું અને કેવા પ્રકારનું કામ બજાવ્યું તે જણાઇ આવે છે. ખુદાવિંદ જામ સાહેબ ૨-૩-૦૭ ના પત્રમાં લખે છેઃ—

I take this opportunity of offering you my earnest thanks for all your past kindness, splendid work, zeal and genuine interest in my welfare + + (મારા ભલામાં તમે ભુતકાળમાં બતાવેલ ઘણી માયા, સરસ કામ, ઉત્સાહ અને ખરા જીગરનું હિત દર્શાવ્યું છે, તેના માટે તમારો ખરા અંતઃકરણ પુર્વક ઉપકાર માનવાની આ તક લઉં છું)

નામદાર મહારાજા સાહેબ તા ૧૬-૯-૧૧ ના પત્રમાં લખે છે કેઃ—

Whatever + + I pay you for my own work will still leave me in your debt, for you worked so well consciencously and when I was a poor man wih no hope of success. So that you may rest assured that I cannot forget your kindness and may I add friendship to me and my family in hard and cruel times. I think such an acknowledgement is due to you from me and my family. So that your posterity may feel proud and your community take pride also in the deed of an ancestor in a man doing his duty unselfishly as a Vakil in Kathiawad where there is so much templation to do the otherwise + +
( જ્યારે હું હવેલની આશા રહિત નિરાધીન માણસ તરીકે હતો ત્યારે તમે ખરા જીગરથી એટલી બધી સારી રીતે કામ બજાવ્યું છે કે મારા પોતાના કામ માટે હું જે તે 'આપું' તોપણ હું

તમારો આભારી હજી રહીશ. તમારે ખાત્રી રાખવી કે મારા અને મારા કુટુંબ પ્રત્યે અસાધારણ' અને કટોકટીના દિવસોમાં તમારી મમતા અને વધારે કહું તો મિત્રભાવ હું ભુલી શકું તેમ નથી.' હું ધારૂં છું કે મારા તથા મારા કુટુંબ તરફની કબુલાત તમારી પાસે કરવીજ જોઇએ ; જેથી કરી તમારી પ્રજા પોતાના એક વડવાએ–અને તમારી જ્ઞાતિ પોતાની એક વ્યક્તિએ જે કાઠીઆવાડ-માં ઉમદી રીતે વર્તવા માટે અવિરત લાવણી છે ત્યાં વકીલ તરીકે નિઃસ્વાર્થપણે પોતાની ફરજ અદા કરેલી જોઇ મગરૂર થઇ શકે ).

સને ૧૯૦૨–૦૩ માં જેતપુરના અમુક કરજદાર તાલુકદારના લેણદારોએ પ્રીવી કાઉ-ન્સીલમાં અપીલ કરી હતી અને તે કોર્ટને કાઠીઆવાડના કેસોમાં અપીલ સાંભળવા અધિકાર છે એવી વાત ચલાવી હતી. તે અપીલના જવાબ વગેરે લગભગ તમામ કામ નામદાર એજન્ટ ટુ ધી ગવર્નર મી. ફીનની સંમતિથી સુપરિન્ટેન્ડન્ટ મી. કારસને રા. મોહનને સોંપ્યું. તે સંબંધમાં મી. ફીન તા. ૨૮–૧૧–૦૩ના પત્રમાં નીચે મુજબ લખે છેઃ—

I should be departing from my usual practice were I to give you any formal testimonial but I am glad to let you know that during my stay in Kathiawad I formed a very favourable opinion of your character and of your ability. In the work you have done for the Agency and in the conduct of cases in the Agent's court you have invariably given me satisfaction. I believe you to be quite straightforward in all your dealings and this is a quality which is especially valuable in Kathiawad. (જો હું રીતસર સર્ટીફીકેટ તમને આપું તો મારી હરહમેશ રીતથી વિરૂદ્ધ વર્તન કર્યું ગણાય પણ તમને જણાવતાં મને મોટી ખુશી ઉપજે છે કે કાઠીઆવાડમાં હું રહ્યો તે દરમીયાન તમારી ચાલચલગત અને બુદ્ધિબળ માટે મને ઘણોજ સદ્‌ભાવ ભર્યો વિચાર બંધાયો છે. એજન્સી તરફથી તમે ચલાવેલ કામમાં અને એજન્ટ સાહેબની કોર્ટમાં તમે ચલા-વેલ કેસોમાં મને એક સરખો સંતોષ આપ્યો છે હું માનું છું કે તમારા તમામ વ્યવહારમાં તમે તદ્દન ન્યાયી છો અને આ ગુણ ખાસ કરીને કાઠીઆવાડમાં કિંમતી છે)

આ સિવાય ૧૯૦૬–૦૭ માં લીંબડીના ઠાકોર સાહેબ જસવંતસિંહજી અપુત્ર દેવલોક થયા ત્યારે ગાદીનો વારસો તકરારમાં પડ્યો હતો, અને તેમાં તલસાણાના બાબા બાલુભા એક ઉમેદવાર હતા. તેની જાગીર એજન્સીના જપ્તી ખાતામાં હોવાથી રા. મોહનને સુપરિન્ટેન્ડન્ટ કારસન સાહેબે તેમની વકીલાત સોંપી હતી. લન્ડનના તે કેસના કાઉન્સેલ મી હેનરી જે. વોલ્ટર તા. ૧૮–૧૨–૦૮ ના પત્રમાં લખે છેઃ—

I am quite sure Balubha could have had no more capable and energetic advocate than yourself + + (તમારા કરતાં વધારે લાયક અને ખંતીલો વકીલ બાલુભાને મળી શકત નહિં એ હું સંપૂર્ણ ખાત્રીથી કહું છું.

આ વારસા કેસના સંબંધમાં કાઠીઆવાડના રાજરજવાડાઓ તથા ભાયાતોમાં ઘણુંજ લાગણી ઉભી થઇ હતી અને તે સંબંધી કેટલાક ખુલાસા કરવા માટે રા. મોહનની સાથે કાઠીઆ

ના નામદાર રાજસાહેબ, મોરબીના નામદાર ઠાકોર સાહેબ, વાંકાનેરના નામદાર રાજસાહેબ તથા વઢવાણના નામદાર ઠાકોર સાહેબે કેટલીક વાતચીત કરી ખરી હકીકત જાણી હતી.

વઢવાણના નામદાર ઠાકોર સાહેબ બાલસિંહજી ૧૯૧૦ માં અપુત્ર દેવ થતાં તેમના વારસ તરીકે રાણાશ્રી જસવંતસિંહજીનો કેસ રા. મોસુફે લીધો કારણ કે રાણાશ્રી તરફથી અલસપાટણની ગાદીના હક સંબંધીના કેસમાં તેઓ વકીલ હતા; અને ત્યારથીજ તેમનો સંબંધ બંધાયેલો હતો. કેટલાક સલાહકારોની સલાહ પણ તેમજ હતી. તેમાં પરિણામ ફતેહમંદ આવ્યું અને નામદાર ઠાકોર સાહેબ જસવંતસિંહજી આજ સુધી તેમને માટે અતિશય લાગણી ધરાવે છે.

ધ્રાંગધ્રાના મરહુમ રાજસાહેબ સર માનસિંહજીનો રા. મોસુફ ઉપર અતિશય વિશ્વાસ હતો. તેમ કુમારશ્રી રણજીતસિંહજી નો કેસ રા. મોસુફને આપ્યા બાદ નવાનગર સામે હદ વગેરે ચાર ગામની તકરારમાં ધ્રાંગધ્રા તરફથી રા. મોસુફને રોક્યા હતા. વળી નામદાર સર માનસિંહજીના સ્વર્ગવાસ બાદ કુમારશ્રી નટવરસિંહજીનો કેસ સ્ટે. ધ્રાંગધ્રા સામેનો રા. મોસુફે લીધો હતો તે પણ મરહુમ રાજસાહેબના વિશ્વાસને અંગેજ હતું પરંતુ તે વખતના રાજસાહેબ સર અજીતસિંહજીની દાનાઈ આ જગોએ દેખાઇ આવે છે કે તે કેસનું પરભારું સમાધાન કરવાની ઈચ્છા થતાં તે કામ તેઓએ રા. મોસુફ હસ્તે પાર પાડ્યું હતું; અને રા. મોસુફની ફીના પૈસા બાકી હતા તે પાઇએ પાઇ ચુકવી દીધા હતા.

કુમારશ્રી હરભમજી અને સ્ટે. મોરબી વચ્ચે ના ગરાસ કેસમાં મોરબી સાથેનું સમાધાન કુમારશ્રી હરભમજીના વકીલ હતા તો પણ તેમણે કર્યું હતું ; અને તે કરતાં મોરબીના નામદાર ઠાકોર સાહેબના મન ઉપર કેટલીક જાતની સારી અસર કરવા તક મળી, જેને પરિણામે નામદાર ઠાકોર સાહેબે તેની સાથે ઘણોજ સારો સંબંધ રાખ્યો હતો.

સને ૧૮૯૮-૯૯ ના અરસામાં ઉદેપુરના દીવાન કોઠારી બલવંતસિંહજીએ કુમારશ્રી હરભમજીની સંમતિથી પોતાના કેસમાં વિશ્વાસ પાત્ર વકીલ તરીકે રા. મોસુફને રોક્યા હતા અને તે કેસનું પરિણામ પણ ફતેહમંદ નીવડ્યું. સ્ટે. ઇડરના મહારાજા સાહેબ સર પ્રતાપસિંહજી નો ભારે કેસ હતો તે, રાજ્યનું ઘણું ખાનગી કામ તેમનાથી લેતા તે ઉપરથી જણાય છે. તે ઉપરાંત જ્યારે સર પ્રતાપ જોધપુરમાં રીજન્ટ તરીકે નીમાયા તે વખતે રા. મોસુફને સલાહકાર તરીકે પોતાની તબીયત નાદુરસ્ત રહેતી તે ધ્યાનમાં લઇ તમામ સગવડતા સાથે લઈ જવા ઉમ ઇચ્છા બતાવી; પરંતુ તબીયતના કારણસર રા. મોસુફ તે કામ લઇ શક્યા નહિં.

જસાપુર કેસમાં જસદણ તરફથી તેઓ રોકાયા હતા. તે પહેલાં તેઓ હમેશાં જસદણની સામેના કેસોમાંજ વકીલ રહેતા હતા અને આ જસાપુર કેસ જે કાઠી લોકોમાં અપાયેલ ઘાસ-ઘરણાની જમીનની સ્થિતિ કેવી ગણવી તે સંબંધીનો કેસ હોવાથી કાઠી દરબારોમાં બહુજ હિતવાળો કેસ ગણાતો હતો તે કેસ જસદણે રા. મોસુફને આપ્યો જેમાં પણ ફતેહ મળી હતી.

આ બધા કિસ્સાઓમાં કાઠીયાવાડ અંદરનાં રાજસ્થાનો સાથે અવારનવાર સંબંધ આવેલ છતાં દરેક રાજા સાહેબોએ ખાસ વિશ્વાસથી રા. મોસુફ તરફ જોયું છે, અને કાઠીયાવાડ બહારનાં રાજસ્થાનોએ પણ રા. મોસુફની નિષ્પક્ષપાત રહેવાની પિછાન પોતાના કેસો સોંપી કરી બતાવી છે.

his lucidity of mind and penetrating power of expression but also for his straightforward and enlightened views. I am sure that his influence will be much missed in Rajkot. (તેની જાતની આમી તેના નજીકના મંડળ માં તેમજ કાઠીઆવાડ ઇલાકામાં જરૂર જણાશે. અને તેમના માટે, મનની સ્વચ્છતા અને આરપાર અસર કરે તેવી બોલવાની શક્તિને માટેજ નહિ પણ તેની સીધી રહેણી અને ઉન્નત વિચારો માટે મોટું માન હતું. મને ખાત્રી છે કે તેની ખોટ ઉપરની માનસિક અસરની રાજકોટ માં ખોટ પડશે)

મી. હેરસન ફેરો (ઇઝ્પેક્ટ) થી રા. જયંતિલાલ ઉપર લખેછે:—

\+ + + The loss is not to the family alone but to the whole Agency for there was no one who held before himself a high standard of professional probity and zeal than did your father as I learnt in more than one important cases I always felt that when anything was in his hands it was safe. He was a friend whom one could trust. + + ( આ ખોટ કોઇ કુટુંબ એકનેજ છે એમ નથી પણ આખી એજન્સીને છે કેમકે એક કરતા વધુ અગત્યના કેસોમાં મેં જાણ્યું છે તેમ તમારા પિતા સિવાય કોઇ પોતાના ધંધાની શુદ્ધતા અને ખંતનું ઉચ્ચ ધોરણ જાળવી શક્યો નથી; અને મને હમેશાં એમ લાગ્યું છે કે જે કાંઇ તેના હાથમાં સોંપાયું તે સહીસલામતજ હતું. તે ભરોસો કરી શકાય તેવા મિત્ર હતા)

રા. બોક્ષી રાજકોટ લૅન્ડ લાયબ્રેરીના ઘણા વર્ષ સુધી મેનેજીંગ કમીટીના મેમ્બર હતા. તે ઉપરથી તે કમીટીએ અને રાજાઓ પૈકી જામનગર, ધ્રોળ, ભાવનગર, મોરબી, ગોંડલ, વઢવાણ વાંકાનેરવિગેરે, વડીઆ અને વાજસુરવાળા ઉપરાંત સર ફીરોજશાહ મહેતાએ પણાજ લાગણી ભરેલા પત્રોમાં દિલસોજી બતાવી છે.

કાઠીઆવાડ પ્રાંતના તે વખતના એજન્ટ અને હાલના મુંબઇના નામદાર ગવરનરની કારોબારી સભાના મેમ્બર ઑનરેબલ મી. હીલે નીચેની પ્રશંસાભરી જાહેરખબર તા. ૨૯-૧-૧૨ના રોજ એજન્સી ગેઝેટમાં જાહેર પાડી રા. બોક્ષીની ઝંખી ઇરદ્દમેશ આપણા ભાઇઓના દિલ ઉપર નમુના તરીકે કાયમ રહી અનુકરણ કરવા મન લલચાવ્યા કરે તેવું કરી બતાવ્યું છે. ( આજ સુધી કાઠીઆવાડ એજન્સી ગેઝેટમાં એક ખાનગી ગૃહસ્થ માટે આવી જાહેરખબર છાપવામાં આવેલ નહોતી. ) ઑન. મી. હીલ લખેછે કે:—

It is with great regret that the Agent to the Governor, has learnt of the death of Mr. Madhavrai J. Baxi. By the example he gave of straightforward and upright conduct he exerted an influence upon the community which will be greatly missed. (મી. માધવરાયના મરણની નોંધ લેતાં એજન્ટને ઘણી દિલગીરી પેદા થાય છે. સાચી અને પ્રમાણિક વર્તનનો જે દાખલો તેણે બતાવ્યો તે સાર્વજનીક પ્રજા ઉપર એવી અસર કરતો હતો કે તે અસરની ખોટ જરૂર જણાશે.)

તેમના પુત્રો પૈકી તેમના જયેષ્ઠપુત્ર રા. જયંતિલાલ રવ. ઇંદર ગજાનના' એજ્યુકેશન

ઇન્સ્પેક્ટરનો હોદ્દો ભોગવે છે બીજા પુત્ર રા. સોમીલાલ બી એ એલ. એલ. બી એજન્સીમાં વકીલાત કરેછે, અને ત્રીજા પુત્ર રા. રતીલાલ પોરબંદર સ્ટેટમાં પબ્લીક વર્કસ ખાતામાં જોડાયા છે.

આવા स्वतो विशुद्ध स्वयमेव सिद्ध. જીવાત્માના ઉપર જણાવેલ જીવનનો બોધ ટુંકમાં એટલા પુરતો તો પામી શકાય છે કે સર્વેના જેવા સામાન્ય સંજોગોને પણ જો માનવી ધારે તો કેવળ સરલ સુંદર આચાર વિચારના એકાદ્વારા પરમ અદ્ભુત પુરૂષાર્થના સાધક બનાવી શકેછે; અને તે પરમ અદ્ભુતતા તેનાં પુસ્તના પરિશ્રમરૂપી કોઠની એના જીવાત્માની સાંકેતિક જીવનમુદ્રા અનેક આશ જનોને સન્માર્ગદર્શક નીવડે છે તેમ સદ્‌ગત માધવરાયભાઇનું શુદ્ધ કંચન જેવું ચારિત્ર સર્વેને અવલંબનરૂપ નીવડો તથાસ્તુ

ત્રિમાસિક ઑફીસ.

---

# मनुस्मृतिमांथी आपणो धर्म तथा व्यवहार वगेरे.

( અનુસંધાન ગત પુસ્તક પૃષ્ઠ ૧૮૦ થી. )

અધ્યાય ૪ માં ગૃહસ્થાશ્રમ શરૂ થયા પછી આજીવિકાના ઉપાય, ગૃહસ્થના ધર્મો, અનધ્યાય વગેરે વિષયો આપેલા છે પરંતુ તેમાંનો મ્હોટો ભાગ ઘણે ભાગે સર્વને ઉપસ્થિત છે. તેથી દરેક શ્લોક દાખલ કરવાનો વિચાર થતો નથી. માત્ર ઉપયોગી વિષય સંબંધના શ્લોકો આધારભૂત તરીકે લખવામાં આવશે.

चतुर्थमायुषो भागमुषित्वाद्यं गुरौ द्विजः ।
द्वितीय मायुषो भाग कृतदारो गृहे वसेत् ॥१॥

આયુષ્યના ચાર ભાગમાંથી પહેલા ભાગમાં બ્રાહ્મણે ગુરૂને ઘેર રહી વિદ્યાભ્યાસ કરવો અને બીજા ભાગમાં સ્ત્રી પરણીને ગૃહસ્થાશ્રમમાં રહેવું

૧ - આ શ્લોકમાં કેટલા વર્ષનું આયુષ્ય અને તેના ચાર ભાગ પૈકી દરેક ભાગ કેટલા કેટલા વર્ષનો ગણવો તે લખ્યું નથી વેદમાં "शतायुर्वै पुरुषः" કહેલ છે એટલે સો વર્ષનું આયુષ્ય પુરૂષનું લેખાય અને તેના ચાર સરખા ભાગ ગણવામાં આવે તો પચીસ વર્ષ સુધી વિદ્યાભ્યાસ કરવો એમ ક્રમ નીકળી શકે મનુ મહારાજે છત્રીસ વર્ષ સુધી વેદાધ્યયન કરવાની આજ્ઞા કરી છે તેનો અર્થ એમ સમજાય છે કે જો તમામ વેદોનું અધ્યયન પચીસ વર્ષ સુધી ન થાય તો છત્રીસ વર્ષ સુધી પણ કરવું. ગમે તે અર્થ હોય પરંતુ આધુનિક કાળમાં વિદ્યાભ્યાસનો સમય પણ તેજ છે એટલે પચીસ વર્ષે છે. મેટ્રીક્યુલેશનની પરીક્ષાની સોળ વર્ષની વય મુકરર કરી છે તેમ છતાં પણ પચીસ વર્ષ હોય પણ એક ખાતાની ડીગ્રી વિદ્યાર્થી મેળવી શકે છે.

આજીવિકાના ઉપાય સંબંધમાં એવું લખેલ છે કે આપત્કાળ ન હોય ત્યારે કોઇને પીડા કર્યા સિવાય અથવા ઓછી પીડા કરીને આજીવિકા ચલાવવી. તેમજ શરીરને કલેશ ન પહોંચે

આમ આપવો. ગૃહસ્થ જો ક્ષુધાથી સીદાતો હોય તો તેણે ક્ષત્રીય રાજા યજમાન તથા શિષ્ય પાસેથી ધન લેવા ઇચ્છા કરવી પરંતુ પતિત પાસેથી ઇચ્છા કરવી નહિ.

નિત્ય માથાના કેશ, નખ અને દાઢી ઉતરાવવી, નિગ્રહ કરવો, શ્વેત વસ્ત્ર પહેરવાં; અંતર અને બહારથી પવિત્ર રહેવું, સ્વાધ્યાય ભણવો તથા પોતાના હિતમાં તત્પર રહેવું.

ઉગતા તથા અસ્ત પામતા સૂર્યને બુદ્ધિપૂર્વક જોવો નહિ.

ગૃહસ્થે એક વસ્ત્ર પહેરીને ભોજન કરવું નહિ, નગ્ન નહાવું નહિ તથા માર્ગે વચ્ચે ભસ્મ ઉપર કે ગૌશાળામાં પેશાબ કરવો નહિ. તેમજ હળવડે ખેડેલી ભૂમિ ઉપર, પાણીમાં, અગ્નિ માટે ઇંટની ચણેલી વેદી ઉપર, પર્વત ઉપર, જીર્ણ થઇ ગયેલા દેવમંદિરમાં, રાફડા ઉપર, જીવ જંતુઓ વાળા ખાડાઓમાં, ચાલતાં ચાલતાં, ઉભા ઉભા, નદીના તીર પાસે તેમજ વાયુ અગ્નિ બ્રાહ્મણ, સૂર્ય, પાણી ગાયની સામું જોઇને પણ પેશાબ કરવો નહિ. શરીરને તથા મસ્તકને ઢાંકી, વાણીને નિયમમાં રાખી એટલે મૌન રહી, સાવધાન થઇ મળમૂત્ર કરવા બેસવું.

અગ્નિને મોઢેથી ધમવો નહિ, સ્ત્રીને નગ્ન સ્થિતિમાં જોવી નહિ, અગ્નિમાં અપવિત્ર વસ્તુ નાખવી નહિ, અને પગનાં તળીયાંને તપાવવાં નહિ, ખાટલા નીચે અગ્નિ રાખવો નહિ, સવાર અને સાંજની સંધિ વેળાએ ભોજન કરવું નહિ, એક ગામથી બીજે ગામ જવું નહિ તથા સૂવું નહિ. પોતાના ગળામાંથી માળા કાઢવી નહિ, ઉજ્જડ ઘરમાં એકલાએ સૂવું નહિ. રજસ્વલા સાથે ભાષણ કરવું નહિ અને યજ્ઞમાં નિમંત્રણ વગર જવું નહિ.

જે ગામમાં ઘણા અધર્મીઓ રહેતા હોય તે ગામમાં રહેવું નહિ. તેમજ જે ગામમાં અત્યંત વ્યાધિ હોય તેમાં પણ રહેવું નહિ, એકલાએ પંથ કરવો નહિ, તેમજ ઘણા વખત સુધી વસવું નહિ.

નાચવું નહિ, તથા ગાવું નહિ, વાજીંત્રો વગાડવાં નહિ, ખભા ઠોકવા નહિ. તથા આનન્દમાં આવી જઇ ચીસો પાડવી નહિ. કોઇ પણ દિવસ પાસાથી રમવું નહિ, હાથવડે જોડા ઉપાડવા નહિ, સૂવા,સૂતાં અન્ન ખાવું નહિ, એક હાથમાં અન્ન રાખી બીજા હાથથી ખાવું નહિ. તથા બેસવાના આસન ઉપર અન્ન મૂકીને ખાવું નહિ, સૂર્ય અસ્ત થઇ ગયા પછી જેમાં તલ હોય તે વસ્તુ ખાવી નહિ, નગ્ન સૂવું નહિ, અજીઠે મોઢે કયાંય જવું નહિ.

પતિત ચાંડાલ ઢેડ, મૂર્ખ, ગર્વિષ્ઠ, અંત્યજ, નટ, માગધ, વગેરેની સાથે વસવું નહિ, તેમજ કૃતઘ્ની, નિર્દયી, મહાપાતકી, ચોર, અપવિત્ર તથા શત્રુની સાથે પણ વસવું નહિ.

न संहताभ्यां पाणिभ्यां कण्डूयेदात्मनः शिरः ।
न स्पृशेच्चैतदुच्छिष्टो न च स्नायाद्विना ततः ॥ ८२ ॥

અર્થઃ—બે હાથ એકઠા કરીને પોતાના માથાને ખંજવાળવું નહિ, એંઠે મોઢે માથાને સ્પર્શ કરવો નહિ તથા માથું ભીંજવ્યા વિના ન્હાવું નહિ

ब्राह्मे मुहूर्ते बुध्येत धर्मार्थौ चानुचिन्तयेत् ।
कायक्लेशांश्च तन्मूलान्वेदतत्त्वार्थमेव च ॥ ९२ ॥

અર્થઃ—બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠવું, પરસ્પર વિરોધ રહિત ધર્મનો તથા અર્થનો વિચાર કરવો, અપના ક્લેશનો પણ વિચાર કરવો, વેદાર્થનો પણ વિચાર કરવો, અને પરમાત્માનું સ્મરણ કરવું.

उत्थायावश्यकं कृत्वा कृतशौचः समाहितः ।
पूर्वां संध्यां जपंस्तिष्ठेत्स्वकाले चापरां चिरम् ॥ ९३ ॥

પ્રભાતમાં ઉઠી મળ તથા મૂત્રનો ત્યાગ કરી, મૃત્તિકાવડે જૂદાં જૂદાં અપવિત્ર અંગોને પખાળી, નાહીને સાવધાન થવું તથા પ્રભાતની સંધ્યા કરીને ઉભા ઉભા ગાયત્રીનો જપ કરવો તેમજ સાયંકાળે પણ સંધ્યાવંદન કર્યાં પછી તારાઓ ઉગે ત્યાં સુધી ગાયત્રીનો જપ કરવો.

ऋषयो दीर्घसंध्यात्वाद्दीर्घमायुरवाप्नुयुः ।
प्रज्ञां यशश्च कीर्तिं च ब्रह्मवर्चसमेवच ॥ ९४ ॥

અર્થ.—ઋષિઓ લાંબા વખત સુધી ગાયત્રીનો જપ કરવાથી લાંબા આયુષ્યને, બુદ્ધિને યશ (દાનથી થયેલી ખ્યાતિ) ને, કીર્તિને (ત્યાગથી થયેલી ખ્યાતિને) તથા બ્રહ્મ તેજને પામે છે.

नाविस्पष्टमधीयीत न शूद्रजनसंनिधौ ।
न निशान्ते परिश्रान्तो ब्रह्माधीत्य पुनः स्वपेत् ॥ ९९ ॥

અર્થઃ—અક્ષર તથા સ્વર સમજાય નહિ તેમ ભણવું નહિ, શૂદ્રની સમીપમાં ભણવું નહિ. તથા પાછલી રાત્રે વેદાધ્યયન કર્યાં પછી થાકી ગયેલા દ્વિજે પાછું સૂવું નહિ.

यथोदितेन विधिना नित्यं छन्दस्कृतं पठेत् ।
ब्रह्मछन्दस्कृतं चैव द्विजो युक्तो ह्यनापदि ॥ १०० ॥

અર્થ—જે પ્રમાણે અધ્યયનનો વિધિ કહ્યો છે તે પ્રમાણે નિત્ય મંત્ર ભાગનો સ્વાધ્યાય કરવો અને જો આપત્તિ ન હોય તો એટલે અવકાશ હોય તો મંત્ર તથા બ્રાહ્મણ બન્નેનો વ્યાખ્યાન સહિત દ્વિજે સ્વાધ્યાય કરવો.

શ્લોક ૧૦૧ થી ૧૨૮ સુધી અનધ્યાયનો વિષય આપેલો છે હાલ તે પ્રમાણે તમામ અનધ્યાય પાળવા સમય નથી તેથી તે વિષે લખવા મોકુફ રાખેલ છે હવે ગૃહસ્થના સદાચારનું વિધિ કહેવામાં આવશે.

---

## જ્ઞાતિ વર્તમાન.

### જુનાગઢ.

નાગર બ્રાહ્મણ જ્ઞાતિનો ઠરાવ. સંવત ૧૯૬૮ ના માગશર સુદિ ૭ મંગળવારે શ્રી હાટકેશ્વરમાં નાગર બ્રાહ્મણની જ્ઞાતિ ભેગી થયેલ તેમાં નીચે મુજબ ઠરાવ પસાર થયો છેઃ— વાગ્દાન થયા પછી કોઇપણ માણસને કન્યા પાળવી હોય, ત્યારે તેનાં કારણો જ્ઞાતિ હજુર રજુ કરવાં. તે રજુ થયેલાં કારણો ઉપરથી જ્ઞાતિ સંમતિ આપે તો વાગ્દાન રદ કરવું. તે વગર કોઇ કરશે તો વર્ષ ૫ સુધી જ્ઞાતિ બહાર તથા કોરી ૨૦૦૦ દંડ થશે. હવે પછી જ્ઞાતિ ભેગી થઇ જ્ઞાતિનું ફંડ બાંધવા વીચાર કરે છે.

મોરબીથી ફારેક થયા જ્વાં જુદેલી ઠરાવઃ—રા. રા. મોરધારાલ બાપલાલના ચિ. શાન્તીલાલના ગત ફાલ્ગુન માસમાં થયેલ લગ્ન પ્રસંગનો લાભ લઇ વડીલોના નામદાર

(૨) રા. રા. હરિશંકર અંબાશંકર ઓઝા ડીસ્ટ્રીક્ટ પ્લીડર બાદી ન્યાયાધીશના ચાર્જ સાથે આસીસ્ટન્ટ કામદાર બીજો હુકમ થતાં સુધી નીમાયા છે.

(૩) રા. રા. શીવશંકર (શીવજી) ભાવાભાઇ અમરજી વૈદ્યરાજ જુનાગઢમાં રૂ. ૩૦૦ ના દરમાયાથી રાજ્ય વૈદ્ય નીમાયા છે.

(૪) રા. રા. છગનલાલ મુગટરામ માંકડનો રૂ. ૫૦ પગાર કાઠી. એજન્સીમાં થયો છે.

**સેન્સસ ફર્સ્ટ કલાસ સનદ મળી:**—રા. રા. મણીલાલ વી શંકરજી બક્ષી તથા રા. રા. પ્રીતમરામ દોલતરામ ઓઝાને ઇડર સંસ્થાનના વસ્તીપત્રકમાં બજાવેલી સેવાની કદરમાં ફર્સ્ટ કલાસ સનદ એનાયત કરવામાં આવી છે.

## જામનગર.

**નીમણુંક તથા ફેરબદલી:**—(૧) રા. રા. નથુરામ નારણજીને આ રાજ્યની બજાવેલી નોકરી બદલ હાલમાં કારભારી તરીકે પસંદ કર્યા છે. અને તેમના ચિરંજીવી મથુરાદાસને ચાર ન્યાયાધીશ નીમ્યા છે.

## દ્વારિકા.

**દ્વારોપણ જયંતી:**—આ જયંતી ઓખા નેટીવ જનરલ લાઇબ્રેરીના મકાનમાં અહીં વસતા નાગર ભાઇઓએ શહેરના અમલદારો શેઠ સાહુકારો તથા બીજા સંભાવિત ગૃહસ્થો અને પંડીતોને આમંત્રણ આપી મોટા ઠાઠથી ઉજવેલી હતી. રા. બાપુભાઇ જાદવરાયે "નૃસિંહ મહેતા સત્ય ધુરાઝ્ઝાના વિચાર" એ વિષય ઉપર અતિ વિદ્વતા ભરેલું ભાષણ આપેલ હતું તથા રીફ્રેશમેંટ આપ્યું હતું

## પોરબંદર.

**નીમણુંક તથા ફેરબદલી:**—(૧) રા. રા. દોલતરાય કલ્યાણરાય માઢ એલ. એમ. એન્ડ એસ અલરાપરણ રજપુતાનામાં ચીફ મેડીકલ ઓફીસર રૂ. ૧૨૫ થી નીમાયા છે.

(૨) રા. રા. નવરંગરાય રણછોડજી વૈષ્ણવનો પગાર રૂ. ૪૫ થયો છે.

**દ્વારકાં નાગર નિકેતનને બક્ષીસ:**—અહીંના રા. રા. માનશંકર જટાશંકર વસાવડાએ પોતાના સ્વર્ગસ્થ ભાઇની યાદગીરીમાં નાગર નિકેતનના જીર્ણોદ્ધાર અર્થે રૂ ૩૦૦ બક્ષીસ આપ્યા છે.

## માંગરોળ.

**માનપત્ર:**—અહીંની નાગર જ્ઞાતિએ રા. રા. કાંતીલાલ ગુલાબચંદ વસાવડાને એલ. એલ. બી ની ઉપરની પરીક્ષા પહેલા ક્લાસમાં પહેલે નંબરે પસાર કરવા માનપત્ર આપ્યું છે.

## ભાવનગર.

**નીમણુંક ફેરબદલી વીગેરે**—(૧) રા. રા. મહાવંતરાય વી મનહરશંકર બોરાસ બી એ નો પગાર રૂ. ૮૦ થયો છે તે સોરઠ પ્રાંતના શીરસ્તેદાર તરીકે ચાલુ રહે છે.

## વઢવાણ.

**નીમણુંક તથા ફેરબદલી વીગેરે**—રા. રા. સુંદરલાલ વી. નાનાલાલ દેસાઇ બી. એ એલ એલ. બી નો રૂ. ૫૦નો પગાર થયો છે

## મોડાસા.

**નીમણુંક ફેરબદલી વીગેરે:**—(૧) રા રા. વૈકુંઠપ્રસાદ વી ઉમાશંકર જોશીપુરા બી એ

કાઠીઆવાડ એજન્સીમાં સુપીરીઅર કેડમાં નવા નીમાએલી સોરઠ પ્રાંતના મે. પો. એજન્ટ સાહેબની કચેરીમાં રૂ. ૩૦ થી સુપ્રત થયા છે.

### મુંબઇ.

### વડનગરા નાગર મંડળ તરફથી સ્કોલરશીપ આ વર્ષ માટે આપી હાઇસ્કુલના પોરબંદરમાં.

જુનાગઢમાં ૭ મી ધોરણમાં બે દરેક રૂા ૨ ની
અંજારમાં „ એક રૂા. ૨ ની.
ભુજમાં ૬ ઠા „ એક રૂા ૧॥ ની.
મુંબઇમાં ૫ માં „ એક રૂા ૩
કરાંચી ૪ થા „ એક રૂા. ૧॥.

ઉપરાંત પોરબંદરના રહીશ રા. ઇશ્વરલાલ મહેશ્વરદાસ ભટ્ટ જેઓ બહાઉદ્દીન કોલેજમાં પ્રીવીયસ ક્લાસમાં અભ્યાસ કરે છે તેને રૂા ૫૦ લોન તરીકે આપ્યા છે.

"સ્વર્ગસ્થ રા. શામલાલ નૃસિંહપ્રસાદ બી. એ સ્મારક ઇનામ"—(રૂપાનો પ્યાલો) જુનાગઢના રહીશ રા. મહેશરામ બળવંતરાય વસાવડા બી. એ ને આપવામાં આવ્યું છે.

યુનીવરસીટીની ડીગ્રીઓ લેનાર યુવકોને અભિનંદન-એક વર્ષ માટે સ્થપાયેલ ઇનામઃ—કોન્વોકેશનને દીવસે આ મંડળ તરફથી એક ભવ્ય મેળાવડો ભરી આ વર્ષના નવા ફતેહમંદ યુવકોને અભીનંદન દેવા ભરવામાં આવ્યો હતો તેમાં હાજર થયેલા મીજમાન ગ્રેજ્યુએટોએ શ્રી મંડળ હસ્તક રૂા. ૧૫ નું એક ઇનામ ચાલુ સાલમાં પાસ થનાર ગ્રેજ્યુએટોમાંથી પ્રથમ આવે તેને આપવા માટે મુકયું છે.

મંડળના સ્કોલરશીપ ફંડમાંઃ—રા. રા વસંતરાય છબીલદાસ એલ. એમ. એન્ડ એસ. તરફથી રૂા. ૧૦, રા. રા. ઉમીયાશંકર દુર્ગાશંકર દીવાન તથા અંબાશંકર મયાશંકર, મોહનલાલ શિવશંકર તથા રા. રા. પ્રભાશંકરદાસ વંદ્રાવનદાસ દરેક, તરફથી રૂા. ૫ એમ કુલ એકંદર રૂા ૩૧ અર્પણ થયા છે.

ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદના મંડળ તરફના ડેલીગેટો તરીકે રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારીઆ એમ. એ. અને રા. રા. ગોવીંદરાવ રતનલાલ ત્રીવેદી બી. એ ચોકરે જણે એમ ઠરાવ્યું છે.

### જામનગર.

નીમણુંક તથા ફેરબદલીઃ—(૧) રા. રા. જ્યાશંકર પ્રાણશંકર કેમર બીલખા ન્યાયાધીશની વસાવડ ન્યાયાધીશ તરીકે રૂા. ૫૦ થી નીમણુંક થઇ છે.

(૨) મે. મુ. આચાર્ય રંગીલદાસ કલ્યાણજી જે ભુજમાં તાર માસ્તર હતા તેની રાધનપુર પોસ્ટ માસ્તર તરીકે રૂા ૬૦ થી બદલી થઇ છે.

(૩) રા. રા. કાંતીલાલ કલ્યાણજી એલ. એમ. એન્ડ એસ. ની બદલી પુનાથી બીજાપુર ડીસ્ટ્રીકટમાં થઇ છે

(૪) રા. રા. બળવંતરાય શીવશંકર વાડી હજુર શીરસ્તેદારની બદલી સોનગઢ ડીવીઝન મેનેજર તરીકે એજન્સી જપ્તી ખાતામાં થઇ છે.

**કેળવણીમાં મદદ**—મી. હરખલાલ રેવાશંકર, મુંબઈ ગ્રાન્ટ મેડીકલ કોલેજમાં માસીક રૂા. ૧૦ ની આ વર્ષને માટે મીસીસ સમાવતી સ્કોલરશીપ મળી છે. અને મી. મોઢુકના ભાઇના શેઠે બે વર્ષ માટે રૂા. ૧૦ માસિક આપવા કબુલ કરેલ છે.

## મોઢ.

**નોકરીની કદર:**—રા. રા. ઇચ્છાશંકર દુર્લભશંકર કાળા કામદારને આં પુત્રીના લગ્ન પ્રસંગ હોવાથી અહીંના ના. ઠાકોર સાહેબે રા. મોઢુકના વડીલોની નોકરીની કદરમાં પોશાક ત્યા હળવદ દરબાર ના. વાનસુરવાળા સાહેબે રા. મોઢુકની નોકરીની કદરમાં રૂા. ૫૦૦ ની મદદ કરી છે

**પગારમાં વધારો:**—રા. રા. ભગવાનલાલ વી. પ્રભાશંકર માંકડ મોરબી, રેવન્યુ અધીકારીને ના. મોરબી ઠાકોર સાહેબે રૂા. ૧૦૦ નો પગાર કરી આપ્યો છે.

**શ્રી હાટકેશ્વરમાં આરસ** પથરાવી દેવાનું કામ અહીંના રહીશ રા. રા. મણીશંકર પ્રાણજીવન માંકડે પુરૂં કરાવ્યું છે. અને તેની શુદ્ધ કરવાની ક્રીયા મહોત્સવને દીવસ બ્રાહ્મણોની વાણીથી કરી હતી. રા. મોઢુકને કુલે એકંદર ભોજન ખર્ચ રૂા. ૧૨૫ ને આશરે થયેલ મનાય છે.

## સામાન્ય.

**પગારમાં વધારો**—કોઠા ચાણદાર રા. રા. નંદશંકર મોતીરામનો પગાર રૂા. ૧૦૦ થી ૧૨૦ થયો છે.

**વૈદ્યશાળામાં અર્પણ:**—વૈદ્યરાજ રા. રા. મણીશંકર ગોવિંદજીને મરહુમ રા. રા. આધવરાય જેઠાભાઇ બક્ષીની કરેલ દવા બદલ રૂા. ૧૦૦ તેમને આપેલ તે મરહુમ રા. સાથેનો પોતાનો સંબંધ જણાવી તે ન રાખતા વૈદ્યરાજની રાજકોટની શાળામાં વૈદ્યશાળા સ્થાપી છે તેમાં મદદ દાખલ તે રકમ વૈદ્યરાજે કબુલ કરી છે.

# परिक्षाना परिणाम.

(૧) કાઠીયાવાડ એજન્સી ડીપાર્ટમેંટલ —

સીવીલ એક—રા. રા. નરસિંહપ્રસાદ રણછોડજી વૈષ્ણવ બી. એ. પોરબંદર.

(૨) મીકેનીકલ એનજીનીયરીંગ:—

બીજા વર્ગમાં:—૧ રા. રા. પ્રતાપરાય ઓધવલાલ ઝાલા કાઠીયા.

૨ „ રવીશંકર નટવરલાલ બુચ રાજકોટ.

૩ „ મહાશંકર નથુરામ વસાવડા જામનગર.

૪ „ હરિપ્રસાદ સુર્યશંકર બુચ જામનગર.

**સેકન્ડરી ટીચર્સ સરટીફીકેટ.**—

રા. રા. ત્ર્યંબકલાલ રેવાશંકર પિત્તાલીયા ભાસલી. માસ્તર સીંધ મદ્રેસા કરાંચી.

---

## કરાંચી.

કરાંચીમાં નાગર મંડળની સ્થાપના થયાના ખબર અમોને મળેલા છે તેને અમો વધાવી લઈએ છીએ. તે મંડળના મંત્રી ગીરજાશંકર પ્રેમશંકર વૈશવ અમને લખી જણાવે છે કે ત્યાં વસતા આપણા ભાઈઓએ આપણા ઈષ્ટદેવ શ્રી હાટકેશ્વરનો પાટોત્સવ તથા આપણી જ્ઞાતિના અલંકારરૂપ શ્રી મનુસિંહ મહેતાની બે જયંતિઓ ઉજવવાના હેતુથી આ મંડળની સ્થાપના કરેલી છે.

મંડળના સભ્યોનું લવાજમ વ્યાપારી દ્રષ્ટિએ ઠરાવવામાં આવ્યું છે એટલે કે દરેક સભ્ય પાસેથી તેની કમાણીના પ્રમાણમાં રૂપીએ એક પાઈ લેવાનો ઠરાવ કરેલ છે જેમાં પણ રૂા. ૧૫) અથવા એથી ઓછી જેની માસિક આવક હોય તેવા ગૃહસ્થો પાસેથી કંઈપણ લવાજમ નહીં લેવામાં આવે એમ ઠરાવેલ છે.

ગયા માગસર સુદ ૭ ના રોજ રાત્રીએ શ્રીમનુસિંહ મહેતાને શ્રીકૃષ્ણ પરમાત્માએ હાર આરોપ્યો તે ઉત્સવ પૂર્ણ શ્રદ્ધાથી ઉજવવામાં આવ્યો હતો. મોતીલાલ તુલસીદાસ ઠાકરને જં-મશેથી જશરાજ લાલજીના દ્વારકાધીશના મંદીરે આખું મંડળ દર્શન કરવા ગયેલું હતું. ત્યારબાદ બંગલે ભાઈ રા. મુળશંકર લક્ષ્મીશંકરને પ્રમુખ સ્થાન આપી કાર્યની શરૂઆત કરી હતી જેમાં રા. અનંતરાય માનશંકર ઝાલા, રા. ભુપતરાય મોહનલાલ બુચ, રા. મોહનલાલ પરમાણંદદાસ બુચ વગેરેએ ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો. છેવટ દુગ્ધપાન કરી મંડળ વીખરાયું હતું

## જાહેર વિજ્ઞપ્તિ.

રાજા મૂનેદી માધવલાલનો મુંબઈ ઇલાકાનો પ્રવાસ તેની છબી સહિત છપાઈને તૈયાર થયેલ છે તેમાં મજકુર પ્રવાસ દરમીયાન તેઓશ્રીને અપાયેલાં માનપત્રો, તેના જવાબ તથા બીજી વિગતવાર હકીકત આપેલી છે. રાજકોટની જ્ઞાતિ તરફથી અપાયેલ માનપત્રમાં સમગ્ર જ્ઞાતિના નામાંકિત વીરપુરુષોની મરજાદનું દિગ્દર્શન કરાવેલું છે તે ખાસ મનન કરવા લાયક છે. તે પુસ્તક વિના મૂલ્યે સહુ કોઈને આપવાનું છે તો ટપાલ ખર્ચનો આનો એક મોકલી તે પુસ્તક મંગાવી લેવા વિનંતિ છે.

વ્યવસ્થાપક ત્રિમાસિક.

## મદદ તથા લવાજમની પહોંચ.

### વર્ષ સાતમા પેટે.

સુંદ્રા.

૨ રા સોમજી કૃષ્ણજી છાયા
૨ ,, રેવાશંકર મયાશંકર
૧ ,, વિજયશંકર મુરારજી
૧ ,, દેવશંકર ગોવર્ધન
૧ ,, મુકુંદજી પ્રાગજી

૦ાા ,, દોલતરામ અમરજી માંગરોળ
૫ ,, સાકરલાલ હરજીવનદાસ ,,
૫ ,, મૂળચંદ કૃપારામ ,,
૫ ,, ત્રિભુવનદાસ કૃપાશંકર ,,
૫ ,, જયશંકર ગૌરીશંકર ,,
૫ ,, લીલાધર કેશવજી ,,



પુસ્તક ૯મું. પોષ શુદ ૧૪, સંવત ૧૯૭૦. અંક ૪થો.

## ॥ ॐ ॥

## ॥ पठ विशारद भारत भारतीम् ॥

जगत आद्यगिरां स्वयमुत्थितां सकलवेदपुराणविभूषणाम् ॥
स्वरमाक्लिनवदाप्रियमण्डना पठ विशारद भारत भारतीम् ॥ १ ॥
मधुरफलमपनाशनहेतुकां मदनदक्रमणक्षमसेतुकाम् ॥
सुरवरर्षिवरानिशसेवितां पठ विशारद भारत भारतीम् ॥ २ ॥
भवमहाब्धिनिमग्नहृतारिणीं विकटसंकटसंचयहारिणीम् ॥
स्वशरणागतभावुकधारिणीं पठ विशारद भारत भारतीम् ॥ ३ ॥
भरतखंडसुमंडनसुंदरां स्वगलंकृतसर्ववसुन्धराम् ॥
सदितिहासविलाससुकन्दरां पठ विशारद भारत भारतीम् ॥ ४ ॥
तनुभृतामभिलापविकासिनीं भयलशोकविमोहविनाशिनीम् ॥
जगदशेषनृणां स्थितिशासिनीं पठ विशारद भारत भारतीम् ॥ ५ ॥
कुचरितार्पितजीवनबन्धनं दलति या च ददाति यशो शुभम् ॥
स्यति तमिस्रमभिक्षणमं घनं पठ विशारद भारत भारतीम् ॥ ६ ॥
विविधभावरसोक्तिमनोहरां मधुमधुसमुधासुपयोहराम् ॥
क्षितिसमागतकामपयोधरां पठ विशारद भारत भारतीम् ॥ ७ ॥

जनपदोन्नतिसंस्तविदर्शिनीं त्रिविधतापसमुच्चयकर्षिणीम् ॥
सततमभ्युपपत्ति विमर्शिनीं पठ विशारद भारत भारतीम् ॥ ८ ॥

* * * *

स्मर हरं महरानवधानतां सुमतिसागर नागर आग्रहि ॥
स्वकुलबन्धुसमुन्नतिसिद्धये पठ च पाठय भारत भारतीम् ॥ ९ ॥

श्री भारती भवन, सिंहलद्वीप. } अमृत.

---

## जीवने उपालंभ.

( राग रामग्री )

जाग, जागने तुं जीवडा ! जरा जोने विचारी,
असार संसारने मोही रह्यो, सत्य मेल्युं विसारी ! जाग जागने०
देह रुपी आ पिंजरुं, तेमां केम फसायो ?
संसारनो सार थही भतां, तुं तो केम न परायो ? जाग जागने०
इष्ट वस्तु तुज पन छे, तारे मयाण न करवुं ;
माया जाळ सघळे रही, तेमां नहि रे विचरवुं. जाग जागने०
मोह माया तने भूलवे ; तेमां केम भूलाये ?
पड्रिपु तारी पाछळ पडे, नाश नाश नशाये ! जाग जागने०
जप तप ध्याननी साधना, साध साध सधाये,
संचय कर परलोकनुं भातुं जेम संचाये ! जाग जागने०
सुलामणीमां ममीश मां सदा सावध रे'जे !
क्षिमकर वस्तुने शोधवा थाजे तत्पर स्हेजे ! जाग जागने०
रे ! रे ! अभागी जीवडा ! तने जावा न गमइुं ;
दुःसह दुःख दम्या करे, तोपण केम विसरतुं ? जाग जागने०
शुं छे स्वाद संसारमां ? जे छे दुःखनो दरियो ;
लेख लख्या जे ललाटमां ते न टळशे जरी ओ ! जाग जागने०
स्मरण करने सदोशिवनुं खरी साहाय्य ते करशे ;
घट घट व्यापक विश्वमां सट दुःखडां ते हरशे. जाग जागने०

जूनागढ. } नागर श्री.

---

# वडनगरोत्पत्ति रेखा.

( ગતાંક પૃષ્ઠ ૮૫ થી અનુસંધાન. )

## ૪ નગર ( છ. સ. ૩૨૬ થી ૩૪૦ સુધીમાં )

નગર નામની ઉત્પત્તિ માટે નાગરખંડમાં સવિસ્તર આખ્યાન આપેલું છે. વસ્તુત. નાગરખંડનો પ્રધાન ભાગ નાગલોકો અને આર્ય રાજાઓના વિગ્રહોના વર્ણનથી રોકાયેલો છે. વડનગરના નાગર બ્રાહ્મણોને પણ નાગલોકો સાથે વારંવાર કલહો થયા કરતા હતા. છતાં હાટકેશ્વરની ઉપાસના તો તેઓએ નાગલોકોના સમાગમથીજ ગ્રહણ કરી હતી. હિંદુસ્થાનમા તે સમયે શંકરની ઉપાસના વૈદિકમતાનુસાર રૂદ્રદેવતા રૂપે પ્રચલિત હતી[१६]; તેથી આ નવીન સુધારા (innovation) ને દબાવી દેવાને આર્ય રાજાઓએ વારંવાર યત્નો કર્યો હતા. ચમત્કારપુર વસ્યા પહેલા તે સ્થળનું નામ હાટકેશ્વરની ઉપાસનાને લીધેજ હાટકેશ્વર ક્ષેત્ર પડ્યું હતું, ત્યાંથી ઇંદ્રે એટલે ઉત્તર દેશના રાજાએ નાગ લોકો સાથે તુમુલ સંગ્રામ કરી તેઓને હાંકી કાઢ્યા હતા, એમ પ્રથમ કહેવામાં આવ્યું છે. આ નાગલોકો કોણ હતા, તેનો યથાર્થ નિશ્ચય થઇ શકતો નથી. નાગલોકોના એક તક્ષક કુળ ઉપરથી, તેઓ પ્રાચીન તાતાર અથવા તુરૂષ્ક દેશના શક (Scythian) જાતિના હતા, એમ યુરોપના વિદ્વાનો ધારે છે[१७] પરંતુ છેક વૈદિક કાળમાં પણ ઇંદ્રનો કટ્ટો શત્રુ વૃત્ર પણ અહિ એટલે નાગ જાતિનો હતો, એમ ઋગ્વેદ ઉપરથી જણાય છે[१८] તેમજ તેજ વેદની સંહિતાના ૧૦ મા મંડળનું ૧૮૯ મું આખુ સૂક્ત સાર્પરાજ્ઞી એટલે કોઇ નાગરાજાની રાણીએ રચેલું છે, એમ કહેવાય છે[१९] મહાભારતના કાળ પહેલાં કાશ્મીરમા તે લોકોનું સ્વામીત્વ હતું, એમ રાજતરંગિણી ઉપરથી જણાય છે[२०] મહાભારતના કાળમાં પણ ગંગા નદીને ઉત્તરતીરે, કુરૂક્ષેત્રમાં, ખાંડવવનમાં અને ઇક્ષુમતીનદીને તીરે તેઓનુ રાજ્ય હતુ[२१] રાજા પરીક્ષિતનો પરા-

---

૧૬ भूमौ रुद्रस्य लोकस्य पाताले हाटकेश्वरम् ॥ લિંગપુરાણ અ. ૧ શ્લો. ૫૪.

૧૭ કર્નલ ટોડકૃત રાજસ્થાન, ભાગ ૧ પૃ ૫૦

૧૮ ઋગ્વેદ સંહિતા મંડલ ૧ સૂક્ત ૩૨માં વૃત્રને અહિ અને સર્પ આદિકોમાં એપ્ર કહેલો છે

૧૯ मायस्त्रे (१८९) रिति सूक्तस्य सार्पराज्ञी मुनिः स्मृतः ॥
બૃહદેવતા આર્ષાનુક્રમણી, દશમ મંડલ, શ્લો ૯૮.

૨૦ उपद्रैतस्तमिष्यन्त्य दण्डकुण्डासपमिणा ॥
यत्सर्वनागाधीशेन नीलेन परिपाल्यते ॥ તરંગ ૧ શ્લો. ૨૮

૨૧ बहूनि नागवेश्मानि गङ्गायास्तीर उत्तरे ॥१३७॥

ગુપ્તવંશનો કોઇ સુબો અથવા સ્વતંત્ર થઈ ગયેલો ફંટાયો રાજા આ કંપિલ નગર માં રહીને ગુજરાતનું રાજ્ય કરતો હોય, તો તે સંભવિત જણાય છે તે સમયમાંજ એટલે ભર્તૃયજ્ઞના સમયમાંજ વડનગર ફરી આબાદ થયું હતુ. તે સઘળી હકીકતોને એક સાથે મુકીએ તો નાગલોકોનો અત્યંત પરાજય કરી અશ્વમેધયજ્ઞ કરનાર સમુદ્ર ગુપ્તનો દિગ્વિજય નાગરખંડના કર્તા ભર્તૃયજ્ઞે નજરે જોવાથી પૌરાણિક રચનામાં તેનું પૃથ્વીજય નામ આપ્યુ હોય, તો તે લેશ માત્ર પણ અસંભવિત નથી , અને તેજ પૃથ્વીજય રાજાની સાહાય્યથી ચમત્કારપુરના બ્રાહ્મણોએ નાગ લોકો ઉપર છેવટનો જય મેળવ્યો હોય, તેજ બનવા યોગ્ય લાગે છે.

તદુપરાંત તે સિદ્ધાન્તને પુષ્ટિ આપનાર એક સ્વતંત્ર બાહ્ય પ્રમાણ પણ મળી આવે છે

વડનગરા નાગરોમા લગ્નની ક્રિયાની સમાપ્તિએ ઉકટામણિ (ઉક્તિમણિ?) એટલે સાક્ષીપત્ર વાંચવાનો રીવાજ છે આ સાક્ષીપત્રમાં વરકન્યાનાં માતપિતાની કુળીઓ ઉપરાંત જ્ઞાતિના અગ્રણી પુરૂષોનાં નામો પણ લખવામાં આવે છે. આ ઉકટામણિમાં તે રીવાજના ઉત્પત્તિ કાળનુ વર્ષ એટલે "चारसेचिलोत्तरा" —એમ લખવાનો અને બોલવાનો અદ્યાવધિ પર્યંત રીવાજ ચાલ્યો આવે છે.[૧૭] ચારસે ચિલોતરા એટલે ૪૦૪ એમ સહજ સમજી શકાય છે આજ પણ તેરે આઠ ચિલોત્તરસો (૧૦૪) માં ચિલોત્તરનો અર્થ "ચાર અધિક" એવોજ કરવામાં આવે છે નાગરોમાં વિક્રમ સંવત્ ગણવાની પરંપરાથી પ્રથા ચાલી આવે છે તેથી આ ૪૦૪નું વર્ષ વિક્રમ સંવતનું ગણતાં ઈ. સ ૩૪૮ની બરાબર થાય છે. આ રીવાજનું મૂલ નાગરખંડમાંથી ઉપલબ્ધ થઇ શકે છે નાગરખંડના અધ્યાય ૧૪૮,૧૪૯ ઉપરથી જણાય છે કે — વર્ધમાન શહેરના કોઇ અતિશુદ્ર પુરૂષે કપટથી નાગરવેષ ધારણ કરી, વડનગરમાં આવીને કોઇ નાગર કન્યા સાથે લગ્ન કર્યું હતું પાછળથી તે પુરૂષની જાતિ જણાઇ આવતાં, તે પુરૂષ નાશી ગયો હતો, નાગર કન્યાને બળી મરવુ પડ્યું હતું, અને તેનાં સમ્બધીઓને દુષ્કર પ્રાયશ્ચિત કરાવવામાં આવ્યું હતું. તે પ્રસંગે ભર્તૃયજ્ઞે નિયમ કર્યો કે —"હે ભૂદેવો ! આજથી જે કોઇ નાગર બ્રાહ્મણો પોતાની કન્યાને આપતી વખતે ખરો નાગર બ્રાહ્મણ છે કે નહિ, તેની પરીક્ષા કર્યા વિના જો તેમનો વિવાહ કરશે તો તે મહાપાપી કહેવાશે" અધ્યાય ૨૦૦માં વિદેશથી આવેલા નાગર બ્રાહ્મણના કુળની પરીક્ષા જ્ઞાતિના અગ્રણીઓ સમક્ષ કરવી, એમ પણ ઠરાવ્યું છે આ નિયમાનુસારે વિક્રમ સંવત ૪૦૪ ઇ સ ૩૪૮થી ઉકટામણિ એટલે સાક્ષી પત્ર વાંચવાનો રીવાજ શરૂ થયો હોય એમ સિદ્ધ થાય છે આ હકીકત ભર્તૃયજ્ઞના સમયમાજ બનેલી હોવાથી, ચમત્કારપુરનું નામ નગર અને તેના બ્રાહ્મણોનું નામ નાગર પડયા પછી થોડાંજ વર્ષો પછી બનેલી હોવી જોઇએ અર્થાત્ ઇ. સ. ૩૪૧માં સમુદ્રગુપ્તે અશ્વ-

---

[૧૭] ઉકટામણિમા भो भो ! श्रूयताम् ! वर्ष पात्तु वेटी . . . मत्यक्षमण्डपे चारसो चिलोत्तरा । વિગેરે વિગેરે લખવાનો રીવાજ છે.

એમ યત્ન કર્યો તે પહેલાં બળવાન્ પણ ક્રૂર અને પ્રજાપીડક નાગ શત્રુઓનો તેણે અત્યંત પરાજય કર્યો તે સમયમાં એટલે છેવટમાં છેવટ ઇ. સ. ૩૪૦માં ચમત્કારપુરને નાગોથી, તેણે નિષ્કંટક કર્યું હશે, એમ સબળ અનુમાન થાય છે.

પ્રોફેસર દેવદત્ત ભાંડારકર એમ ધારે છે કે—વલ્લભીપુરના રાજાઓ મૈત્રક જાતિના હતા. હિંદુસ્તાનમાંથી શક લોકોની સત્તાનો નાશ થયા પછી, તેઓ કુષ્ણ અને ગુર્જરોની સાથે તાતાર અને અફઘાનીસ્તાનમાં થઇને હિંદુસ્તાનમાં આવ્યા હતા. તે સમયે તેઓ, હાલનું પંજાબની વાયવ્ય કોણમાં કાંગડા ગામ છે, તે સ્થળે પ્રથમ નગરકોટ નામનું ગામ હતું, ત્યાં વસ્યા હતા. ત્યાંથી જુદાં જુદાં ટોળાં હિંદુસ્તાનના જુદા જુદા ભાગો ઉપર પથરાઇ ગયાં હતાં તેમાંનું એક ટોળું વડનગર આવ્યું, અને નગરકોટ ઉપરથી તેનું નગર નામ પાડ્યું, તેમજ પોતે મૂળ નગર નિવાસી હોવાથી નાગર કહેવાયા.[૨૮] આ કલ્પનાને બાધક એવી અનેક દલીલો છે કે—જેની સામે આ કલ્પના ક્ષણભર પણ ટકી શકે તેવી નથી. પરંતુ તે સર્વ દલીલોનું વિવેચન કરવાનો આ સ્થળે પ્રસંગ નથી. માત્ર એટલુંજ કહેવું બસ છે કે—ક્યા સુધી મૈત્રક અથવા મિહિર નામની કોઇ સ્વતંત્ર જાતિ તે સમયમાં અફઘાનીસ્તાન, તાતાર કે ઇરાનમાં વિદ્યમાન હતી, અને તે જાતિના લોકો હિંદુસ્તાન ઉપર કુષ્ણોની સાથે ધસી આવ્યા હતા, તેવું સ્વતંત્ર પ્રમાણથી સિદ્ધ ન થઇ શકે, ત્યાં સુધી મૈત્રક અને મિહિર અથવા મર્સની અર્થસંગતિ હોવાથી, તેવી વિદેશીય જાતિની કલ્પના કરવી, તે બુદ્ધિગમ્ય થઇ શકતું નથી. તેથી ઉલટું, ઉપનયન સંસ્કારથી હીન થઇ ગયેલ વૈશ્યની પ્રજા મૈત્ર કહેવાય છે, એમ મનુસ્મૃતિમાં સ્પષ્ટ લખ્યું છે.[૨૯] વલ્લભીપુરના રાજાઓ સૂર્યોપાસક હતા, તેથી તેઓ ઇરાનમાંથી આવેલા મિહિર જાતિના હતા, એમ કહેવાય છે પરંતુ સૂર્યોપાસના છેક વૈદિક કાળથી હિંદુસ્તાનમાં ચાલી આવે છે, છતાં સૂર્યોપાસકો વિદેશીય જાતિના હોવાજ જોઇએ, એમ માનવું, તે અતિશય આશ્ચર્ય ઉપજાવનારૂં છે. નાગરોમાં તો તેવી સૂર્યોપાસના કદિ પણ હતી નહિ. ચમત્કારપુર વસ્યું ત્યારે તેઓ નૈમિષારણ્યમાંથી આવ્યા હતા. તેનું નગર નામ પડ્યું તે પહેલાં તેઓ તે સ્થળે અન્યત્ર નાશી ગયા હતા. તેના તેજ બ્રાહ્મણો નાગલોકોનો પરાજય થયા પછી ત્યાં આવીને વસ્યા, ત્યાં સુધી તેઓમાં વૈદિક ક્રિયા સિવાય બીજી કંઇ પણ ઉપાસના જોવામાં આવતી નથી. ફરીથી તે સ્થળે આવીને વસ્યા પછીજ કોઇ નાગર બ્રાહ્મણે તેઓમાં હાટકેશ્વરની ઉપાસના પ્રચલિત કરી હતી.[૩૦] વલ્લભીપુરના મૈત્રક રાજાઓનું અસ્તિત્વ જ્યારે ઇ. સ. ના પાંચમા સૈકાના અંતમાંજ સાંભળવામાં આવે છે, ત્યારે ઉદ્યામણિમાં લખાતી સાલ ઉપરથી તેઓ વિક્રમ સંવત્ ૪૦૪ (ઇ. સ. ૩૪૮) માં તો વડનગરમાં સારી પેઠે જામી ગયા હતા એમ નિશ્ચયપૂર્વક કહી શકાય છે.

---

૨૮. ઇંડિયન એન્ટીક્વેરી, ઇ. સ. ૧૯૧૧નો જાન્યુઆરી માસનો અંક પૃ. ૧૮

૨૯. મનુસ્મૃતિ અ. ૧૦ શ્લોક ૨૩

૩૦. નાગરખંડ અ. ૧૦૬-૧૦૭.

આકસાર ગોત્રના બ્રાહ્મણો ચમત્કારપુરનું નગર નામ પડ્યા પહેલાં ઘણાં વર્ષો પૂર્વે તે સ્થળે નૈમિષારણ્યમાંથી આવ્યા હતા, તેના તેજ બ્રાહ્મણોએ નાગલોકોથી તે સ્થળ નગર એટલે નિર્વિષ અથવા નિષ્કંટક કરીને તેનું નગર નામ પાડ્યું હતું[3]! તેવી સ્પષ્ટ હકીકત નાગરખંડમાં લખ્યા છતાં અફગાનીસ્તાનની સરહદ ઉપર આવેલ નગર કોટથી કોઇ વિદેશીય જાતિના લોકો છેક પાંચમા સૈકાના અંતમાં વડનગરમાં આવ્યા, અને જે સમયમાં હિંદુસ્તાનમાં વૈદિકધર્માવલંબી ચક્રવર્તી રાજાઓ થઇ ગયા, જેઓએ વર્ણાશ્રમ ધર્મનું પુનરુત્થાન કર્યું, તેમજ જે કાળમાં વૈદિક ધર્મ પળાવવાને માટે જેઓએ સખ્ત કાયદાઓ ઘડ્યા હતા, [૨]તે કાળમાંજ તેઓ અલ્પ સમયમાંજ ઉત્તમોત્તમ બ્રાહ્મણો રૂપે સ્વીકારાય, તેવી ક્લિષ્ટ કલ્પનાનો પ્રાદુર્ભાવ થાય, તે ખરેખર વિલક્ષણ લાગે છે અલબત હિંદુસ્થાનના દરેક ભાગ ઉપર અને જુદી જુદી જ્ઞાતિઓમાં નાગર સંજ્ઞાઓ છે, તે સઘળી જ્ઞાતિઓની ઉત્પત્તિ અને કારણો શોધવાં, તે અતિશય દુષ્કર છે અને તે કારણથી એક ધાએ બધાનું સમાધાન કરવાનું ઇચ્છનારને તેવી વિલક્ષણ કલ્પના સહજ ભાવી જાય તેવી છે પણ તેટલાજ માટે તે કલ્પના યથાર્થ છે, તે કદિપણ સ્વીકારી શકાશે નહિ. નાગર પુરૂષ અને વૈશ્ય સ્ત્રીથી ઉત્પન્ન થયેલી પ્રજા નાગર વાણીયા તરીકે આજે ગુજરાતમાં સુપ્રસિદ્ધ છે તેજ પ્રમાણે નાગરો જેઓ મૂળથી અયાચક હોઇને સાહસિક હોવાથી વ્યાપાર અથવા રાજસેવા નિમિત્તે જીવન નિર્વાહાર્થે હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં ગયા હોય, અને ત્યાં કાલાન્તરે સ્વધર્મને ભૂલી જઇને તે તે સ્થળની અનુકૂળ જ્ઞાતિઓમાં ભળી ગયા હોય, અને તે ઉપરથી નાગર વાણીયાની જેમ નાગર ગુર્જરો, નાગર મૈથિલો, નાગર દક્ષણીઓ, નાગર તૈલંગો, નાગર રજપુતો, નાગર કાયસ્થો, નાગરજાટો, નાગર કણબીઓ અને નાગર નેપાલીઓ— એવી ભિન્ન ભિન્ન સંજ્ઞાઓ પડી હોય તો તે વધારે સંભવિત છે ગમે તેમ હોય પણ વલ્લભી રાજાઓના અસ્તિત્વ પહેલાં ઘણા કાળપૂર્વથીજ નાગરો વડનગરમાં વિદ્યમાન હતા, એમ નિશ્ચયપૂર્વક સિદ્ધ થવાથી પ્રોફેસર દેવદત્ત ભાંડારકરની કલ્પના કેવળ નષ્ટ થઇ જાય છે, એમાં શંકાવકાશ નથી. અપૂર્ણ

માનશંકર પીતાંબરદાસ મહેતા.

---

[૨] સ્મીથકૃત ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ, પૃ ૨૮૧

[3] गरं विषमिति प्रोक्तं न तस्याऽस्ति च साम्प्रतम् ॥
मत्प्रसादात्त्वया ह्येतद्धार्यं ब्राह्मणोत्तम ॥
नगरं नगरं चैतच्छ्रुत्वा ये पन्नगाधमाः ॥
तत्र स्थास्यन्ति ते वध्या भविष्यन्ति यथासुखम् ॥
अद्य प्रभृति तत्स्थानं नगराख्यं धरातले ॥
भविष्यति सुविख्यातं तव कीर्ति विवर्धनम् ॥

# एक महा प्रश्न.



નાગરોના રીત રિવાજ બ્રાહ્મણોથી ઘણી રીતે જુદા પડે છે. નાગરોમાં પણ ગૃહસ્થ અને વૈદિક એવા બે ભાગ છે, અને દક્ષિણા લેનાર વૈદિક ભાગથી અયાચક વૃત્તિવાળો ગૃહસ્થ ભાગ ઘણી ઘણી બાબતોમાં ભિન્ન છે 'અન્ન તેવું મન' એ ન્યાયે દક્ષિણાનો સ્વીકાર કરનારના મન ગૃહસ્થ વર્ગના મનથી જુદી પ્રતિના હોય, તો તેમાં માત્ર કુદરતનો જ દોષ કહેવાય જો નાગરના જ બ્રાહ્મણ ભાગથી નાગરોની ભિન્નતા સ્પષ્ટ રીતે દેખી શકાય તેવી છે, તોપછી અન્ય બ્રાહ્મણોથી તો બહુજ ભિન્ન વૃત્તિ હોય તેમાં નવાઇ શી ? અને અન્ન તેવું મન હોય જ એમ સ્વીકારીએ તો નાગરથી જુદી વૃત્તિવાળાના હાથનું બનાવેલું અન્ન ખાવું એ પણ આપણી નાગરવૃત્તિને હલકી કરવામાં કારણરૂપ માનવું જોઇએ

અન્ય બ્રાહ્મણોથી નાગર બ્રાહ્મણો જુદા પડે છે અને નાગર બ્રાહ્મણો તો આપણા પૂજ્ય અને ગુરૂરૂપ છે એટલે તેમના હાથની રસોઇ જમવામાં બાધ હોય જ શાનો ? જોકે હમણાં ગુરૂરૂપ અગર પૂજ્યરૂપ કરતાં રસોઇઆ તરીકે નાગરબ્રાહ્મણોનો વધારે સત્કાર કરવામાં આવે છે તોપણ તે દોષ કાંઇ તેમનો ન કહેવાય તેમને કેવું માન આપવું તે નાગરગૃહસ્થની લાયકાતની વાત છે માન મળશે તો તેમની પાત્રતામાં ફેર પડશે અને પાત્રતા વધારે યોગ્ય બનશે તેમ માન વધારે મળશે. આવું થશે તો નાગરબ્રાહ્મણો વધારે પૂજ્ય બનશે—પણ તેથી તેઓની રસોઇઆ તરીકેની સ્થિતિમાં કેટલો ફેર પડશે ? રસોઇનો ધંધો બહુ આકર્ષક નથી—આથીકરીને જ તે ધંધો લેવાય છે. રસોઇઆની નિર્જોખમી અને સ્વતંત્ર નોકરી મૂકી દઇ, દશ રૂપીઆની મેતાજીની નોકરી સ્વીકારવા તત્પર હોય એવા ઘણા નાગરબ્રાહ્મણો મળી આવે છે જો તેવી સ્થિતિ છે, તો પછી આપણે રસોઇઆ માટે શું કરવું ?

જો આપણે નાગરપણાનો સમાવેશ સ્વજ્ઞાતિના જ રસોઇઆની રસોઇ જમવામાં જ કરીએ છીએ, તો એક જ્ઞાતિ તરીકે રસોઇઆનો પ્રશ્ન એ એક મહા પ્રશ્ન થઇ પડે છે.

અલબત, વ્યક્તિ તરીકે આ પ્રશ્નનો જવાબ દરેકે પોત પોતાની મેળે જ મેળવી લેવાનો છે એક વખત રસોઇઆની વાત નીકળી અને મુશ્કેલી હોવાથી બહુ બહુ મુઝાવું પડે છે એ સિદ્ધ થયું, ત્યારે બીજો એક ઉત્તર ન મળવાથી એક નાગર બ્રાહ્મણ જે ત્યાં હાજર હતા તેણે જવાબ આપ્યો કે 'નાગરબ્રાહ્મણ ન મળે તો તમે મરજીમાં આવે તેને રાખો તેમાં નાગરબ્રાહ્મણો શું કરે ? ધર્મ સાચવવો એ સૌ સૌની ઇચ્છાની વાત છે તમારે ધર્મ સાચવવો ન હોય તો ગમે તે કરો' ('ગમે તે કરો', એટલું બોલીનેજ તે ભૂદેવ અટક્યા નહોતા તેણે તો આગળ ચલાવ્યું હતું અને એવાં વાક્યો કહ્યાં હતાં કે તે અહિં લખવામાં પણ નાગરત્વ અને બ્રાહ્મણત્વ નો ભંગ થાય, એવું મને લાગે છે માટે તે નથી લખતો).

આ જવાબ વ્યક્તિ માટે બરાબર હતો પરંતુ જ્ઞાતિ જો એક સમસ્ત વર્ગના સવાલોનો નિર્ણય કરનાર જીવંત સંસ્થા તરીકે ટકી રહેવા ઇચ્છતી હોય, તો જરૂરનું છે કે જ્ઞાતિને લગતા મહા પ્રશ્નોનો ગંભીર પણે વિચાર જ્ઞાતિએજ કરવો જોઇએ જો જ્ઞાતિ તેનો નિવેડો ન લાવી શકે તો વ્યક્તિ યથેચ્છ વર્તન કરે છે વ્યક્તિના કિસ્સાઓ વધી જવાથી જ્ઞાતિ શાસન કરી શકતી નથી શાસન કરવાનું બળ જવાની સાથે જ્ઞાતિ એક જીવંત સંસ્થા મટી જાય છે. આ અનર્થ હાલ આપણામાં નથી એમ નથી. માટે જ જરૂરનું છે કે આ મહા પ્રશ્નનો વિચાર જ્ઞાતિએ કરવો જોઇએ.

મુંબઇમાં નાગરો માટે સારા ખાતાંની જરૂરીઆત સૌ સ્વીકારે છે, છતા કોઇ પણ તે તરફ પ્રવૃત્તિ કરી શક્યું નથી, તેનું કારણ પણ આજ મહા પ્રશ્ન છે એક સારાં ખાતાં માટે જે જે સગવડો જોઇએ તે બધી તૈયાર છે કામ કરનારા માણસો છે, જોખમ ખેડનારા સાહસિક પણ છે, નાણાં ધીરનારા પરોપકારી પુરૂષો પણ છે પણ રસોઇઆ ક્યા છે? થોડાં વર્ષ પર બધું ચોક્કસ જેવું જ થયું હતું, પણ તપાસ કરતાં રસોઇયો મળ્યો નહોતો. સારો પગાર આપતાં પણ ત્રણ વરસ સુધી બધાથ તેવો પણ કોઇ તૈયાર નહોતો નાગરેતર જ્ઞાતિ માટે આ મુશ્કેલી નથી. અન્ય જ્ઞાતિઓમાં રસોઇઆનો વર્ગ બહોળો છે અને એક નહિં તો બીજો, અને બીજો નહિ તો ત્રીજો એમ એક કલાકમાં પચાસ માણસ બદલાવવા હોય તોપણ મુંબઇ જેવા શહેરમાં મળે છે, પણ નાગરો માટે રસોઇઆ ક્યાં? એક હોય અને તે માંદો પડે કે જતો રહે, તો ખાતાં ચલાવનારે શું કરવું? આ મુશ્કેલી બહુ જ મોટી છે મુંબઇમાં એક ખાતાંની જરૂર બધા સ્વીકારે છે. આગળ વધી હું એટલું પણ કહું છું કે તેવાં ખાતાં માટે નાણાં કે જગ્યાની પણ મુશ્કેલી નડે તેવુ નથી પણ રસોઇઆના મહા પ્રશ્નનો જવાબ કોણ આપવા સમર્થ છે?

રસોઇવાની સંખ્યા ઓછી થતી જાય છે એ જો ખુશી થવા જેવું લાગતું હોય તો અન્યજ્ઞાતિમાંથી સ્વીકારવા નાગરજ્ઞાતિ તૈયાર છે? જો રસોઇઆની સંખ્યા ઓછી થાય છે એ ખોટું મનાતું હોય, તો તે સંખ્યા ટકાવી રાખવા નાગરજ્ઞાતિ સમર્થ છે?

મારો આ પ્રશ્ન વ્યક્તિને માટે નથી. વ્યક્તિ પોત પોતાનું નિભાવી લેશે તેમાં જ્ઞાતિએ વચ્ચે આવવાની જરૂર નથી. પણ મારો આ પ્રશ્ન જ્ઞાતિને માટે છે નાગરજ્ઞાતિનાં નાગરત્વ માટે એક મુખ્ય વાત ખાવા પીવાની છે બીજાં ગમે તેવાં કુકર્મ કરે તોપણ જ્ઞાતિ નાગરને અનાગર બનાવવાની પંચાતમાં નહિ પડે. પણ એક વખત અનાગરની રસોઇ જો કોઇ નાગર ખાશે તો તેને તે જ્ઞાતિ એકદમ જ્ઞાતિબહાર મૂકશે. "આમ કરવાનું જ્ઞાતિનું જોર હાલમાં દેખાતું નથી, કારણ ઘણા જણ પરજ્ઞાતિનું ખાય છે, છતાં જ્ઞાતિએ તેની નોંધ લીધી નથી" એવી દલીલ પાયા વગરની છે. જ્ઞાતિ તો એક સમુદિત સંસ્થા છે તેની પાસે રીતસર જે સવાલ ન આવે તેનો વિચાર કરવાની પેશકદમી જ્ઞાતિ જેવી ગંભીર સંસ્થામાં હોય જ નહિ, અને જ્ઞાતિ પાસે જો કોઇ વાત આવે છે તો તેનો નિકાલ કરવાનું જોર જ્ઞાતિમાં છે એ હજી સુધી સિદ્ધ જ છે ન્યાયાધીશનું કામ પોતાની પાસે આવે તે ગુન્હાને દંડ કરવાનું છે. ગુન્હા

સાબીતા કરવાનું કામ ન્યાયાધીશનું નથી જ્ઞાતિ એ ન્યાયાધીશ છે પોલિસ નથી. જો જ્ઞાતિને ભડુ ચડ હશે તો તે પોતાના પોલિસ નીમશે જે ગુન્હાઓ પકડવા તત્પર રહેશે પણ હાલની જ્ઞાતિએ પોલિસ નીમ્યા નથી. પોલિસ નીમવાની તેને દરકાર નથી તેણે દરકાર રાખવી જોઇએ પણ નહિં ન્યાયાધીશ તરીકે જે જે ગુન્હા તેની પાસે આવે અને પુરવાર થાય તેને દંડ દેવા માટે જ્ઞાતિ સમર્થ છે છાના છપનાં કુકર્મો કરનારની નોંધ લેવા જેવી કનડગતવૃત્તિ જ્ઞાતિની નથી એટલે જે જણ છાનીરીતે ખાતા હોય તેને માટે જ્ઞાતિને કાંઇ કરવાનું રહેતુ નથી. આશા છે કે આટલો જવાબ પેલી દલીલ માટે બસ થશે.

તે જવાબ દીધો, પણ તેથી મહા પ્રશ્નનો જવાબ મળ્યો નહિ જ્ઞાતિ, જો જ્ઞાતિ તરીકે પોતાનું જ્ઞાતિત્વ સાચવવા દરકાર રાખવા ધારતી હોય, તો જ્ઞાતિની વ્યક્તિની મુશ્કેલીઓ આપો આપ સમજી દુર કરવા પ્રયાસ કરવા જોઇએ તેટલું પણ જ્ઞાતિ ન કરે તો પછી જ્ઞાતિ કરશે શું ? આશા છે કે આ મહા પ્રશ્નનો વિચાર જ્ઞાતિના પટેલો કરશે અને કાંઇક ઉપાય સુઝાડશે.

એક નાગર.

---

# रा. रा. देवदत्त भांडारकर अने नागरोत्पत्ति.

## ગતાંક પૃષ્ઠ ૯૬થી અનુસંધાન.

પ્રોફેસર મહોદય દક્ષનાવતનધર્મી ઉચ્ચજ્ઞાતિના ઉચ્ચ વંશના અભિમાન વા ગૌરવ તથા શુદ્ધવીર્યોત્પન્નને પ્રતિકૂલ ઇતિહાસપુરાણોને કેવલ કથા માની પ્રમાણ માને છે, ત્યારેતો ઉચ્ચવર્ણ ાા ગૌરવને શુદ્ધ વંશજ થવાનાભી પ્રમાણ એજ કથારૂપ ઇતિહાસ પુરાણોમાથીજ લેવાનું તેઓએ ઉચિત મનવું જોઇએ. એમ ન કરવાથી એક પક્ષની એક આગ્રહ મનાય અને નિષ્પક્ષપાતની દ્રષ્ટિને દોષ લાગે છે જે સ્થલથી જ્ઞાતિના શુદ્ધવંશજ થવાનાં પ્રતિકૂલ પ્રમાણો લેવામાં આવ્યાં છે, તો તેજ સ્થળોમાંથી એજ જ્ઞાતિઓના શુદ્ધવંશ થવાનાં જે પ્રમાણો મળે, તેભી લેવાં જોઇએ, અને તે પ્રમાણે વિચાર કરી તેનો નિર્ણય કરવો જોઇએ. પુર્વ કાળમાં જો પુરૂષો નીચ જ્ઞાતિથી ઉચ્ચ જ્ઞાતિમાં આવ્યા છે તે કેવા સમય, સ્થિતિ તથા કારણોથી આવ્યા છે, તેનો વિચાર કરવો જોઇએ એનો સમય, સ્થિતિ તથા કારણ આ સમયમાં પણ ઉપસ્થિત થાય તો શું સામ્પ્રત નીચ જ્ઞાતિથી ઉચ્ચમાં આવવા કોઇ વિશેષ બાધા આવનાર છે ? મ્હારી બુદ્ધિ અનુસાર આ સમય નીચ જ્ઞાતિને ઉચ્ચ જ્ઞાતિ બનવાનો પ્રસંગ સારો છે પૂર્વ કાળમાં તો પંડિત બ્રાહ્મણો તથા રાજ્યપક્ષી ભી ભય હતો, પણ આ વખતમાં સહુજ સ્વતંત્ર છે, જેને અમે તે ઉચ્ચ જ્ઞાતીમાં બની શકે છે જે જ્ઞાતિ થોડાં વર્ષ પૂર્વે

વૈશ્ય વા શુદ્ર ગણાવી હતી, તે આજે બ્રાહ્મણ બનતી જાય છે, જે કોઇ સમયમાં સીરીયામા પારસી જ્ઞાતિની પુરોહિત જ્ઞાતિ હતી, તે શુદ્ધ બ્રાહ્મણ જ્ઞાતિ બની ગઇ છે આવા અનેક જ્ઞાતિના ઉચ્ચ જ્ઞાતિ બની જવાથી મ્હોટા તથા મહાન પુરૂષોએ આ વંશની શુદ્ધિ માટે એક વર્ણની અનેક જ્ઞાતિમા પણ ખાવા પીવા તથા પરણવા વ્યવહારની રોક કીધી જણાય છે

પૂર્વ કાળમાં અનુલોમજ પ્રતિલોમજ રીતિથી વિવાહ થતા હતા. તે સમયથી એવા વિવાહથી જે સન્તતિ ઉત્પન્ન થતી, તે જુદીજ જ્ઞાતિ થતી તે જુદાજ નામથી ઓળખાતી હતી એવી સન્તતિને પોતાના પિતાના શુદ્ધ વંશમાં ગણાવા માટે એવો નિયમ રાખવામાં આવ્યો હતો કે યદિ બ્રાહ્મણ સત્ શુદ્રા સ્ત્રીથી વિવાહ કરી સન્તાન ઉત્પન્ન કરે અને તે કન્યા સન્તાન બ્રાહ્મણનેજ પરણાવી જાય, ને પછી તેની કન્યા સન્તાનને વળી બ્રાહ્મણનેજ પરણાવવામાં આવે, તે એમ સાતમી પેઢીમાં સન્તાન થાય, તે શુદ્ધ બ્રાહ્મણ ગણાતુ હતુ આવી રીતે સાત વખત શુદ્ધ વીર્યથી ક્ષેત્ર શુદ્ધિ કરવામાં આવ્યા પછીજ શુદ્ધ વંશ મનાતો હતો.

પ્રોફેસર મહોદયનું કથન કે નાગર मैत्रक જ્ઞાતિના છે, ને હૂણો સાથે આ દેશમાં આવ્યા. એજ જ્ઞાતિના વલ્લભિ વંશના રાજા હતા ટૉડકૃત રાજસ્થાન પુસ્તકમાં ઉદયપુરનો ઇતિહાસ જોતાં માલૂમ થાય છે જે ગુહલોત રજપૂતોનો આદિ પુરૂષ વલ્લભિ વંશનો ગુહસેન નામનો રાજા ઇ સ. ૫૩૮-૫૬૭ સુધી રાજ્ય કરી ગયો લાગે છે. તેના બીજા પુત્ર ગુહાદિત્યથી ગુહલોત વંશ જે હાલ ઉદયપુરમાં છે, તેનો પ્રાદુર્ભાવ છે. વલ્લભિવંશ સ્થાપનાર વિજયસેન વા વિજયાદિત્ય હતો, જે ભટાર્કના નામથી પ્રખ્યાત હતો વલ્લભિ રાજ્ય ઇ સ, ૫૦૮માં સ્થાપન થયું હતું હુણ જ્ઞાતિના રાજા તોરમણે ગુપ્ત વંશના બુદ્ધ ગુપ્તના સમયમાં ઉત્તર હિંદુસ્તાન ઉપર આક્રમણ કીધો, તે સમય ઇ છઠી શતાબ્દિનો પ્રારંભ જણાય છે અટલે વલ્લભિવંશ સ્થાપના ને હુણોનો હુમલો સહકાલ આવે છે પણ ભટાર્કના પુત્ર ધ્રુવસેનના ઇ. સ ૫૨૬ના તામ્રપત્રથી જ્ઞાત થાય છે કે ભટાર્કે मैत्रकों ને હરાવી રાજ્ય મેળવ્યુ હતુ मैत्रकोंકે જેમણે બલજોરીથી પોતાના "દુશ્મનોને તાબે કર્યાં હતા, તેમના મ્હોટા અને બળવાન લશ્કર ઉપર સેંકડો ઘા કરી જેણે કીર્તિ મેળવી ' આ લેખથી સ્પષ્ટ છે જે વલ્લભિવંશ मैत्रिक જાતિનો ન હતો ઉત્તરના લવપુર (લાહોર) ન્હાસી આવી કનકસેને આ વડનગરમાં પ્રથમ રાજ્ય સ્થાપન કીધું હતું. કનકસેનથી ત્રીજી પેઢીમા વિજયસેન વલ્લભિવંશ સ્થાપનાર થયો હતો એટલે હુણોના આક્રમણ કાળથી ઘણા વર્ષ પૂર્વેજ વલ્લભિવંશ સ્થાપનારના વડીલો ગુજરાતમા આવી વસ્યા હતા, ને હુણો સાથે આવેલી मैत्रक જ્ઞાતિના વલ્લભિરાજા ન હતા. मैत्रक તેજ મ્હેર વા મેર લોક જણાય છે જે જ્ઞાતિના હાલના પોરબંદરના મહારાજા છે. मैत्रक શબ્દથીજ જણાય છે કે એ નામ સંસ્કૃત ભાષાનું છે मैत्र વા મિહિર ગોત્રવાળા શાકદ્વીપના બ્રાહ્મણ હતા मैत्रावरुणि અગસ્ત્ય વસિષ્ઠ તથા વાલ્મીકિનું નામ હતું, ને मैत्र બ્રાહ્મણનું સૂચક છે. વેદમાં मैत्रेय ની ગાથા છે રાજા આદિશૂરના સમયમાં કનોજની મેરથી બંગાલામાં ગયેલા બ્રાહ્મણોમાં હાલ લગભગ मैत्र અવટંક

જોવામાં આવે છે એટલે **मैत्रक, मैत्र वा मित्र** વા મિહિર શબ્દ પર્યાય વાચી જણાય છે ને એ લોક શાકદ્વીપીયવન બ્રાહ્મણ હતા એવો અનુમાન થાય છે. જેમ **हैहय,** હય તથા આદિ સત્તાવાળા ક્ષત્રિય રાજા સમરથી પરાસ્ત થઇ, દેશ બાહર જઇ વસ્યા તેમજ **मैत्रक वा मैत्र** લોક બાહર ચાલ્યા ગયા હશે, ને પાછળથી પાછા દેશમાં આવ્યા હશે હાલ સમયમાં પંજાબ પ્રાંતના ખત્રી તથા એના પુરોહિત સારસ્વત બ્રાહ્મણ કાબુલ કંદહાર દેશમાં જઇ વસ્યા છે, ને એ લોકનો પહેરવેષ દિનચર્યાદિ તે દેશ રોકાજ છે; પણ તેઓ હિન્દુજ ગણાય છે, ને પાછા દેશમાં આવે તો એ ખત્રી અને સારસ્વત બ્રાહ્મણજ મનાય, તેવીજ રીતે **मैत्रक** વા **मैत्र** લોકને અત્ર દેશનાજ માની શકાય. પૂર્વ કાળમાં એવું બી બન્યું છે જે બ્રાહ્મણ ઋષિના અવટકથી ક્ષત્રિય કુલ ઓળખાય છે, જેમ પરશુરામના પૃથ્વી નિઃક્ષત્ર કરવા પર ક્ષત્રિયાણી પુત્રોને લઇ ઋષિઓની શરણ ગઇ, ને એના સંતાનો ઋષિના ગોત્ર અવટકવાળાં થયાં તેમજ મ્હેર લોકનો અવટક **मैत्रेय** ગોત્રના બ્રાહ્મણથી થયો હશે. એટલું તો સ્પષ્ટછે જે વલ્લભિ વંશજો નાગર **मैत्रक** ન હતા. **मैत्रक** શાકદ્વીપના મિહિર ગોત્રના **मग** તથા **मगस** નામના બ્રાહ્મણ ક્ષત્રિયવત જાતિના પારસી હશે.

સ્કંદપુરાણને સઘળા પુરાણોમાં છેલો પુરાણ ગાને છે ને મિસ્ટર સ્મિથનું કહેવું છે કે સ્કંદપુરાણ ઇસાથી સાતમી શતાબ્દિના મધ્યનો ગુપ્તગાળાઓના સમયની લિપિમાં લખાયલો બંગાળામાં વિદ્યમાન છે, આથી સ્પષ્ટ જણાય છે કે સ્કંદપુરાણ ઇસાની સાતમી શતાબ્દિ પૂર્વે કોઇ સમયમાં લખાયો હશે. એ પુરાણમાં હાટકેશ્વર મહાત્મ્યનો એક ખંડ છે જેને નાગરખંડ કહે છે આ ખંડમાં ચમત્કારપુરનું નામ નગર થાવા સમ્બન્ધી કથા છે, ને ત્યારથીજ ચમત્કારપુર વા આનંદપુરના રહીશ બ્રાહ્મણ નાગર કહેવાયા છે, એટલે એતો સ્પષ્ટ થયું જે નાગર નામ ઇસાની સાતમી શતાબ્દિથી પૂર્વનુંજ છે, આધુનિક નથી વારાહમિહિરાચાર્યે પોતાના બૃહત્સંહિતા નામના ગ્રંથમાં જે સ્થલે દેશ સ્વામી લખ્યા છે તે સ્થલે **नागर** નો સ્વામી મંગળ લખ્યો છે એટલે નાગર શબ્દ શક ૪૪૪ના સમયમાં સારી પેઠે વ્યવહારમાં હોવો જોઇએ. ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ લખનાર ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ લખે છે જે નહપાન ક્ષત્રપ રાજાના સિક્કા મળ્યા છે, તેમાં સિક્કાની એકી બાજુએ **नागरी** લિપિમાં કોતરાવેલી બાજુનો ભીક મજકૂર લખેલો છે નહપાન ઇ સનની બીજી શતાબ્દિમાં થયો લાગે છે એટલે નાગર નામ ગુજરાતમાં વલ્લભીવંશની સ્થાપનાથી પહેલાનું છે, ને તે કારણથી આનંદપુરના નામ સાથે નાગર નામ પણ પ્રચલિત હશે. પણ રાજ દરબાર વા શાસ્ત્રીય ધર્મકાર્યમાં પુરાણું નામ આનંદપુરજ લખવાનો રીવાજ હશે.

નાગર બ્રાહ્મણ ઉત્તર હિમાલય દેશથી ગુજરાતમાં આવી વસ્યા ને એ નગરકોટથીજ આવ્યા તે ઠીક નથી જણાતું જો મ્હોટા ગામને નગર કહેવાના કારણથીજ ત્યાંના રહેવાથી નાગર કહેવાય તો હિંદુસ્તાનમાં અનેક નાગર છે, ને એ

અનેક નગરના રહીશો નાગર કહેવાઈ શકાય છતાં નગરકોટથીજ આવ્યા તેઓજ નાગર એમ કેમ માનવામાં આવી શકે ? વડનગરમાં રહેવાથીજ નાગર કેમ ન મનાયાં બુલંદ શેહેરના ગુજ્જર, ગુજરાતના વાણિઆ, કનોજીઆ, મૈથિલ, કાશ્મીર આદિમાં જે નાગર નગરિયા આદિ અવટંક છે, તે તત્તદ્ દેશ ભાગમાં આવેલા મોટા નગરોમાં વાસ કરવાના કારણથી પડેલા જણાય છે. એ જાતિઓમાં નાગર અવટંક હોવાથી સઘળાજ નાગર હતા એ અનુમાન કરવુ તે ઉચિત નથી. પંજાબ પ્રાન્તમાં ભટનેર એક ગામ છે, અને કાયસ્થોમાં भटनागर નામનો એક ભેદ છે. તેથી શુ પ્રોફેસર મહાદેવ કાયસ્થોની ઉત્પત્તિ भटनगर અથવા वडनगर માંથી થઇ છે, એમ માન વાને તૈયાર છે ? શુ भटनगर અને वडनगर પ્રાયશ સમવાય નથી ?

અપૂર્ણ.

ગંગાશંકર પચોલી, ભરતપુર.

---

# लेखमां नागर.

---

(૧) ऋग्वेदः पदपाठ सप्तमाष्टकम्.

પેહેલા અધ્યાયના વર્ગ ૧, ૨ નથી, અને વર્ગ ત્રીજા ( મંડળ ૫, ૪૬૩ )ના ત્રીજા પાદ ( verse )થી શરૂ થાય છે અક્ષર બહુ ચોખ્ખા કે નિયમિત નથી ; પણ ગ્રંથના બીજા ભાગો કરતાં જુની તિથિ તેના ઉપર લખાએલી છે

" संवत् १५५२ वर्षे पौष सुदि ४ रवौऽद्येहश्री वट पद्र (?) मंडल करणे । जोइम ग्राम वास्तव्याभ्यंतरनगरजातीय मदंदादा सुत माणिक । श्री ऋग्वेदस्य सप्तमाष्टकस्य पदपुस्तकमलेखि । प फाय कोठा (Koon ?) सुताय मुरारि एतस्मै धर्मेण प्रदत्तं ॥

સૂચન :—બ્રિટિશ મ્યુઝીયમના હસ્ત લિખિત સંસ્કૃત પુસ્તકોની સૂચિમાં આ પુસ્તકની નોંધ ન થઈ છે

**નોંધવા યોગ્ય હકીકત :—**

(૧) સંવત્ ૧૫૫૨ પહેલાં નાગરો વડોદરા તરફ ગયેલા હતા જૂનાગઢના રા. રા. અંબિકાશંકર જટાશંકર પ્રતિ કચ્છભુજના મેતા મગનલાલ દયારામ અંતાણીએ સંવત ૧૯૨૫ના બીજા વૈશાખ વદ ૫ શુક્રે લખી મોકલેલ " મારી નરસીંહ મેતાના પુત્ર શામળદાસનો વીવાહ વલ્લભ નામના કવિએ રચેલો તેમાંથી ઉતારી લીધી " તેમાં

લખાયેલ હકીકતને આધારે વડનગર પ્રથમ સવત ૬૪૫ના માર્ગશીર્ષ માસે* યવનોની બ્હીકે ભાગ્યું, ત્યારે અર્ધ પાટણ ગયા. તે અર્ધવાસી કે'વાણા અને બાકી રહ્યા તે આ ભ્યંતર એમ વિભાગ પડયા, અને તે વખતે અર્ધવાસીનાં ગુજરાતી અમદાવાદી બાર ગામો નીચે પ્રમાણે થયાં

૧ પાટણ ૨ અમદાવાદ. ૩ ધોળકા ૪ ખંભાત. ૫. રાજપીપળા. ૬. સુરત. ૭ વડોદરા. ૮. કન્યાળી ૯ ભરોચ. ૧૦ સીનોર. ૧૧. નડીઆદ ૧૨. પેટલાદ.

બીજીવાર વડનગર સં ૧૨૭૨ના કાર્તિક શુદ ૧૫નું ભાગ્યુ×, તેમાં આભ્ય-વર નાગરનાં ઘર ૨૦૦૦) હતાં અને જુનાગઢનો રાજા નોબણ તેડી ગયો, તેમાંથી સોરઠી સમવાયનાં બાર ગામ થયાં, તેનાં નામ —

૧ જુનાગઢ ૨. માંગરોળ ૩. પ્રભાસપાટણ ૪ ઉના. ૫. દીવવાડા ૬. મૌવા (મહુવા) ૭ ગ્રહ (હાથ) ૮ તળાજુ ૯ ધોળકા ૧૦ ઇડર. ૧૧ પોર-બંદર છાંયા. ૧૨ નવાનગર.

ત્રીજીવાર વડનગર સવત ૧૭૮૨માં દક્ષણી મરાઠાઓના ત્રાસે ભાગ્યું તે દિવસ તમામ આભ્યંતર નીસરી ગયા, તેમાના કેટલાક કાશી તથા મથુરામાં જઇ વસ્યા બાકી ૭ ગામમાં વસ્યા તે ૭ પોળ કેહેવાય છે, તેના નામ —

૧. વડનગર ૨. વીસનગર ૩ ધટાસં ૪ કુંગરપર ૫ વાસવાડ. ૬ વીરમગામ

આ હકીકતની સાથે પ્રસ્તુત પુસ્તકમાંના નાગર "મહલાદ સુત માણિક"નો વિચાર કરતાં જણાય છે કે સંવત ૧૨૭૨ તથા સંવત ૧૫૫૨ની દરમિયાન "આ-ભ્યંતર જ્ઞાતીય" નાગરો પણ વડોદરા સુધી પહોંચ્યા હતા

(૧) વટપદ્ર—વડોદરાનું સામાન્ય રીતે લેખો વિગેરેમાં મળી આવતું નામ છે.

(૩). ઓઇજ ગામ—હાલ આ નામનું કોઇ ગામ વડોદરાની નજદીકમાં જ-

*પાટણ ગામ વનરાજે ઇ. સ. ૭૪૫ સવત ૮૦૧માં વસાવ્યું એમ ગુજરાત સર્વ સંગ્રહમાં લખ્યું છે (પૃ. ૪૮૪) તેથી સવત ૬૪૫ને બદલે ૮૪૫ હોવા નો સંભવ જણાય છે. તેજ લેખક મહાશયે 'અર્ધવાસી' શબ્દ વાપર્યો છે, તેને બદલે 'અધિવાસી' શબ્દ સુકતતર લાગે છે એક ગામની સીમની જમીન પાસેનાં ગામોમાં રહેનારા ખેડુઓ ખેડે છે, તેઓને કાઠિયાવાડમાં ઉપર વાડીયા ખેડુઓ' કહે છે ઉપર-વાડીઆ' નો અર્થ 'અધિવાસી' જેવો થાય છે. તેથી વડનગરની આસપાસનાં ગા-મોમાં રહેનારા 'અધિઆસી' અને વડનગરમાં રહેનારા 'આભ્યંતર' એમ વિભાગ પડયા હશે, એ રીતે માનવુ સુસગત જણાય છે તંત્રી.

×પાટણમાં તે વખતે ભોળાભીમ રાજા રાજ્ય કરતો હતો (સવત ૧૨૩૫થી સં ૧૨૯૮ સુધી.)

જાણતું નથી વખતે હાલ નામફેર થયેલ હશે. આ સંબંધી હકીકત પ્રાચીન નકશા વગેરે સાધનો ને અભાવે મેળવી શકાઇ નથી.

(૪). આભ્યંતર જાતીય.—ન ૧માં લખ્યા પ્રમાણે સંવત્ ૧૨૭૨ની પહેલાં વડનગરથી બાહેર નીકળેલ અર્ધવાસી નાગરોથી પોતાને જુદા બતાવવા માટે ખાસ લખાયેલ હશે. સં ૧૫૫૨માં આ બેઃ તાજો લોઈ યાદ રહેવા ખાતર સામાન્ય પ્રચારમાં હોવા સંભવ છે અધિવાસ નામગના બાર ગ્રામ પૈકીના વડોદરામાં રહેવા આવેલ છતાં પોતે અર્ધવાસી નહિ પણ આભ્યંતર હોવાનું સ્પષ્ટ કરવા આ શબ્દો લેખમાં યોજાયેલ લાગે છે

(૫) ધર્મકાર્યમાં સમાહ વગેરે બેસારી પુસ્તક આપવા હાલ રિવાજ છે, તે સંવત્ ૧૫૫૨માં પણ પ્રચલિત હતો.

અણહિલપાટણ } રતિલાલ મગનલાલ અતાણી
રજપુતાના. }

---

# नागर ग्रंन्थकारो.

( ગતાંક પૃષ્ઠ ૯૩થી અનુસંધાન. )

ગતાંક પૃષ્ટ ૯૩મે ( ३९ शंकरलाल ) શ્રીયુ કવિ શંકરલાલ મહેશ્વર જિ વૃત્તાંત આપેલ છે, તેમાં તેઓશ્રીના રચેલા ગ્રંથોનો જે સંગ્રહ આપવામાં આવ્યો છે, તે અપૂર્ણ હોવાથી, તેમના ચિરંજીવી રા. રા. શ્રી મેઘશંકર અમને તેઓના પુસ્તકોનું એક સૂચિપત્ર મોકલ્યું છે, તેમાં તેઓશ્રીના રચેલ નિમ્નલિખિત પુસ્તકોનો સંગ્રહ કરવામાં આવ્યો છે

( ૧ કેવળ સંસ્કૃત ભાષામાં ).

૧ લઘુ સિદ્ધાન્ત કૌમુદી પ્રયોગ મણિમાલા ટીકા, ૨ શ્રીકૃષ્ણ ચંદ્રોદય નાટક,

( ૨ સંસ્કૃત તેમજ ગુજરાતિમાં પૃથક્ પૃથક્ )

૩-૪ સાવિત્રી ચરિત્ર નાટક, ૫-૬ ચંદ્રપ્રભા ચરિત્ર, ૭-૮ ધ્રુવાભ્યુદય નાટક. ૯-૧૦ અનસૂયાભ્યુદય.

( ૩ સંસ્કૃત તથા ગુજરાતિમાં એકત્ર )

૧૧ ગોપાલ ચિંતામણિ વિજય નાટક, ૧૨ વિદ્વત્કુલ વિનોદ અથવા ભણતર ભણીને શું કરવું ?, ૧૩ વિપત્તિ વેળાનો મિત્ર, ૧૪ સેવ્ય સેવક ધર્મ.

( ૪ કેવળ ગુજરાતિમાં ).

૧૫ અધ્યાત્મ રત્નાવલી

ઉપર્યુક્ત પુસ્તકોમાંથી કેટલાક પુસ્તકો માટે દેશીય વિદેશીય વિદ્વાનો તરફથી જે પ્રશંસા પત્રો આપવામાં આવેલ છે, તેમાંના કેટલાક આકર્ષક હોઇને નીચે પ્રકટ કરવામાં આવે છે.

Professor Max Muller—" * * I well remember reading the Savitricharitra of Shigra Kavi Shankarlal Maheshwar and I greatly admired and envied his command of Sanskrit.***"

सि. बेण्डाल–" आदानं हि विसर्गाय सतां वारिमुचामिव ॥ इति कालिदासेनोक्तं ॥ भवद्भिः पुराकविराजस्य रसास्वादसारः स्वनाटक एव समुपचितोऽस्ति ॥"***

Professor M N Drivedi—" I have read several of Kavi Shankarlal's Sanskrit compositions, and * * * am glad to be able to say he has acquired complete mastery over the grammar and idiom of the language The style of his works is very chaste and simple soaring at time into beautiful imagery and grand diction, reminding the reader at once of Vishnusharma on the one hand and Bana Bhatta on the other * * * "

Chester Macnaughten, Principal, Rajkumar College Rajkot " I thank you very much for the four books which you have so *generously sent me.* The Chandraprabhacharitra I know well, and I am very glad to know its author , for I think there are very few Gujrati books which contain such high moral training."

સદ્ગત નવલરામ લક્ષ્મીરામ—" શીઘ્ર કવિ શંકરલાલ માહેશ્વરે એક મોટું નાટક બનાવી પ્રસિદ્ધ કર્યું હતું, તેનું આ ગુજરાતિમાં. . .ભાષાન્તર છે ભાષા શુદ્ધ અને પ્રૌઢ, પણ તેની સાથે સમજાય તેવી છે * * * નિર્દોષ સંસ્કૃતમથી ગુજરાતિ ભાષાનો આ પુસ્તક નમુનો છે * * * વસ્તુ રસમય, વાણી ગંભીર અને સંકળના સતત ચાતુર્યમય હોવાથી અભ્યાસાલયમાં વાંચતા તો એક રસ ઉપજાવે એવું એ છે. એની સૌથી મોટી ખુબી તો એ છે કે એમાંથી પ્રત્યક્ષરે સુનીતિનો બોધ મળે છે, અને સ્ત્રીઓને માટે તો એવું બીજું કોઇ પુસ્તક નથી." તંત્રી.

# ग्रन्थावलोकन.

१ **करणलाघव** (હિંદી ભાષામાં)—કર્તા, પંડિત ગંગાશંકર પંચોલી, હેડ માસ્તર, ભરતપુર હીમેજીશાળા, મૂલ્ય રૂ ૦-૧૨-૦

શ્રીયુત પંડિત પંચોલી મહાશયે રચેલી પંચોલી પુસ્તકાવલીનો આ ગ્રંથ ત્રીજો અંક છે. આ ગ્રંથમાં આપણી આર્ય પદ્ધતિ પ્રમાણે જ્યોતિઃશાસ્ત્રના ગણિત વિભાગનો સમાવેશ કરવામાં આવ્યો છે આ ગ્રંથના અધ્યાય ૯ અને પરિશિષ્ટ કમાં ૧ અહર્ગણ સાધનાદિ, ૨ સ્પષ્ટ ગ્રહસાધનાદિ, ૩ પંચાંગ સાધનાદિ, ૪ પંચતારા સાધનાદિ, ૫ અયનાંશાદિ, ૬ ગ્રહણ યોગાદિ, ૭ ભગણાદિ, ૮ પ્રાચીન પદ્ધત્યનુસાર વર્ષ માસાદિ વર્તવાનું ગણિત, તથા ૯ ચંદ્રશૃંગોન્નતિ વિગેરેનો, કરણકુતૂહલ તથા ગ્રહલાઘવાદિ ગ્રંથોની પરિપાટીને અનુસરીને સમગ્ર ગણિત વિભાગનો સમાવેશ કરવામાં આવ્યો છે તદુપરાંત ગ્રંથને અંતે ગ્રહધ્રુવાદિક ૨૬ કોઠા આપવામાં આવ્યા છે, જેથી જ્યોતિર્ગણિત કરનારને અતિ સરલતા કરી નાંખી છે

જ્યોતિર્વિદોમાં સાયન અને નિરયણ ગણિત માટે ચિરકાળથી વિવાદ ચાલ્યા કરે છે પરંતુ ગ્રહોની દૃક્તુલ્ય સ્થિતિ જાણવામાં તો સાયનગણિતની જ આવશ્યકતા છે. પંડિત મહાશયનો સુવિખ્યાત બાપુદેવ શાસ્ત્રી, પ્રોફેસર છત્રે અને દ્વિવેદી સુધાકરાદિ મહાન્ જ્યોતિર્વિદોના જેવો જ અભિપ્રાય છતાં, મુંબઈમાં ભરાયેલી પંચાંગ સંશોધન સભાના નિર્ણયાનુસાર તેઓએ પણ નિરયણ ગણિતનો જ આશ્રય લીધો છે છતાં તિથિયોગાદિ પંચાંગ સાધનમાં તો સાયનની જ આવશ્યકતા હોવાથી, સાયનગ્રહ સાધનનું પ્રકરણ તેઓને પણ દાખલ કરવું જ પડ્યું છે. વસ્તુત વસંત સંપાતથી જ અયનાંશનો આરંભ ગણવો જોઈએ, તેને બદલે ૨૨ અથવા ૨૩ અયનાંશનો અંતર રાખી જે ગણિત કરવામાં આવે, તેને સત્ય સ્વીકારવામાં આવે, તે કેવળ ભ્રાન્તિ જ છે. ગ્રંથકારે પંચાંગ સંશોધન મંડળના અભિપ્રાય ને આધીન ન થઈ જતાં, પોતાના સ્વતંત્ર વિચાર પ્રમાણે સાયન ગણિત જ પોતાના ગ્રંથમાં દાખલ કર્યું હોત તો નૂતન વિદ્યાર્થીઓને બહુ લાભકારક થઈ પડત.

આ ગ્રંથ અન્ય કરણ ગ્રંથોની પદ્ધતિ પ્રમાણે રચાયેલો હોઈને તેમાં ગણિત કરવાની જે રીતિ આપી છે, તે માત્ર દેશીહિસાબની કુંચીઓ ( Formula ) જેવી હોવાથી, વિદ્યાર્થીઓને તેનાં કારણોનું ભાન થતું નથી, અને તે પ્રમાણે જ યંત્રવત્ ગણિત કર્યાં જવાથી તેઓની બુદ્ધિનો વિકાસ થવાનું તો એક બાજુએ રહ્યું, પણ ઉલટું તેથી તો બુદ્ધિમાંદ્ય જ થઈ જવાનો સંભવ છે, અને તેટલા માટે પાદટિપ્પણમાં પ્રત્યેક બાબતના કારણો દર્શાવ્યાં હોત તો ગ્રંથની ઉપયોગિતા સહજ વધત એટલું જ નહિ પણ આવી યંત્રવત્ ગણિત ક્રિયામાં દૃષ્ટાંતો આપવાની ખાસ આવશ્યકતા ઉપસ્થિત થાય છે દૃષ્ટાંતો વિનાની માત્ર કુંચીઓ ( Formula )નું જ્ઞાન

નુતન અભ્યાસીઓથી ગ્રહણ અથવા ધારણ થઇ શકતું નથી. તદુપરાંત એટલી પણ સૂચના કરવાની જરૂર જણાય છે કે ગ્રંથમાં વપરાયેલા પ્રત્યેક પારિભાષિક શબ્દ તથા પ્રક્રિયાના ઉમેરો અનુવાદો તેમજ કંઇક સંક્ષિપ્ત સ્પષ્ટીકરણ આપ્યું હોત તો, ગુરૂની સાહાય્ય વિના જેઓને જ્યોતિઃશાસ્ત્રનો અભ્યાસ કરવા ઉત્કંઠ હોય, તેઓને તે બહુ ઉપયોગી થઇ શકત. આશા છે કે—હવે પછીના સંસ્કરણમાં ઉપર્યુક્ત ત્રુટિઓ દૂર કરવામાં આવશે

ગ્રહલાઘવાદિ કરણ ગ્રંથના કર્તાઓએ પોતપોતાના સમયના અમુક વર્ષથી ગણિતનો આરંભ કરેલો હોય છે પરંતુ ત્યાર પછી આજ દિવસ સુધીમાં નિખિલ ગ્રહગણચક્રમાં ઘણો ફેરફાર થઇ ગયા છતાં, તેવા ફેરફારને અનુસરીને આવો સુલભ ગ્રંથ કોઇએ બનાવવાનો પ્રયત્ન કર્યો નથી. તેવો પ્રયત્ન કરી કાર્ય સિદ્ધિ કરવામાં વિષયના તલસ્પર્શી જ્ઞાનની તેમજ સતત પરિશ્રમ કરવાની અપેક્ષા રહે છે. તેથી પંડિત મહાશયે આ ગ્રંથ બનાવી હિંદી આદિ સમાજ ઉપર જે ઉપકાર કર્યો છે, તે ખરેખર ધન્યવાદને પાત્ર છે પંચોલી ગ્રંથાવલીમાં કૃષિવિદ્યા, નક્ષત્ર, સ્વર્ણકારી, ભૂગોળ આદિ ગ્રંથોનાં નામો જોવામાં આવે છે, તે ઉપરથી તેઓની વિવિધ વિષયવિજ્ઞતા સિદ્ધ થાય છે આ ગ્રંથ રચવામાં તેઓએ લીધેલ પરિશ્રમ જોતા તેવા શાસ્ત્રીય ગ્રંથની માત્ર રૂ. ૦-૧૨-૦ ની કિમ્મત રાખી છે, તેમાં તેઓશ્રીનો સ્વાર્થત્યાગ સ્પષ્ટ દેખાય છે. શ્રી બુંદિના મહારાજા સાહેબ જેઓએ આ ગ્રંથનું અર્પણ સ્વીકારી કર્તાને આશ્રય આપ્યો છે, તેઓએ શ્રીમાન્ અને રાજાઓને યોગ્ય પ્રાચીન આર્યવિદ્યાનો પુનરૂદ્ધાર કરવાની સ્વકર્તવ્યપરાયણતા દર્શાવીને અખિલ હિંદુ સમાજને ઉપકૃત કરી છે.

૨ गिरिनार पत्रिका (સંસ્કૃત, હિંદી અને ગુજરાતિમાં પ્રકટ થતું માસિક પત્ર)—પ્રકાશક અને તંત્રી શ્રીયુત પંડિત ધનશંકર પ્રભાશંકર શર્મા, જુનાગઢ; વાર્ષિક લવાજમ રૂ. ૧-૮-૦

ઉપર્યુક્ત માસિક પત્ર જેને ગત કાર્તિક્ય માસથી પ્રકટિત કરવામાં આવ્યું છે તેનો પ્રથમ અંક અમને તેના તંત્રી મહાશય તરફથી સમાલોચનાર્થે મળ્યો છે. આ પત્ર ડેમી આઠ પેજી લગભગ સવા બે ફારમનું છે, ઉપરાંત ૬ પૃષ્ઠોમાં જાહેર ખબરો જોવામાં આવે છે. પ્રથમ અંકમાં જે યોજના કરવામાં આવી છે, તે ઉપરથી જણાય છે કે એક ફારમમાં સંસ્કૃત, એક ફારમમાં હિંદી અને એક ફારમમાં ગુજરાતિ ભાષામાં વેદાન્ત અને ભક્તિના વિષયો તેમાં આપવામાં આવશે. પ્રસ્તુત અંકમાં ગુજરાતિ ભાષામાં શ્રી કલ્કી ભગવાન નામના વિષયનો ઉપક્રમ કરવામાં આવ્યો છે, તે અવશ્ય વાંચવા યોગ્ય છે આશા છે કે વખત જતાં આ પત્રમાં અધિકાધિક ઉપયોગી વિષયોનું સ્વતંત્ર પદ્ધતિથી સ્પષ્ટીકરણ કરવામાં આવશે, તો પત્ર ઉપકારક થઇ પડશે.

તંત્રી.

---

# चर्चापत्र.

---

૧

મેહેરબાન તંત્રી મહાશય,

વિ. વિનતી સાથે લખવાનું કે મહાશય શામશંકર પીતામ્બરદાસ મહેતાએ ઉપસ્થિત કરેલા પ્રશ્નોના નિરાકરણમાં श्रेयान्स्वधर्मो विगुण: એ શ્રી ગીતાજીના શ્લોકના ભાવાર્થનું સ્પષ્ટીકરણ કરતા મિ. નાનાભાઇ વિ. વૈકુંઠરામ વોરા "પરધર્મ સ્વનુષ્ઠિત છતાં ભયાવહ શી રીતે હોઇ શકે" એ શંકાના પ્રસ્તુતલેખમાં એક સ્થળે (ત્રિમાસિકમાં) લખે છે

"જો સ્ત્રી પોતાના નિસર્ગપ્રાપ્ત ધર્મપતિની સેવાને એક બાજુ મૂકી (મીરાં બાઇની માફક જો એ વાત ખરી હોય તો) સન્યાસિનીનાજ ધર્મો પાળે તો તે પોતાને તથા સંસારને હાની કરતા જ છે તે પોતાના પતિની ઉપેક્ષાથી પતિત થાય છે જ, એટલું જ નહિ પણ અન્ય સ્ત્રીઓ તેનું અનુકરણ કરે, તેથી વિશેષ સંસારને હાનિ થાય છે, તેનું પાપ પણ તેણીને સિર છે, જેથી એજ પરધર્મ તેને ભયાવહ થાય છે" ઇત્યાદિ આ દ્રષ્ટાન્ત વિના સમીચીન છે પરન્તુ એવી પ્રકારની સ્ત્રીઓ પૈકીની ગણનામાં, સાધ્વી તથા વિદુષી મીરાંબાઇને સ્થાપન આપવું ઇષ્ટ ગણી શકાય કે નહિ એ વિચારવા જેવું છે એ ખરૂં છે કે રા. નાનાભાઇના ઉપરોક્ત વાક્યનો ઉત્તરભાગ તેણીને લાગુ પડે છે તથાપિ તત્પૂર્વ ભાગમાં વર્ણવેલ તેનું આવું વર્તન તેને પોતાને તથા સંસારને હાનિકારક થયું, એમ જાણવામાં નથી.

સાધારણ રીતે અને લોકવાયકાનુસાર મીરાંબાઇ સમાન, આત્યંતિક ભક્તિ તથા તજ્જન્ય પરમાનંદની કોટિએ પોહોચવાને થોડાક જ ભક્તજનો શક્તિમાન થયાં હશે. પ્રત્યેક વિષયમાં અપવાદ હોય છે તેથી રા. નાનાભાઇએ સ્પષ્ટીકૃત નિયમના દ્રષ્ટાંતમાં, મીરાંબાઇ અપવાદરૂપે વિરાજે છે તેનાં નીચે મુજબ બે કારણો આપી શકાય. ૧ બાલ્યાવસ્થાથી જ એટલે પરણ્યા પહેલાથી જ, મીરાંબાઇનું અન્તઃકરણ શ્રીકૃષ્ણભગવાનની પ્રેમલક્ષણા ભક્તિમાં લીન થયું હતું તેણીને ઇતર કોઇમાં તત્પરતા ભાગ્યે જ હતી જેથી તેણીનું પાણિગ્રહણ તેણીની ઇચ્છાતીત થયું હતું. ૨ કોઇ પણ લેખકે, મીરાંબાઇની પ્રસ્તુત પતીચ્છા વિરૂદ્ધ ભક્તિનિયોગ પરાયણતાથી તેણીને કે જનસમાજને હાનિ થયાનો ઉલ્લેખ કરેલો સ્મરણમાં નથી, ઉલટું સર્વ વર્ગમાં આબાલ વૃદ્ધ, સીતાદમયંત્યાદિ પ્રાચીન વિશ્વવંદ્ય સતી સ્ત્રીઓની સાથે તેણીનું નિરંતર સ્મરણ કીર્તન કરવામાં આવે છે.

ટુંકામાં એટલું જ કહેવાનું કે મીરાંબાઇનું દ્રષ્ટાંત અત્ર સ્થાને હોય એમ માની શકાતું નથી. इत्यलम्

સિદ્ધપુર. — અમૃતલાલ દોલતરામ પાળડિયા.

**સ્વધર્મ પરધર્મના વિષય ઉપર અમને રા. રા. નિર્ભયશંકર અંબાશંકર મહેતા (કચ્છ, ભુજ), રા. રા. મોહનલાલ કલ્યાણજી માંકડ (મુંબઈ) રા. રા. તા ન સ્વા. (વાંકાનેર), રા. રા છબીલારામ દોલતરામ ઓઝા (રાજકોટ), તથા રા રા ઝવેરચંદ આદિત્યરામ વૈષ્ણવ (જુનાગઢ) તરફથી ચર્ચાપત્રો મળ્યાં છે તેમાંના કેટલાક તો અતિ વિસ્તારવાળાં હોવાથી સ્થળ સંકોચને લીધે ત્રિમાસિકમાં પ્રસિદ્ધ થઈ શકે તેમ નથી, તેથી તે તે લેખકોની ક્ષમા માગીએ છીએ તોપણ યથાવકાશે તે સઘળાં ચર્ચાપત્રનો સાર સમય પ્રસિદ્ધ કરવામાં આવશે. તંત્રી.

૨

"ત્રિમાસિક"ના મહેરબાન તંત્રી સાહેબ!

'ગુજરાતિ' પત્ર તરફથી "અઢારમી સદીનું હિંદુસ્થાન" એ નામના 'Epoch' નામના કર્તાએ ઈ સ ૧૮૯૫માં રચેલા ઐતિહાસિક નવલ કથાનાં અપાયેલ ભેટનાં પુસ્તકોમાં દિલ્હીમાં ઔરંગઝેબ પછી મહમદશાહ અને મરેઠ રાજ્યના શુરવીર પુરૂષ બાજીરાવ પેશવાની કથા મુખ્યત્વે કરીને આવે છે તેમાં મુગલબાદશાહે ઈ સ. ૧૭૨૨ના અરસામાં માળવા પ્રાંતના સુબા તરીકે રાજા ગિરધર બહાદુર નામના નાગરને નીમ્યો હતો. આ ગિરધર બહાદુરે મરેઠાઓ સાથે ખુબ જોસથી બાથ ભીડી હતી, અને અંતે લડાઈમાં હિમ્મતથી લડતાં કામ આવ્યો હતો. ત્યારપછી માળવાની સુબેદારી દયાબહાદૂરને મળી. આ દયાબહાદુર જેને કેટલાક દયા બહાદુર ના નામથી ઓળખે છે, તેપણ નાગર હતે, એમ લેખકના કહેવાથી જણાય છે આ સુબો પણ શૈલેતવાદના બચાવમા પેશવાઓને ભડૂ દબાવતો હતો, એવો લેખ તે પુસ્તકમાં કરેલો છે

આ બન્ને નાગર શુરવીરોની કારકીર્દિનું આટલું વર્ણન વાંચીને પણ આપણને આનંદ થયા વિના રહેતો નથી. અને એ બન્ને સરદારો સીપાઈ નાગરો વિષે વધારે માહેતી મળે, એવો પ્રયાસ આપના પત્ર તરફથી કરવામાં આવશે તો સમસ્ત જ્ઞાતિની એક અમુલ્ય સેવા આપે બજાવેલી ગણાશે

દોલતરામ વિ. વિજયરામ બુચ, ધ્રોળ.

# त्रिमासिक कमिटिनी वार्षिक सभा.

---

સંવત્ ૧૯૭૦ના માગશર વદ ૧૪ શુક્રવાર તા. ૨૬-૧૨-૧૩ ને દિવસે જુનાગઢ મુકામે ત્રિમાસિક કમિટિની વાર્ષિક સભા ભરાઈ હતી, તે સભામાં નીચે લખ્યા સભાસદો હાજર હતા—

**જુનાગઢ તરફથી**

વે. મૂ. નાનાલાલ જીવરજી શુકલ. — રા. રા. મણીલાલ કેશવલાલ નાણાવટી
,, ગીરજાશંકર વલ્લભજી આચાર્ય. — ,, ત્રિભોવનરાય દુર્લભરાય રાણા.
રા. રા. ગીરધરલાલ માધવરાય ધોળકીઆ

**જામનગર તરફથી.**

રા. રા. બળવંતરાય હરિશંકર બુચ.

**પોરબંદર તરફથી.**

રા. રા. પ્રભુલાલ આત્મારામ છાયા

**ભાવનગર તરફથી.**

રા. રા. ભૂપતરાય વિઠ્ઠલદાસ મહેતા. — રા. રા. ગુલાબરાય ગોવિન્દરાય દેસાઇ
,, દોલતરાય સાકરલાલ મહેતા.

**રાજકોટ તરફથી**

રા. રા. કલ્યાણરાય જેઠાભાઇ બક્ષી. — રા. રા. અમૃતલાલ રણછોડદાસ બક્ષી.

**વસાવડ તરફથી.**

રા. રા. બાલાભાઇ લક્ષ્મીશંકર દેસાઇ

**હોદ્દાની રૂએ.**

તંત્રી રા. રા. માનશંકર પીતાંબરદાસ મહેતા
વ્યવસ્થાપક રા. રા. બળવંતરાય વજેશંકર છાયા.

ઉપર્યુક્ત સભાસદો ઉપરાંત રાજકોટથી ખાસ આ પ્રસંગે રા. રા. ગુલાબરાય વજેશંકર છાયા આવેલ હતા. ત્રિમાસિક કમિટિની સાથે જુનાગઢની નાગરજ્ઞાતિના ગૃહસ્થોનું સંમેલન પણ સાથે સાથે જ કરવામાં આવ્યું હતું. તેમાં આશરે ત્રીસેક ગૃહસ્થો પધાર્યા હતા, જેમાં નીચે લખેલા મુખ્ય મુખ્ય ગૃહસ્થો હતા.

વે. મૂ. તુંળજાશંકર ગૌરિશંકર શુકલ — રા. રા. પ્રમાણદાસ વધાવનદાસ.
,, રામશંકર મયાશંકર ત્રવાડી. — ,, સુમટરાય કલ્યાણજી
,, તુળજાશંકર નારણજી વોરા — ,, પુરૂષોત્તમરાય ત્રીકમરાય માંકડ

વે. મૂ. છગનલાલ અમરજી શુક્લ.
,, પ્રભુશંકર જયશંકર આચાર્ય.
,, સદાશંકર ધનશંકર પંચોલી.
,, દેવદત્ત મહાપુરૂષ ત્રવાડી
રા. રા. અમરજી આણંદજી કચ્છી.
,, રામપ્રસાદ નૃસિંહપ્રસાદ વ્યાસ
,, શામશંકર જયશંકર ધોળકીઆ.
રા. રા. પ્રભુદાસ ગોવિન્દરામ
,, મથુરદાસ અમૃતલાલ વસાવડા.
,, જટાશંકર જીવણલાલ છાયા.
,, નૃસિંહપ્રસાદ કહાનદાસ
,, દુર્ગાપ્રસાદ લક્ષ્મીદાસ ખારોડ.
,, ગોરધનદાસ ઉદ્દેજી વૈશ્નવ.
,, નાનાલાલ ફુલશંકર

સભાના કામની શરૂઆત નીચેની આપણા ઇષ્ટદેવ શ્રી હાટકેશ્વરની સ્તુતિ ગાઇ ભાઇ ઇશ્વરદાસ ભવાનીદાસ વૈશ્નવે કરી હતી —

## રાગ ભૈરવી.

### પ્રભુજીએ હટકેશ્વર સાહજે—એ

દર્પ કંદર્પ હર, સર્પ ભૂષીત કર, ભવ્ય સ્વરૂપ ભરમાંગે;
ઇંદુભાળ ધર, ચંદ્ર ભાલપર, ઉમીયાજી અર્ધાંગે. ૧

શુળધર શંકર, ત્રિપુર અસુરહર, સુર રક્ષક ખટવાંગે,
ભોળાનાથનો મહિમા મોટો, વેદ અને વેદાંગે ૨

તાપ વિમોચન ત્રિલોચન વ્યાળક શોભે અંગ તરંગે;
વંદન કરીએ ઇષ્ટ દેવને, જ્ઞાતિ કાર્ય પ્રસંગે ૩

કર દ્વય જોડી માગી લઇએ, જ્ઞાતિ ઉદય સર્વાંગે,
વિઘ્ન વીનાશક, પાર ઉતારો, કાર્ય આ સાંગોપાંગે ૪

**મણીલાલ કેશવલાલ નાણાવટી.**

પૂજ્ય વડીલ રા. રા. અમરજીભાઇને પ્રમુખપદ આપવાની દરખાસ્ત મુકતાં રા. રા. કલ્યાણરાયભાઇએ ત્રિમાસિક કમિટિ શરૂઆતમાં યુવકોની અને આગેવોની જ-નેલી હતી, તેને બદલે એ પ્રવૃત્તિ તેમજ જ્ઞાતિહિતની બીજી પ્રવૃત્તિઓની સાથે, હવે સમય એવો આવ્યો હતો કે વડીલોને પણ એમાં ભાગ લેવા સંમત થયા હતા એ ખુશી થવા જેવી વાત છે, અને તેની પ્રત્યક્ષ પ્રતીતિ કરાવવા અર્થે જ રા. રા. અમરજીભાઇને પ્રમુખપદ લેવાની દરખાસ્ત મુકવાનું પગલું ભરવામાં આવ્યું હતું એમ જાહેર કર્યું હતું મજકુર દરખાસ્ત સર્વાનુમતે પસાર થયા બાદ રા. રા. અમરજીભાઇએ સાંએ પોતાની પસંદગી કરી તે બાબે ઉપકારની લાગણી દર્શાવી હતી. ત્યાર બાદ ભાઇ વિષ્ણુદાસ પ્રભુદાસ વૈશ્નવે ઉમીજી કવિતાના ધ્વનિથી આ પ્રવૃત્તિમાં આગળ રહેવાનું ભાન કરાવ્યું હતું તે પછી રા. રા. મણીલાલ કેશવલાલ નાણાવટીએ સ્થાનિક સભ્યો તરફથી બહારગામથી આવેલા સભ્યોને આવકાર સારા શબ્દોમાં આપ્યો હતો.

પ્રમુખની આજ્ઞાનુસાર એમના તરફથી રા. રા. ભુપતરાય વિઠ્ઠલદાસે ત્રિમાસિકની તેમજ બીજી જ્ઞાતિ હિતની હિલચાલોનો ઉદ્ભવ કરવામાં જે નવ ગૃહસ્થોએ શરૂઆતથી ભાગ લીધો હતો તે બાબતને ઉદ્દેશીને તેમજ ખાસ કરીને ત્રણ તંત્રીઓએ જે સેવા નિઃસ્વાર્થપણે બજાવી હતી, તથા વ્યવસ્થાપક રા. રા. ભગવતરાયે તો પહેલેથી છેવટ સુધી ટકી રહીને નિઃસ્વાર્થ શ્રમ એ પ્રવૃત્તિઓને રસ્તે ચડાવવામાં અને આગળ વધારવામાં લીધો તે બાબત વિવેચન કરી વડીલો, જેમની આજ્ઞા લઈને જ આવાં કાર્યમાં આપણે નિરંતર આગળ વધીએ છીએ એ સમજ તેઓ પણ આવી વિસ્તૃત પ્રવૃત્તિઓને અંતઃકરણ પૂર્વક અનુમોદન આપશે એમ દર્શાવી, પોતાનું વિવેચન પૂર્ણ કર્યું હતું

વ્યવસ્થાપક રા. રા. ભગવંતરાય વજેશંકર છાયાએ ભાવનગર મુકામે થઇ ગએલ વખતે મળેલી બીજી વાર્ષિક સભાનું રોજકામ વાંચી તેમાં પસાર થએલ જુદા જુદા ઠરાવો અન્વયે ગયા વર્ષમાં કેટલું કામકાજ થઇ શક્યું છે તેનો અહેવાલ આપ્યો હતો. ત્યાર બાદ જુદી જુદી દરખાસ્તો જુદા જુદા સભાસદો તરફથી મુકાઇ હતી અને પસાર થઇ હતી.

## ઠરાવ ૧લો.

દરખાસ્ત રજુકરનાર રા. રા. દોલતરામ સાકરલાલ મહેતા.

ટેકો આપનાર વે. મૂ. ગીરજાશંકર વલ્લભજી આચાર્ય અને રા. રા. અમૃતલાલ રણછોડદાસ બક્ષી.

"ત્રિમાસિક કમિટિ" નું નામ બદલાવી "કચ્છ કાઠિયાવાડ વડનગરા નાગર મંડળ" રાખવું આ બાબતમાં દરેક સ્થળની જ્ઞાતિઓનો અભિપ્રાય મગાવવો અને તેમની સંમતિ આવ્યા બાદ તે ઠરાવ અમલમાં મુકવો.

## ઠરાવ ૨જો.

દરખાસ્ત રજુ કરનાર—રા. રા. કલ્યાણરાય જેશાભાઈ બક્ષી

ટેકો આપનાર—રા. રા. ભગવતરાય હરિશંકર બુચ.

સદરહુ મંડળના મુખ્ય ઉદ્દેશો નીચે પ્રમાણે ઠરાવવામાં આવે છે.—

(અ) ત્રિમાસિક પત્રની વ્યવસ્થા.
(બ) વિદ્યા વૃદ્ધિની પ્રવૃત્તિ.
(ક) નિરાશ્રિતને આશ્રય આપવાની યોજના
(ડ) સાંસારિક, વ્યવહારિક, ધાર્મિક અને નૈતિક અભ્યુદયના દેશસમોચિત ઉપાય

આ ઠરાવનો અમલ પણ જુદા જુદા સ્થલેથી સંમતિ આવ્યા બાદ કરવો.

### ઠરાવ ૩જો.

રજુ કરનાર—રા. રા. ત્રીભોવનરાય દુર્લભરાય રાણા.
ટેકો આપનાર—રા. રા. બાલાભાઇ લક્ષ્મીશંકર દેસાઇ.

કચ્છ કાઠીઆવાડના વડનગરા નાગર મંડળના સભાસદો નીમવાને માટે નીચે લખેલ ગામોની નાગર જ્ઞાતિઓને તે તે ગામની સમસ્ત જ્ઞાતિ તરફથી નીચે પ્રમાણે સભાસદોની સંખ્યા સંવત્ ૧૯૭૦ ના વૈશાખ શુદ ૧૫ સુધીમાં ચુંટી કાઢી તેઓનાં નામો સંયુક્ત મંત્રીઓ તરફ મોકલી દેવાની વિનતિ કરવી

| ગામ | નાગર ગૃહસ્થ | નાગર બ્રાહ્મણ |
|---|---|---|
| જુનાગઢ | ૭ | ૩ |
| જામનગર | ૪ | ૨ |
| ભાવનગર | ૫ | ૨ |
| ભુજ | ૩ | ૨ |
| રાજકોટ | ૪ | ૦ |
| માંગરોળ | ૨ | ૨ |
| પોરબંદર | ૨ | ૦ |
| વસાવડ | ૨ | ૦ |
| | ૨૯ | ૧૧ |

હુદાની રૂએ તંત્રી તથા વ્યવસ્થાપક મળી ૨

કુલ ૪૨.

ત્રિમાસિકના તંત્રી તથા વ્યવસ્થાપક હુદાની રૂએ સભાસદો તથા સંયુક્ત મંત્રીઓ તરીકે કામ કરશે ઉપર પ્રમાણે પસંદ થઇ આવેલ નામો આવે ત્યાંસુધી હાલનું વ્યવસ્થાપક મંડળ કામ કરશે

### ઠરાવ ૪ થો.

દરખાસ્ત રજુ કરનાર—વે. મૂ. નાનાલાલ સુંદરજી શુક્લ
ટેકો આપનાર— „ ગીરજાશંકર વલભજી આચાર્ય.

ત્રિમાસિકની વ્યવસ્થા તંત્રી તથા વ્યવસ્થાપક મારફતે થશે.

### ઠરાવ ૫મો.

રજુ કરનાર—રા. રા. પ્રભુલાલ આતમારામ છાયા.
ટેકો આપનાર—રા. રા. બળવંતરાય વલ્લભજી છાયા.

ત્રિમાસિક પત્ર માટે જે જે લેખો આવે તે પૈકી જે લેખો તંત્રી તથા વ્યવસ્થાપક પસંદ ન કરે તો તે લેખ જે સ્થળના લેખક તરફથી આવ્યો હોય તે સ્થળ તરફથી નીમાયેલ બે ગૃહસ્થોની સ્થાનિક કમિટિ તરફ મોકલી દેવો, અને તે કમિટિને તે લેખ છપાવવા યોગ્ય લાગે તો તે બાબતનો નિર્ણય કરવા જુદા જુદા સ્થળના પાંચ મેમ્બરોની એક કમિટિ, જે હવે પછી નીમવામાં આવશે, તે કમિટિ ઉપર સ્થાનિક કમિટિએ તે લેખ મોકલી આપવો, અને ઉક્ત કમિટિ વિશેષાનુમતે જે ઠરાવે તે પ્રમાણે અમલ કરવો

## ઠરાવ ૬ ઠો.

દરખાસ્ત રજુ કરનાર—રા. રા. ગુલાબરાય ગોવિન્દરામ દેસાઇ
ટેકો આપનાર—રા. રા. બળવંતરાય વજેશંકર છાયા

ત્રિમાસિક પત્રની છપામણી વગેરે ખર્ચ ચલાવવા માટે નીચે પ્રમાણે યોજના ફરી ગોઠવણ થતાં સુધી કરવામાં આવે છે

| ગામ | રૂપીઆ. |
|---|---|
| જુનાગઢ | ૧૦૦ |
| જામનગર | ૫૦ |
| ભાવનગર | ૧૦૦ |
| ભુજ | ૫૦ |
| રાજકોટ | ૫૦ |
| માંગરોળ | ૨૫ |
| પોરબંદર | ૨૫ |
| વસાવડ | ૨૫ |
| અન્ય ગામો | ૧૦૦ |
| | ૫૨૫ |

અને સ્થળવાર રૂપીઆ વસુલ કરવાનું તે તે સ્થળના મેમ્બરો કરશે.

## ઠરાવ ૭ મો.

દરખાસ્ત રજુ કરનાર—રા. રા મણીલાલ કેશવલાલ નાણાવટી.
ટેકો આપનાર—વે મૂ ગીરજાશંકર વલ્લભજી આચાર્ય.
„ નાનાલાલ બહુરજી શુક્લ.

મુંબઇમાં અભ્યાસ કરવા કચ્છ કાઠીઆવાડના વિદ્યાર્થીઓ માટે વિદ્યાર્થી ભુવન સ્થાપવાની યોજના કરવા વાસ્તે નીચે દર્શાવેલા ગૃહસ્થોની, જરૂર પડે પોતાની સંખ્યા વધા-

રવાની સત્તા સાથે એક કમિટિ નીમવામાં આવે છે. તેઓએ આવતા વર્ષની વાર્ષિક સભામાં રજુ કરી શકાય તેવી રીતે એક યોજના તૈયાર કરી કમિટિને રજુ કરવી.

રા. રા. ગુલાબરાય ગોવિન્દરાય દેસાઇ
„ ભૂપતરાય વિઠ્ઠલદાસ મહેતા.
„ માનશંકર પીતાંબરદાસ મહેતા.

ઠરાવ ૮મો.

દરખાસ્ત રજુ કરનાર—રા. રા. ભગવતરાય વજેશંકર છાયા.

સને ૧૯૧૪ની નાતાલમાં આવતી મીટીંગ જામનગરમાં ભરવાનું ઠરાવવામાં આવે છે. અને કોઇ કારણસર ત્યાંના સભ્યોને અનુકુળતા ન હોય તો રાજકોટ મુકામે ભરવામાં આવશે.

મજકુર દરખાસ્તોની પુષ્ટિમાં વિવેચન રૂપે ઘણું બોલાયું હતું, પરંતુ તેમાં ગ. રા. કલ્યાણરાય ભાઇએ ઉદ્દેશોને લગતી દરખાસ્તનાં વિવેચનના સબંધમાં આપણે ખાસ કરીને જે ઉદ્દેશને સૌથી વધારે અમલમાં મુકી વ્યવહારમાં પ્રચલિત કરવાની જરૂર હતી તે નૈતિક અભ્યુદયને લગતો હોઇ તે ઉપર ભાર દઇ ઘણીજ સંગીન દલીલો રજુ કરી હતી, અને સાદી પણ સચોટ ભાષામાં અચ્છું વિવેચન કર્યું હતું તેની શ્રોતાના મન ઉપર બહુજ સારી અસર થઇ હતી, ઉપરાંત રાજમૂર્તિ નાનાલાલ ભાઇએ પોતે અતિથિઓના સત્કારના ખર્ચની શાસ્ત્રીય અને રમુજી દલીલ રજુ કરીને શ્રોતાઓનાં હૃદય ઉપર ઘણા સજ્જડ અને સરસ સંસ્કારોની છાપ બેસાડી હતી; અને વધારામાં પોતે ઉપર છપાયેલા ઠરાવ નંબર ૨માં જણાવેલ ઉદ્દેશો પાર પાડવાના આશય માટે શરૂઆત તરીકે (અ) એટલે "ત્રિમાસિક પત્રની વ્યવસ્થા" કરતાં થઇ સાલ આવેલ ત્રુટ પુરી કરવાના રૂ. ૧૫ (બ) એટલે "વિદ્યા વૃદ્ધિની પ્રવૃત્તિ" માટે રૂ. ૧૦૦. (ક) એટલે "નિરાશ્રિતને આશ્રય આપવાની યોજના" માટે રૂ. ૧૦૦ અને (ડ) એટલે "સાંસારિક, વ્યવહારિક, ધાર્મિક અને નૈતિક અભ્યુદયના દેશ કાલોચિત ઇલાજ" માટે રૂ. ૨૦૦ એમ કુલ રૂ. ૪૧૫ ની રકમ મદદમાં આપવાનું પ્રથમ કહી છેવટમાં રૂ. ૧૦૦ મુંબઇમાં ભણતા વિદ્યાર્થીઓની મદદને લગતી યોજનામાં આપવાનું પણ જાહેર કર્યું હતું તેથી તો સભા જનોના મનમાં અતિશય આનંદ થયો હતો, અને કેટલાએકને એમપણ લાગ્યું હતું કે આ જમાનામાં ગૃહસ્થોની પાસે પોતાનુ ગૌરવ જળવાઇ શકે એવા ભાવી ભીક્ષુકનાજ નાગર ભાઇઓ હોવા જોઇએ. ત્રિમાસિકનું ખર્ચ ચલાવવાને લગતી દરખાસ્ત સભા સમક્ષ રા. રા. ગુલાબરાય દેસાઇએ મુકતાં એ બાળકની સ્થિતિ ત્રિશંકુના જેવી ન થાય તે સબંધે તેમજ વે મૂ. નાનાલાલ ભાઇએ જે ઉમદા બક્ષીસ આપી હતી તે બાબત પણ અચ્છું વિવેચન કરી ત્રિમાસિકને માટે દરેક સ્થળની કમિટિએ ખરા ખંત કરણથી બનતું લઇ ભાગે લીધેલ રકમ વસુલ કરવા માટે ખુબ ઉત્સાહ પ્રેર્યો હતો.

ત્રિમાસિક કમિટિ સબંધી કામ પુરૂં થયા બાદ સ્થાનિક નાગર બાળકોના બાર યુવકોએ આશિર્વાદ આપ્યો હતો.

સંભાનું કાર્ય બહુજ સારી રીતે પાર પડ્યું હતું, અને છેવટ વડીલ રા. રા. પ્રમુખ સાહેબનો ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી.

## સ્વ. સૌ. બ્હેન સુભદ્રા સ્મારક ફંડના ઇનામનો મેળાવડો.

તેજ. સાંજે સાડાચાર વાગે સ્વ. સૌ બ્હેન સુભદ્રા સ્મારક ફંડમાંથી ઉત્પન્ન થતાં વ્યાજમાંથી જૂનાગઢની બાળાઓને ઇનામ આપવા અર્થે શ્રી હાટકેશ્વરના મંદીરમાં મેળાવડો ભરવામાં આવ્યો હતો, તેનું પ્રમુખપદ પણ વડીલ રા. રા. અમરજી ભાઇતેજ આપવામાં આવ્યું હતું. આ મેળાવડો બહુજ ભવ્ય હતો, અને તેમાં મહાશય રા રા. અનંત સદાશિવ તાંબે સાહેબ પણ હાજર રહ્યા હતા, તેમજ મહાજનના ગૃહસ્થો પણ સારી સંખ્યામાં હાજર હતા. ઉપરાંત નાગર જ્ઞાતિના ગૃહસ્થ, યુવકો અને બાળાઓ મળી આશરે ૫૦૦ માણસો હાજર થયાં હતાં. શરૂવાતમાં નરસિંહ મહેતાની સ્તુતિ ભાઇ વિષ્ણુદાસ પ્રભુદાસ વૈષ્નવે નીચે મુજબ કરી હતી —

### કલ્યાણ.

સ્મરણ ચરણકો કરે, મેહેતાજી સ્મરણ ચરણ કો કરે —ટેક
નાગરી નાતકે નર–નારાયણ, હરિ સંગ વિચરે ૧
તનસે રહી સંસારમે સરસે, મનકો ચેપ ન ચડે ૨
મુડીમે માળા ઓર કરી, સાખકી શાખ ધરે. ૩
ઘરકી ચિન્તા દામોદરકો, આપ નચિન્ત ફરે ૪
ભક્ત સમાજકે નેતા મેહેતા, ભક્તરાજ પદ ધરે. ૫
ભક્તિ ભાવકે નીવમ નાવસે, ભવ જલધીકો તરે. ૬
નરસિંહ મેતા નામ ભજનસે, સુખ શાન્તિ પ્રસરે. ૭

મણિલાલ કેશવલાલ નાણાવટી

બાદ બાળાઓએ "સત્કાર" ની નીચેની કવિતા બહુજ સારા રાગથી અને શુદ્ધ ઉચ્ચારથી ગાઇ બતાવી.

### (પાણી ભરવાને ગઇતીરે એ રાહ)

નાગરી નાતના નર હિતકાર, વધાવીએ પુષ્પવતી,
દેતાં તમને સ્વાગત સત્કાર, ઉરે આવે હર્ષ અતિ.
આજે રાજે સમાજે સુજાણ, વડીલ અમ વ્હાલારે,
આવ્યા શાખેણી દેવાને લ્હાણ, તમારી આ બાળાને.
દાદા નરસિંહ મેતાનું ધામ, સમારી આ શ્રેષ્ઠ સમે,
વસાવ્યું વડનગર આમ, એવો દીધો લાવ તમે.

થાઓ સહજ સુયત્ન તમામ, ત્રિમાસિક પત્ર વિષે,
જ્ઞાતિ હિતનાં કરી ઘણાં કામ, સુયશ પામો સર્વ દીશે
સપે સંપત્તિ વધતી જાય, વધિ ભાવ ભાવ જધિ,
જ્ઞાતિનો અભ્યુદય માગો, એમ બાળા આશિષ દે.

મણિલાલ કેશવલાલ નાણાવટી

રા રા. બળવતરાયે ફંડનો ઉદ્દેશ અને ઉત્પત્તિ સંબંધે ટુંકમાં વિવેચન કર્યું હતું અને પછી નાગર પુરોહિત અને યજમાનની મળી કુલ અભ્યાસ કરતી કન્યા ૧૦૬ને રૂપીઆ ૪૦ની કીમતનાં ઇનામ સ્મારક ફંડમાંથી વેચવામાં આવ્યાં હતાં. ઘણાં ખરાં ઇનામો વડીલ રા. રા. અમરજી ભાઇની ઇચ્છાથી મહાશય તાંબે સાહેબે પોતાને હાથે આપ્યા હતા ત્યારબાદ બાળાઓએ ઉપકાર દર્શાવનારૂં નીચેનુ " સંગીત " ગાયુ હતું.

સંગીત.

જ્ઞાતિની બાળાઓ

( રઘુપતિ રામ હૃદયમાં રહેજોરે એ રાહ. )

થયો ઉપકાર, કહીને અટકીએરે,
વધુ બાળક શું કહી શકીએરે— થયો૦
રાખી જ્ઞાતિ હિતે અભિરૂચીરે.
શ્રી કેળવણી વિષે વૃત્તિ ઉંચીરે,
જ્ઞાતિ ઉદયની સાચી એ કુંચી—થયો૦ (૧)
ધન્ય ધન્ય આ ફંડના દાતાને,
ધન્ય પ્રેરક પુરૂષ પ્રદાતાને,
ધન્ય આપ નિષ્કામક ભ્રાતા —થયો૦ (૨)
શ્રમ મન્જે કરી છે આ વિધિરે,
ઇનામે બાળા રાજી કીધીરે,
ક્ષમા માગીએ તસ્દી જે દીધી. —થયો૦ (૩)
હિત વર્ધક ધારા પ્રસારો રે,
થાઓ ફલીભૂત શ્રમ આ તમારોરે,
એવો આશિર્વાદ અમારો. થયો૦ (૪)

મણિલાલ કેશવલાલ નાણાવટી

એ કાર્ય પુરૂં થઇ રહ્યા બાદ રા રા ગુલાબરાય દેસાઇએ રાજ્ય તરફથી આપણા જુનાગઢના જ્ઞાતિ બંધુઓને આ પ્રસંગે વાહન બીછાના વગેરેની મદદ આપવામાં આવી હતી તે સંબંધમાં મે. એડમીનીસ્ટ્રેટર સાહેબ તથા મે. તાંબે સાહેબનો ઉપકાર માન્યો હતો અને તે પ્રસંગે નાગરોની વફાદારીને ઉદેશીને ઘણાજ લાગણી-વાળા શબ્દોમાં ઉદ્‌ગારો દર્શાવ્યા હતા, તેથી સર્વનાં અંતઃકરણ ઉપર ઘણીજ સારી

અસર થઇ હતી , અને રા. રા. તામે સાહેબ પણ એ સ્થળે હાજર રહ્યા તેથી પોતાને થયેલ ખુશાલી ટુંકમાં પ્રદર્શિત કરી હતી

આ પ્રસંગનો લાભ લઇ જુનાગઢના રહીશ રા. રા. નાનાલાલ પુરુષોત્તમ વસાવડા તરફથી કન્યાશાળામાં અભ્યાસ કરતી દરેક બાળાને પતાસાંના પડીકાં બંધાવી આપવામાં આવ્યાં હતાં , અને જે બાળાઓનાં નામ કન્યાશાળાના રજીસ્ટરે નહોતાં પણ જે હાજર હતી તેમને માટે પતાસાં આપવાની ગોઠવણ રા. રા. ગોવિન્દરાય રૂપશંકર તરફથી તેમના પુત્ર રા. રા. પ્રભુદાસે કરી હતી

તેની સાથે દલપત ગરબાવળીની ૭૫ નકલ રા. રા. બળવંતરાય વજેશંકર બધા તરફથી તેમજ "છોડી બેનની પાઠાવળી" ની ૨૦ નકલ રા. રા. છેલશંકર શિવપ્રસાદ નાણાવટી તરફથી ઉપરની બન્ને વર્ગની બાળાઓને જે તે વાંચી શકે તેને ઇનામરૂપે આપવામાં આવી હતી. ઉપરાંત બે નાગર યુવકો જેમણે કવિતાઓ ગાઇ હતી તથા ચાર નાગર બ્રાહ્મણ યુવકો જેણે આશિર્વાદ આપેલ હતો તેને અમૂલ્ય પુસ્તકો જુનાગઢના સભાસદો તરફથી આપવામાં આવ્યાં હતા.

ત્યારબાદ જુનાગઢના સભાસદોની ગોઠવણથી હરિકીર્તન થયું હતું. અને છેવટે શ્રી હાટકેશ્વરની આરતી અને દીપોત્સવીનાં દર્શન કરી સભા વિસર્જન થઇ હતી

આ સમેલનનો લાભ સર્વોએ જુનાગઢના ગૃહસ્થોને મળી શકે તેવા હેતુથી તા. ૨૭-૧૨-૧૩ના રોજ સવારના નવ વાગે શ્રી નૃસિંહ મહેતાજીના ચોરામાં ભજન તથા સ્વાગતનાં ગીત ગવાઇ રહ્યા બાદ રા. રા. ગુલાબરાય ગોવિન્દરામ દેસાઇએ નાગર અને અન્ય ગૃહસ્થોની સન્મુખ " આપણી સાંસારિક, વ્યવહારિક, ધાર્મિક અને નૈતિક ઉન્નતિના ઉપાયો " એ વિષય ઉપર વિવેચન કર્યું હતું , અને તે સમાપ્ત થયા બાદ શ્રી મહેતાજીની પ્રસાદી તમામ મંડળને અપાઇ હતી જે પછી , સભા વિસર્જન થઇ હતી.

તેજ રોજ સાંજે શ્રી હાટકેશ્વરના મંદીરમાં રા. રા. કલ્યાણરાય જેઠાભાઇ બક્ષીએ તેજ વિષય ઉપર વિશેષ વિવેચન કર્યું હતું. આ બન્ને ગૃહસ્થોનાં વ્યાખ્યાનો એટલાં બધાં ઉપયોગી અને બોધદાયક હતાં કે તેનો ટુંકો અહેવાલ અમે આપવાનો યત્ન કરવામાં પણ તે વક્તાઓને ગેર ઇન્સાફ થવાનો સંભવ હોઇ અમોએ શ્રી હાટકેશ્વરજીના પાટોત્સવને ટાંકણે ત્રિમાસિકના વધારા તરીકે તેને છપાવી જ્ઞાતિ સમક્ષ રજુ કરવા વિચાર રાખેલ છે.

આ ત્રીજી બેઠકનું કાર્ય દરેક રીતે સંતોષકારક ઉતારવામાં જુનાગઢના સ્થાનિક સભાસદો, નાગર ગૃહસ્થો અને અમારા સહાયકો વે. મૂ. દેવદત્ત મહાપુરુષ રા. રા. છેલશંકર શિવપ્રસાદ નાણાવટી, રા. રા. કુંદનરાય પુંજારામ જ્યકર અને રા. રા. મુકુંદરાય પુંજારામ જ્યકરે જે જે અમને મદદ કરી સફળતા આપી છે તેને માટે અમો ઉપકારની લાગણી પ્રદર્શિત કરીએ છીએ.

ત્રિમાસિક ઓફીસ.



# મનુસ્મૃતિમાંથી આપણો ધર્મ તથા વ્યવહાર વગેરે

અનુસંધાન પૃષ્ઠ ૧૦૫થી.

પાંચમા અધ્યાયના શ્લોક ૮૮થી ૧૦૮ સુધીનો વિષય હાલના જમાનામાં ઉપયોગી નથી તેથી તે દાખલ કરવામાં આવેલ નથી શ્લોક ૧૧૦થી " પદાર્થ શુદ્ધિનો નિર્ણય " લખેલો છે શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે આપણી ઉત્તમ જાતિ છે તથા શાસ્ત્ર પ્રમાણે સૃષ્ટિના ક્રમમાં આપણું ઉત્કૃષ્ટ સ્થાન છે તે જાળવી રાખવા માટે આપણાં દરેક વર્તનમાં પવિત્રતા—શુદ્ધતા ઉંચા પ્રકારની હોવા જરૂર છે. શુદ્ધિ બે પ્રકારની છે.—અંતર્ શુદ્ધિ તથા બાહ્ય શુદ્ધિ. પાંચમા અધ્યાયમાંથી જે ભાગ લખાઇ ગયો તે બાહ્ય શુદ્ધિને સંબંધ ધરાવે છે તથા તેજ પ્રમાણે " પદાર્થ શુદ્ધિ નિર્ણય " પણ બાહ્ય શુદ્ધિ માટેજ જરૂરનો છે પરંતુ તેથી તેનું ઉપયોગીપણું ઓછું થતું નથી. અલબત બાહ્ય શુદ્ધિ રાખવામાં આવે પણ જો અંતર્ મલીનતા હોય તો તે કશા કામની નથી. પરંતુ અંતર્ શુદ્ધિ હોય તોપણ બાહ્ય શુદ્ધિની જરૂર પડે છે કારણ તેમ ન થાય તો અંતર્ શુદ્ધિને તેની અસર થયા સિવાય રહે નહીં. માટે બાહ્ય શુદ્ધિની જરૂર છે. તે બાહ્ય શુદ્ધિ પોતાનાંજ શરીરને સાફ રાખેથી બસ નથી. જે જે પદાર્થના સંબંધમાં વહેવારમાં આવવાનું થાય તે પદાર્થો પણ સ્વચ્છ અને શુદ્ધ રાખવા જોઇએ તે સ્વચ્છતા તથા શુદ્ધિ કેવી રીતે થાય તે બાબત મનુ મહારાજે દેશકાલ વિચારી શ્લોક ૧૧૦થી આ અધ્યાયમાં બતાવેલ છે તે અહીં લખું છું.

तैजसानां मणीनां च सर्वस्याश्ममयस्य च।
भस्मनाद्भिर्मृदा चैव शुद्धिरुक्ता मनीषिभिः ॥ १११ ॥

અર્થ.—સુવર્ણ વગેરે તૈજસ પદાર્થની, મણીની તથા સર્વ જાતના પથ્થરની ભસ્મ, પાણી અને માટીથી શુદ્ધિ થાય છે એમ વિદ્વાન પુરૂષોએ કહેલું છે

ताम्रायः कांस्यरैत्यानां त्रपुणः सीसकस्य च।
शौचं यथार्हं कर्तव्यं क्षाराम्लोदक वारिभि ॥ ११४ ॥

અર્થ.—તાંબાના, લોઢાના, કાંસાના, પીતળના, જસતનાં અને સીસાનાં વાસણને ક્ષાર, ખટાશ અને પાણીથી ઘટતી રીતે શુદ્ધ કરવાં.

વાસણોના સંબંધમાં જે જે ધાતુનાં પરમાણું ઘર છે તે તે વાસણની શુદ્ધિ સહેલાઇથી થઇ શકે છે જેમ જેમ જાતિ ઉતરતી હોય તેમ તેમ તેના ઉપયોગ માટે વાપરવા દેવામાં પણ ધાતુનો ફેર પ્રથમ રાખવામાં આવતો તથા હાલ પણ કેટલેક સ્થળે તે રીવાજ ચાલે છે. પરંતુ મોટે ભાગે તે બાબતમાં હાલ ધ્યાન અપાતું નથી

એટલુંજ નહીં પણ તેવો રીવાજ પાળનારા હાંસીનું પાત્ર થાય છે તથા જુના જુના વિચારના તેમને ગણવામાં આવે છે પરન્તુ એમતો કહેવું પડશે કે ધર્મશાસ્ત્ર તથા વૈદકશાસ્ત્ર પ્રમાણે તેઓ ખરા છે કેટલીક ધાતુ એવી છે કે તેનાં વાસણમાં રોગના જંતુ ઘણીજ સ્હેલાઇથી રહી શકેછે તેથી તેવા વાસણનો ઉપયોગ કરનાર જો રોગી હોય તો બીજાઓ જે તેનો ઉપયોગ કરે તેને તે રોગના જંતુ લાગુ પડે છે આ કારણને લઇને આપણા-માં એક સમય એવો હતો કે મ્લેચ્છ જાતિવાળાને વાસણ લોઢા અગર તાંબાનાં આપવામાં આવતાં. કદાપિ પીતળનાં આપવા પ્રસંગ આવે તો તે અગ્નિ સોસરાં કહાડી, પછી ઉપયોગમાં લેવાતાં. કાંસાનાં વાસણનો ઘરની બહાર પણ લઇ જવા રીવાજ નહોતો, તેજ પ્રમાણે કલઈનાં તથા જસતનાં માટે પ્રતિબંધ હતો. માટીનાં વાસણનો એક વખત ઉપયોગમાં લેવાયા પછી તે ફેંકી દેવામાંજ આવતાં. તે સ્થળે હાલ સહાઇદાર માટીનાં, કાચનાં, કોડીનાં વાસણોનો ઉપયોગ છૂટથી થાય છે તથા ગમે તે જાતિવાળા વાપરે છે તેવાં વાસણને સફાઇના સંસ્કાર થયા પછી તેની મુળ રોગના જંતુને ગ્રહણ કરવાની જે સ્થિતિ હતી તેમાં ફેરફાર થતો હશે એમ તેના વપરાશ કરનારા વિદ્વાન પુરૂષોએ કદાચ વિચાર કર્યો હશે

द्रवाणां चैव सर्वेषां शुद्धिराप्लवनं स्मृतम् ।
प्रोक्षणं संहतानां च दारवाणां च तक्षणम् ॥ ११५ ॥

અર્થ —સર્વ જાતના રસોની શુદ્ધિ (કાગડા વગેરેએ બોટેલ હોય તો) ઉપરનો ભાગ કહાડી નાંખવાથી થાય છે ને એકઠા જથામાં ભેગી રાખેલી વસ્તુની શુદ્ધિ પાણીના પ્રોક્ષણથી થાય છે ને લાકડાની તે ભાગ કહાડી નાંખવાથી થાય છે

अद्भिस्तु प्रोक्षणं शौचं बहूनां धान्यवाससाम् ।
प्रक्षालनेन त्वल्पानामद्भिः शौचं विधीयते ॥ ११८ ॥

અર્થ —મોટા જથામા ધાન્ય વસ્ત્ર હોય તો તેની શુદ્ધિ જળના પ્રોક્ષણથી થાય છે અને થોડાં હોય તો તે પાણી વડે ધોવાથી શુદ્ધ થાય છે

त्रीणि देवाः पवित्राणि ब्राह्मणानामकल्पयन् ।
अदृष्टमद्भिर्निर्णिक्तं यच्च वाचा प्रशस्यते ॥ १२७ ॥

અર્થ —દેવતા તથા બ્રાહ્મણોએ નીચે લખેલી ત્રણ વસ્તુઓ પવિત્ર ગણેલી છે — જે વસ્તુને અપવિત્ર થતાં કોઇએ દીઠી ન હોય તે પવિત્ર મનાય છે બીજી જે વસ્તુ અપવિત્ર થઇ જવાની શંકા હોય તે પાણીથી સિંચી નાખવાથી પવિત્ર થાય છે અને ત્રીજી જે વસ્તુ અપવિત્ર થવાની શંકા હોય ને તેને ઉદેશી સિંચી બ્રાહ્મણ વાણીથી તે શુદ્ધ છે એમ કહે એટલે તે શુદ્ધ ગણાય છે

सुप्त्वा क्षुत्वा च भुक्त्वा च निष्ठीव्योक्त्वानृतानि च ।
पीत्वापोऽध्येष्यमाणश्च आचामेत्प्रयतोऽपि सन् ॥ १४५ ॥

અર્થ —અધ્યયન કરવાની ઇચ્છાવાળાએ સુઇ ઉઠયા પછી, છિંક ખાધા પછી, ભોજન કર્યા પછી, બળખા કાઢયા પછી, અસત્ય ભાષણ કર્યા પછી, અને જળપાન કર્યા પછી પવિત્ર હોવા છતાં પણ સાવધાન થઇને આચમન કરવુ

વચમાં વચમાં મુકી દીધેલા શ્લોકો હાલના જમાનામાં ઉપયોગના નહિ હોવાથી આંહી લીધા નથી

(સ્ત્રીઓના ધર્મ.)

આ અધ્યાયના છેવટના ભાગમા સ્ત્રીઓના ધર્મ બતાવેલા છે તે આંહી લખવામાં આવે છે

बालया वा युवत्या वा वृद्धया वापि योषिता ।
न स्वातन्त्र्येण कर्तव्यं किंचित्कार्यं गृहेष्वपि ॥ १४७ ॥

અર્થ —બાળક, જુવાન અથવા તો વૃદ્ધ સ્ત્રીએ ઘરમા કોઇ પણ કાર્ય સ્વતંત્ર પણાથી કરવું નહિ.

बाल्ये पितुर्वशे तिष्ठेत्पाणिग्राहस्य यौवने ।
पुत्राणां भर्तरि प्रेते न भजेत् स्त्री स्वतन्त्रताम् ॥ १४८ ॥

અર્થ —સ્ત્રીએ નાની વયમાં પિતાની આજ્ઞામાં રહેવુ, યુવાવસ્થામાં પતિની આજ્ઞામાં રહેવુ અને પતિ ગુજરી ગયેલ હોય તો પુત્રની આજ્ઞામાં રહેવુ, પરંતુ સ્ત્રીએ સ્વતંત્રતા ભોગવવી નહિ.

पित्रा भर्त्रा सुतैर्वापि नेच्छेद्विरहमात्मनः ।
एषां हि विरहेण स्त्री गर्ह्ये कुर्यादुभे कुले ॥ १४९ ॥

અર્થ —સ્ત્રીએ પિતા, પતિ તથા પુત્રથી જુદા રહેવાની ઇચ્છા કરવી નહિ. તેઓનાથી જુદા રહેવાથી પતિ અને પિતા એ બન્ને કુળને નિંદાપાત્ર કરે છે

सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ।
सुसंस्कृतोपस्करया व्यये चामुक्तहस्तया ॥ १५० ॥

અર્થ —સ્ત્રીએ સદા હર્ષમાં રહેવુ, ઘરના કામકાજમાં ચતુરાઇ રાખવી, ઘરની સર્વ સામગ્રીઓને ઝાડીઝુડીને સાફ રાખવી અને ઘર ખર્ચમાં કરકસર કરવી.

यस्मै दद्यात्पिता त्वेनां भ्राता वानुमते पितुः ।
तं शुश्रूषेत जीवन्तं संस्थितं च न लङ्घयेत् ॥ १५१ ॥

અર્થ:—પિતા કન્યાને જેની સાથે પરણાવે અગર તેની અનુમતિથી ભાઇ જેના સાથે પરણાવે તે પતિની તે જીવે ત્યાં સુધી સ્ત્રીએ સેવા કરવી અને તેનું મરણ થાય તો પછી બ્રહ્મચર્ય પાળવું તથા તેની શ્રાદ્ધાદિક ક્રિયા કરવી.

विशीलः कामवृत्तो वा गुणैर्वा परिवर्जितः ।
उपचर्यः स्त्रिया साध्व्या सततं देववत् पतिः ॥ १५४ ॥

અર્થ:—પતિ શીલરહિત હોય અથવા ઇચ્છાનુસાર વર્તનાર હોય અથવા સદ્‌ગુણોથી વર્જીત હોય તોપણ પતિવ્રતા સ્ત્રીએ નિરંતર દેવની માફક પતિની સેવા કરવી.

પતિવ્રતા સ્ત્રી માટે આપણાં શાસ્ત્ર કેટલો ઉંચો ધર્મ બતાવે છે તે ઉપરના શ્લોક પરથી જોવાનું છે ऋग्वेदसंहिता ના अष्टक ૫ મામાં ૭૬ મા सूक्तमां वर्ग ૨૩ મામાં નીચેની ઋચા છે

तानीदहांनी बहुलान्यां सन्या प्राचीनमुदिता सूर्यस्यायतः परिजारइवा चरन्त्युपो दहक्षेन पुनः यतीवं ॥

અને તેમાં સૂર્ય સાથે उषा નો સંબંધ બતાવવામાં સાધ્વી સ્ત્રી પોતાનો સ્વામી જાર હોય તોપણ તેની સમીપ રહી સેવા કરવા માટે પાછળ પાછળ ફર્યા કરે છે એમ દૃષ્ટાંત તરીકે બતાવેલ છે તે પરથી સ્પષ્ટ સમજાય છે કે મૂળથીજ સ્ત્રીઓનો પતિ પ્રત્યેનો ધર્મ એક સરખો નિર્માણ કરેલ છે

नास्ति स्त्रीणां पृथग्यज्ञो न व्रतं नाप्युपोषितम् ।
पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते ॥ १५५ ॥

અર્થ—સ્ત્રીઓએ પતિની આજ્ઞા વિના યજ્ઞ, વ્રત કે ઉપવાસ કરવાં નહિ. તેણે પતિની સેવા કરવી જેથી તે સ્વર્ગમાં જાય છે

पाणिग्राहस्य साध्वी स्त्री जीवतो वा मृतस्य वा ।
पतिलोकमभीप्सन्ती नाचरेत्किंचिदप्रियम् ॥ १५६ ॥

અર્થ—પતિલોકને ઇચ્છવાવાળી સાધ્વી સ્ત્રીએ પતિ જીવતો હોય કે ગુજરી ગયો હોય તોપણ તેને અણગમતું કાંઇ કરવું નહિ

कामं तु क्षपयेद्देहं पुष्पमूलफलैः शुभैः ।
न तु नामापि गृह्णीयात्पत्यौ प्रेते परस्य तु ॥ १५७ ॥

અર્થ—વિધવા સ્ત્રીએ સંત ગુણી ફળ મૂળનો અલ્પ આહાર કરી શરીરને ક્ષીણ કરવું. તેણે પરપુરૂષનું નામ પણ લેવું નહિ.

मृते भर्तरि साध्वी स्त्री ब्रह्मचर्ये व्यवस्थिता ।
स्वर्गं गच्छत्यपुत्रापि यथा ते ब्रह्मचारिणः ॥ १६० ॥

અર્થ —પતિ મરી ગયા પછી જે પતિવ્રતા સ્ત્રી બ્રહ્મચર્ય પાળીને રહે છે તે પુત્ર વિનાની હોય છે તોપણ બ્રહ્મચારીઓની પેઠે સ્વર્ગમાં જાય છે.

पतिं या नाभिचरति मनो वाग्देहसंयता ।
सा भर्तृलोकमाप्नोति सद्भिः साध्वीति चोच्यते ॥ १६५ ॥

અર્થ —પરપુરૂષનું સ્મરણ ન કરવું તેનું નામ મન-સંયમ, પતિના ગુણો કરતાં બીજાના ગુણોનાં વધારે વખાણ ન કરવાં તેનું નામ વાક્‌સંયમ, અને પરપુરૂષનો સ્પર્શ ન કરવો તેનું નામ શરીરસંયમ કહેવાય છે આવા સંયમવાળી સ્ત્રી પોતાના પતિની સેવા કરે છે ને પતિના લોકમાં જાય છે તથા તેને સત્પુરૂષો સાધ્વી સ્ત્રી કહે છે.

अनेन नारी वृत्तेन मनोवाग्देहसंयता ।
इहाग्र्यां कीर्तिमाप्नोति पतिलोकं परत्र च ॥ १६६ ॥

અર્થ —મન વાણી અને કાયાથી નિયમમાં રહેનારી જે સ્ત્રી ઉપર કહેલા સદાચાર પ્રમાણે વર્તે છે તે સ્ત્રી આ લોકમાં ઉત્તમ કીર્તિ મેળવે છે અને મરણ પછી પતિના લોકમાં જાય છે.

( અધ્યાય પાંચમો સમાપ્ત. )

---

# જ્ઞાતિ-વર્તમાન.

---

## રાજકોટ.

નીમણુક.—(૧) રા. રા. હેરગરામ છબીલારામ ઓઝા બી. એ. એલ એલ. બી. લાખાપાદર થાણુદારની જગ્યાથી સોરઠ પ્રાંતના શીરસ્તેદાર તરીકે થયા છે.

(૨) રા. રા. લાભશંકર લક્ષ્મીશંકર ધોળકીઆ લાખાપાદર થાણુદાર નીમાયા છે.

(૩) રા. રા. ચંદુલાલ ભોળારામ ઓઝા (બી. એ.) આલફ્રેડ હાઇસ્કુલમાં રૂ. ૪૫ થી આસિસ્ટન્ટ માસ્તર નીમાયા છે

(૪) રા. રા. જયંતિલાલ માધવરાય બક્ષી રૂ. ૮૦-૫-૯૦થી રેકર્ડકીપર તરીકે જોધપુર સ્ટેટમાં કાયમ થયા છે

(५) रा. रा. कमळाशंकर पुरुषोत्तम सब आसी. सरज्जन सरकारी नोकरीमां रू. ३०थी नेमाया छे.

इनाम—(१) बी. ए. क्लासमां अभ्यास करता रा. रा. मगनलाल अमृतलाल बुचने मुंबई युनीवर्सीटी तरफथी "Comparison between Sanskrit and English Literature" ए विषय उपर निबंध लखवा माटे रू. ३२०नुं पुस्तकना रूपमां इनाम मळ्युं छे

(२) सनातन धर्मनी परीक्षामां पहेले नंबरे पास थवाथी रा. रा. चंदुलाल अमृतलाल बुचने रू. २१नुं इनाम Useful Instructionsनां त्रण वोल्युम रूपे मळ्युं छे

रा. रा. जटाशंकर गोकळजीनां धर्मपत्नीना अवसान समयनी इच्छा अनुसार तेमना पुत्र तरफथी रू. ५०) श्रीहाटकेश्वरने अर्पण थयेल छे जेनो ते मंदिरमां स्थापित माताजीने हार बनावी माताजीने आभुषण दाखल राखवामां आवेल छे तेमज रा. मोसुफ तरफथी एक जोडी सुवर्णनां घरेणां पण माताजीना अलंकारमाटे अपायेल छे.

## पोरबंदर.

नीमणुक—(१) रा. रा. वल्लभराम लाभशंकर छाया. बी. ए. वडोदरा केळवणी खातामां रू. ६०थी नीमाया छे

इनाम—गोंडलना ना. ठाकोर साहेबे त्यांना रीटायर थयेल रेवन्यु कमीशनर रा. रा. प्रभुलाल आत्माराम छायाने ते स्वस्थानमां नोकरी करता ते दरम्यान तेमणे अमुक खास कामगीरी बजावेली तेना बदलामां ना. साहेबना जन्म दिवसे रू. ५०० नी रकम बक्षीस आपी छे.

## भावनगर.

निमणुक—(१) रा. रा. यशवंतराय वजेशंकर वोरानी बदली आगरा थाणदार तरीके थई छे

(२) माणावदर स्टेटमांथी रा. रा. हरसुखभाई छगनलाल ओझा रीटायर थतां नामदार खान साहेबे रू. १००० ग्रेच्युइटी तथा रू. २०नुं मासिक पेन्शन आपेल छे

(३) रा. रा. भास्करराय शंकरप्रसाद मेहेता एम. टी. सी. ल्यालपुर (पंजाबनी) सरकारी कृषिशाळाना रसायण विद्याना प्रयोग शिक्षक रू. १००ना मासिक पगारथी नीमाया छे.

(૪) રા. રા. ભાનુશંકર મેહેતા (બી.એ.) મુંબઈમાં બ્હેરામજી જીજીભાઈની વ્યાપારવિદ્યાની શાળામાં વ્યાપારશિક્ષણ અને અંગ્રેજીના શિક્ષક તરીકે રૂ. ૯૦ના પગારથી નીમાયા છે.

## જુનાગઢ.

નિમણૂક વગેરે—(૧) બહાદુરખાનજી હાઇસ્કૂલના બીજા આસિસ્ટન્ટ રા. રા. દયાશંકર નૈણશંકર રૂ. ૧૨૦)થી પહેલા આસિસ્ટન્ટ નીમાયા છે.

(૨) રા. રા. કાન્તીલાલ કેશવલાલ નાણાવટી એમ. એ. રાયપુર ક્રિશ્ચન કૉલેજમાં રૂ. ૨૦૦—૨૫૦થી પ્રોફેસર નીમાયા છે.

(૩) રા. રા. કમળલાલ કેશવલાલ બી એ રતલામમાં સાયન્સ ટીચર રૂ. ૭૫થી નીમાયા છે.

(૪) રા રા સુરજલાલ વેણીશંકર વૈષ્ણવ રૂ. ૫૦થી બહાદુરખાનજી હાઇસ્કૂલમાં આસિ. માસ્તર નીમાયા છે.

## જામનગર.

નિમણુક—૧ રા રા પોપટ અનાશંકર એલ સી.ઇ જેઓ સદર મ્યુનીસીપાલ કમીશનર હતા, તેઓ સીંધ હૈદ્રાબાદમાં રૂ ૬૦૦—૮૦૦થી ત્યાંના મ્યુનીસીપાલ કમીશનર નીમાયા છે.

૨. શ્રી જામનગર "નાગર બ્રાહ્મણ સંધ્યોપાસક મિત્ર મંડળ"—તા ૬-૫ ૧૩ને રોજ અહિંના નાગરબ્રાહ્મણોના યુવકોએ સંધ્યોપાસનાદિ કર્મ કરવાને એક મંડળ સ્થાપ્યું છે તે પ્રસંગે રા રા. ઉમિયાશંકર હનિયાશંકર બી. એ તરફથી "ધર્મ" ઉપર ઘણું વિદ્વતા ભરેલું ભાષણ કરવામાં આવ્યું હતું.

૩. વિદ્યોત્તેજક પુસ્તકશાળા.—શ્રી જામનગર વડનગરા નાગરબ્રાહ્મણો તરફથી તા ૨૮-૪-૧૨ને રોજ "વિદ્યોત્તેજક પુસ્તકશાળા" પણ સ્થાપવામાં આવી છે આ પુસ્તકશાળામાં ૪૫ નાગરબ્રાહ્મણોએ સભ્યો તરીકે નામો નોંધાવ્યાં છે; પુસ્તકશાળાનું વાર્ષિક લવાજમ પેહેલા વર્ગના રૂ. ૦-૬-૦, બીજા વર્ગના રૂ ૦-૪-૦ અને ત્રીજા વર્ગના રૂ. ૦-૨-૦ રાખવામાં આવેલ છે આ પુસ્તકશાળામાં કેટલાક ગૃહસ્થોએ સામયિક પત્રો આપવાનું કબુલ કર્યું છે, તદુપરાંત કેટલા ગૃહસ્થો તરફથી પુસ્તકો, કપાટો વિગેરે પણ આપવામાં આવેલ છે.

આ પુસ્તકશાળામાં વેદાધ્યયન કરાવવાની પણ યોજના કરવામાં આવી છે ઋગ્વેદનો અભ્યાસ વે. મૂ. પીતામ્બરદાસ દયાશંકર પંડ્યા, સામવેદનો, વે. મૂ. લક્ષ્મીશંકર રેવાશંકર ત્રવાડી તથા યજુર્વેદનો, વે. મૂ. જ્યાશંકર મદનજીએ કરાવવાનું અને પ્રસંગોપાત્ત પાશ્ચાત્ય વિદ્યાનું રહસ્ય વ્યાખ્યાનદ્વારાએ સમજાવવાનું રા. રા. ઉમિયાશંકર હનિયાશંકર બી. એ. એ કબુલ્યું છે.

નિમણુક—રા. રા. છગનલાલ હુળજાશંકર હાથી બી એ. એલ. એલ બી. જોધપુર મહારાજા કોલેજમાં પ્રોફેસર નીમાયા છે.

સદગત રા. રા. મોતીલાલ હુગરશીદાસ મહેતા એલ. એમ. એન્ડ એસ.ના મરણની નોંધ લેતાં અમોને પારાવાર દીલગીરી થાય છે મરહુમ કરાંચીમાં ડાક્ટર તરીકે મશહુર હતા અને અમે ત્યાંથી કરાંચી જતા આપણા ભાઇઓને સંગીન મદદ રૂપ થઇ પડતા તેમની ઉચ્ચ નૈતિક ધાર્મિક અને વ્યવહારિક વૃતિઓનું દિગ્દર્શન હવે પછી પ્રગટ કરવાના તેમના ફોટા સાથેનાં જીવનથી સંપુર્ણ રીતે થશે એમ અમારી માન્યતા છે.

"જામનગર નાગરબ્રાહ્મણ વિદ્યોત્તેજક મિત્ર મંડળ" તરફથી જામનગર અને જામખંભાળીયાના નાગરબ્રાહ્મણોનું વસ્તી પત્રક નીચે પ્રમાણે અમોને મળેલ છે —

કુલ ઘરો ૯૬ તેની વસ્તીની કુલ સંખ્યા ૩૬૫ જેમાં પુરૂષ ૨૦૭ અને સ્ત્રી ૧૫૮ છે પુરૂષની અંદર વિવાહિત ૭૮, અનુપનીત બાળકો ૪૩ અને વિધુર ૨૫ છે તેમ સ્ત્રીની અંદર અવિવાહિત બાલિકાઓ ૩૯ અને વિધવા ૩૭ છે કેળવણીના પ્રચાર સંબંધે એમ એ ૧ બી એ ૩ અને કોલેજમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ ૧૦ છે મેટ્રીક અત્યાર સુધી ૧૫ થયા છે અને પાંચ અભ્યાસ કરે છે વેદ જાણનારા ૧૮ છે અને વેદનો અભ્યાસ ૩ જણ કરે છે

ધંધા બાબતમાં શિક્ષક તરીકે ૧૨, ડોકતર ૧ વૈદ ૩ વકીલ ૫ પોસ્ટ ઓફીસમાં ૧૪ રેલવે ૫ બીજી નોકરીમાં ૭૯ અને યજમાન વૃત્તિ કરનાર ૨૧ છે

## મુંબઇ.

### શ્રી વડનગરા નાગર મંડળ.

૧ શ્રીવડનગરા નાગર મંડળના ચાલુ વર્ષમાં જામનગર નીવાસી રા. રા. ભાઇશંકર ભાવાભાઇ વૈશ્નવ પેટ્રન થયા છે તથા રા ગ. ગુલાબરાય વજેશંકર વૈશ્નવ લાઇફ મેમ્બર થયા છે

૨. દક્ષિણ આફ્રિકા ફંડમાં મેમ્બરોએ રૂ ૫૦ મોકલાવેલ છે

૩ યુનીવરસીટી મેટ્રીક્યુલેશન તથા બાર્ડીંગ લાઇનની ઉંચી પરીક્ષાઓમાં પસાર થએલ કેટલાક બંધુઓએ લગભગ ૧૨૫ પુસ્તકો આપણી જ્ઞાતિના ગરીબ વિદ્યાર્થીઓને અભ્યાસમાં સહાયાર્થે આપવા મીમંડળને સુપ્રત કરેલ છે આ પુસ્તકો લોન સીસ્ટમ ઉપર મેળવવા જેઓ ઇચ્છા રાખતા હોય તેમણે સેક્રેટરી ઉપર પત્ર વ્યવહાર કરવો.

૪ મુંબઇમા નોકરી ધંધાની શોધમાં આવતા આપણા બન્ધુઓને શરૂઆત માં થોડા વખત માટે આવતી અગવડ દુર કરવા સગવડ પડતાં રસ્તે મકાન લઇ પામરણુ તથા ઠામ વાસણુ વિના ભાડેથી પુરા પાડવાનો પ્રબંધ મંડળે હાથ લીધેલ છે

૫ રાબેતા મુજબ મુનીવરસીટી મંડપ આગળ પાણી, ચાહ વગેરેની સગવડ કરવામાં આવી હતી

૬. જુદી જુદી રીતે શ્રીમંડળને ૪૨ રૂ. ડોનેશન ફંડમાં મળ્યા છે

## ત્રિમાસિક બોર્ડીંગ.

રાબેતા મુજબ અમદાવાદમાં મેટ્રીકયુલેશન માટે ખોલવામા આવેલ બોર્ડીંગનો ૨૮ વિદ્યાર્થીઓએ લાભ લીધો હતો તેમા ૮ જામનગરના ૨ વેરાવળના ૩ માંગરોળ ૫ જુનાગઢ ૫ પોરબંદર ૧ રાજકોટ ૧ ભાવનગર ૧ વડોદ્રા ૧ ઘ્રોળ ૧ કોટડા-સાંગાણીના હતા ખર્ચનો હિસાબ કરતા રૂ. ૧૫ની ત્રુટ આવેલ છે

## પહોંચ

ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ-સન્નારીઓને બે બોલ—લખનાર રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારીઆ એમ. એ. એલ. એલ બી

ઇશાવાસ્યોપનિષદ્—રા. રા. કાળુભાઇ ભાણજી તરફથી ભેટ

મોરબી નિવાસી રા. રા. શંકરલાલ માહેશ્વર શિવ કવીને સરકારે 'મહા મહોપાધ્યાય' નો ઇલ્કાબ આપ્યો છે

## પરીક્ષાઓ.

### એલ. એલ. બી.

વસંતરાય હરિશંકર વછરાજાની એમ. એ. જામનગર

### પહેલી એલ. એલ. બી.

રાજેન્દ્રલાલ રવરજી રાણા જુનાગઢ — દેવીપ્રસાદ દુર્ગાપ્રસાદ દેસાઇ વસાવડ

### બી. એ.

### સેકન્ડ કલાસ.

૧ દીનકરરાય જશવંતરાય મજમુદાર જુનાગઢ
૨ મગનલાલ અમૃતલાલ ભુપ રાજકોટ
૩. નટવરલાલ મગનલાલ ભટ્ટ માતાણી રાજકોટ.

## પાસ.

૪. બાલકૃષ્ણ ઉમાશંકર માંકડ જામનગર.
૫ હરખલાલ રેવાશંકર બુચ રાજકોટ
૬ ચંદુલાલ છોટાલાલ ઓઝા ,,
૭ માધવલાલ મોહનલાલ ઝાલા પોરબંદર
૮. શ્રીમુખરામ મુકુંદરાય શુક્લ ભાવનગર.

## ઇન્ટર આર્ટસ.

૧ નયનસુખરાય વિનોદરાય મજમુદાર જુનાગઢ
૨ દેવીપ્રસાદ ગૌરીશંકર વસાવડા ,,
૩ વિજયશંકર રવીશંકર ધોળકીઆ ,,
૪ મહાસુખલાલ વેણીશંકર વૈભવ ,,
૫ પ્રભાશંકર લક્ષ્મીશંકર વોરા ,,
૬ વાત્સરાજ વૈકુંઠરાય વજેશંકર વછરાજાની જામનગર
૭ વેણીલાલ કેશવલાલ પંડ્યા જામનગર.
૮ દીલસુખરાય હરિરાય છાયા પોરબંદર.
૯ શાન્તિલાલ નરસીદાસ મહેતા ભાવનગર
૧૦ રા. ભાનુપ્રસાદ ચકુભાઇ દેસાઇ ,,
૧૧ જયંતીલાલ માધવલાલ વહોરા ,,

## પ્રીવીયસ ફર્સ્ટ કલાસ.

ચોથો નંબર ચંદુલાલ અમૃતલાલ બુચ રાજકોટ
(મજમુદાર હીરાણી સ્કોલરશીપ)

## સેકન્ડ કલાસ.

બારોટ નવરંગરાય ત્રીકમદાસ જુનાગઢ.

## પાસ.

૧ વૈષ્નવ નૃસીંહદાસ ગોરધનદાસ ,,
૨ માંકડ નવસુખરાય ત્રીકમરાય ,,
૩ અચારીયા કાન્તીલાલ છોટાલાલ ,,
૪ વૈષ્નવ વલભરાય ભુપતરાય ,,
૫ નાણાવટી ભગવતપ્રસાદ નૃસીંહપ્રસાદ
૬ બુચ ગનુભાઇ ભગવતીદાસ ,,
૭ જોશીપરા ઇન્દુરાય મણીરાય ,,
૮ વસાવડા પૃથુલાલ મોતીલાલ ,,
૯ ,, ગીરધરદાસ ત્રીભોવનદાસ ,,
૧૦ રાણા સતવતલાલ ઉમાશંકર ,,
૧૧ અંજારીયા કનકપ્રસાદ રવીશંકર રાજકોટ.
૧૨ અમૃતલાલ હરિશંકર હીરાણી જામનગર
૧૩ નૌતમલાલ માણેકલાલ આચાર્ય ,,
૧૪ આણંદલાલ દલપતરામ પાઠક જામનગર.
૧૫ નર્મદાશંકર માધવરાય મંકોડી ,,
૧૬ કાન્તીલાલ માધવલાલ દેસાઇ ભાવનગર.
૧૭ કપીલરાય જટાશંકર મજમુદાર ,,
૧૮ ચંદ્રશંકર પ્રભાશંકર મહેતા ,,
૧૯ જનાર્દન વસંતરાય મહેતા ,,
૨૦ જીતેન્દ્રરાય આણંદરાય મહેતા ,,
૨૧ માર્કંડરાય ભગવતરાય મહેતા ,,
૨૨ શાન્તિલાલ સારાભાઇ મહેતા ,,
૨૩ મહેન્દ્રલાલ માનશંકર ઓઝા ,,
૨૪ ઇચ્છાશંકર આણંદરાય પાઠક ,,
૨૫ દીનકરરાય દુર્લભરાય વોરા ,,
૨૬ પટણી યશવંતરાય નરભેશંકર સુજ.
(મણીભાઇ સ્કોલરશીપ)

## એલ. એમ. એન્ડ એસ.

ઝવેરીલાલ ગીરજાશંકર વસાવડા જુનાગઢ.
માણેકલાલ રવીશંકર પોટા જુનાગઢ.

## બી. એસ. સી.

રા જ્યોતીંદ્રરાય લલ્લુભાઇ મહેતા ભાવનગર

## ઇન્ટર સાયન્સ.

રા. બળવંતરાય હરીલાલ વહોરા બુચ

## મેટ્રીક્યુલેશન

### જુનાગઢ.

૧ વૈષ્નવ દીનકરરાય જાદવરાય
૨ વૈષ્નવ મનુભાઇ આણંદરાય
૩ માંકડ દેવીપ્રસાદ હરીલાલ
૪ નાણાવટી શંકરપ્રસાદ સમરથરાય
૫ વૈષ્નવ દુર્ગાસુખરામ નૃસીંહપ્રસાદ
૬ જોશીપરા કૃષ્ણપ્રસાદ જયાપ્રસાદ
૭ જોશીપરા નીતીરાય પરશોતમરાય
૮ કચ્છી દેકુરાય વ્રજરાય
૯ વોરા રતીલાલ સુખદેવજી

### જામનગર.

૧૦ પ્રાણલાલ મોહનલાલ બુચ
૧૧ મુકુંદરાય પ્રતાપરાય રીંછાણી
૧૨ ત્રીકમલાલ મણીશંકર બુચ
૧૩ તુલજાશંકર ભગવાનલાલ બુચ
૧૪ મહાશંકર નૃસીંહપ્રસાદ છાંયા
૧૫ હીરાલાલ પ્રેમશંકર માંકડ
૧૬ જશવંતરાય છોટાલાલ બુચ
૧૭ મોહનલાલ કાશીરામ પડયા
૧૮ ભોગીલાલ સુમટરામ પાઠક
૧૯ મનસુખરામ પોપટભાઇ માંકડ.

### ભાવનગર.

૨૦ ધનવંતરાય નૃસીંહપ્રસાદ દેસાઇ
૨૧ ધેલાભાઇ જયંતીલાલ „
૨૨ ઇન્દુલાલ ચુનીલાલ „
૨૩ ઇન્દુલાલ માધવલાલ „
૨૪ નરેન્દ્રરાય સાકરલાલ „
૨૫ મનવંતરાય વામનરાય „
૨૬ વિદ્યાધર લાભશંકર „
૨૭ ગુણવંતરાય વિષ્ણુપ્રસાદ મહેતા
૨૮ જશવંતરાય પ્રતાપરાય „
૨૯ લાભશંકર ઉમીયાશંકર „
૩૦ વિદુર ચુનીલાલ „
૩૧ ગુણવંતરાય ભુપતરાય ઓઝા
૩૨ ધેલાભાઇ લક્ષ્મીશંકર „
૩૩ ઇન્દુરાય અનંતરાય „
૩૪ મહાસુખરામ બળવંતરાય મહેતા
૩૯ રમણીકરાય દોલતરામ બુચ ભોળ
૪૦ હીમતલાલ શીવલાલ વસાવડા આટકોટ
૪૧ ચંદ્રશંકર લાભશંકર માંકોડી વાંકાનેર.
૪૨ ઇચ્છાશંકર કલ્યાણરાય મોર પોરબંદર
૪૩ અવંતીલાલ અમૃતલાલ વસાવડા „
૪૪ સુખવંતરાય પ્રતાપરાય છાંયા „
૪૫ જયશંકર શીવશંકર ઢેબર „
૪૬ મહાશંકર બળવંતરાય બુચ „
૪૭ ઇન્દુરાય હરીભાઇ દેસાઇ „
૪૮ પ્રેમશંકર હરીભાઇ દેસાઇ „
૪૯ કપીલરાય લક્ષ્મીશંકર સવાઇલાલ,

### કોરડા સાંમાણી.

૫૦ મંગળપ્રસાદ ઝવેરીલાલ અંજારીયા, બુચ
૫૧ નૌતમલાલ અમૃતલાલ માંકડ „
૫૨ ચંદ્રશંકર અમૃતલાલ બુચ „

૩૫ કનૈયાલાલ મગનલાલ વૈદ ભાવનગર (રાવ પ્રાગમલજી સેકન્ડ પ્રાઈઝ મેળવ્યું છે)
૩૬ વિનાયક જસુવતરાય શુક્લ
૩૭ હીરાલાલ વલભજી વસાવડા માંગરોળ
૩૮ કુસુમરાય ત્રિભોવનદાસ વૈદ ,,
૫૩ વોરા દોલતરામ દયાશંકર ભુજ
૫૪ વોરા જયસુખલાલ દયારામ ,,
૫૫ પાઠક ભાઈલાલ ગણપતરામ ,,

સ્કુલ ફાઇનલ ભુપતરાય છગનલાલ માંકડ પ્રોળ.

## સર જે. જે. સ્કુલ ઓફ આર્ટસ.

### થર્ડ ગ્રેડ.

૧ બુચ બીહારીલાલ ભુપતરાય રાજકોટ Design માં ઇનામ.
૨ છાંયા વાડીલાલ બાપુભાઇ માંગરોળ

### સેકન્ડ ગ્રેડ.

૧ માંકડ છોટાલાલ લક્ષ્મીશંકર રાજકોટ ૨ વૈષ્નવ વિષ્ણુશંકર કુસલશંકર રાજકોટ

### ફર્સ્ટ ગ્રેડ.

૧ બુચ રમણીકશંકર છેલશંકર રાજકોટ. ૨ હાથી ત્રભકલાલ જગજીવન જામનગર.

## મીકેનીકલ એનજીનીયરીંગ.

### સેકન્ડ કલાસ.

બુચ ગુલાબરાય જટાશંકર રાજકોટ.
રા. લાભશંકર મણીશંકર વૈષ્નવ વડોદરા કળાભુવનની પહેલા વર્ષની એગ્રીકલ્ચરની પરીક્ષામાં સફળ થયા છે

## જી. બી. વી. સી.

રા. રા ભગવતીદાસ અમૃતલાલ માંકડ પ્રોળ,

## એલ. એ. એસ. (સબ આસિસ્ટન્ટ સર્જન).

રા. રા. કમળાશંકર કુસલશંકર વૈષ્નવ પહેલે નંબરે પાસ થતાં જ્યુરિસપ્રુડન્સ તથા જનરલ પ્રોફીસ્યન્સી માટે બે ઇનામો મેળવવા ભાગ્યશાળી થયા છે

---

## ભાવનગર નાગર જીમખાના વાર્ષિક સમારંભ.

પ્રતિ વર્ષના નિયમ પ્રમાણે આ વર્ષે કાર્તિક શુદ ૧ને દિવસે જ્ઞાતિમાં થયેલ ખેદકારક મરણના કારણે વાર્ષિક સમારંભનું કાર્ય મુલતવી રહ્યું હતુ. તેથી તા. ૧-૧-૧૪ને દિવસે ભાવનગર નાગર જીમખાનામાં ઉક્ત મુલ્તવી રહેલ સમારંભ કરવામાં આવ્યો હતો. નિયમાનુસાર તે પ્રસંગે સ્ત્રી અને પુરૂષોનું સમેલન કરવામાં આવ્યું હતું સ્ત્રીઓની બેઠક પડદા પાછળ રાખવામાં આવી હતી. જ્યાં સ્ત્રીઓ તરફથી આવેલ પ્રદર્શનની વસ્તુઓ ગોઠવવામાં આવી હતી કુલ ૬૦ સ્ત્રીઓ તરફથી ૧૨૪ વસ્તુઓ શીવણકામ, ભરત ગુંથણકામ તથા ચિત્રકામના નમુનાઓ તરીકે આવી હતી, જે પૈકી મોટો ભાગ ઉપયોગી શીવણકામના નમુનાઓ હતા. પરીક્ષક કમિટિ સ્વતંત્ર સન્નારીઓની નીમવામાં આવી હતી; જે કમિટિની ભલામણ મુજબ ૧૯ સ્ત્રીઓને રૂ. ૫૪

એસો કુળવાન ખાનદાનમે દીવાન કુળ
મંમળ રવરૂપ મણીધર જશ પાયો હે
ખુદનકો સાગર એસો નાગર નૃસિંહ ભયો.
જીને સગાર સોરઠ ભોમી કો સજાયો હે
કહત હે શીરમ રમ રમ હે સૌરાષ્ટ્ર ભોમ
નાગર નર રત્ન જીને યત્નસેં નીપજાયો હે.
આશા આશીર્વાદ કહો કહા નર ન્યાલચંદ
જીને ટેકસે વીશેષ મર્તબો મઢાયો હે
નાગર નૃસિંહ ભક્ત ભોમી જીના અવ્યક્ત
એસો પ્રસિદ્ધ દાસ પરભાત ગવાયો હે.
દેતમે દયાસ ખાસ શ્રીધર દીવાન મહાન
જાકો યશ ભાટ ભાટ ચારણોને ગાયો હે
કહત હે શીરમ રમ રમ હે સૌરાષ્ટ્ર ભોમ
નાગર નર રત્ન એસે યત્નસે નીપજાયો હે.



# नागर.

(લેખમાં નાગર)

(ગયા અંકના પૃષ્ટ ૪૪ થી ચાલુ)

(લખનાર આચાર્ય વલ્લભજી હરિદત્ત)

સંવત ૧૨૬૨.

પોરબંદર તાબે વીસાવાડા ગામમાં પૂર્વે બારમાં રણછોડરાયનું મંદિર છે તેની સામેના સિદ્ધનાથ નામના મહાદેવના મંદિરમા લેખ છે તે—

संवत १२६२ वर्षे माघ शुदि
१० शुक्रे अद्येह वीसावडा ग्रामे
राजश्री सौराष्ट्रे राजश्री विक्रा
धिरस्येन राण श्री विक्रमादित्य
मूर्तिः कारापिता ॥ नागर ज्ञातीय

આ વીસાવાડા ગામ ૭૦૦ વર્ષનું જુનું જણાય છે આમાં રણછોડરાયની મૂર્તિ હીરે તેને મૂળ દ્વારકાં કહે છે.

ब्राह्मण वैजाकेन लिखितं। सिला-
वर्ति आल्हणेन धपास्ते मुकारिता
.ति.

એક નકશામાં विक्रादित्यनी મૂર્તિ કરા-
વ્યાનું લખ્યું છે તેમ ब्राह्मणने ઠેકાણે
आसनंद લખી (ઠેકાણે–આણંદ? લખ્યું છે)

સંવત ૧૨૭૨.

પ્રભાસ પાટણમાં વેરાવળી દરવાજાની અંદરની જગ્યામાં જતાં જમણી બાજુએ ભીંતમાં બે કાળા પથ્થરો છે તેમાંની પહેલી બારના લેખમાં—

अस्ति स्वस्तिमदब्जासननिर्भरध्यासितं यच्चभि
र्धूमध्यामलितामलांवरतलं स्थानं त्रयीकेलिभूः ॥
अभ्यर्च्य द्विजपुंगवाम्नगरमित्यर्द्धेदुचूडामणिः
मादादष्टकुलान्वयापरचतुःपष्ठये स्वतुष्टयेऽद्भुतम् ॥६॥
शांडिल्याख्योटग्रवंशाग्रकेतु र्गोत्रं ख्यातं नाम यस्ताकुलं यत्।
कथा *देवयुस्तम जज्ञे देवव्रतं यस्य सान्वर्थमासीत्॥७॥
यदीयाशीर्वादैरमरपतिकार्पण्यजनकं
भुनक्ति स्मायत्तं निहतारिपुराज्ये चिरतरं ॥
निहत्य क्ष्मापालानणहिलपुरं मूलनृपतिः
प्रभुत्वं तत्पुत्रेष्वकृत मुकृतार्थव्यवसितं ॥८॥
गंगाप्रवाहमनिमा बभूवुस्तस्यात्मजा माधवल्लभाभाः
ते मूलराजेन पुरस्कृताश्च भगीरथेनेव यशोवतंसाः ॥९॥
वापीकूप तडाग + + + +
कीर्तिश्रीसुकृतमहाम्नरपतिः श्री मूलराजस्त्रिभि
स्तैरग्रासनिर्भर्व्यपापयदयं चौलुक्यचूडामणिः॥१०॥
+ + + ॥११॥ तस्मिन्भूभुजि नाकनायकसभामध्यासिते भूपतिः
प्रत्यर्थिक्षितिपालशैलकुलिशश्चामुंडराजोऽभवत्॥

ભોટ.—
ઓની ". ૧ प्रशस्तिः + धार्मिक

प्रीत्या नागवरं ददौ निजपितुर्मित्राय कोट्श्वरं
यः श्रीमाधवनामधेयकतिने तस्मै महार्थमिणे ॥२०॥

+ + + + + + २२ + + + श्री भीमदेवः प्रथितप्रतापः॥
अकारि सोमेश्वरमंडपोयं येनाम मेघध्वानिनामधेयः ॥२३॥

लूलात्मजः समजनिष्ट विशिष्टमान्योभाभाख्यया सुभटभीम
नृपस्य मित्रं ॥

लूलाख्यया पुनरजायत तस्य सूनुर्यः कर्ण भूपतिसमार्णवपूर्ण
चंद्रः ॥२४॥

तस्याभवद् भुवनमंडल मंडनाय शोभाभिधः भिषग्गुहुज्जय
सिंहनाम्नः ॥

यस्यात्मजः सचिवतामधिगम्य वल्लः सम्राजयां सुचिरमास
कुमारपाले ॥२५॥

अथोपयेमे विधिना स मोहिणीमुमामिवेशः कमलामिवाच्युतः॥
अजायतास्यां कुलकैरवाकर प्रबोधकः श्रीधरनामचंद्रमाः ॥२६॥

क्षीरोदपूरपरिपांडुरपुण्यकीर्तिर्नीरोगमेव पुरुषायुषमातनोति॥
(भूपालराजविपरि) स्तुतमंत्रशक्तिः श्रीभीमभूपतिनियोगि
जनैकमान्यः ॥२७॥

आशीःपरंपरा सेयमूपामट्टस्य तायते ॥
चौलुक्यपक्षाङ्कुलयोराकल्पं प्रीतिरक्षता ॥२८॥*

* आकी भाधरना पभाख्नना १५ श्लोक छे ॥४३॥

मातुः कैचस्योंतोत्तुंगरिपुभवनं मोहिणीस्वामिनाम्ना + + +
नाम्ना तातस्य यद्वच्छिवभवनमपि स्वस्य पृथ्वीनयारव्यं
धाम श्रीमच्छिवस्य प्रविहसदुरितं कारितं भूरिशोभं ॥४४॥

+ + येनेह श्रीधरोयं हरनगरपदं योजितस्तस्य नाम्ना
प्रासादः श्रीधरेणायममवनिजयः कारित शंकरस्य ॥४५॥

+ + + संवत् १२७२ वर्षे वैशाख वदी ४ शुक्रे

ભાવાર્થ—જ્યાં બ્રહ્મા સરખા યજ્ઞ કરનારા (બ્રાહ્મણો) વસે છે અને જેના યજ્ઞના ધુમાડાથી જ્યાંનું આકાશ સુગંધિ થઇ ગયું છે અને જે વેદને ક્રીડા કરવાનું સ્થળ છે એવું નગર (વડનગર) નામે એક સ્થળ છે જે (નગર) શિવજીએ ૮ કુળવાળા અને ૧૪ કુળવાળા (નાગરોના મૂળ પુરૂષ (ગોત્ર ૭૨ જણ) ને તેઓની પૂજા કરીને પોતાને સંતોષ થવા માટે તેઓને આપ્યું છે તે પુરમાં શાંડિલ્યના વંશમાં ધ્વજ રૂપ વસ્રાકુળ નામનું ગોત્ર (કુટુંબ)' (વસ્રાકુળ અવટંક વાળા) છે (વસ્રા કુળનું શાંડિલ્ય ગોત્ર છે અને તે આજના ચડતા માપથી છે) તેમાં "દેવધુ" નામે (બ્રાહ્મણ) ઉત્પન્ન થયો, જેનું દૈવજ્ઞ (જોશી) પણું સાર્થક હતું એ દેવધુના આશીર્વાદથી મૂળરાજ પોતાના શત્રુઓને મારીને ઇંદ્રની સમૃદ્ધિને પણ હલકી પાડી દે એવું મહોટું રાજ્ય અણહિલવાડ પાટણમાં ભોગવે છે અને જેણે પોતાના પુણ્યથી મેળવેલી બધી હકુમત એ દેવધુના પુત્રોને હસ્તક રાખી એ દેવધુને ગંગાજીના (૩) પ્રવાહ જેવા નિર્મળ અને પવિત્ર ૩ પુત્રો માધવ, લુલ (લુલો) અને ભાભ (ભાભો) નામે થયા. એ યશ રૂપી મુગટવાળા ત્રણે ભાઇઓને ભગીરથે ગંગાના પ્રવાહની પેઠે માનથી રાખ્યા હતા તેમ મૂળરાજે (સર્વ વાતમાં) અગ્રણી કરીને રાખ્યા વાવ, કુવા, તળાવ વગેરે કીર્તિ સમૃદ્ધિ અને પુણ્ય દેનારા (એ સર્વ કાર્ય) ચૌલુક્ય વંશના શિરોમણિ મૂળરાજે આ ત્રણની મારફત ઘણી સરસ રીતે કરાવ્યાં × × એ રાજા ઇંદ્રની સભાનો સભાસદ થયો (મરી ગયો) ત્યારે શત્રુ રાજાઓ રૂપી પર્વત ના વજ્ર સરખો ચામુંડ રાજ રાજા થયો. તેણે પોતાના પિતાના મિત્ર મહા મતિ માધવને પ્રીતિથી કર્કેશ્વર નામનો હાથી આપ્યો × × × પ્રખ્યાત પ્રતાપ વાળો શ્રી ભીમદેવ જય પામે છે જેણે અહીં મેઘધ્વનિનામે આ સોમનાથનો મંડપ કરાવ્યો. લુલાનો દીકરો મ્હોટાઓમાં માન પામેલો ભાભા નામે થયો. જે શુરા ભીમદેવ નો મિત્ર છે તેનો દીકરો પાછો લુલ (લુલો) નામે થયો જે કર્ણની સભારૂપી સમુદ્રનો ચંદ્ર હતો તે લુલનો દીકરો જગતને સણગારવા સારૂ સોમ નામે થયો જે જયસિંહનો ઇષ્ટ મિત્ર હતો અને જેનો દીકરો વલ્લ કારભારી થઇને કુમારપાળને ચક્રવર્તિ બનાવ્યો. એ વલ્લ જેમ શિવજી પાર્વતીજીને પરણ્યા અને વિષ્ણુ લક્ષ્મીજીને પરણ્યા તેમ તે મોહિણી નામની સ્ત્રીને પરણ્યો જેને વિશે કુમુદના વનને ખીલવનાર શ્રીધર નામે ચંદ્રમા થયો. સમુદ્રના પૂર જેવી ઉજ્વલ કીર્તિવાળો, રાજાઓ જેની વિચાર શક્તિનાં વખાણ કરે છે એવો અને ભીમના તમામ અધિકારીઓમાં માન પામેલો એ શ્રીધર રોગ વગરનું પુરણ (૧૦૦ વર્ષ) આયુષ્ય ભોગવે છે. ઊમા ભર્તૃની ઉપરની આશીષ એવી રક્ષા કરે છે કે ચૌલુક્ય અને વસ્રાકુળને પરસ્પર અખંડ પ્રીતી રહે × × × પોતાની માના કલ્યાણ માટે શ્રીધરે મોહિણી સ્વામી નામે વિષ્ણુનું મંદિર કરાવ્યું × × × અને પિતાના નામથી શિવજીનું દેવળ અને પોતાને માટે પૃથ્વીજય નામે શિવજીનું મંદીર કરાવ્યુ × × × જેણે આદિ શિવજી નગર (પ્રભાસ પાટણ=સોમનાથ પાટણ) ના અધિકાર ઉપર મોકલ્યો અને તે શ્રીધરે પણ તેના નામથી આ અવનિ મો. જય નામનું શીવકરનું મંદીર કરાવ્યુ × × × સંવત ૧૨૭૨ના ઓની ૨ંમાં વૈશાખ વદી ૪ અને શુક્રવાર

# मनुस्मृतिमांथी आपणो धर्म तथा व्यवहार वगेरे.

(અનુસંધાન ગત અંક પૃષ્ઠ ૪૨ થી.)

શૌચ—બાહ્યાભ્યન્તર સ્વચ્છતા રાખવી તે, તેની ઉપરની સ્વચ્છતા રાખવી તે સાથે અંતર પણ સ્વચ્છ રાખવુ એટલે સત્ય બોલવુ, છળ કપટથી દૂર રહેવું અને મનમાં એક ને બોલવામાં બીજું તેમ પણ ન કરવું

આર્જવ—કર્તવ્ય શુભ કર્મમાં સર્વત્ર મન, વાણી, કાયાની એકરૂપતા રહે એવી સરલતા, બ્રહ્મચર્ય પાળવુ (ગૃહસ્થને માટે અનિષિદ્ધ કાળે રતિ એ બ્રહ્મચર્ય જ ગણાય છે કયે કાળ નિષિદ્ધ છે તે મનુસ્મૃતિમાં આગળ આવશે), હિંસા ન કરવી—હિંસામાં પણ શરીર, મન, અને વાણીથી ન કરવાનું સમજવાનું છે—પ્રાણી માત્ર પર પ્રેમ રાખવો. (શ્લોક ૧૪)

મરહૂમ મહાશય મણીભાઈ નભુભાઈ પોતાની ગીતાપરની ટીકામાં લખે છે કે આ શ્લોકમાં બતાવેલ તમામ એના હોય શારીર તપમાં ગણાય છે, તેમાંથી એકાદ પણ હોય તો તે તપ ન ગણાય

વાચિક તપમાં કોઈને કાંઈ કહેવુ, તે સત્ય કહેવુ પણ તેથી તેને ઉદ્વેગ ન થાય અને તેનું હિત થાય તેવુ ને પરિણામે પ્રિય લાગે તેવુ કહેવાનો નિયમ રાખવો અને વેદ વેદાંતાદિનાં આવર્તન તે સ્વાધ્યાય કહેવાય છે એટલે હમેશ તે કરવાં (શ્લોક ૧૫)

માનસિક તપમાં 'મન પ્રસાદ' એ શબ્દનો અર્થ મહાશય મણીભાઈ એમ કરે છે કે મનને વિષયોમાંથી ઊંચકીને અવિકાર દશામાં એકત્ર રાખવુ તે—એજ તેનો પ્રસાદ (વિશુદ્ધિ) કહેવાય, સૌમ્યત્વ એટલે ઉપકાર કરનાર કે અપકાર કરનાર તેમજ ઇષ્ટ અને અનિષ્ટ કરનાર ઉપર સરખી દૃષ્ટિ રાખવી, મૌન— એટલે મુનિ દશા અર્થાત્ સગુણ કે નિર્ગુણ ધ્યાનનું મનમાં નિરંતર અનુસંધાન રાખી રહેવુ, આત્મ વિનિગ્રહ એટલે મનને વિષયમાંથી રોકવું, ભાવ સંશુદ્ધિ એટલે રાગ દ્વેષાદિ કલુષ ભાવથી વિરક્તિ (શ્લોક ૧૬).

આ દરેક શબ્દ એવા છે કે તેનુ પાલન થાય ત્યારે જ પૂરે પૂરો આશય સમજાય છે અને આપણી તેથી તમામનુ અનુકરણ કરવા ફરજ છે

ઉપર પ્રમાણેની વર્ણવેલ તપ સંજ્ઞામાં સમાવી છે

તે પછી બ્રાહ્મણના ધર્મમાં (૪) શૌચ (૫) ક્ષાન્તિ (૬) આર્જવ એ બતાવ્યાં છે તેમાં શૌચ માટે તેમજ આર્જવ માટે ઉપર કહેવાઈ ચુક્યું છે ક્ષાન્તિ એટલે ક્ષમા એ પણ ઘણો મોટો ગુણ છે તે વિષે વિવેચન કરવા જરૂર નથી એ પછી (૭) જ્ઞાન (૮) વિજ્ઞાન

આને.

(૯) આસ્તિક્ય અને (૧૦) બ્રહ્મચર્ય એ ધર્મો બતાવ્યા છે તે પણ વંદન સમાન્ય તેવા છે આસ્તામાં વેદ, શાસ્ત્ર, ગુરુ અને શિષ્ટ જનોએ કહેલ બાબત ઉપર આસ્થા રાખી તેનું અનુકરણ કરવું તેનો પણ સમાવેશ થાય છે

બ્રાહ્મણોની જે ઉત્કૃષ્ટ સ્થિતિ ઉત્પત્તિના ક્રમમાં પરમાત્માએ નિર્માણ કરી છે તથા જે કર્મો તેને માટે ઠરાવ્યાં છે અને જે પ્રકારનું તેનું વર્તન હોવું જોઈએ એમ જણાવ્યું છે તે વિચારતા તે જો સમગ્ર રીતે પાળવામાં આવે તો તે સર્વ સ્થળે અને સર્વ બાબતમાં માનનીય ગણાય એમ કહેવામાં કાંઈ શંકા રાખવાપણું રહેતું નથી, અને જેટલે દરજ્જે તેમાંથી આપણે ચ્યુત થયા છીએ તેટલે દરજ્જે આપણે આપણી સર્વ માનનીય સ્થીતી ખોઈ બેઠા છીએ આપણે માન મળવું જ જોઈએ અથવા આપણે સર્વથી ઉંચા છીએ એ અભિમાન તો આપણી મુળ સ્થીતિ તેવી હોવાથી રહેલ છે પરંતુ તે સ્થીતિ જાળવી રાખવા આપણું જે વર્તન હોવું જોઈએ તે ન હોય તો તે અભિમાન ખાલી રાખવા જેવું દેખાય છે. માટે મુળ સ્થીતિને પહોંચવા, ઉપર વર્ણવેલ તમામ ગુણોનું અનુકરણ કેમ થાય તે માટે પ્રયાસ કરવાનો છે અને તેમ થવેથીજ આપણી ઉન્નતિ થવાની છે.

નીચેના શ્લોકથી મનુ મહારાજાએ બ્રાહ્મણને તે ઉત્કૃષ્ટ પદવી વ્યવહારમાં પણ આપી છે તે તેજ કારણથી અને તેજ ગુણવાળા માટે છે એમ સમજવાનું છે. મનુ પોતે બ્રાહ્મણ હતા એટલે બ્રાહ્મણના લાભમાં કાયદા કર્યાં છે એવું જે અલ્પ બુદ્ધિવાળા કહે છે તે ખરી હકીકતને પહોંચ્યા સિવાય કહે છે એમ કહેવા સિવાય ચાલતું નથી.

उत्तमाङ्गोद्भवाज्ज्यैष्ठ्याद्ब्रह्मणश्चैव धारणात्।
सर्वस्यैवास्य सर्गस्य धर्मतो ब्राह्मणः प्रभुः ॥९३॥

અર્થ—બ્રાહ્મણો પરમાત્માના ઉત્તમ ગણાતા અંગમાંથી એટલે મુખમાંથી ઉત્પન્ન થયા છે તથા તે બીજા કરતાં પ્રથમ ઉત્પન્ન થયા છે એટલે જ્યેષ્ઠ છે અને તે વેદને ધારે રાખે છે તેથી તે સર્વ સૃષ્ટિના ધર્મથી પ્રભુ ગણાય છે

શ્લોક ૯૪ તથા ૯૫ માં એવો ભાવાર્થ બતાવ્યોછે કે બ્રહ્માએ તપ કરીને દેવતાઓને હવ્ય અને પિતૃઓને કવ્ય પહોંચાડવા તથા સર્વ જગતનું રક્ષણ કરવા માટે બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યા દેવતાઓ તેના મુખદ્વારા હવ્યનું ભક્ષણ કરે છે અને પિતૃઓ તેના મુખદ્વારા કવ્ય ભક્ષણ કરે છે એટલે તેનાથી બીજું કયું પ્રાણી અધિક હોઈ શકે

भूतानां प्राणिनः श्रेष्ठाः प्राणिनां बुद्धिजीविनः।
बुद्धिमत्सु नराः श्रेष्ठा नरेषु ब्राह्मणाः स्मृताः ॥९६॥

અર્થ—સ્થાવર જંગમ પ્રાણિઓમાં પ્રાણિઓ (એટલે આહાર નિદ્રા આદિ કરનારા)

શ્રેષ્ઠ છે અને પ્રાણિઓમાં બુદ્ધિવડે આજીવિકા ચલાવનારાં શ્રેષ્ઠ છે અને બુદ્ધિવાન પ્રાણિઓમાં મનુષ્યો શ્રેષ્ઠ છે અને મનુષ્યોમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે

ब्राह्मणेषु च विद्वांसो विद्वत्सु कृतबुद्धयः ।
कृतबुद्धिषु कर्तारः कर्तृषु ब्रह्मवेदिनः ॥९७॥

અર્થ—બ્રાહ્મણોમાં વિદ્વાન બ્રાહ્મણ શ્રેષ્ઠ છે અને વિદ્વાનમાં શાસ્ત્રોક્ત કર્મને જાણનારા અને શાસ્ત્રોક્ત કર્મને જાણનારામાં તેવા કર્મ કરનારા શ્રેષ્ઠ છે અને તેવાં કર્મ કરનારામાં પરબ્રહ્મના સ્વરૂપને જાણનારા શ્રેષ્ઠ છે

उत्पत्तिरेव विप्रस्य मूर्तिर्धर्मस्य शाश्वती ।
स हि धर्मार्थमुत्पन्नो ब्रह्मभूयाय कल्पते ॥९८॥

અર્થ—બ્રાહ્મણની ઉત્પત્તિ જે ધર્મની સનાતન મૂર્તિ ગણાય છે તે ધર્માચરણ કરવા માટે જ ઉત્પન્ન થયેલ છે અને તે જ મોક્ષ મેળવવા સમર્થ ગણાય છે

ब्राह्मणो जायमानो हि पृथिव्यामधिजायते ।
ईश्वरः सर्वभूतानां धर्मकोशस्य गुप्तये ॥९९॥

અર્થ—બ્રાહ્મણ ધર્મના ભંડારની રક્ષા માટે જન્મથી જ પૃથ્વીનો અધિપતિ થઈને જન્મે છે અને તે સર્વ પ્રાણિઓનો પ્રભુ ગણાય છે

આ શ્લોકમાં "ધર્મના ભંડારના રક્ષણ માટે" એ શબ્દ ખાસ ધ્યાનમાં લેવાના છે તે સંબંધમાં એટલે તે સ્થિતિ પાળે તો તે પૃથ્વીના અધિપતિ તુલ્ય માન પામે એમ કહી શકાય.

તે પછીના શ્લોક ૧૦૦ માં બ્રાહ્મણ ઉત્પત્તિથીજ શ્રેષ્ઠ હોવાથી સર્વ દ્રવ્ય ગ્રહણ કરવાને યોગ્ય છે એમ જણાવ્યું છે અને શ્લોક ૧૦૧ માં તે જ કારણથી તે અન્ન ખાય છે, વસ્ત્ર પહેરે છે, દાન આપે છે વગેરે પોતાનું જ ખાય છે પહેરે છે અને આપે છે એમ જણાવી તે ધર્મના ભંડારના રક્ષક હોવાથી સર્વસ્વ તેનીજ માલિકીનું છે એમ બતાવ્યું છે આ અધ્યાય સમાપ્ત કરતાં આચાર વિષે લખ્યું છે તે એ રીતે કે—

आचारः परमो धर्मः श्रुत्युक्तः स्मार्त एव च ।
तस्मादस्मिन्सदा युक्तो नित्यं स्यादात्मवान्द्विजः ॥१०८॥

અર્થ—શ્રુતિ એટલે વેદમાં તથા સ્મૃતિમાં એટલે ધર્મ શાસ્ત્રમાં કહેલા આચાર એજ

પરધર્મ છે તેટલા માટે આત્મવાન બ્રાહ્મણે સર્વદા આચાર પાળવો

आचाराद्विच्युतो विप्रो न वेदफलमश्नुते।
आचारेण तु संयुक्तो संपूर्णफलभाग्भवेत्॥१०९॥

અર્થ—આચારથી ભ્રષ્ટ થયેલો દ્વિજ વેદોક્ત કર્મનાં ફળને પામતો નથી, અને આચાર વાળો દ્વિજ સંપૂર્ણ ફળને પામે છે

एवमाचारतो दृष्ट्वा धर्मस्य मुनयो गतिम्।
सर्वस्य तपसो मूलमाचारं जगृहुः परम्॥११०॥

અર્થ—ઉપર કહ્યા પ્રમાણે આચાર પાળવાથી ધર્મની પ્રાપ્તિ થાય છે એમ જોઇને મુનીઓએ સર્વ તપનું મૂળ પરમ આચાર છે એમ સ્વીકાર્યું છે

પ્રથમ અધ્યાય તે પછી પુરો થાય છે આપણે તેમાંથી રહસ્ય લેવાનું છે તે વિષે કહેવાઇ ગયુ છે. તેથી ફરીને કહેવાથી પુનરૂક્તિનો દોષ આવશે તોપણ વિષય સમાપ્ત કરવામાં તે દોષ નહીં ગણી જણાવુ છું કે સૃષ્ટિની ઉત્પત્તિમાંજ આપણને ઉચ્ચપદ પરમાત્માએ આપ્યું છે. પરન્તુ તે સાથેજ આપણા ધર્મ, કર્મ, વર્તન પણ તેવાંજ નિર્માણ કર્યા છે તેથી જે સ્વરૂપમાં પરમાત્માએ આપણને ઉત્પન્ન કર્યા છે તે સ્વરૂપ જાળવી રાખવા તે તમામ ધર્મ કર્મનું પાલન થવું જોઇએ અને જો તે થાય તો જે ઉન્નતિ માટે તથા ઉત્કૃષ્ટતા મેળવવા માટે જુદી જુદી રીતે પ્રયાસ થાય છે તે કરવા ભાગ્યેજ જરૂર રહે વ્યવહારમાં દરેક બાબત માટે બુદ્ધિની ઉત્કૃષ્ટતામાં પરિસમાપ્તિ થાય છે. એટલે બુદ્ધિશાળીમાં શ્રેષ્ઠ માણસને કોઇ રસ્તો કઠિન પડતો નથી અને તેવી બુદ્ધિ મેળવવા મૂળ બ્રાહ્મણનું સ્વરૂપ તથા ધર્મ, કર્મ, વર્તનનું પાલન કરવાની જરૂર છે તેમ થયે તેવી શ્રેષ્ઠ બુદ્ધિ સંપાદન થાય છે

અપૂર્ણ

ગુલાબરાય વજ્રેશંકર છાયા.

---

# સ્ત્રી ઉન્નતિ.

અનુસંધાને ગત અંક પૃષ્ઠ ૩૩ મા

ભગવતી જયાલક્ષ્મી બાઇ તરફથી.

૫. જુઠું ન બોલવા વિષે.

नानृतात्पातकं परम्॥ અર્થાત અનૃત એટલે જુઠું બોલવું કે

અન્ય પાતક નથી એટલે અનૃત (અસત્ય) બોલવું એ સર્વ પાતકોનો શિરોમણી પાતક છે કેમકે આ સંસારમાં જે જે નેષ્ટ કર્તવ્યો કરવામાં આવે છે તે સર્વ ખોટા કાર્યોનું મૂળ, જૂઠું બોલવું એજ છે, એટલા માટેજ જૂઠું બોલવું એ મહાન પાપ કર્મ માનવામાં આવ્યું છે, જેથી એવા અસત્યવાદથી ઉપરામ થઈ સદા સર્વદા સત્ય આપણામાં પ્રીતિ રાખવી. સત્યવાદીજ જયને પ્રાપ્ત થાય છે અને સત્યથી વાક્ય સિદ્ધિની પ્રાપ્તી થાયછે, માટે સત્યજ વદવું તથા વર્તવું. તેમાં પણ આપણા મહાપુરૂષો કહે છે કે સ્ત્રી જાતિને તો એવી રીતે વદવું કે હોઠમાંજ ભાષણ રહે સારાંશ કે જેને પ્રત્યે વાત કરવી હોય તે જ સમજે એટલે ધીરેથી વદવું તેમજ મધુર પ્રિય અને સામાને આનંદ આપે તેવુંજ બોલવું આપણામાં કહેવત છે કે 'જીભમાં રસ અને જીભમાં વિષ" તો વિષ ઉત્પન્ન કરી આપણને દુઃખી અને સામાને દુઃખ કરે એવું વર્તન ન કરી જૂઠું બોલવાનો અભ્યાસ ટાળી સદા સત્યજ બોલવું સત્ય બોલવું એજ સ્ત્રીનું ભૂષણ છે—

માટે હે પ્રિય બેનો! આ ઉપરના અષ્ટ દોષો ટાળી આપણી ઉન્નતિ માટે આગળ પ્રયાસ કરવો અને મનની ઉન્નતિ માટે ખાસ સારા વિચારો સેવન કરવાની ટેવ પાડવી કેમકે જેવા વિચારો કરીએ છીએ તેવી જ તેની અસર થાય છે, કેમકે પ્રત્યેક મનુષ્યના શરીરમાંથી એક જાતનો પ્રવાહ વહે છે સુવિચાર કરનારમાંથી તે વિચારને અનુકુળ શ્વેત અને તેજસ્વી પ્રવાહ વહે છે, અને અશુભ વિચારો કરનારમાંથી તે વિચારને અનુકુળ કાળા રંગનો પ્રવાહ વહેછે, તે પ્રવાહની અસર પાસેના મનુષ્યોને થાયછે માટે શુદ્ધવિચારો સેવવા જેથી આપણને પણ સારી અસર થાય અને બીજા મનુષ્યોને પણ થાય. મનુષ્ય જે વિચારેછે તથા બોલેછે તેના વાતાવરણમાં મોજા થાય છે—જે પ્રકારના વિચારો સેવ્યા હોય તે પ્રકારના મોજા થાય છે સારા વિચારોનાં સારાં અને ખોટા વિચારોના ખોટાં મોજાં થાય છે, અને તે સર્વત્ર પ્રસરી રહે છે ને અશુભ વિચારનાં ખોટાં મોજા થવાથી પાસેના મનુષ્યોને પણ તેવી અસર થાય છે, ને કરનારને પણ હાનિ થાય છે અને પછી ક્રમે ક્રમે મનની સ્થિતિ પણ તેવી જ થાય છે. અવિદ્યાના વિચારો સેવે તો તેવી થાય છે અને બાહ્ય પ્રદેશમાં પણ એ પ્રકારનું વાતાવરણ બંધાય છે આ પ્રમાણે વાતાવરણ પણ તે પ્રકારનું બંધાવાથી તેમાં પણ તેજ પ્રકારના વિચારનું આકર્ષણ થાય છે દાખલા તરીકે આપણું અંતઃકરણ ગમેતેવા ઉત્સાહમાં હોય અને સ્મશાન જેવી ભૂમીમાં જતાં અંતઃકરણ ખેદયુક્ત થાય છે એ સ્વાનુભવ છે તેનું કારણ એજ છે કે એ જડતત્વોએ પણ વિચારેનું આકર્ષણ કરેલું છે તેથીજ ઉત્સાહી અંતઃકરણને ખેદયુક્ત કરે છે તેમજ આપણું અંતઃકરણ અતિ ખેદયુક્ત હોય અને કોઈ મંદિર જેવાં પવિત્ર સ્થળે જવાથી અંતઃકરણમાં આનંદ ઉત્પન્ન થાય છે તેનું પણ કારણ વાતાવરણનુંજ છે માટે એવું વાતાવરણ ન રચતાં આપણું વાતાવરણ શુભ વિચારોથી એવું બળવાન કરવું કે જે જે વિચાર સ્ફુરે તે તે આનંદનોજ સ્ફુરે. અને આનંદના વિચારોથી ભય, ક્લેશ, ક્રોધ એ નજીકજ નહિ આવે, કેમકે જે વિચારોનું વાતાવરણ બળવાન હોય તે તેવા વિચારોનું આકર્ષણ કરી લે છે માટે સારા વિચારોનુંજ સેવન કરવું, અને સારા વિચારોના

સેવનથી માનસિક ઉન્નતિ થાય છે સદ્‌વિચાર એટમે આનંદ રહેવો. કોઈને મારે ખોટો ભાવ અંતરમાં ન પ્રકટાવવો, કોઈનું અહિત થાય ન વિચારવું, સર્વદા સર્વનું શુભ ચિંતવવું, ચિંતા ન ધરવી, પદાર્થ જાય આવે તો તેનો હર્ષ શોક ન ધરવો, અખંડ શાન્તિ મનમાં રાખ્યા કરવી, કોઈ બે શબ્દ કહી જાય તો તે વિષે અંતરમાં ક્ષોભ ન ધરવો, અને તેથી ઉલટું ક્રોધ, ઈર્ષ્યા, અસત્ય, દુઃખ, ગ્લાની, ક્લેશ, ભય, દુર્બળતા પોતાની અશક્તિનું નિરંતર ભાન એ વગેરે જે વિચારથી પ્રકટે તે અશુદ્ધ વિચાર છે દુષ્ટો, કહેલા ઉપરના શુદ્ધ વિચારોમાં સ્થિત થતાં ઉન્નતિની વિજયમાળ આપણા કંઠમાં એકાએક આવી મળે છે. મનની ઉન્નતિ આવા સારા વિચારોથી પ્રાપ્ત થાય છે, અને મનની ઉન્નતિ થઈ કે આત્મ ઉન્નતિ થાયેજ છે, અને તે આત્મઉન્નતિને માટે ખાસ આત્મ શ્રદ્ધાની આવશ્યકતા છે અને પોતાનામાં જે આત્મા છે તેજ પરમાત્મા છે. પરમાત્માથી તેના સામર્થ્યમાં લેશ પણ ન્યુનતા નથી અને એ આત્મા આપણને જ્યારે જ્યારે જે પ્રકારની શક્તિ જોઈએ તે પ્રકારની આપે જ છે આત્માનું જે સામર્થ્ય છે તેજ સામર્થ્ય આપણું છે અને તેથી આપણે જે જોઈએ તે આપણા આત્મામાંથી જ ઉપજાવી લેવા સમર્થ છઈએ. એ પ્રકારની અચળ શ્રદ્ધા તે આત્મશ્રદ્ધા છે આ આત્મશ્રદ્ધા જેનામાં છે તેની ઉન્નતિ પવનના વેગ કરતાં પણ જલદી થાય છે. એ આત્મ મનુષ્ય માત્રને ઉન્નતિ કરવા નિરંતર રોક્યા કરે છે, તે અવશ્ય કરીને જે મનુષ્ય પ્રયત્ન કરવા તત્પર થાય છે તેના ઉપર આત્મા પ્રસન્ન થઈને તેની ઉન્નતિના અનેક સુગમ માર્ગો તેને સુઝાડે છે અને ક્ષણે ક્ષણે સહાય આપે છે. એ આત્મામાં શ્રદ્ધા સેવવાથી મનુષ્ય પોતાની સર્વોત્તમ ઉન્નતિ કરે છે કારણકે એ આત્મા સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન છે, ને આપણા અંતઃકરણનાં સ્વરૂપને બરાબર જાણે છે આપણો અધિકાર કેટલો છે એ તેમના જાણવામાં હોય છે તેથી બીજો મનુષ્ય આપણી ઉન્નતિ કરે અથવા તેનો માર્ગ કહે તેના કરતાં આત્મા જે માર્ગ આપણને પ્રેરે તે માર્ગ અત્યંત હિત કરનાર અને આપણને ઘટે તેવો જ હોય છે આત્મા અને યોગ્ય માર્ગે જ પ્રેરેછે અને પ્રેરશે એવી દૃઢ શ્રદ્ધા થતાં આત્મા યોગ્ય માર્ગેજ પ્રેરેછે આત્મામાં શ્રદ્ધા ધરનાર અને તેના કહ્યા પ્રમાણે વર્તનાર જ સાચી ઉન્નતિ પામે છે બીજાના કહ્યા પ્રમાણે વર્તનાર તેવી ઉન્નતિ પામતો નથી સર્વજ્ઞ પુરૂષોના કહ્યા પ્રમાણે વર્તવું એ આત્માના કહ્યા પ્રમાણે વર્તવા બરાબર છે, કારણકે તેમને આત્મા અને પરમાત્માનો સાક્ષાત્કાર થયો હોય છે તેથી તેઓ આપણા અધિકારને યથાવત્ જાણે છે આત્મ શ્રદ્ધા સેવતાં ત્રણે પ્રકારની ઉન્નતિ પ્રાપ્ત થાય છે.

-

કોઈપણ કાર્ય કરનાર કાર્ય કરતાં આરંભમાં આ કામ મારાથી નહિ થાય, તે કરવાનું મારામાં સામર્થ્ય નથી, એ પ્રકારનું બોલે છે, ધારે છે, તો તે કાર્ય કદિ સાધી શકતો નથી કારણ તેનામાં આત્મશ્રદ્ધા નથી આત્મશ્રદ્ધાવાળા મનુષ્યોને કશું અશક્ય લાગતું નથી આત્મશ્રદ્ધાવાળો મનુષ્ય ગમે તે કાર્યને પણ સિદ્ધ કરે છે. વિશ્વમાં જે અનેક મનુષ્યોએ અસંભવિત મનાતાં કાર્યોને કર્યા છે અને કરે છે તેનું કારણ તેઓની આત્મશ્રદ્ધા છે. મારાથી આ કાર્ય થશેજ એ શ્રદ્ધા સર્વ કાર્ય કરી શકે

અન્યના મદદની અપેક્ષા રાખ્યા વિના પોતાનાજ સામર્થ્યમાં વિશ્વાસ રાખીને સર્વ કાર્ય કરવાં એજ જયને આપનાર છે "પારકી આશ સદાય નિરાશ" તથા "આપ સમાન બળ નહિ" એ આપણા સિદ્ધાંતની કહેવત છે અન્યની સહાય લાંબો કાળ મળ્યા કરતી નથી અને પોતાનામાંથીજ પ્રકટાવેલું સામર્થ્ય જ્યારે અને જેટલું જોઇએ તેટલું મળે છે આત્મશ્રદ્ધાને ક્રમે ક્રમે વધારતાંજ ઉન્નતિ સત્વર પ્રાપ્ત થાય છે આરંભમાં નાના નાનાં કાર્યો, આત્મશ્રદ્ધા સેવી, કરતાં પરિણામે અત્યંત મહાન કાર્યો પણ સિદ્ધ થાય છે આત્મા કોઇના અહિતનું કોઇ કાળે સ્ફુરણ કરતો નથી, કોઇના ઉપર દ્વેષ કરતો નથી, કોઇના ઉપર ક્રોધ કરતો નથી, કોઇની પણ નિંદા કરતો નથી, કોઇ દીવસ ચિંતા કરતો નથી; વિષયોમાં પ્રીતી ધરતો નથી, કોઇ વિનય અવિનય કરતો નથી, ને નિત્ય પ્રસન્ન રહે છે, શાંતમગ્ન રહે છે, સંતોષમાં રહે છે, સર્વના ઉપર પ્રીતી રાખે છે, સર્વનું સમાન હિત ઇચ્છે છે અને પરમાત્માનું અખંડ સ્મરણ કરે છે આમ હોવાથી આત્મા જે નથી કરતો તેનું સ્ફુરણ થાય તો તેને વશ ન થવું કારણ કે તે આત્માનું સ્ફુરણ નથી અને જે કરે છે તેમાંથી કોઇપણ પ્રકારનું જ્યારે સ્ફુરણ થાય ત્યારે તેને વશ થવું આ પ્રમાણે આત્માના સ્ફુરણને વિવેકથી જાણી તે પ્રમાણે વર્તવું

તેવીજ રીતે ઉન્નતિ અર્થે ઉત્સાહની પણ જરૂર છે સર્વ શુભ કાર્યો કરવાનો ઉત્સાહ અત્યંત ઉચ્ચ સ્થિતિમાં સ્થાપે છે નિરુત્સાહ એ મનવૃત્તિને શિથિલ કરી નાંખે છે માટે નિરુત્સાહના સંકલ્પો ન સેવી ઉત્સાહ સહિત સર્વ કાર્યમાં યોજવું એજ લાભકારક છે. શ્રી કૃષ્ણનાં ઉત્સાહ વચનથીજ પાંડવો મહાભારતનાં યુદ્ધમાં અઢાર દિવસ સુધી લડી વિજયી થયા હતા એ કોણ નથી જાણતું, વિશ્વામિત્રની આજ્ઞારૂપ ઉત્સાહ વચનથી શ્રીરામે સીતાના સ્વયંવરમાં ધનુષ્યનો ટંકાર કર્યો હતો, શ્રીરામના ઉત્સાહ વચનથી હનુમાને અત્યંત સમર્થ કાર્ય કર્યાં છે, માટે ઉત્સાહી વૃત્તિથી દરેક કાર્ય કરવાં તથા આપણે સુધરવા પ્રયાસ કરવો. નાના બાળકને પણ જો આપણે ઉત્સાહ આપીએ છીએ તો તે આનંદમાં આવી ઘણાં કામ કરે છે તેમજ આપણું નાનું બાળક જે મન તેને સુધારવા માટે સાર રૂપ વચનો આપી કેળવવું

અપૂર્ણ

---

# आपणे.

લખનાર રા/ રા. રમણીકરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

પુરાતન કાળથી એટલે કે વંશપરંપરાથી સમસ્ત આર્યાવર્તની પ્રજામાં ઉચ્ચ પદવીએ

કેવળ એ જ વિદ્વાનો તથા શાન્તિના સમાવિત મૂર્તરૂપે એ સ્થાનમાં બેઠા હોય તે મુખ્ય મુદ્દા મને સમજાય છે, તે મુજાવી હું એમને વિનંતિ કરૂં છું કે, એ આગે મૂળ જે કંઈ મુદ્દા તેઓ સમજવા માટે તે બધાનો એકંદર વિચાર કરીને કંઈક પણ નિશ્ચય ઉપર આવે.

સમુદ્રપાર જવાના કોપમાં વિલાયત જવાનો પ્રશ્ન આવેછે, એવું હું સમજું છું. તે ખરૂં હોય તો જાપાન દક્ષિણ આફ્રિકા વગેરે સ્થળે જવાનું કરતાં આપણે વિલાયત અને અમેરિકા જનારા તરફ ધર્મને નામે વધુ સખ્ત થઈએ છીએ, તે શાસ્ત્રસમ્મત છે, કે કેમ? એ વિચારવાની બાબત છે.

બીજું–ભારતવર્ષની પવિત્ર ભૂમિમાં વસનારા આર્ય લોકો કોઈ પણ અપવિત્ર ભૂમિમાં વિચરે તે દોષરૂપ છે, એ કહેવામાં, જ્યારે આ દેશમાં આર્યધર્મિ રાજ્યસત્તા હતી અને સ્વતંત્રતા તથા સ્વસંતોષથી આર્યોજ આ ભૂમિમાં વસતા હતા એ વેળા, જે અર્થ રહ્યો હતો તે અર્થ, આ સમયે, જ્યારે જે અનાર્યોથી બીજી ભૂમિ અપવિત્ર મનાતી અને જેમનો સહવાસ આર્યોને માટે દુષિત મનાતો હતો તેઓ આ ભૂમિ ઉપર આવી વસ્યા છે, ને તે એવા સંજોગોમાં કે આપણે એમના સહવાસથી બચી શકીએજ નહિ, ત્યારે પણ લાગુ પાડી શકાય કે કેમ?

ત્રીજું—જ્યારે વિદ્યા, હુન્નર આદિ જ્ઞાન આપણે એમને આપવાની સ્થિતિમાં હતા, અને એમનાથી સંપાદન કરવા જેવું આપણે કંઈ ન હતું તે વેળા આપણે જે દૃષ્ટિથી એમની જોડેના સહવાસ, સંસર્ગની કીમ્મત કરતા, તે હાલ જ્યારે સૃષ્ટિક્રમમાં પ્રભુઇચ્છાથી એમનાથી આપણે ઘણું જાણવા મેળવવાની સ્થિતિ આવી લાગી છે ત્યારે પણ, કાયમ રાખવી એ વાજબી અને વિવેકવાળું છે કે કેમ?

ચોથું—અંતરશુદ્ધિ અને બુદ્ધિના ઉચ્ચ સંસ્કારો જેથી ઉદ્ભવે તેવાં વર્તન માટે પણ આપણે મુકાબલે જેમનાથી વધારે સારા ધડા મળી શકે તેમ છે તેઓ પુરાતનકાળમાં કેવા હતા એ કથાનેજ વળગી રહીને તેમનાથી મળતા લાભથી આગ્રહપૂર્વક વિમુખ રહેવું એને આપણે પ્રશંસનીય ધર્માચરણની ગણનામાં મુકવું યોગ્ય છે કે કેમ?

ટુંકામાં સમર્થ ધર્મશાસ્ત્ર નિપુણ વિદ્વાનોના બોધ પ્રમાણે પણ, આપણું કર્તવ્ય કેવળ શું હતું? તેમાંજ બુદ્ધિને રોકી રાખવાનું છે, કે વર્તમાન અને ભવિષ્યની ઉન્નતિ ભણી લક્ષ લગાડવાનું છે?

આટલું ઉપોદ્ઘાતરૂપે આપની આગળ રજુ કરીને મ્હારે આપ સમક્ષ મ્હારો પોતાનો મુખ્ય નિશ્ચય સ્પષ્ટ કરવો જોઈએ, કે,–જેનાથી આપણું આર્યપણું કંઈ અંશે પણ ઓછું થાય અથવા વર્ણધર્મોમાં જાતની હાનિ પહોંચે તેવું કશું કોઈપણ પ્રકારના વ્યાવહારિક લાભ માટે આપણે સ્વીકારવું નહિ જોઈએ. એ વાત પણ ના કહી શકાય તેવી નથી, કે સમુદ્ર ઓળંગીને જનારાથી આપણે પોતે શાસ્ત્રોક્ત જે નિયમોનું પરિપાલન,

આપણા વર્ણ તથા જાતિ ધર્મ સંબંધી, આવશ્યક માનીએ છીએ તેમાં વધુ બહુ પણ અગત્ય તો પરદેશ જનારાઓ માટે કહેવું એવું છે, કે—કેટલાએક સહવાસ, સંસર્ગના જે નિયમો આ દેશમાં રહેતાં છતાં પણ તૂટે છે તેવા દોષ વિલાયત કે એવે સ્થળે જનારાનો વિચાર કરવા સારૂ જુદા તારવી નાખવા જોઈએ, કેમકે એ દોષ ત્યાં જવાનુંજ પરિણામ નથી અને બીજું, ત્યાં ગયા તે સર્વની મન વચન તથા કર્મની શુદ્ધતા અગર મલિનતા એક સરખી ગણી શકાડવી નહીં જોઈએ. જે તેવા ઉચ્ચ પુરૂષાર્થ માટે ગમન કરે અને ત્યાંહે તેટલો આગ્રહ આપણા નિયમો પાળવાનો રાખે તોપણ કઈજ પ્રાયશ્ચિત આપવું ન પડે તેવો દોષ રહી શકે એ તુરત જોતાં તો સંભવ બાહાર જણાય છે. પરંતુ તેટલા માટે તે ઉચ્ચ ધર્માર્થી પુરૂષને અને કેવળ ઉચ્છૃંખલ ધર્મના અનાદર માટે ગમન કરનારાને સરખા ગણી ઠરાવવા એ ન્યાય નથી, અને ન્યાય ન હોય તેને ધર્મ પણ કહેવો કઠણ છે

વિલાયત વગેરે સ્થળે જનારાના કેવળ એક બીજાથી નિરાળા ગણનામાં રાખવા યોગ્ય ત્રણ વર્ગ પાડી શકાય

(૧) ખાનપાનાદિમાં સર્વથા જે પદાર્થોને આપણે ત્યાજ્ય ગણીએ છીએ તેના સેવનનો જેને એવો ભાવ લાગ્યો હોય કે તે એ પરદેશમાં ચાહીને પોતાના કામમાં લે અને દેશમાં આવ્યા પછી પણ જેને એ છોડવાની વૃત્તિ ન હોય.

(૨) એવા ત્યાજ્ય પદાર્થો પ્રતિ જેનો ભાવ નહિ છતાં એ પરદેશમાં જે શરીર સંરક્ષણ માટે જરૂર પડવાથી ખાવા જરૂર છે એવી માન્યતાથી પોતાના કામમાં લાવે પરંતુ દેશમાં આવ્યા પછી અંતઃકરણપૂર્વક પશ્ચાત્તાપથી તેનો ત્યાગ પાળવાને જે આગ્રહી રહેવા માગે તે

(૩) એવા ત્યાજ્ય પદાર્થોથી સ્વધર્મપાલનના માટેના પોતાના આગ્રહને લઈને જેઓ પરદેશમાં પણ તેનું પોતે ગ્રહણ કરેજ નહિ તે

આમાથી કોઈપણ પ્રકારથી પ્રાયશ્ચિતથી જેને પંક્તિ આપી શકાયજ નહિ, તેવા કોને ગણવા? અને પ્રાયશ્ચિતથી શુદ્ધ કરી શકાય તેવા કોને ગણવા? એ પ્રથમ નિરાકરણ પણ જરૂરનું છે

જેને પ્રાયશ્ચિતથી શુદ્ધ કરી શકાય તેમના પ્રાયશ્ચિતનું પ્રમાણ મુકરર કરવામાં જેમ ઉપરના વર્ગની ભિન્નતા છે તેમ તે પ્રત્યેક વર્ગના પરદેશગમન કરનારાના હેતુ પરત્વે પણ પેટા વિભાગ પડે છે, તે એ કે —

(૧) કેવળ શોખથી જનારા

(૨) વિદ્યા, કળા, હુન્નર સંપાદન કરવા અર્થ એટલે સારા પણ સ્વોન્નતિના હેતુથી જનારા

(૩) પરમાર્થ માટે ધર્માર્થ માટે જનારા

એ મ્હારે સમજાવવું પડે તેમ નથી, કે, ભાઇ લાલશંકરે ઉપરમાં મેં ગણાવેલા મુખ્ય ત્રણ વર્ગમાંથી ત્રીજા વર્ગમાં અને પેટા વિભાગમાંથી પણ ત્રીજામાં આવે તેમ છે અને એ પ્રમાણે જે ભાઇ કેવળ ધર્મ પરાયણ થઇને પરદેશગમન માથે લે તથા ત્યાં આગ્રહપૂર્વક પોતાથી શક્ય એવો ખાનપાનાદિ વ્યવહાર પણ જાળવી આવે તેને અધર્મી, પતિત, ને એવાં એવાં વિશેષણો લગાડતાંમાં મને તો જબરો વિરોધ ભાસેછે

આ એક એવી બાબત છે કે, જેમાં આપણા જ્ઞાતિમંડળનું સ્થાયી હિત સમાયેલું છે, માટે તે તરફ આપણા ભાઇઓનું ધ્યાન ખેંચાય અને શાન્ત વૃત્તિથી તે ઉપર વિચાર ચલાવીને યોગ્ય કુશળ પુરૂષોથી તેનું નિરાકરણ કરાવે, માટે હું ચાહું છું કે આ સભાનો એહેવાલ રાજકોટમાં પ્રસિદ્ધ થઇને કાઠિયાવાડના આપણા સર્વ ગૃહસ્થો પ્રતિ મોકલાતા ત્રિમાસિકમાં બાહાર પાડવા વિનતિ કરવી

—◦◦◦—

# મળેલું.

**ત્રિમાસિકના મહેરબાન વ્યવસ્થાપક સાહેબ.**

ગયા અંક બીજાના પત્ર ૩૩માં "ભાવનગરની વડનગરા નાગર જ્ઞાતિને વિજ્ઞપ્તિ" એ નામનો લેખ આપે પ્રસિદ્ધ કર્યોછે તો પ્રથમ આપને જ વિજ્ઞપ્તિ કરવાની કે, ત્રિમાસિક પ્રસિદ્ધ કરવાનો હેતુ એવો તો નહીંજ હોય કે, પરમ્પરાથી ચાલતો નાગર અને નાગર બ્રાહ્મણનો સમ્બન્ધ વિજ્ઞપ્તિ લેખકના અતિ ત્વરિત ચાલતા પ્રવાસ પ્રમાણે જુદો પડે પરન્તુ આપ તો બન્ને પક્ષ એકત્ર રહી સર્વ સ્થપના કેથ, કાળ જોઇ યોગ્ય સુધારા કરી જ્ઞાતિની ઉન્નતિ વધે તેવો પ્રયત્ન કરે તેમ ઇચ્છો છો, તો જે લેખ સારા સારા શબ્દોમાં કેવળ નાગર બ્રાહ્મણો ઉપર અભાવ પામે તેવું "परोपदेशे पाण्डित्यम्" પણ દેખાડેલ છે તેવો લેખ આપે ગ્રહણ કરેલછે તો આ લેખ પણ આવતા ત્રિમાસિકમાં દાખલ કરવા કૃપા કરશો

—◦◦◇◦◦—

# विज्ञप्ति प्रत्युक्ति.

(લેખકને જવાબ)

**મહાશય લેખક સાહેબ?**

આપે પ્રથમ વિજ્ઞપ્તિ પત્ર છપાવી જ્ઞાતીના ગૃહસ્થોમાં વહેંચેલ × × પરન્તુ તેમાંના ઘણા ગૃહસ્થોએ આપનો લેખ અને પ્રયાસ સાહસિક ગણેલ હતો.

सहसाविदधीतनक्रियामविवेकः परमापदाम्पदम्" એ ધર્મ વાક્ય પ્રમાણે પણ તેમાં વિમુખ રહેલ છે તેથી આપનો જે પ્રયાસ ભારી હતો તે આળસરી થશે. તેટલાથી પણ આપને શાન્તિ નહીં વળવાથી તે લેખ આગે વિમર્શકદાન પુનઃ પ્રસિદ્ધ કર્યો.

તેમાં આપ લખો છો કે, 'નાગર બ્રાહ્મણો ભોજન અર્થે ઓછા કરવાથી ઉન્નતિ આબાદ રહે તેવો મતલબ હશે. એ તો તે કાળવતુમાન દિન પ્રતિ દિન મહાસિદ્ધિ અને યથાશક્તનુસાર થતા ઓછા થતો જ આવેછે તે સર્વ વિદિત છે, વળી દેશ કાળને અનુસરીનેજ શાતિનું જે સાધનોથી હિત થઇ શકે તે સાધનો કામે લગાડવાં જોઇએ, તો નાગર અને નાગર બ્રાહ્મણ બન્નેના સુધારા કરવાનું કુલ ભલે પક્ષ એકત્ર થઇ કરી શકે, કે એકલા ગૃહસ્થથી જ સહેલાઇથી થઇ શકે?

શાસ્ત્રમાં યુગ યુગના ધર્મ જુદા જુદા કહેલ છે તેમ દર્શાવેલો તો આ પણ વચન છે

युगे युगे च ये धर्मा स्तत्र तत्र च ये द्विजाः॥
तेषां निन्दा न कर्तव्या युगरूपा हि ते द्विजाः॥ पराशरः

અ. ૧ શ્લો. ૩૩.

અર્થ—યુગયુગને વિષેના ધર્મ, અને તે તે યુગમાના જે બ્રાહ્મણ તેઓની નિન્દા કરવી નહીં કારણ તે દ્વિજ તે તે યુગને યોગ્ય જ છે ૩૩

વળી ગૃહસ્થોની ઉન્નતિની ખામીમાં આખા હિંદુસ્થાનમાં ભિક્ષાવૃત્તિવાળાની જે મોટી સંખ્યા ૫૨૦૦૦૦૦ની બતાવી છે તે નિરર્થક છે

વળી એક વખત એમ દર્શાવો છો કે, બ્રાહ્મણાદિને અન્નાદિ આપવાનું એકદમ બંધ ન કરવુ અને બીજી વખત એમ લખોછો કે, બારમા વી. ૧૨–૧૩–૨૦ બ્રહ્મભોજન કરાવવા ત્વરિત સુચના કરી છે તો બન્ને લખાણ પરસ્પર વ્યાઘાત કરે છે

ધર્મ વિરૂદ્ધ એક પણ કૃત્ય ન કરવાનો અભિપ્રાય બતાવો છો તો શાસ્ત્રાનુમતે એક પણ કૃત્ય, કે વર્તવુંક આ કળી કાળમાં બનવુ મુશ્કેલ છે, કારણ શાસ્ત્ર તો,

मूर्द विना तु मासेन सन्ध्याहीनास्त्रिभिर्दिनैः
प्रातःस्नानं त्यजन्विप्र सप्ताहाच्छूद्रतां व्रजेत्॥ धर्माब्धिः

અર્થ—માટી વગર શૌચ ક્રિયા કરે તો, એક માસે, અને સન્ધ્યા ન કરે તો ત્રણ દિનસે અને પ્રાત સ્નાન સાત દિવસ ન કરે તો બ્રાહ્મણ શૂદ્રપણાને પામે છે, તે પ્રમાણે કહે છે તેમાં તો તે મુજબ પણ આપનાથી ભાગ્યે જ બનતું હશે. તો પછી કેવળ બ્રાહ્મણોની જ ખામી દેખાડી છે તે શોચનીય છે. અને તેનું વિમુખપણું પણ અધોગતિ થવાનું કારણ છે

ધર્મ વિરૂદ્ધ કૃત્ય શું? વગેરે જાણવા આગ્રહ રાખો છો અને ઉપર પ્રમાણે વર્તવામાં બ્રહ્મભોજનની નિરાધાર સંખ્યા ૧૨–૧૩–૨૦ની દાખલ કરવા માગો છો તે ધર્મ વિદિત

પુસ્તક ૧૫ મું. સંવત ૧૯૭૫.
અંક ૪ થો. આશ્વિન શુદી ૧૪.

# श्री प्रश्नोरा बन्धु

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ भ.गी.अ.३ श्लो.३५.

તંત્રી—માનશંકર પીતાંબરદાસ મહેતા, ભાવનગર.



વ્યવસ્થાપક—બળવંતરાય વજેશંકર ભટ્ટ, રાજકોટ.

॥ नमामि नाटकेश्वरं भजामि हाटकेश्वरम् ॥

શ્રી પરમાર પ્રિન્ટીંગ પ્રેસ—રાજકોટ.

# त्रैमासिक

પુસ્તક ૧૫ મું.] આશ્વિન શુદી ૧૫, સં. ૧૯૭૧. તા ૮-૧૦-૧૯૧૫ [અંક ૩ જો.

## ॥ नूतन वर्षाभिनन्दनम् ॥

ईशो नागर ज्ञातये वितरतु द्रव्यं सुखं वैभवम् ।
आरोग्यं सुमतिं स्थिरामविरतं धर्मे परे वैदिके ।
आचारे विनये धृतौ वितरणे सत्ये दयायां तथा ।
दीर्घायु विजयं यशः प्रतिदिनं वर्षे शुभेऽस्मिन्नवे ॥

"આ નૂતન શુભ સંવત્સરમાં પરમાત્મા સમસ્ત નાગર જ્ઞાતિને ધન, સુખ, વૈભવ, આરોગ્ય પરમ વૈદિક ધર્મમાં, આચારમાં, વિનયમાં, ધૃતિમાં, દાનમાં, સત્યમાં તથા દયામાં નિરંતર અસ્ખલિત સન્મતિ, દીર્ઘાયુષ્ય, વિજય તથા કીર્તિ પ્રતિદિન અર્પણ કરે!"

ચુનિલાલ છોટમલાલ વોરા.

## नगरनरता.

("અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ." ભક્ત નરસિંહ મહેતાના એ પ્રભાત ગીતના ઢાળમાં.)

आज, दशदिशमां, जगत् नर दिग्धरो–
नगर नमता महोज्ज्वळ जगावे!
नागरिक धर्मना धीर धुरंधरो!
प्रेम आंदोलने स्हाय स्हावे:
मालवी जगतना भारती गुर्जरो!
गृह कुटुम्बे विशुद्धि वहावो:
सर्वहितमां सदा आत्महित शोधतां,
एमज समय स्थिति–उचित हित सुहावो

२

आर्यसंसारमां स्वाश्रये सिद्ध छे,
उर–सुवर्णाश्रमो अमर आजे!
स्वजनना स्वार्पणे, मध्यबिन्दु–गृहे,
हो सनातन सुफळ आर्यता ए!
सर्वकालीन सत्ये, रहो उज्वळा,
कुळ–समाजे तथा देशराज्ये :
कहेणी रहेणी बनो एक रंगी प्रबळ,
प्रभुकृपाथी, लक्षित चरित राजे!

રાજકોટ ૧૨-૯-૧૯ લિખિતઃ જન્મશંકર વિ. મહાશંકર બૂચ.

---

# प्रमुख श्रीयुत रा. रा. गोपाळशंकर वेणीशंकर मचेचनुं भाषण.

---

( શ્રી મુંબઈ વડનગરા નાગર મંડળના તા. ૨૯–૮–૧૯ ને રોજ અગીઆરમા મહોત્સવ પ્રસંગે )

[ શ્રીયુત રા. રા. ગોપાળશંકરભાઈનો જન્મ કાશી ક્ષેત્રમાં થયો હતો. તેમની ઉમર આજે ૬૨ વર્ષની છે. મેટ્રીકની પરીક્ષા પસાર કર્યા પછી, પિતાની આજ્ઞાનુસાર વિશેષ અભ્યાસ કરવાનું બંધ રાખી, તેઓ શ્રીએ સરકારી નિમક ખાતામાં કારકુની નોકરી સ્વીકારી હતી, અને તેઓની કાર્યદક્ષતાથી તેઓના ઉપરી અધિકારીઓએ તેમને રેવન્યુ ખાતામાં એન્ટ્રી થઈ, તેમની હોંશિયારીનો લાભ જુદી જુદી જગ્યાઓએથી મેળવ્યો હતો. ઉત્તર વિભાગના કમીશનરના હેડ કારકુન, મામલતદાર અને ઉવટ ડેપ્યુટી કલેકટર, અને દેશી રાજ્યમાં નવાનગર સ્ટેટના દિવાનના હોદ્દાઓ મેળવી, હાલ ઉચ્ચ સ્થાનેથી નિવૃત્ત થઈ તેઓ સરકારી પેન્શન ભોગવે છે. ]

વિદ્વાન બ્હેનો તથા ભાઈઓ,

[illegible] ૧. 'મને આ પોતાની સ્વજાતિનો સમારંભ જોઈ ઘણો હર્ષ થાય છે.
મુંબઈમાં આવી કોને હર્ષ થતો નથી? પણ આ હર્ષ તે નથી.
આ હર્ષ આપ સર્વેની મહારા પ્રત્યેની લાગણીનું પરિણામ છે.
એની સાથે સ્વજાતિનું પરિણામ એ લાગણી છે. લાગણીનો જ

'Manners' and 'Etiquette' સામગ્રીને ભાગે થાય છે. કયાં છે તે મા કે જે પુત્રને પરણાવી હર્ષનાં આંસુ પાડે? કયાં છે તે સ્ત્રી કે જે પતિને ઓરડીમાંથી ઉઠેલો જોઈ આંખોમાં આંસુ આણે? કયાં છે તે હજુ નજર આગળ તરતું સગપણ કે જે સગાને વિયોગ પછી મળતાં વગર બોલે બોલી પડે? હવે તો સર્વસ્વ કાખકાખમાં, ચુંબનના વાવટામાં અને બહુ તો હાથ મેળવવામાં આવી રહ્યું છે. સ્થિતિ આમ છે, પણ જીંદગીમાં કોને એવો વખત નથી આવતો કે જે વખત દેખાવ સુધી માણસ લાગણીને આપી ન શકે? કંઈક એવાજ વખતને આધીન થઈ મેં મારું બોલવાનું મુકી આ હર્ષ દર્શાવ્યો. અને હું આશા રાખું છું કે તેમ કરવામાં મારી થએલી ચુક આપ દરગુજર કરશો.

**આભાર.**

૨. હવે હું મારા બોલવાના વિષય પર આવતાં પ્રથમ બે શબ્દ એ કહેવા માગું છું કે આપે મને આ મહોત્સવનું પ્રમુખસ્થાન આપી આભારી કર્યો છે. આપે મુકેલો ભાર મારાં ગજા ઉપરાંતનો છે. ગત મહોત્સવોના વિદ્વાન પ્રમુખો તરફ જોતાં અને ઉત્સાહ ભરેલા જ્ઞાતિના મુખ્ય વિષય તરફ જોતાં મને નથી લાગતું કે હું આપને આપણાં કર્તવ્ય વિષે કંઈ વિશેષ અજવાળામાં લાવી શકું. એ ગમે તેમ હો પણ મારી ફરજ રહે છે ને આભારનો ભાર પણ રહે છે. આભાર માનવાથી તે ફરજ અદા થતી નથી, અને આભારનો ભાર ખસતો નથી માટે આપે જેમ આપના અભ્યાસનું એક માન મને આપ્યું, તેમ મ્હારે જ્ઞાતિના વિષયને લગતો મારો નમ્ર વિચાર આપની પાસે મુકવા એક પ્રયાસ કરવો, અને તે હું કરીશ.

**વિષય.**

૩. બંધુજનો! હવે હું મ્હારા બોલવાના વિષય ઉપર બોલીશ, અને તે વિષયઃ—"નગરનો હાલનો સમય" એ નામનો છે. આખી સૃષ્ટિનો હાલનો સમય એવો અર્થનો થઈ શકે છે કે આપણો વિષય બીજો હોઈ શકે નહિ. સૃષ્ટિના ગત સમય ઉપરથી હાલના સમયની ગણત્રી થઈ શકતી નથી, અગર સાધારણ ચાલતા વર્તમાન સમય ઉપરથી તેનો વર્તારો પણ થઈ શકતો નથી. હાલનો સમય સ્વતઃ સિદ્ધ છે. અને કેમ જાણે સ્વતઃ આકાશમાંથીજ ઉતરી પડેલો હોય એમ દેખાય છે. હાલના સમયની નવીનતા તે સમયની નવીનતાઓજ સમાયેલી છે, કે જેનું વર્ણન થઈ શકે તેમ નથી. એક એવી અચાનક આફત તે પ્રગટ થયો છે ને પોતાનું બળ જમાવી રહ્યો છે. સૃષ્ટિના સમયની નવીનતા તે આપણી જ્ઞાતિના સમયમાં આવેલી છે એટલે વર્તમાન સમયની સર્વત્ર પ્રસરેલી નવીનતાને અવલંબીને આપણે આપણી જ્ઞાતિના સમયનું નિરીક્ષણ કરવાનું રહે છે.

**સૃષ્ટિનો સમય, સૂક્ષ્મ દૃષ્ટિ,**

૪. બંધુજનો! ત્યારે પ્રથમ આપણે જોઈએ કે સૃષ્ટિનો હાલનો સમય કેવો છે? સૃષ્ટિનું મહાન યુદ્ધ હમણાંજ વિરામ પામ્યું છે. સ્થૂળ દૃષ્ટિથી તે તરફ જોઈએ તો આફતને આવી ગયેલો આફરો ઉતરી ગયો છે ને યોદ્ધાઓ મળેલા આપો પાછી પોતાના સ્થાનમાં આવી ગયા છે; ભય રહેલ મોઢું વિકરાળ કરે છે. વ્યક્તિ પોતાની સ્વાર્થની હદે

પહોંચી સમષ્ટિની મદદ માગી રહી છે. જનસમાજનું અંગ છે આખી ધર્મના જગતની અપેક્ષા કરી રહ્યું છે. મરણ પથારીએ સૂતેલા બાળમિત્રની માફક જનતાને એકધાર રામનામ સાંભરી આવ્યું છે, અને તે ઘડી જાણે “ आत्मवत् सर्व भूतेषु ” ની દૃષ્ટિથી રામ રાજ્યની આશા કરી રહી છે.

સ્થૂલ દૃષ્ટિ.

૫. હવે સૂક્ષ્મ મૂકી સ્થૂલ દૃષ્ટિથી તે તરફ જોઈએ તો મહાન યુદ્ધના પરિણામે એક પ્રચંડ વાયુ વાઈ રહ્યો છે. જાણે આખી સૃષ્ટિને ધરતીકંપનો આંચકો લાગ્યો ન હોય એમ ભાંગભાંગ થઈ રહ્યો છે. રંકનો રાજા અને રાજાનો રંક થઈ ગયો છે. મોટા અને નાના પોત-પોતાના સ્થાન ગોઠવવા મંડી પડ્યા છે. વિખેરણનાં સંમેલન તરીકે એક “League of Nations” પ્રજાસંઘને નામે જાતિ સ્થપાઈ છે. જાતિના નિભાવ સારુ જાતિ ધર્મ તરીકે ધારા ઘડાયા છે. આપણા પૂર્વજોએ જેમ પોતાનું ધન ગાયમાં માનેલું હતું, અને તેનું સંરક્ષણ કરવામાં પોતાનું સર્વસ્વ સમાયેલું માન્યું હતું, આધુનિક જગતમાં આપણે જેમ રૂપિયામાં આપણું ધન માનેલું છે, તેમ પાશ્ચિમાત્ય રાજ્યોએ પોતાની પ્રજામાં ધન માનેલું છે. અને “ League of Nations ” તરીકે વિખેરણમાંથી બંધાએલી જાતિને વિશેષ બળ આપવા તેમાં ધન રૂપી પ્રજાને પ્રજાસત્તાક હક્ક આપવા માંડ્યા છે.

આપણો સમય.

૬. બન્ધુજનો! સૃષ્ટિનો હાલનો સમય આવો છે! હવે આપણે આપણો સમય જોઈએ. મનુષ્ય પ્રાણીનું સુખ તેનાં તન, મન, અને ધનનાં બળમાં રહેલું છે. બળની આ સંજ્ઞાઓ જુની છે અને હું ધારું છું કે એ ઘડી મારી સાથે આપ જુની પદ્ધતિના સ્વદેશમાં વિચરશો. હું જુની ભાષા વાપરું છું, કારણ કે વડનગરા નાગરો સામે ઉભો છું. વડનગરા નાગર ગૃહસ્થનાં તન, મન અને ધન જોતાં તેમનું તન તેમની જાતિ છે, તેમનું મન તેમનો આચાર છે, અને તેમનું ધન તેમનો ઉદ્યમ છે. જાતિ તેનાં બંધારણ ઉપર રહેલી છે, આચાર તેના ધર્મ ઉપર અને ઉદ્યમ તેનાં રાજ્ય સેવા સંબંધ ઉપર રહેલો છે. નાગરનો મુખ્ય ધંધો નોકરીનો હોવાથી ઉદ્યમના બીજા વિભાગ વિષે હું બોલતો નથી, અને ચાલી આવેલી રૂઢી નોકરીમાં ગધાનું લક્ષમાં રાખું, તો તે બોલવાની મારી યોગ્યતા પણ નથી. બંધુજનો! આપણાં ઉપર જણાવેલાં ત્રણે બળ હાલ વિખરાઈ ગયાં છે. સૃષ્ટિનો પહેલાંનો સમય જેમ વિખેરણનો હતો અને તેમાંથી સંમેલનની સ્થિતિ બંધાતી આવી છે, તેવીજ રીતે આપણી જાતિનો સમય પણ થોડા વખત પહેલાં વિખેરણનો હતો અને તેમાંથી કંઈક સંમેલનના અંકુરો ઉદ્ભવ પામવા લાગ્યા છે. વિદેશી વિદ્યા, સ્વદેશી વિદ્યાનો અભાવ, અને વિદેશી સંગથી આપણું જાતિ બંધારણ અને આચાર ધર્મના પાયામાં પાણી ભર્યું છે. જાતિનો ભેદાભેદ અને આચારનો વિચાર હાલી ગયો છે. જો કે હવે પહોંચ્યા પાણી વળતાં થયાં છે ખરાં, પણ વહાણ બારામાં આવ્યું નથી. રાજ્ય સેવા સંબંધ વિષે પણ તેમજ છે. જે વિદ્યાથી એ સેવા સંબંધ સાધ્ય છે તે વિદ્યાનો પ્રથમ અભાવ થયો, અને પછી તે ગ્રહણ કરતાં પરદેશ ગમનનો બાધ;

જણાશે. જ્ઞાતિ એ કુદરતી ચીજ છે, અને તેમાં આકર્ષણ શક્તિ રહેલી છે. સમાનગુણનો સમૂહ એ જ્ઞાતિ છે. રાજ્યમાં પણ Lords, Commons, Professions, Parties, Clubs વિગેરે (અમીરો, લોકો, ધંધા, પક્ષો, મંડળો) જ્ઞાતિ નથી, તો શું છે? એક સાધારણ ઘરમાં જોઈએ તો સ્ત્રી, સ્ત્રીની સાથે, છોકરાં, છોકરાંની સાથે, વૃદ્ધ, વૃદ્ધની સાથે, એમ જોવામાં આવે છે. ગાય, ભેંસ, ઘોડાં, બકરાં વિગેરેને સાથે ચરતાં છોડીએ તો તે પોતપોતાની જાતિ સાથે એકઠાં થઈ જાય છે, એમ જોવામાં આવે છે.

ધર્મ.

૧૦. બંધુજનો! જેમ જ્ઞાતિ તેમ જ્ઞાતિનો ધર્મ. જળચર, ભૂચર, ખેચર સર્વેને પોતપોતાનો ધર્મ છે. વૃક્ષમાં આંબો અમુક વર્ષે તો આમલી અમુક વર્ષે ફળે છે. કોઈ ઝાડને એક જમીન માફક છે તો કોઈને બીજી. એક પાણી અગર એક દવા પણ બધાને સરખી માફક નથી. જેમ રાજ્યો જુદાં તેમ તેના કાયદા પણ જુદા.

જ્ઞાતિ તથા જ્ઞાતિ ધર્મ.

૧૧. બંધુજનો! આપણે જોયું કે જ્ઞાતિ અને જ્ઞાતિ ધર્મ કુદરતમાં રહેલાં છે. તેનું અનુકરણ સંહિતા કારના બંધારણમાં થયેલું છે. અને તે બંધારણનું અનુકરણ જો આપણે કરીએ તો આપણે નવું કરવાનું નથી. આપણે આપણી જ્ઞાતિ તથા જ્ઞાતિ ધર્મ મોજુદ છે. League of Nations પ્રજા મંડળ ને ઠેકાણે League of Nagars, નાગર જ્ઞાતિ League મંડળ ના ધારાને ઠેકાણે આપણા આચારનો સંગ્રહ અને તેમના પ્રજાના હકને ઠેકાણે આપણી રાજ્યસેવાની બાબત. જે વિદેશી વિદ્યાના કારણથી આપણી જ્ઞાતિ અને જ્ઞાતિધર્મનું વિસ્મરણ જોવામાં આવે છે તે વિદ્યાને હવે આપણે ઓળખી છે. નહી ઓળખી આપણે આપણી વિદ્યા, અને આપણું વિસ્મરણ તે ન ઓળખવાને લીધે છે. પણ શું ભણેલા પોપટને ભિખારી જાય? ના તેમ ન કરવું જોઈએ. એક Advisory Board સલાહકાર મંડળ નીમી આપણા આચારનો સંગ્રહ વિદ્વાન પુરૂષ પાસે કરાવી પુસ્તકના રૂપમાં તે વાંચવા વંચાવવાનું ઉત્તેજન મળવાથી મુરઝાઈ જતા સંસ્કારો પાછા પનપી ઉઠશે. એક તત્ત્વવેત્તા-સ્કોટલેન્ડ ગ્રંથકર્તા-મેકરસીક કહ્યું છે કે Intelligence in head is only froth and foam; the soat of intelligence is heart. (મનના તર્ક તરંગ માત્ર ફીણ જેવા છે; બુદ્ધિ માત્રનું સ્થાન તો હૃદય છે.) બંધુજનો! આપણે આપણી વસ્તુના વિચારમાં નિર્બળ થઈ ગયા છીએ. જ્ઞાતિ ઉપર નંખાયેલા આક્ષેપોનું હવે વજન રહ્યું નથી. પણ પરતંત્રતાએ પોતાનું ભાન ભુલાવી દીધું છે. નવા પ્રજાના હકોની સાથે સ્વતંત્રતાનો પ્રકાશ પડવાથી પ્રજામાં આપનું ભાન પાછું આવશે. વિદેશી વિદ્યામાં બુદ્ધિનો વિવેક નથી એમ નથી પણ તે વિવેકને લઈ આપણે આપણા જીવનનો એક ભાગ જ્ઞાતિના જીવન તરીકે ગણી લેવો જોઈએ. તેમ કરવાથી જ્ઞાતિ અને જ્ઞાતિધર્મ અનુસરવામાં સ્વતંત્રતાનો ભંગ થતો નથી. League of Nations પ્રજા સંઘ માં ભળેલાં રાજ્યો પોતાના દેશમાં જીવન માટે શું ભોગ નથી આપતાં? સ્ત્રી પોતાના પતિ પ્રત્યેના જીવન માટે શું ભોગ નથી આપતી? મર્યાદિત સ્વતંત્રતા એ પરતંત્રતા નથી. અમર્યાદિત સ્વતંત્રતા એ પશુ જીવન છે, અને એ સ્વતંત્રતા કુદરતમાં ક્યાંયે નથી. જ્ઞાતિધર્મ એ પોતાના અમરધર્મ

સ્વાભાવિક નથી. ગુણની કોઇ સીમા નથી. પણ આજે એ શિક્ષણ પરમાર્થ મરે છે અને નાગરને તે સેવા જતું પડે એમ ન હોવું જોઇએ. પતિને જમાડી જમવામાં Sense of Duty કર્તવ્ય સમજ ક્યાં ઓછી છે ? ઘરમાં આવેલાને જમાડ્યા સર્વને વહેંચી આપવામાં મનોનિગ્રહ ક્યાં ઓછો છે ? અને મનોનિગ્રહ અગર આત્મભોગમાં 'High Sense of Duty' કર્તવ્યની ઉંચી સમજ નથી, તો શેમાં છે ? એક સ્મશાનના ડાઘુના નોકર તરીકે રાજા હરિશ્ચન્દ્રે પોતાના પુત્રના શબને દાણ આપ્યા સિવાય બાળવા દેવાની મના પોતાની સ્ત્રીને કરી હતી. તે 'Sense of Duty' કર્તવ્યની સમજ ક્યાં ઓછી હતી ? નાગરનો બચ્ચો કે હું કોઇનું ખાતો નથી એમાં Self-Respect સ્વમાનની લાગણી ક્યાં ઓછી છે ? પોતાની ગોળીના પાણી સાથે નાગર માતાના સ્તનપાનની સાથે નાગર ગુણ પીએ છે. ત્યારથી બંધુમાં Self-Respect સ્વમાનનો ઝોક ક્યાં નથી ? Sir Sankaran N. Nair સર સંકરન ન. નાયર એ પોતાનું ઉચ્ચપદ છોડવામાં તે હિમ્મત કરી બતાવ્યો છે. ધણી પ્રત્યેની "Sense of Duty" કર્તવ્યની સમજમાં નોકરનો જે મનોનિગ્રહ છે તે મનોનિગ્રહ પોતાના પ્રત્યેની "Sense of Duty" કર્તવ્યની સમજમાં મનુષ્યનો છે, અને તેજ Self-Respect સ્વમાન છે રાજ્ય પ્રત્યેની હિન્દુસ્થાનની વફાદારી તેના બદલામાં નથી પણ તે નિમકહલાલીના રૂપમાં તેના લોહીમાં છે, અને તેમાં સર્વ ગુણ સમાઇ જાય છે આપણે આપણા ઘરમાં નાગરની Character ખાસિયત સાચવી રાખીશું તો સ્વરાજ્યના ચારિત્ર માટે ગુણોનું શિક્ષણ અન્ય સ્થળે લેવાની જરૂર રહેશે નહિ.

**નાગર.**

૧૪. બન્ધુજનો ! મ્હારું આજનું કહેવું વિશેષ રીતે સમય તથા ધર્મનું આધારભૂત છે. પરંતુ તેથી એમ ન સમજવું કે નાગરનું નાગરત્વ સમયને આધીન છે. સમય તો મુસલમાની રાજ્યનો ક્યાં ન હતો કે જે વખત દાઢી રાખી, હથિયાર બાંધી, દરબારમાં ઘુંટણીએ બેસી પોતાનો રાજ્ય સેવા સંબંધ રાખતા છતાં દાઢીના મધ્ય ભાગમાં સહેજ ચીરો રાખી હથિયારની નીચે જરીક ઉપરનું જનોઇ રહેવા દઇ, તથા ઘુંટણીએ બેસતા છતાં નિમાજ પઢવામાં ન સામેલ થઇ પોતાનો નાગરધર્મ સાચવતા. આતો ક્યાં થોડી મુદ્દત હતી કે જે આપણને લઇ વડનગર વિગેરે બીજા ગામો પણ છોડવાં પડ્યાં, પણ નાગરપણું છોડ્યું નહિ. બન્ધુજનો ! પોતાના જાતિધર્મમાં આપણા પૂર્વજો એવા ચુસ્ત હતા કે નોકરીના સંસર્ગમાં આવેલા એક સમયે બન્યા અને ન સંસર્ગમાં આવેલા આભ્યન્તર એવી સંજ્ઞાથી ઓળખાયા અને ભિક્ષુક નાગર કહેવાતામાં પણ એનુંજ કારણ રહેલું છે. એ ગમે તેમ હો, પણ કોઇએ નાગરત્વ છોડ્યું નહોતું અને જેઓએ નાગર જાતિ છોડેલી જોવામાં આવે છે તેઓએ પણ નાગર નામ છોડેલું જોવામાં આવતું નથી. જેમકે—બારડ નાગર. જેમ પૃથ્વીનો ગુણ ગંધ છે, જેમ જળનો ગુણ દ્રવતા છે, જેમ તેજનો ગુણ પ્રકાશ છે, તેમ—આપણી નાગર જાતિનો ગુણ "નાગરત્વ" માં રહેલો છે કે જે આપણી જાતિનું ખરૂં અંગ-ખરૂં પ્રાણ છે; અને જે સંભાળપૂર્વક આપણા પૂર્વજોએ સાચવી રાખ્યું, તેમ સાચવી રાખવાનું આપણું ખરેખરૂં કર્તવ્ય છે. જાતિનું ખરૂં ધન તેનો આચાર છે કે જેની બહાર જાતિનો

"નાગરત્વ" નો ગુણ-સમાયેલો છે અને જેનાવડે આપણી જ્ઞાતિનું જ્ઞાતિપણું કરી રહેલું છે. આટલાજ કારણસર મુસલમાની બાદશાહતની અનેક વિપત્તિઓમાં આપણા પૂર્વજોએ "નાગરત્વ" નો ગુણ સમાજપૂર્વક સાચવી રાખેલો હતો, અને જે લોકોએ નાગર જ્ઞાતિ છોડી તેઓએ પણ "નાગર" નામની સાથેનો સંબંધ સાચવવાની જરૂરીઆત સ્વીકારેલી છે. બંધુજનો! નાગર નામની મોટાઈ તેના ગુણમાં છે. એ કીમતી વારસો છે, અને આપણા વારસોનો તે વારસો ગુમાવવા આપણો હક નથી. બંધુજનો! નાગરોનું ઉચ્ચ જીવન તેમના ધાર્મિક આચારમાં સમાયેલું છે. જ્યારે રાજ્યના કાયદાનો ડર રાજ્યમાં છે, સામાજિક ધારાનો ડર સમાજમાં, ત્યારે આપણા ધર્મના આચારનો ડર ઇશ્વરમાં છે. ઇશ્વરના ડર સિવાય કોઇને માનતું નથી. રાજ્ય કાયદામાં અને સામાજિક ધારામાં પણ ધર્મના સોગનની જરૂર રહે છે. પુરાવાના અભાવે રાજ્ય કાયદાના ડરથી બચી જાય, આંખ મીંચામણું કરી સમાજના ડરથી ખસી જાય, પણ ઈશ્વરના ડરથી નાસી છૂટાય એમ નથી. અને તેથી તે ડર એક છે. અને એક ડરના આધારનું જીવન એક અમર ઉત્તમ છે. બંધુજનો! નાગરો પોતાના ઉચ્ચ જીવનથી આલોક તથા પરલોક એકી વખતે સાધતા. તેઓ પરલોકનો વિચાર અઠવાડીઆના ૭ દિવસ આલોકના કામમાં રહી આઠમે દિવસ કરવાનું નહોતા રાખતા. તેઓએ પોતાના જીવનમાં ધર્મને એવી રીતે લીધો હતો, અને તેથી તેમનું નિત્યનું આલોકનું જીવન પરલોક સાધક હતું. તેઓ એક હાથે બે સોગઠી મારતા હતા. તેઓ કર્મયોગી હતા. આપણા મહાભારતમાંજ આવા દાખલા ક્યાં ઓછા છે? પાંચે પાંડવોનો એક નિયમ એવો હતો કે દ્રૌપદીના આવાસમાં એક ભાઈ હોય તો બીજાએ ન જવું, અને જાય તો તેણે પ્રાયશ્ચિત તરીકે અમુક મુદત સુધી વનવાસ વેઠવો. અર્જુનને એક સમય એવો આવી ગયો કે જ્યારે તેને આ નિયમનો ભોગ થવું પડ્યું. તેની પાસે એક બ્રાહ્મણે આવી ફરીઆદ કરી કે ચોરો તેની ગાયોનું હરણ કરી જાય છે. અર્જુન તરતજ ગાયોનું રક્ષણ કરવા તૈયાર થયા, પરંતુ પોતાનું ગાંડીવ ધનુષ્ય તે વખતે દ્રૌપદીજીના આવાસમાં હતું ને ત્યાં યુધિષ્ઠિર બેઠેલા હતા. નિયમનો ભંગ કરવાનું અર્જુને વધારે ઉચિત માન્યું અને ધનુષ્ય લઇ ચોરોને પરાસ્ત કરી બ્રાહ્મણની ગાયોનું રક્ષણ કર્યું, અને પાછા આવી ધર્મરાજાના પગમાં પડી, ક્ષમા માગી, શિક્ષા ફરમાવવા કહ્યું. અનેક રીતે ધર્મરાજે સમજાવ્યા અને માફી આપી, પરંતુ અર્જુને કહ્યું કે તેથી તેઓના (ધર્મરાજના) મનનું સમાધાન થઇ શકશે, પોતાના મનનું સમાધાન આવી રીતે થાય તેમ નથી. અંતે ધર્મની ખાતર તેણે નિયમ પાળ્યો, અને વનવાસ વેઠ્યો. શ્રી કૃષ્ણ પરમાત્માએ પણ અર્જુનને કર્મયોગનોજ ઉપદેશ કરેલો છે. ક્ષત્રિય ધર્મનું પ્રતિપાલન કરવા માટે તેમણે ભાઈઓ, કાકા, મામા વિગેરેનો રણક્ષેત્રમાં સંહાર કરવાનો પણ અર્જુનનો ધર્મ માનેલો હતો. હવે વિચાર કરો કે જે અર્જુને ધર્મને માટે વનવાસ વેઠ્યો હતો, તે અર્જુન સગાંવ્હાલાંઓનો સંહાર કરવાનો અધર્મ કરે? પરંતુ તેમાં તેમણે ધર્મ માન્યો અને ધર્મની ખાતર તેમણે તે પણ કર્યું. સ્વવર્ણાશ્રમ ધર્મમાં રહી આપણા પૂર્વજો કર્મ અને ધર્મ બન્ને જાળવતા, થોડાજ વખત ઉપર રાજ્યકારભારમાં

વિલાયતમાં એક મોટા હોદ્દા ઉપર આવેલા પણ તત્ત્વજ્ઞ અને ધર્માન્ધ યુરોપીઅન ગૃહસ્થને કાગળ લખતાં મેં પૂછ્યું હતું કે તમારું મોટા હોદ્દાનું આલોકનું જીવન પરલોકના જીવનને વિક્ષેપરૂપ થઈ પડે છે કે કેમ? અગર નથી થઈ પડતું તો તમે એવો કોઈ 'Code' (નિયમ) શોધી કાઢ્યો છે અગર તમને જડી આવ્યો છે કે જેથી તે બન્ને જીવનનું વહન સમુદાયથી એકી વખતે થઈ શકે? અને જ્યારે તેના જવાબમાં તે ગૃહસ્થે મને પોતાની નાઉમેદી જણાવી અને વિશેષમાં જણાવ્યું કે પોતાની પાક વયમાં દામની ખોટ તેને પુરી કરી લેવી પડશે, ત્યારે મેં પ્રત્યુત્તરમાં મહાત્મા અર્જુનનો દાખલો આપી તેમને જણાવ્યું હતું કે આમાં એ બન્ને જીવનની અનુકૂળતા એકી વખતે અશક્ય નથી. પોતાના સંબંધીઓને રણક્ષેત્રમાં મારતાં છતાં અર્જુન પોતાના ધર્મમાં છે, એમ શ્રીકૃષ્ણ પરમાત્માએ તેને ઉપદેશ કર્યો હતો. બંધુજનો! ધર્મિષ્ઠ જીવનની ખુબી એ છે કે તે સત્યને પ્રથમ સમજી લે છે અને પછી તેને અનુસરી ચાલે છે. આલોક ને પરલોકના જીવનની એ કુંચી છે, સત્ય સમાન બીજો ધર્મ નથી. આપણો નાગરોનો ધર્મ પણ એજ છે કે પ્રથમ સત્યને શોધવું. અને પછી તેને અનુસરીને ચાલવું. આપણું ઉચ્ચ જ્ઞાન પણ તેમાંજ સમાયેલું છે. સૃષ્ટિમાં દરેક કોઈ ધર્મનિષ્ઠ વસ્તુ પોતાનું પોતાપણું જાણી લઈ તે જાળવી રાખવા મથી રહી છે. વિધવા, વિધવા રહેવા માટે ઉચિત વય હોવી નથી પરંતુ એક વખત જુગી થઈ, પતિહીન થવાય ગી બીજી વખત ધંધી થવું કે વૈધવ્યપણું છોડી આપવું તે ઈશ્વરકૃત નથી એમ સમજીને વિધવા રહે છે. સતી, સતી કહેવાવા માટે બળી મરતી નથી પરંતુ પોતે પતિનું અંગ હોવાથી, તેનાથી જુદી થઈ જીવી શકાય તે અસંભવિત જણાવાથી, પતિની આગળ જવામાં પોતાનો ધર્મ છે એમ સમજી બળી મરતી હતી તેવીજ રીતે આપણે આપણું ખરું નાગરત્વ શેમાં છે તે સમજી, નક્કી કરી તેને વળગી રહેવાનો દરેક પ્રયત્ન કરવો તેમાંજ આપણો ખરો ધર્મ સમાયેલો છે. ગમે તે દેશમાં હો, ગમે તે વેશમાં હો, નોકરીમાં કે ધંધામાં હો. ગમે ત્યાં હો, પરંતુ બંધુજનો! મ્હારી આપ સહુને ખાસ વિનતિ છે કે આપ આપનું નાગરત્વ ભુલી જશો નહિ. મહાન કવિ શેક્સપીઅરે પણ કહ્યું છે કે—

" To thine own self be true;
" And let it follow as the night the day,
" Thou canst not then be false to any man. "

૧૫. બંધુજનો! આપને જણાવું છું કે નાગરનો હાલનો સમય વિચારનો છે. બેસી રહેવાનો નથી. સંપના અમલનો લાભ લઈ વિવેકનું સંમેલન કરવાનો છે; જ્ઞાતિ અને ધર્મને દેશી વિદ્વાની વિરૂદ્ધ પુષ્ટિ આપવાનો છે; રાજ્ય સેવા સંબંધમાં ઉચ્ચ પદો લેવા અને ખુશી ના કરવાનો છે; પછાડી પડી ગયેલાને ફરી જાગ્રત કરવાનો છે. કોઈ પણ મોટી ચીજ મોટી કીંમત વિના મળતી નથી. અને જો સદીના વખતનો લાભ લેવા આપણેથી વાપરવામાં આપણે ચુકીશું, તો જે સ્થાનનો આપણે દાવો રાખીએ છીએ તે સ્થ-

સાર.

નેમાં બીજાને દાખલ થતાં જોઈશું. બંધુજનો! હું આપણી મુશ્કેલી જણાવું છું. એક તરફ પશ્ચિમના સંસ્કાર અને બીજી તરફ જ્ઞાતિના સંસ્કાર; એક તરફ Reason (બુદ્ધિ) અને બીજી તરફ Faith (ધર્મ શ્રદ્ધા); એવા દ્વંદ્વમાંથી આપણે આપણો રસ્તો પસાર કરવાનો છે. પણ હું ધારૂં છું કે જ્ઞાતિ તથા જ્ઞાતિ ધર્મ સારૂં આપણા જીવનનો એક ભાગ કરવાથી, પશ્ચિમના સંસ્કારને નાગરના સંસ્કારથી ઠરવાથી અને " Kant " ના " Critique of pure reason " (શુદ્ધ બુદ્ધિની મીમાંસા) ને અનુસરી Faith ધર્મ શ્રદ્ધામાં Reason બુદ્ધિનું જ પરિણામ જોવાથી એ મુશ્કેલીઓ પસાર થઇ શકશે.

૧૬. બંધુજનો! આવા અસાધારણ સમયમાં પોતાની સાધારણ નોકરી આ મંડળે ચાલુ રાખી છે તે માટે તેમને જે માન આપીએ તે ઓછું છે. જ્ઞાતિના એક જનોને જ્ઞાતિ તરફથી માન મળે છે, પણ જે જ્ઞાતિને આ મંડળની માફક દરેક રીતે મદદ કરે, તેને તે માન વિશેષ મળે છે. એ મંડળનું અસ્તિત્વ જે પોતાનાથી બનેલું છે, તે સમસ્ત જ્ઞાતિથી સ્થપાવું જોઇએ. અને પ્રતિનિધિઓ દ્વારા તે સત્તાયુક્ત થવું જોઇએ.

છેલ્લા બે બોલ. મંડળ.

૧૭. પ્રિય બ્હેનો! હું મ્હારા આજના બોલવામાં તમને છેલ્લું સ્થાન આપું છું, તેથી તમે મારા વિચારના છેલ્લા સ્થાનમાં છો એમ સમજશો નહિ. મારો સ્ત્રીજાતિ તરફ ઘણો આદરભાવ છે, અને હું ધારૂં છું કે આપણી જ્ઞાતિના તથા તેના આચારના તમે રક્ષક છો. જેમ ગરમ હવા ઘરમાં આવતાં તમે બારી બારણાં બંધ કરો છો, તેમ જ્ઞાતિ અને જ્ઞાતિધર્મનો પ્રતિકૂળ પવન ઘરમાં આવતાં તમે બંધ કરજો. બાળકીઓને મારા બે શબ્દો એ છે કે પુરૂષના હક પ્રાપ્ત કરવાનો તમને વખત આવશે. કોઇ પ્રકારનો હક તમે ઓછો લઇ આવ્યાં નથી, પરંતુ સરખા હક્કની બજાવણીમાં તમે આની મર્યાદા છોડશો નહિ. એ મર્યાદામાં તમારી સુન્દરતા છે અને એ કુદરતની એક તમને ખાસ બક્ષીસ છે. બંધુજનો! હવે મને બેસી જવા આપ આજ્ઞા આપશો એમ હું ઉમેદ રાખું છું.

સ્ત્રીઓને.

---

# હાટકેશ્વર કથા.

(ગતાંક પૃષ્ઠ ૫૬ થી અનુસંધાન.)

પ્રકરણ ૫ મું.

રૂદ્ર દેવ.



ગત પ્રકરણમાં દક્ષ પ્રજાપતિએ પોતાની નાભિમાંથી એટલે મધ્ય-બિંદુમાંથી પૂર્ણ કલ્યાણે જમાવેલા બીજનું દેવી પ્રકૃતિમાં રોપણ કરીને અને તેમાં ચૈતન્ય ભરી

આપીને તે દૈવી પ્રકૃતિની કેવી રીતે કર્મોન્મુખ કરી, તે હકીકત કહેવામાં આવી છે. પુરાણોમાં પ્રજાપતિને બ્રહ્મદેવનું નામ આપ્યું છે. પ્રજાપતિના ચાર અંશને દક્ષનો ચાર અંશ કહેલો છે. પરંતુ સાયણાચાર્યે નાભાનેદિષ્ઠ સૂક્તના ભાષ્યમાં તે સૂક્તમાં સમાવેલા પ્રજાપતિને રુદ્ર પ્રજાપતિ કહેલ છે. વળી બીજા પ્રકરણમાં કહ્યું છે તેમ લિંગ પુરાણની પૂર્વે અને જ્ઞાન સંહિતાઓમાં તો નારાયણના નાભિકમળમાંથી બ્રહ્મા અને વિષ્ણુ ઉત્પન્ન થયા અને ત્યાર પછી જ્યોતિર્મય લિંગની ઉત્પત્તિ થઈ, એમ કહ્યું છે. તે જ્યોતિર્મય લિંગ તેજ રુદ્ર અને તે રુદ્રે પ્રજોત્પત્તિ કરી, એમ સ્પષ્ટ કહેવામાં આવ્યું છે.[1] કૂર્મપુરાણના ૧૦ મા અધ્યાયમાં બ્રહ્મદેવમાંથી રુદ્રની ઉત્પત્તિ થયાનું કહ્યું છે, ત્યાં બ્રહ્મદેવ પ્રથમ ક્રોધાવિષ્ટ થયાનું એટલે રુદ્ર રૂપ ધારણ કર્યાનું લખ્યું છે. અર્થાત્ નાભાનેદિષ્ઠ સૂક્તની પહેલી ઋચામાંજ આખા સૂક્તને રૌદ્રસ્તોત્ર કહ્યું છે, એટલે તે સૂક્તમાં તે પ્રજાપતિનું વર્ણન કર્યું છે, તે રુદ્ર પ્રજાપતિજ છે, એમ સિદ્ધ થાય છે. ગુહ્ય જ્ઞાન સંહિતામાં સંહિતામાં મેડમ બ્લેવટસ્કીએ વિશ્વની સૂક્ષ્મ સૃષ્ટિની ઉત્પત્તિના ક્રમમાં મહત્તત્ત્વ ( Manifested wisdom ) ઉત્પન્ન થયા પછી ફોહાટ ( Fohat ) ની ઉત્પત્તિ કહી છે અને તે ફોહાટમાંથી ત્યાર પછીનો સઘળો વિશ્વક્રમ વિસ્તાર પામ્યો, એમ કહ્યું છે, પાણિનિદર્શનમાં જેને સ્ફોટ એટલે શબ્દ બ્રહ્મ કહ્યો છે, તે ઉપરથી ફોહાટ શબ્દ થયો હોય એમ લાગે છે. ફોહાટનું સ્વરૂપ સમજાવતાં મેડમ બ્લેવટસ્કી કહે છે કે—

" Fohat is closely related with ' one life. ' From the unknown one, The Infinite Totality, the Manifested One, or the Periodical Manvntaric Diety emanates; and this is the Universal Mind, which separated from its Fountain-Source is Demeurge or the Creative Logos of the Western Kaballets and the Four-faced Brahmā of the Hindu Religion. "[2]

" ફોહાટ 'એક ચેતનતત્ત્વ' સાથે બહુ નિકટનો સંબંધ ધરાવે છે. અવિજ્ઞાત એકમાંથી અથવા અનંતતામાંથી કલ્પે કલ્પે વ્યક્ત એક અથવા મન્વંતરનો અધિષ્ઠાતા દેવ આવિર્ભાવ પામે છે. આ મન્વંતરાધિપતિ દેવ પોતેજ સમષ્ટિરૂપ મનસ્તત્ત્વ છે, અને તે જ્યારે પોતાના ઉપાદાન તત્ત્વમાંથી વિભક્ત થાય છે, ત્યારે તેને પશ્ચિમના કાબાલા નામના ધર્મોમાંથી ઉત્પાદક ઈશ્વર અથવા સૃષ્ટા કહે છે અને હિંદુઓ ચતુર્મુખ બ્રહ્મા કહે છે. '

એ પ્રમાણે ફોહાટનું સ્વરૂપ સમજાવીને તેને બૌદ્ધોના અવલોકિતેશ્વર સાથે, પ્રાચીન મિસરવાસીઓના ઓસિરિસ સાથે, જરથોસ્તના અહુરમઝ્દ સાથે હર્મીસના સ્વર્ગીય મનુષ્ય સાથે, પ્લેટોના અનુયાયીઓના લોગોસ સાથે અને વેદાન્તના આત્મા સાથે સરખાવેલ છે.* વળી વિશેષમાં કહ્યું છે કે—

---

૧ જુઓ ત્રિમાસિક પુ. ૧૪ પૃ. ૧૪૬-૧૪૭. ૨ Secret Doctrine Vol, 1 p. 135. * તેજ, પૃ. ૧૩૫.

'Fohat, then is the personified electric vital power, the transcendental binding of all cosmic energies... ... ... Fohat is not only the living Symbol and the Container of that Force, but is looked upon by occultists, as an Entity. The forces it acts upon being Cosmic, humanu and territorial, and exercising their influence on all these planes respectively. On the earthly plane, its influence is felt in the magnetic and active force generated by the strong desire of the magnetizer. On the cosmic, it is present in the formation of things—from the planetary system down to the glow-worm and simple daisy. .........

'પ્રાણવાન્ વિદ્યુત્-શક્તિનું મૂર્તાકારરૂપ તે ફોહાટ છે, અને તે નિખિલ વિશ્વમાં ક્રિયા કરતી સઘળી શક્તિઓને સૂક્ષ્મરૂપે નિયમમાં રાખે છે ... ... ...ફોહાટ તે શક્તિને ધારણ કરનાર છે તથા તે શક્તિનું ચૈતન્યવાન્ પ્રતીક છે, એટલુંજ નહિ પણ ગુહ્યવિદ્યાવાળાઓ કહે છે તેમ તે એક વિશિષ્ટ સત્ત્વ છે. નિખિલ વિશ્વમાં રહેલી, મનુષ્યમાં રહેલી અને પૃથ્વીમાં રહેલી સઘળી શક્તિઓ ફોહાટની જ છે અને વિશ્વમાં મનુષ્યમાં અને પૃથ્વીમાં તે તે શક્તિઓનો તે ઉપયોગ કરે છે. પૃથ્વી ઉપર આકર્ષક શક્તિ વાપરવાની ઇચ્છાવાળાની દૃઢ ઇચ્છાથી જે સક્રિય આકર્ષક શક્તિ ઉત્પન્ન થાય છે, તે ફોહાટની શક્તિનું એક રૂપ છે. વિશ્વમાં એક નાનું પુષ્પ અથવા ક્ષુદ્ર આગીયા કીડાથી માંડીને નક્ષત્ર મંડળ સુધી એક એક વસ્તુનો ઘાટ ઘડવામાં તેની શક્તિ કામમાં આવે છે." ફોહાટનું એ પૂર્વરૂપ છે, તે પૂર્વરૂપમાંથી બીજું રૂપ પ્રકટ થાય છે, તેને પણ ફોહાટજ કહેવામાં આવે છે.'

"In its secondary aspect, Fohat is the Solar energy the electric vital fluid and the Preserving Fourth Principle, the Animal Soul of Nature, so to say, or Electricity."[8]

"ફોહાટ તેના બીજા સ્વરૂપમાં આપણી સૂર્યમાળાની શક્તિ છે, તેજ પ્રવાહી વિદ્યુત, સકળ પદાર્થોને સ્થિતિમાં રાખનાર ચોથું તત્ત્વ, કુદરતી જનાવરરૂપી આત્મા અને વિદ્યુત છે."

એ પ્રમાણે ફોહાટને વિદ્યુત અને વિદ્યુત્પ્રવાહ કહેલ છે, તેમજ જનાવરરૂપી આત્મા કહ્યો છે. આગળ ચાલતાં કહ્યું છે કે, તે ફોહાટ મગજમાંથી ઉત્પન્ન થયો છે.

"Bear in mind that Fohat, the Constructive Force of Cosmic Electricity, is said, metaphorically to have sprung —

8 Secret Doctrine Vol 1 p. 186.

like Rudra, from ' the Head of Brahma, ' from ' the Brain of Father and the Bosom of the Mother, ' and then to have Metamorphosed himself into a male and a female, i. e. polarized himself into positive and negative electricities. He has seven sons, who are his Brothers. Fohat is forced to be born, time after time, whenever any two of ' Son-Brothers ' indulge in too close contact–whether an embrace or a fight. To avoid this he unites and binds to-gether, those of unlike nature, and repels those of similar temperament. "[૭]

" ધ્યાનમાં રાખો કે રુદ્રદેવને જેમ બ્રહ્માના મુખમાંથી ઉત્પન્ન થયાનું કહેવામાં આવે છે તેમ ફોહાટના જે સ્વરૂપને વિદ્યુત્‌ની ઉત્પાદક શક્તિ કહી છે, તે ફોહાટ પણ પિતાના મસ્તકમાંથી અને માતાની છાતીમાંથી ઉત્પન્ન થયો છે, એમ આલંકારિક રીતિથી કહ્યું છે. તે ફોહાટ ત્યાર પછી પુરૂષ અને સ્ત્રીનું રૂપ ધારણ કરે છે, એમ કહ્યું છે તેનો અર્થ પણ એજ છે કે–તે વિદ્યુત્-શક્તિની આકર્ષણ અને અપાકર્ષણ બન્ને શક્તિઓ પોતામાં ધારણ કરે છે. તેને સાત પુત્રો છે, જે તેઓના ભ્રાતાઓ છે. આ તેના સાત પુત્ર ભ્રાતાઓ યુદ્ધમાં કે સ્નેહાલિંગનમાં જ્યારે એક બીજાની છેક નજીક આવી જાય છે, ત્યારે ફોહાટને વખતો વખત જન્મી તેઓની ફરજ પડે છે. પોતાના સાત પુત્ર-ભ્રાતાઓ એક બીજાની છેક નજીકમાં ન આવી જાય, તેટલા માટે એ પરસ્પર વિરૂદ્ધ સ્વભાવવાળાઓને એક સાથે રાખે છે અને સમાન સ્વભાવવાળાઓને જુદા જુદા રાખે છે. "

મેડમ બ્લેવટસ્કીએ ફોહાટ વિષે જે વર્ણન કર્યું છે, તેવુંજ વર્ણન વૈદિક સંહિતાઓમાંથી, બ્રાહ્મણોમાંથી અને પુરાણોમાંથી રૂદ્ર દેવને માટે પ્રાપ્ત થાય છે. ઋગ્વેદના નાસદીય સૂક્તમાં તો રૂદ્ર પ્રજાપતિમાંથી રૂદ્રદેવની ઉત્પત્તિનું સૂચન માત્ર કર્યું છે, પરંતુ શાંખાયન બ્રાહ્મણમાં તો સ્પષ્ટ કહ્યું છે કે—' પ્રજાપતિએ ખાડો ખોદ્યો અને આડું (+) એક પાત્ર બનાવ્યું, અને તેમાં પોતાનું રેતસ્ નાખ્યું; તે રેતસ્‌માંથી હજાર આંખો વાળો, હજાર પગો વાળો અને હજાર માથાં વાળો રૂદ્ર ઉત્પન્ન થયો. ' અર્થાત્ તે સ્થળે તો રૂદ્ર દેવની ઉત્પત્તિ પ્રજાપતિમાંથી કહી છે. શુક્લ યજુર્વેદની સંહિતા ( ૩૯–૮ ) માં રૂદ્ર દેવનું અગ્નિ તેમજ અશનિ (વિદ્યુત) નામો આપ્યાં છે. તે અગ્નિ તે પાર્થિવ અગ્નિ નહિ પણ હિરણ્યગર્ભરૂપ અગ્નિ જેને મેડમ બ્લેવટસ્કીએ વિશ્વવ્યાપક શક્તિ કહેલ છે, તે અગ્નિના કિરણ રૂપ છે. યજુર્વેદની જેમ શતપથ બ્રાહ્મણ ( ૬–૧–૩–૧૦ ) માં અને શાંખાયન બ્રાહ્મણમાં પણ તેને અગ્નિ અને અશનિ કહેલ છે. તે અશનિ પણ વિશ્વવ્યાપક અશનિ છે. વળી ઋગ્વેદ સંહિતા ( ૭–૧–૪૬ ) માં ' રૂદ્રને દ્યૌમાંથી પૃથ્વી ઉપર વિદ્યુત ફેંકનાર ; કહેલ છે, તે રૂદ્રનું સાર વિદ્યુતનું સ્વરૂપ છે. ઉપર કહેલા યજુર્વેદના મંત્રમાં રૂદ્રનાં

૭ સેજ ૭ પૃ ૧૩૧.

અગ્નિ અને અશનિ ઉપરાંત પશુપતિ, ભવ, શર્વ, ઇશાન મહાદેવ અને ઉગ્ર એમ બીજાં ૭ એટલે બધાં મળી આઠ નામો આપ્યાં છે. શતપથ બ્રાહ્મણમાં તેજ આઠ નામો ગણાવતાં અશનિને અગ્નિકુમાર કહેલ છે. તે ઉપરથી સમજી શકાય છે કે ઘોર વિદ્યુત્ અગ્નિમાંથી એટલે વિશ્વવ્યાપક વિદ્યુતમાંથી અથવા રુદ્રમાંથી ઉત્પન્ન થઈ છે. મેડમ બ્લેવેટસ્કીના ફોહાટના સાત પુત્ર-પૌત્રાઓને રુદ્ર દેવની ઉપર કહ્યાં તે જુદાં જુદાં આઠ નામના તેમાંથી રુદ્ર દેવને પૃથક ગણીએ તો તે સાત સ્વરૂપો છે. રુદ્ર દેવને જેમ સંહાર કર્તા રુદ્ર કહ્યા છે તેમ કલ્યાણ કર્તા શિવ પણ કહ્યા છે. તેનું કારણ પણ હવે સ્પષ્ટ થઈ જાય છે. અપકર્ષક શક્તિ સંહારક છે. અને આકર્ષકશક્તિ સંરક્ષક છે. વિદ્યુત્-યુક્ત અથવા અવસાન્ત યુક્ત તારનો એક છેડો અપકર્ષક શક્તિવાળો અને બીજો છેડો આકર્ષક શક્તિવાળો હોય છે. અને તેજ કારણે જુદી રુદ્ર દેવ જે અવસાન્ત્ અથવા વિદ્યુત્-રૂપ છે, તેમાં બન્ને શક્તિઓ હોવાનું સ્પષ્ટ થાય છે. અપકર્ષક શક્તિ રુદ્રની પોતાની છે અને આકર્ષક શક્તિ તેની સાથે રહેલ દેવી પ્રકૃતિની છે. શુક્લ યજુર્વેદની સંહિતા (૩-૫૭) માં તેજ કારણથી તેની

एष ते रुद्रभागः । सहस्वसाम्बिकया तं जुषस्व स्वाहा

'હે રુદ્ર આ તારો યજ્ઞ ભાગ છે, તેનો તું સાથે રહેનારી (અથવા ભગિની) અંબિકા સહિત સ્વીકાર કર' એ શબ્દોથી સ્તુતિ કરી છે. પુરાણોમાં તેજ કારણથી તેને અર્ધનારીશ્વરની ઉપમા આપી છે. પુરાણોમાં અંબિકાને મહાદેવની પત્ની કહી છે. ઉપર ઉલ્લેખિત મંત્રમાં તેને સ્વસા એટલે ભગિની કહી છે સ્વસાનો અર્થ સાથે રહેનારી થાય છે, અને તે સૃષ્ટિસર્જનના કાર્યમાં રુદ્રની શક્તિરૂપે કાર્ય કરે છે, તેથીજ પુરાણમાં તેને આલંકારિક ભાષામાં પત્ની કહી છે. વિશ્વવ્યાપક વિદ્યુતમાં આકર્ષક અને અપકર્ષક શક્તિઓ ઉપરાંત સંયોજક શક્તિ પણ છે. તેથીજ રુદ્રના ભાગની કાઢી અગ્નિની, લોહકળ સોમનું અને અધભાગ વિષ્ણુનો છે, એમ તૈત્તિરીય સંહિતા (૬-૨-૩) માં કહ્યું છે. સોમ આકર્ષક શક્તિરૂપ, અગ્નિ અપકર્ષક શક્તિરૂપ અને વિષ્ણુ સંયોજક શક્તિરૂપ છે. મેડમ બ્લેવેટસ્કીએ ફોહાટને માટે પણ કહ્યું છે કે—'તે સૂર્ય અને વિષ્ણુ સાથે સંબંધ રાખે છે.'

જેમ મેડમ બ્લેવેટસ્કીએ ફોહાટને Animal Soul of Nature કહ્યો છે તેમ રુદ્રને પણ ઐતરેય બ્રાહ્મણ (૩-૧૩-૯) માં પશુમાન્ કહેલ છે. ફોહાટ જેમ આપણી સૂર્યમાળાનો કર્તા છે, એમ કહેવામાં આવ્યું છે તેમ રુદ્ર પણ ભૂતવાન્ અને બ્રહ્મસૃષ્ટિનો અંગિરાદિ પ્રજાપતિઓનો, પશુઓનો અને મનુષ્યોનો સ્રષ્ટા છે, એમ કહેલું છે. * પશુ શબ્દની વ્યુત્પત્તિ પશ્યતિ = જુએ છે—એ ઉપરથી થઈ છે: અને તેથી પશુનો અર્થ દ્રષ્ટા એટલે જીવ થાય છે. પરંતુ મહત્ (= બુદ્ધિની સમષ્ટિ) સુધીની વિશ્વોત્પત્તિ હિરણ્યગર્ભથી થઈ છે. ત્યારપછીની નિકૃષ્ટ અને સ્થૂલસૃષ્ટિ રુદ્રથી થઈ છે. પુરાણોમાં પણ બુદ્ધિનો અધિદેવતા બ્રહ્મા અને અહંકારનો અધિદેવતા રુદ્ર છે,[10] એમ કહ્યું છે. અર્થાત અહંકારથી આરંભીને સંપૂર્ણ સૂક્ષ્મ અને સ્થૂલસૃષ્ટિ રુદ્રથી થઈ છે, માટેજ તેને પશુમાન્ અને ભૂતવાન એટલે પંચ મહાભૂતની સૃષ્ટિનો વિસ્તારક

કરનાર કહેલ છે. તેજ કારણથી પૂર્વસૃષ્ટિના વિકાસક પ્રજાપતિ અગ્નિ, સૂર્ય અને ઇન્દ્રાદિ દેવોને યજ્ઞમાં પ્રથમ આહુતિ અપાય છે, અને ઇન્દ્રને ઉદ્દેશે સ્પષ્ટરૂપ આહુતિ આપવામાં આવે છે.[૯] પુરાણોમાં મહાદેવજીએ પાર્વતીજીને કહ્યું છે કે 'પૂર્વે દેવોએ મને યજ્ઞમાં ભાગ આપ્યો ન હતો.[૧૦] તેનો અર્થ પણ ઉપર કહ્યો તેજ થાય છે. અને વેદવાજ માટે રુદ્રદેવને વાસ્તોષ્પતિ એટલે યજ્ઞભૂમિનો અધિપતિ અને ગણપતિ એટલે યજ્ઞનો અથવા સ્થૂલસૃષ્ટિમાં વ્યાપ્ત રહેલ વિદ્યુત્ શક્તિનો અધિપતિ કહેલો છે.

પુરાણોમાં રુદ્ર દેવે દક્ષ પ્રજાપતિના યજ્ઞનો ભંગ કર્યો, તેની કથા છે, અને તે કથા યદ્યપિ નાભાનેદિષ્ઠ સૂક્તની કથાને કેટલેક અંશે મળતી આવે છે, પરંતુ તે કથા આપણી પૃથ્વીની મનુષ્ય જાતિના ઇતિહાસ સાથે વિશેષ સંબંધ રાખે છે, માટે તે વિષે આવતા પ્રકરણમાં કહેવામાં આવશે. તેજ પ્રમાણે રુદ્રદેવ યજ્ઞવેદિમાંથી કૃષ્ણવસ્ત્ર ધારણ કરીને ઉત્તર દિશામાંથી ઉત્પન્ન થયા, એમ કહેવામાં આવ્યું છે. કર્ષનાર એટલે ખેંચનાર તે કૃષ્ણ; અર્થાત્ કૃષ્ણ શબ્દમાં આકર્ષક અને વિકર્ષક બન્ને ભાવોનો સમાવેશ થાય છે. સૌરવિદ્યુતમાં તે બન્ને શક્તિઓ એક સાથે રહેલી હોવાથી રુદ્ર તે બન્ને શક્તિઓનો ધારણ કરનાર કહ્યો છે; અને પૃથ્વી ઉપર વિદ્યુત્‌પ્રવાહ અથવા અયસ્કાન્ત પ્રવાહની ગતિ ઉત્તરમાંથી દક્ષિણમાં હોય છે, તેથી રુદ્રને ઉત્તરમાં ઉપસ્થિત થનાર કહેલ છે.

સામાન્યતઃ વર્ષાદ લાવવાને માટે રુદ્રયાગ કરવાનું વિધાન કર્યું છે. તેમાં પણ વૈજ્ઞાનિક રહસ્ય રહ્યું છે. વાતાવરણમાં રહેલી વરાળનાં વાદળાં બનાવનાર અને તેને પૃથ્વી ઉપર લઇ જનાર પવન એટલે મરુત્ છે. પરંતુ તે મરુત્‌માં અમુક પ્રકારની અને અમુક દિશામાં ગતિ હોય છે, ત્યારેજ તેનાથી તે ક્રિયા થઇ શકે છે. ઋગ્વેદ સંહિતા ( ૨-૩૩-૧ ) માં રુદ્રને મરુતોનો પિતા કહ્યા છે. અર્થાત મરુતની ઉત્પત્તિ રુદ્ર દેવમાંથી એટલે વિશ્વોત્પાદક વિદ્યુત્‌-શક્તિમાંથીજ છે. વિશ્વોત્પાદક વિદ્યુત્-શક્તિને અનુકૂળ કરવામાં આવે એટલે તેના અધિષ્ઠાતા રુદ્રને પ્રસન્ન કરવામાં આવે તો મરુત અનુકૂળ થાય, અને અનુકૂળ મરુત્ હોય તે, વાદળાં બંધાઇને પૃથ્વી ઉપર વર્ષે, એમાં કંઇ આશ્ચર્ય જેવું નથી. પરંતુ હરકોઇ દેવમાં દિવ્યશક્તિ રહી છે. એક દીપકજ બીજા દીપકને પ્રકટ કરે છે. યજ્ઞ કરનારા બ્રાહ્મણોમાં આચારશુદ્ધિ અથવા વિચારશુદ્ધિ ન હોય તો તેઓનામાં દિવ્યશક્તિ શી રીતે હોઇ શકે ? પોતામાંજ દિવ્યશક્તિ ન હોય તો સમસ્ત દિવ્યશક્તિનું આકર્ષણ શી રીતે થઇ શકે ? વળી ક્રિયાની ઇતિકર્તવ્યતાનું અને તેના રહસ્યનું પણ યજ્ઞ કરનારાઓને સંપૂર્ણ જ્ઞાન હોવું જોઇએ. તેમ ન હોય તો ક્રિયા ખંડિત થઇ જવાથી તેમાંથી ઇષ્ટ પરિણામ શી રીતે નીપજે ? વૈદિક મંત્રોમાં પણ આકાશીય પરમાણુઓમાં અગ્નિનો ઉત્પન્ન કરવાની શક્તિ રહી છે, અને અમુક સ્વરપરંપરા અમુક ધારો બનાવી શકે છે.

---

[૮] Secret Doctrine Vol. I, p. 187. [૯] ત્રિમાસિક પુ. ૧૫ પ. ૧૨. [૧૦] શ્રીમદ્ ભાગવત સ્કંધ ૪ અ. ૫-૬. [૧૧] ત્રિમાસિક પુ. ૧૫ પ. ૧૨. [૧૨] ત્રિમાસિક પુ. ૧૪ પ. ૧૪૮. [૧૩] તેજ પ. ૧૪૬-૧૪૭.

મતલબ, વૈદિક મંત્રોનું યથાર્થ ઉચ્ચારણ પણ તેટલું જ ઉપયોગી છે. આધુનિક પ્રયોગોમાં તે સર્વ પ્રકારની ખામીઓ હોવાથી ઈષ્ટ પરિણામ આવતું નથી. પરંતુ તેથી કોઈ કુદરતના નિયમોમાં ફેરફાર થઇ ગયો છે, એમ માનવાનું શું કારણ છે? સંભવ છે કે, પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો જેઓ હાલમાં પાર્થિવ અને સૌર વિદ્યુત્શક્તિનું અન્વેષણ કરી રહ્યા છે, તેઓને કોઇ સમયે વિશ્વવ્યાપક વિદ્યુતનું રહસ્ય હાથ લાગશે, અને ત્યારે તેઓ ઇચ્છાનુસાર વર્ષાદ વર્ષાવી શકવા સામર્થ્ય ધરશે.

રુદ્રની સંહારકારિણી શક્તિને લીધે જ્વરાદિ દુષ્ટ વ્યાધિની શાંતિ માટે પણ રુદ્રયજન કરવાનું વિધાન છે. તૈત્તિરીય બ્રાહ્મણ ( ૧-૬-૧૦૪ ) માં શરદ્ ઋતુને રુદ્રની સ્વસા અમ્બિકા કહી છે[14] પ્રાયશઃ શરદ્ ઋતુમાં સંહારક શારદ જ્વરની ઉત્પત્તિ થવાને લીધે શરદ્ ઋતુને રુદ્રની શક્તિનું રૂપ આપ્યું છે. પ્રસિદ્ધ મૃત્યુંજય મંત્રમાં પણ રોગનાશ માટે રુદ્રની ત્ર્યંબક રૂપે સ્તુતિ કરવામાં આવી છે.[15] અપૂર્ણ.

માનશંકર પીતાંબરદાસ મહેતા.

---

# श्री वडनगरा नागर मंडळ–मुंबई.

શ્રી મંડળનો અગિયારમો વાર્ષિક મહોત્સવ ભાદ્રપદ શુદ ૪ ને વાર શુક્ર તા. ૨૯-૮-૧૯ ના રોજ થી હીરાબાગમાં અમદાવાદના સુવિખ્યાત શ્રીયુત રા. રા. ગોપાળશંકર વેણીશંકર અમીન, ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટરના પ્રમુખપણા નીચે અપૂર્વ ઉત્સાહથી ઉજવવામાં આવ્યો હતો, જેમાં લગભગ ૫૦૦) ભાઇઓ તથા બ્હેનોએ પરસ્પરની ઉભરાતી ભાવનાઓથી સહર્ષ ભાગ લીધો હતો. સુરત, અમદાવાદ, પેટલાદ, કાઠીઆવાડ, કચ્છ વગેરે જ્ઞાતિનાં મુખ્ય મુખ્ય સ્થળોના બન્ધુઓ એકત્ર થઇ, જ્ઞાતિની એકતા અને પ્રગતિ સાધવામાં યોજાયેલું આ સંમેલન હોવાથી જેમ જાણે જ્ઞાતિનો કોઇ લોકોત્તર કાર્યનો સમારંભ થયો હોય, તેવી રમણીયતા આ સંમેલન પર છવાઇ રહી હતી; જ્યારે દેશ પરદેશના આવેલા જ્ઞાતિ, વત્સલ બન્ધુઓના સહાનુભૂતિ દર્શાવનારા સંદેશાઓએ ઉક્ત પ્રસંગનાં મહત્વ અને આનંદમાં કંઇક ઓર વધારો કરેલો હતો. પ્રારંભમાં ઇષ્ટદેવ શ્રી હાટકેશ્વરની સ્તુતિ અને શ્રી મંડળ

---

૧૪ તૈત્તિરીય બ્રાહ્મણમાં નીચે પ્રમાણે શ્રુતિ છે.

एष ते रुद्र भागः सहस्वस्राम्बिकयेत्याह । शरद्वा अस्याम्बिका
स्वसा । तया वा एष हिनस्ति । तयैवैनं शमयति ॥

૧૫ त्र्यंबकं यजामहे. એ મંત્ર ઋગ્વેદ (૭-૫૯-૧૨ તથા ૨-૫૬) માં અને શુક્લ યજુર્વેદ (૩-૬૦) માં આવેલ છે. ભાષ્યકારોએ ત્ર્યંબક શબ્દનો અર્થ ત્રણ છે માતા જેની અથવા ત્રણ છે નેત્રો જેનાં અથવા બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર એ ત્રણ દેવોનો જે પિતા છે, એવા જુદા જુદા અર્થો કર્યા છે. Grassmann નું ઋગ્વેદના ભાષાંતરમાં દ્યૌ અંતરિક્ષ, અને પૃથ્વીમાંથી ઉત્પન્ન થનાર એવો અર્થ આપેલો છે.

ત્યારથી મંડળના પ્રમુખ શ્રીમાન રા. રા. વિઠ્ઠલદાસ સામળદાસ મહેતાએ અર્ધ ગંભીર અને વિદ્વત્તા ભરેલી ભાષામાં સંમિલિત બન્ધુઓને સ્વાગત આપ્યા બાદ સુરતના શ્રીમાન રાવ બહાદુર સચ્ચિદાનન્દ શ્રી કૃષ્ણાનંદ પંડ્યા (સરકારની જાહેર બાંધકામ ખાતાના માનનીય સેક્રેટરી સાહેબ) એ શ્રીમાન રા. રા. ગોપાળશંકરભાઈને પ્રમુખપદે ચુંટવા માટે દરખાસ્ત કરી હતી. મહોત્સવ સંમેલનના પ્રમુખ મહાશય શ્રીયુત ગોપાળશંકરભાઈએ બન્ધુઓના હર્ષનાદ વચ્ચે પ્રમુખપદ સ્વીકાર્યા પછી સર્વદેશની ઉદ્ભાત મતી, જર્મની અને તેની સાથે જોડાએલાં રાજ્યો ઉપર બ્રીટીશ અને મિત્ર રાજ્યોએ જે કીર્તિવંત ફતેહ મેળવેલી છે અને તેને પરિણામે જે જે આનંદ ભરેલી સુલેહની શરતો લખાયેલી છે, તે માટે નામદાર પંચમ જ્યોર્જ સમ્રાટને સમસ્ત નાગર જ્ઞાતિનું અંતઃકરણ પૂર્વક અભિનન્દન આપનારો સંદેશો નામદાર મુંબઈ સરકાર મારફત મોકલવાનો ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવેલો હતો. આ પ્રસંગોચિત રેઝોલ્યુશન મોકલવામાં આવી હતી, જેમાં નડીઆદના બે બ્હેનોએ સ્વપ્નવાસવદત્તા નાટકમાંથી સંસ્કૃત સંવાદ સંમેલન સમક્ષ પ્રશસ્યરીતે કરી બતાવી પણ્ણો આનંદ આપેલો હતો.

શ્રી મંડળના ઓનરરી સેક્રેટરી રા. રા. રઘુપતરામ રેવતરામ અંજગામા, બી. એ. એ શ્રી મંડળના અધિવેશનમાં વર્ષનો રિપોર્ટ રજુ કરતાં જણાવ્યું હતું કે રિપોર્ટના વર્ષમાં શ્રી મંડળની સાધારણ સાપ્તાહિક સભાઓમાં મંડળનું સામુ કામકાજ થયું ઉપરાંત ચાર અસાધારણ સભાઓ યોજવામાં આવેલી હતી, જેમાં એમનાં વર્ષનો મેળાવડો, પ્રમાણ પાટણની ગાદીવાળા જગદ્ગુરુ શ્રી શંકરાચાર્ય ત્રિવિક્રમતીર્થજીના મહાશીવરાત્રીના રોજ શ્રી મંડળના નિવાસમાં કરવામાં આવેલી પધરામણીનો પ્રસંગ, મુંબઈ વડનગરા નાગર કલબનાં ફંડમાં વૃદ્ધિ કરવા શ્રીયુત રા. રા. કૃષ્ણાલાલ જેઠાભાઈ ભટ્ટી તરફથી કાર્ય ઉપાડી લેવામાં આવતાં, મુંબઈમાં વસતા જ્ઞાતિબંધુઓની તે કાર્યમાં સહાનુભૂતિ મેળવી આપવા શ્રીયુત રા. રા. [illegible] હરિપ્રસાદ દેસાઈના પ્રમુખપણા નીચે ગાન્ધર્વ મહા વિદ્યાલયના હોલમાં યોજવામાં આવેલી ખાસ સભા, અને વિશ્વવ્યાપી વિગ્રહના અંતથી મુંબઈની પ્રજાઓને થયેલ આનંદથી જ્ઞાતિ તરફનો આહ્લાદ દર્શાવવા યોજવામાં આવેલો વિજયોત્સવનો મેળાવડો, એ ચાર પ્રસંગો હતા. રિપોર્ટના વર્ષમાં શ્રી મંડળે રૂા. ૧૮૦ સ્કોલરશીપ રૂપે તથા રૂા. ૫૮૫) લોન રૂપે આપેલા હતા. શ્રી મંડળ હસ્તકનું જ્ઞાતિ પિત્ર નિવાસ પણ દિનપ્રતિ દિવસ વધારે લોકપ્રિય થતું જાય છે અને જ્ઞાતિના અનાથાલે આવી મહોળાં [illegible] કુટુમ્બોને મધ્યસ્થલને ઉત્તમ નિવાસનો લાભ લેતાં જોઈ મંડળને અપૂર્વ સંતોષ થાય છે. જ્ઞાતિના જ્ઞાતિ વત્સલ બન્ધુઓ પણ ઉક્ત નિવાસની યોજના સ્તુત્ય અને આવશ્યક છે, એમ અનુમતિ આપી તેને નિભાવવા માટે અવારનવાર સહાય આપતા રહ્યા છે. તેની ગણના શ્રી મંડળની સો તેમ નથી. રિપોર્ટના વર્ષમાં ઓગસ્ટના મધ્યમાં મંડળે "મેજીક લેન્ટર્ન" થી અત્રે વસતી બ્હેનોને શ્રી રામાયણના દેખાવો તથા હિન્દુસ્થાનનાં યાત્રાનાં સ્થળો-વિગેરે સમજુતી સહીત બતાવવાની યોજના કરી હતી અને એ રીતે ધર્મની શુદ્ધિમાં પ્રતિભાવ અને ભૂગોળનું પ્રાથમિક શિક્ષણ આપવાનો પ્રકાર સ્વીકાર્યો હતો; અને અત્રેનાં બ્હેનોએ તેમાં અપૂર્વ ઉત્સાહથી ભાગ લીધો તે જોઈ શ્રી મંડળને

આપવાને મંડળ ચુકેલું નથી. આ મંડળ હસ્તકના નાગર નિરાશ્રિત જ્ઞાતિના ક્રમક્રમ છ અનાથાસે આવી ચડેલાં મુસાફર કુટુંબોએ જરૂરીઆત આશ્રય મેળવી ઉંડો હર્ષ યોજના માટે સર્વથા સંતોષ જાહેર કરેલો છે. કેળવણીને ઉત્તેજન આપવાના સિદ્ધ હેતુ ઉપરાંત જ્ઞાતિહિતને સ્પર્શતા ત્રણ મુખ્ય મુદ્દાઓ શ્રીમંડળનાં લક્ષ ઉપર આવેલા છે, અને ત્રણેના સંબંધમાં શ્રીમંડળે યથાશક્તિ સહાનુભૂતિ બતાવેલી છે. શ્રી મંડળની સંસ્થા રજીસ્ટર કરાવવાનો પ્રશ્ન નક્કી થઈ ગયેલો છે અને થોડા માસમાં તે રજીસ્ટર થઈ જશે. શ્રી કેળવણીના સંબંધમાં, શિક્ષણ સુધારણા માટે ઇનામો-નિબંધો-વક્તૃત્વ ઇ. દ્વારા એક વર્ષ સુધી ઉપદેશ વર્ગ–વિગેરે યોજનાઓ અજમાવી જોવા બાદ આ વર્ષમાં શ્રી મંડળે "magio lantern" દ્વારા શિક્ષણ આપવાનો પ્રકાર સ્વીકાર્યો હતો, અને તેમાં પ્રદર્શિત થયેલા ઉત્સાહ ઉપરથી એ દિશામાં શ્રી મંડળનો પ્રયત્ન સફળ થશે, અને ક્રમે ક્રમે ઇતિહાસ, ભૂગોળ, ખગોળવર્ણન, દરદોની ઉત્પત્તિ અને તે અટકાવવાના માર્ગો વિગેરે સંબંધમાં આ મંડળ શિક્ષણ આપી શકશે, એવી આશા રહે છે. આ સિવાય જ્ઞાતિહિતને સ્પર્શતા બીજા પ્રશ્નો પણ મંડળનાં લક્ષમાં આવે છે, પરંતુ તે સંબંધમાં સંપૂર્ણ વિચાર કરી, સ્થાનિક જ્ઞાતિની બહુમતની અવજ્ઞા ન થાય, વ્યાપારિક યોજનાઓમાં થઈ સિદ્ધ હેતુને બાધ ન આવે,–વિગેરે સંજોગો ધ્યાનમાં લઈ અનુચિત માર્ગમાંથી સુધાર કરવાનો ક્રમ શ્રી મંડળે સ્વીકારેલો છે, અને અપવાદ સંજોગો ધ્યાનમાં લઈ જ્ઞાતિહિતમાં જે કાંઈ બની શકશે તે કરે છે, અને કરે જશે. મંડળના પ્રત્યે સર્વ બન્ધુઓની સંપૂર્ણ સહાનુભૂતિ છે. અને જ્ઞાતિના વ્યવહાર કુશળ વિદ્વાન ગૃહસ્થો પણ પોતાની શક્તિઓનો લાભ શ્રી મંડળને નિઃશંક આપે જાય છે. જ્ઞાતિના ભાવિ અભ્યુદયની અનેક ઉજ્જવળ આશાઓ આ મંડળમાં સંચિત રહેલી છે, અને જે અપૂર્વ ઉત્સાહથી નાગરરત્નો સેવનાથી ઉત્તેજિત થયેલા યુવક બન્ધુઓ અને મહત્તમાન વડિલો આ મંડળને આશ્રય આપી રહ્યા છે, તેવો આપશે–અને આપશે, એવો અમને સંપૂર્ણ ભરોસો છે–તો કાળાંતરે આ મંડળ જ્ઞાતિની સર્વ પ્રવૃત્તિઓનું કેન્દ્રસ્થાન બનશે એ નિઃસંશય છે.

સર્વાનુમતે રિપોર્ટ માન્ય થયા બાદ, વખતને અભાવે પરચુરણ ભાષણો બંધ રખાવી, પ્રમુખ મહાશયે અત્રે વસતા બધા વિદ્યાર્થીઓને લગભગ ૫૦) રૂ. ની તરેહ તરેહનાં ઉપદેશપૂર્ણ પુસ્તકોનાં ઇનામો વ્હેંચ્યાં હતાં, તથા આ મંડળને મળેલી નીચે પ્રમાણેની સહાનુભૂતિઓ જાહેર કરવામાં આવી હતી.—

નવા પેટ્રનો.

શ્રીયુત રા. રા. ગોપાળશંકર વેણીશંકર બધેકા.
શ્રીયુત રાવ બહાદુર બ્રહ્મવિદ્યાનન્દ શ્રી કૃષ્ણાનન્દ પંડ્યા બી. એ., જે. પી.

નવા લાઇફ મેમ્બરો.

૧ રા. રા. કૃષ્ણલાલ કેશવજી માંકડ, એમ. એ.
૨ " " પ્રભુલાલ હરિલાલ વસાવડા, બી. એ., એલ. એલ. બી. એડવોકેટ.

૩ રા. રા. સુબુવંતરાય પરમાણંદદાસ દેવ્હુર્ત.
૪ ,, ,, અજિતરામ વિઠ્ઠલદાસ મહેતા, બી. એ. એલ, એલ. બી.
૫ ,, ,, મહિપતરામ પ્રેમરાજી પીતાંબરીઆ, બી. એ. એલ, એલ. બી.
૬ ,, ,, માધવરામ તુળશીદાસ મંકોડી, વકીલ.
૭ ,, ,, હરિભાઈ ચિત્રકાર રાવત.
૮ ,, ,, વે. મુ રાજેન્દ્રરાય સોમનારાયણ દવે.
૯ ,, ,, વે. મુ, પ્રભુશંકર કૃષ્ણશંકર દવે.
૧૦ ,, ,, ભગવાનલાલ પ્રાણશંકર હાથી.

## નવાં ડાનેશનો.

| | રૂ. | |
|---|---|---|
| ૧ | ૭૬૦ | શ્રીયુત રા. રા નરભેશંકર રવિશંકર ઝાલા તરફથી શ્રી મંડળ હસ્તક માસિક રૂા. ૧૦) ની ત્રણ વર્ષ માટે એક સ્કોલરશીપ પ્રીવીઅસના અભ્યાસ પછી આપવા. |
| ૨ | ૧૦ | રા. મોદક તરફથી શ્રી મંડળના મહોત્સવ પ્રસંગે ફુલ વગેરેને સત્કાર કરવાના ખર્ચના. |
| ૩ | ૧૦૦ | ભાવનગરના શ્રીયુત રા રા. રતિલાલ પ્રભુદાસ તરફથી સ્વ. બ્હેન સુભદ્રાના સ્મરણાર્થે, કેળવણી લેતી બ્હેનોને વ્યાજમાંથી ઇનામો આપવા. |
| ૪ | ૫૨ | શ્રીયુત રા. રા. નાનાશંકર ભાવાભાઈ વૈદ્યરાજ તરફથી શ્રી મંડળના નિવાસ ફંડમાં. |
| ૫ | ૧૫૦ | ,, ,, ગોપાળશંકર વેણીશંકર અધ્યેય તરફથી શ્રી મંડળનાં નિવાસ ફંડમાં. |
| ૬ | ૬૨૭-૯-૦ | ,, ,, મહિપતરામ પ્રેમરાજી પીતાંબરીઆ તરફથી શ્રી મંડળના નિવાસ ફંડમાં. |

## આગલા વર્ષમાં ભેટના.

| | | |
|---|---|---|
| ૭ | ૨૦ | શ્રીયુત રા. રા. સુખાનરાય ગોવીન્દરાય દેસાઈ તરફથી ભેટના. |
| ૮ | ૨૫ | ,, ,, ઝવેરીલાલ પુરુષોત્તમરાય ઝાલા તરફથી નાગરોને ઇનામ આપવા માટે. |
| ૯ | ૨૦ | ,, ,, હરિભાઈ વજેશંકર ઓઝા તરફથી સંસ્કૃત સંવાદ કરનાર બ્હેનોને ઇનામ આપવા માટે. |
| ૧૦ | ૨૦ | ,, ,, ભાઈશંકર પ્રભાશંકર અંતાણી તરફથી સ્કોલરશીપ ફંડમાં. |
| ૧૧ | ૩૦ | ,, ,, કાન્તિલાલ શંકરલાલ વછરાજાણી તરફથી શ્રી મંડળનાં મહોત્સવ પ્રસંગે કાર્યક્રમ વિગેરે છાપવાનાં કામના ખર્ચના. |

૯૯૪-૯-૦

મહોત્સવ—સંમેલનના પ્રમુખ મહાશયનું વિદ્વત્તા પૂર્ણ ભાષણ સાંભળવાને ઉત્કંઠ બનેલા સમેલનને અભિમુખ થતાં જ્ઞાતિ બન્ધુઓએ પ્રમુખ-મહાશયને હર્ષનાદની પરંપરાથી વધાવી લીધા હતા. પ્રમુખ મહાશયે પ્રારંભમાં, પવિત્ર બન્ધુભાવને આલેખી, શ્રી મંડળે પોતા પ્રત્યે બતાવેલા તેવા બન્ધુભાવ માટે હૃદયદ્રાવક શબ્દોમાં ઉપકાર માન્યો હતો. ચાર સદીના આધુનિક સમયનું દિગ્દર્શન કરી, તે સાથે આપણી જ્ઞાતિના આધુનિક સમયની સરખામણી કરી, સૃષ્ટિની અને આપણી વિશેષણ સ્થિતિમાંથી સંમેલનની સ્થિતિ થતી આવે છે, એમ સિદ્ધાંત નાખી કરી, સૃષ્ટિમાં સર્વવ્યાપક જ્ઞાતિત્વનો મહિમા બતાવી, આપણી જ્ઞાતિમાં સૂક્ષ્મ સ્વરૂપમાં રહેલાં અંતઃતત્ત્વોની મહત્તા દેખાડેલી હતી, અને " નાગરત્વ "નું સંપૂર્ણ શ્રેષ્ઠા અને અભિમાનથી સંરક્ષણ કરવાનો ઉપદેશ કરી બ્હેનોને બે અર્થ સૂચક ઉપદેશ વાક્યો કહી એક અપૂર્વ, અર્થ ગમ્ભીર, વિદ્વત્તાભરેલું અને મધુર ભાષણ કર્યું હતું, (કે જે આ પુસ્તકમાં અન્ય સ્થળે છાપવામાં આવેલું છે) અને જેનાં સુવર્ણ વાક્યોએ ઘણા વખત સુધી સમેલનમાં સંચાર કરી અપૂર્વ આનન્દ પ્રસારેલો હતો.

પ્રમુખ મહાશયનો ઉપયુક્ત શબ્દોમાં શ્રીમાન્ રા. રા. ભૂતનાથ વિઠ્ઠલદાસ મહેતાએ ઉપકાર માન્યાબાદ, પુષ્પોપહાર, રીફ્રેશમેન્ટ, પાન સોપારી અને મધુર સંગીત વચ્ચે આ ભવ્ય સમેલન લગભગ રાત્રીના નવ વાગતે વિસર્જન થયું હતું.

મણિલાલ નવલશંકર બુચ

ઓ. જો. સેક્રેટરી

---

# નગર અને નાગર.

(નાગરોત્પત્તિ નામના લેખમાંથી).

એતો નિશ્ચિત છે કે નાગર શબ્દ નગર ઉપરથી વ્યુત્પન્ન થયો છે! આધુનિક વડનગરનું નામ નગર હતું, તે પણ વડનગરમાં આવેલા કુમારપાળ પ્રશસ્તિના લેખ ઉપરથી નિશ્ચયપણે કહી શકાય છે.[1] વડનગરનું બીજું નામ આનન્દપુર હતું, એમ પણ તેજ લેખમાં કહ્યું છે. ત્યારે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે—વડનગરનું નામ આનન્દપુર હોવાં છતાં નગર નામ ક્યારે અને શી રીતે પડ્યું!

આ પ્રશ્નનો નિર્ણય કરતાં પહેલાં નગર અને નાગર વિષે પ્રાચીન સંસ્કૃત સાહિત્ય ઉપરથી અથવા શિલાલેખો, કે તામ્રપત્રો કે સિક્કાઓ ઉપરથી કંઇ પ્રકાશ પડે છે કે નહિ, તે જોવાની જરૂર છે. પ્રાચીનતમ વૈદિક સંહિતાઓમાં નગર અથવા નાગર શબ્દોનો પ્રયોગ કરેલો જોવામાં આવતો નથી. ઐતરેય બ્રાહ્મણમાં જનશ્રુતિના પુત્રને નગરી કહ્યો છે. પરંતુ તેનું મૂળ નામ તો ઉપાવિ હતું, એમ પણ કહેલું છે.[2] તેથી નગરી શબ્દ વિશેષણરૂપે વપરાયેલો છે. ભાષ્યકાર સાયણાચાર્યે તે સ્થળે નગરી

૧ પ્રાચીન લેખમાળા, ભા. ૧. પૃ. ૧૮૧. ૨ ઐ. બ્રા. અ. ૪, ખં. ૮.

શબ્દનો અર્થ નગરવાસી કર્યો છે.[*] તે ઉપરથી ઐતરેય બ્રાહ્મણના સમયમાં નગર નામનું કોઈ રાજધાનીનું શહેર હશે, એમ જણાય છે. પાણિનિ વ્યાકરણ (અ. ૫, પા. ૨, સૂ. ૧૦૭) માં 'નગ' ને 'ર' પ્રત્યય લગાડવાથી નગરની વ્યુત્પત્તિ કરી છે. તે સૂત્રની ટીકામાં વાર્તિકકાર કાત્યાયને नगा इव प्रासादा: सन्ति (પર્વતો જેવા જ્યાં મહેલો છે, તે), એવું સ્પષ્ટીકરણ કર્યું છે. આ સ્પષ્ટીકરણ કેવળ કલ્પનિક લાગે છે. ખરું જોતાં નગ એટલે પર્વતો ઉપર બંધાયેલાં શહેરોને નગર કહેવાનો રીવાજ પડ્યો હશે. નાગ શબ્દની વ્યુત્પત્તિ નગ ઉપરથી થઇ છે. તે પર્વતવાસી નાગ લોકોના પર્વતો ઉપર આવેલા શહેરોની ગણતા જોવામાં આવવાથી નગર શબ્દ પ્રચલિત થયો હોય, એમ જણાય છે. ઋગ્વેદની સંહિતા (૨–૧૫–૮) માં ઇંદ્રે વલના પર્વત ઉપર આવેલા કિલ્લાઓ તોડી નાખ્યાનું વર્ણન છે. વૈદિક સાહિત્યમાં ઇંદ્રના શત્રુઓ તરીકે વલ અને વૃત્રનો સાથે પ્રયોગ કર્યો છે; ઇંદ્રને જ वलवृत्रहा કહ્યો છે. વૃત્ર અહિ જાતિના હતા, તેથી વલ પણ અહિ જાતિ સાથે સંબંધ ધરાવનારી જાતિના હોવા જોઇએ.[૮] અર્થાત્ અનાર્યોના પર્વત ઉપર આવેલા શહેરોને પ્રથમ નગર કહેવાનો પ્રથા પડ્યો હશે, તે કલ્પનાને તેથી પુષ્ટિ મળે છે.

ઐતરેય બ્રાહ્મણમાં કહેલું નગર કોઈ રાજાની રાજધાનીનું શહેર હશે એમ સાયણાચાર્ય કહે છે, પરંતુ તે નગર ક્યાં આવ્યું હતું, તે જાણી શકાતું નથી. તે સિવાય રજપુતાનામાં ચિતોડથી ૧૧ માઇલ દૂર નાગરી નામનું ગામ પાતંજલભાષ્યમાં કહેલી માધ્યમિકા નગરી હતું, એમ સિદ્ધ કરવામાં આવ્યું છે. તે સિવાય જયપુરના રાજ્યમાં નાગર નામનું પ્રાચીન શહેર હતું, જેનાં ખંડેરોમાંથી કાર્લાઇલ સાહેબે ૬૦૦૦ પ્રાચીન સિક્કાઓ શોધી કાઢ્યા છે. તે બધા સિક્કાઓની લિપિઓ ઉપરથી તે સિક્કાઓ ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકાથી ઇ. સ ના ચોથા સૈકાના હોય, એમ અનુમાન કરવામાં આવ્યું છે.[૬] તે સિવાય પંજાબમાં હાલમાં જે કાંગડા ગામ છે, તેનું અસલ નામ નગરકોટ હતું. ઇ. સ. ૧૦૦૯માં મેહમદ ગિઝનીએ તે નગરકોટમાં આવેલા મહામાયાના મંદિરને તોડી નાખી, તેની સંપત્તિ લુંટી લીધી હતી. સાતમા સૈકામાં હિંદુસ્તાનમાં પ્રવાસાર્થે આવેલા ચિનાઇ પ્રવાસી હ્યુએનત્સંગે પોતાના ગ્રંથમાં તેનું વર્ણન કર્યું છે. પરંતુ તે નગરકોટનું મૂળનામ સુશર્મપુર હતું. વિરાટ રાજાનું ગોહરણ કરવામાં કૌરવોને સાહાય્ય કરનાર ત્રિગર્તદેશના રાજા સુશર્માના નામ ઉપરથી

---

* एतद्ध वहिवा नगरी जानश्रुतेय :— એ શ્રુતિના ભાષ્યમાં કહ્યું છે કે जनश्रुतस्य कस्य चिन्महर्षेः पुत्रो जानश्रुतेय : स च राजपुरोहितत्वा किस्मिं नगरे वसतीति नगरी ॥ (અ. ૨૫ ખં. ૫) તૈત્તિરીય આરણ્યક (૧-૧૧-૧૮) માં નગર શબ્દ વપરાયેલો છે, ત્યાં તેનો અર્થ શહેર થાય છે.

૮ Early History of India by Vincent Smith, 2nd ed, p. 336.

૬ Coins of Mediaeval India, Vol, I, pp 102-174.

તે શહેરનું નામ સુધર્મપુર પાડ્યું હતું.[૭] કાંબા પાસે બીરગામમાં આવેલા વૈદ્યનાથ મંદિરમાં કોતરાયેલી બે પ્રશસ્તિઓ જેની રચના સાલ ઇ. સ. ૮૦૪ (લૌકિકાબ્દ ૮૦ તથા શાકે ૭૨૬) ની છે, તેમાં તેનું નામ સુધર્મપુર અથવા સુધર્મનગર આપ્યું છે.[૮] તે ઉપરથી તે શહેરનું પ્રસિદ્ધ નામ ઇ. સ. ના નવમા સૈકાના આરંભ સુધીમાં નગરકોટ નહિ, પણ સુધર્મપુર હતું, એમ સિદ્ધ થાય છે. નાગરો જેઓની ઉત્પત્તિ મોડામાં મોડી ઇ. સ. ના ચોથા સૈકામાં કહી શકાય, તેઓનું મૂળ નિવાસસ્થાન નગરકોટ હતું, એમ પ્રોફેસર દેવદત્ત ભાંડારકરે અનુમાન કર્યું છે, તે ઉપરના કારણથી પરાસ્ત થાય છે.

પ્રોફેસર દેવદત્ત ભાંડારકરે કહ્યું છે કે—ઇ. સ. ૧૧૫૨ (વિ. સં. ૧૨૦૮) માં રચાયેલી વડનગરની 'કુમારપાળ પ્રશસ્તિ'માંથી નાગરજાતિનું નામ સૌથી પહેલું પ્રાપ્ત થાય છે. પરંતુ ધારવાડ જિલ્લામાં અબ્બુર નામના ગામમાંથી સાત લેખો મળી આવ્યા છે. તેમાંના ચાલુક્ય રાજા છઠ્ઠા વિક્રમાદિત્યના સમયના ઇ. સ. ૧૧૦૨ ના લેખમાં નાગરખંડ સપ્તતિ નામનું પરગણું બનવાસી બાર હજાર નામના જિલ્લામાં હતું, એમ લખ્યું છે. ઇ. સ. ૧૦૬૪ તથા ૧૧૧૨ ના દાનપત્રોમાં નાગેશ્વર મંદિરનો ઉલ્લેખ છે. તે મંદિર દક્ષિણ કેદારેશ્વરની નજીકમાં આવ્યાનું તેમાં લખ્યું છે. સ્કંદ પુરાણાન્તર્ગત નાગરખંડમાં લખ્યા મુજબ મંડ્રમતિ જાતિથી બહિષ્કૃત કર્યા પછી, તેના વંશજો અહમદનગરમાં જઈને વસ્યા હતા, તે શહેરનું નામ તેઓએ નગર રાખ્યું હતું.[૧૧] તેજ સમવાયમાંથી કેટલાક નાગર બ્રાહ્મણો ચાલુક્ય રાજાઓનો આશ્રય લઈને ધારવાડમાં જઈને વસ્યા હશે. કદાચ તે વંશના રાજાઓએ તેઓને જૂદે જૂદે વખતે ૭૦ ગામો દાનમાં આપ્યાં હશે, અને તે ઉપરથી તે ગામોના વિભાગને નાગરખંડ સપ્તતિનું નામ આપવામાં આવ્યું હશે. તેજ નાગર બ્રાહ્મણોએ દક્ષિણ કેદારેશ્વર મંદિર પાસે નાગરેશ્વર મંદિર બંધાવ્યું હશે. જો એમ હોય તો અહમદનગરથી ધારવાડમાં જઈને વસતાં જુદા જુદા રાજાઓ પાસેથી ૭૦ ગામો મેળવતાં અને તે વિભાગનું નામ નાગરખંડ પડીને લોકમાં તેની પ્રસિદ્ધિ થતાં ઓછામાં ઓછાં ૧૦૦ વર્ષ થવાં જોઈએ. એટલે અહમદનગરમાં ઇ. સ. ના ૧૧ મા સૈકામાં નાગરોની પ્રતિષ્ઠા અને સત્તા સારી પેઠે જામી ગઈ હશે. ખાનદેશના ચાળીસ ગામ નામના પરગણામાં પાટણ ગામના સારજા (દ્વારજા) દેવીના મંદિરમાં દેવગિરિના યાદવરાજા સિંઘણના જ્યોતિષશાસ્ત્રી અનંતદેવનો શાકે ૧૧૪૪ ઇ. સ. ૧૨૨૨ નો એક શિલાલેખ છે. તે લેખ નાગર બ્રાહ્મણ ગણપરે લખ્યો છે, એમ તેમાં કહેવામાં આવ્યું છે.[૧૨] તે ઉપરથી

---

૭ બાબુ સાધુ પ્રસાદશરણ કૃત ભારતભ્રમણ (હિંદી), ખંડ ૨, પૃ. ૪૦૪.

૮ Epigraphia Indica, Vol. I, pp 104–112.

૯ તેજ, વૉ. ૪, પૃ. ૨૧૪.

૧૧ જુઓ પાછળ, ઉતરાર્ધ, પૃ. ૭૮ ૧૨ Epigraphia Indica, Vol. III, p. 118.

આનર્તમાં તથા અહમદનગરમાં તે અરસામાં નાગર બ્રાહ્મણોની વસતિ હોવાનું સાબીત થાય છે. અને તે પ્રમાણે હજી પણ તે પ્રદેશમાં નાગર બ્રાહ્મણની એક જ્ઞાતિ અસ્તિત્વ ધરાવે છે. આ સઘળી હકીકત ઉપરથી ગુજરાત અને દક્ષિણની નાગર બ્રાહ્મણની જ્ઞાતિઓ મુળ વડનગર જેનું તત્કાલીન નામ નગર હતું, તેમાંથી ઉત્પન્ન થઇ હતી, એમ સિદ્ધ થાય છે.

ઇ. સ. ના ૧૩ મા સૈકામાં[13] વૃંદમાધવ અથવા યોગસિદ્ધિ નામના વૈદક ગ્રંથ ઉપર ટીકા લખનાર શ્રીકંઠદત્ત જેઓ જ્ઞાતિએ નાગર બ્રાહ્મણ હતા, તેઓ મુંઠ-વાચક નાગર શબ્દની વ્યુત્પત્તિ કરતાં नागराख्य देशे भवं नागरम् એમ કહ્યું છે."[14] વડનગર અને તેની આસપાસનો મુલક આજુ જેથી મુંઠ થાય છે, તેના પાક માટે આજે પણ પ્રસિદ્ધ છે તેથી વડનગર અને તેની આસપાસના પ્રદેશનું નામ તેમાં વસતા નાગરો ઉપરથી ધારવાડ જિલ્લાના નાગરખંડ વસતિની પેઠે નાગર પડ્યું હશે, એ કેવળ સંભવિત છે આ અનુમાનને, આશરે ૭૦ વર્ષ ઉપર થઇ ગયેલા પંડીત શેષકૃષ્ણના રચેલા પ્રાકૃતચંદ્રિકા નામના ગ્રંથમાંથી પણ પુષ્ટિ મળે છે. તેઓએ પોતાના સમયમાં હિન્દુસ્તાનમાં ચાલતી જુદી જુદી ભાષાઓનાં નામો ગણાવતાં ઉપનાગર અને નાગર દેશોની ભાષાઓનાં નામો લાટ અને વૈદર્ભ દેશોની ભાષાઓનાં નામો સાથે મુક્યાં છે.[15] તે ઉપરથી પણ નાગર દેશ લાટ અને વૈદર્ભની સમીપમાં આવેલો હશે, એમ સમજી શકાય છે.

પંજાબની વાયવ્ય કોણના પ્રદેશમાં નાગરનામની જાતિ જે પ્રદેશમાં વસે છે, તે પ્રદેશ પણ નાગરનામથી ઓળખાય છે.[16] પરંતુ પ્રાકૃતચંદ્રિકામાં કહેલ નાગર દેશ લાટ અને વૈદર્ભ દેશોની પાસે હોવાથી, તેને પંજાબની વાયવ્ય કોણના નાગર દેશ સાથે કંઇ સબંધ નથી. વળી તે દેશની નાગર જાતિ ફારસી ભાષા વાપરે છે, જે ભાષાને હિન્દુસ્થાનની અથવા આર્ય કે સેમેટિક ભાષા સાથે કંઇપણ સંબંધ ન હોવાથી, તે નાગર જાતિ નાગજાતિમાંથી ઉત્પન્ન થઇ છે, એમ ભાષા તત્વવિદ્ શ્રીગ્રિયર્સનની દૃઢ માન્યતા છે.[17] તે ઉપરથી પણ તે નાગર જાતિ અને તેના નાગર દેશને ગુજરાત અને દક્ષિણની નાગર બ્રાહ્મણની જ્ઞાતિઓ સાથે કંઇ પણ સબંધ ન હોવાનું સિદ્ધ થાય છે.

માનશંકર પીતાંબરદાસ મેહેતા.

---

૧૩ શ્રીયુત ગણનાથસેન કૃત પ્રત્યક્ષ શારીર નામના ગ્રંથનો ઉપોદ્ઘાત (સંસ્કૃત), પૃ. ૫૪.

૧૪ વૃંદ માધવ અથવા યોગ સિદ્ધિ, આનંદાશ્રમ ગ્રંથમાળા, પૃ. ૮૪.

૧૫ प्राचंडो लाटवैदर्भावुपनागरनागरौ । quoted in the journal of the Asiatic Society of Bengal Vol. LXV, P. I. p. 118.

૧૬ People of India by H. Risley, 2nd ed, p. 395.

૧૭ Indo-Aryan Races by Ramaprasadchanda, pp. 76-7

# प्रासंगिक विचार.

આ પુસ્તકના પ્રથમ અંકમાં (ચૈત્ર સુદ ૧૪ સં ૧૯૭૫) પ્રસિદ્ધ થએલાં નવાં ડોનેશનો વાંચી વિચાર થયો કે આપણા જ્ઞાતિજનો પોતાના સ્વજન મુવાબાદ તેમનાં પ્રત્યે માનની લાગણી જતાવાય, અને તેમના જીવનનું સ્મારક રહે, પરિણામે જ્ઞાતિ હિતનાં કાર્યો થાય, એવા હેતુથી અમુક રકમ કાઢી તેમાંથી ઇનામી નિબંધની યોજના કરવામાં આવે છે, અથવા તો કોઇ જ્ઞાતિમાંજ ઉપયોગી થાય તે માટે વિધવા બ્હેનને શિક્ષણ લેવાની અનુકૂળતા કરી આપવા ગોઠવણ કરવામાં આવે છે, વિગેરે પ્રયાસો સ્તુત્ય અને સમયોચિત છે. અને આપણા જ્ઞાતિજનો સ્ત્રીઓની સ્થિતિ સુધારવા કંઇક ઉત્સુક છે, એ પણ આ ઉપરથી સ્પષ્ટ થાય છે. પરંતુ આમાં પ્રશ્ન માત્ર એજ ઉપસ્થિત થાય છે કે સાધારણ રીતે પુરૂષો પોતાની પત્નિની હયાતિ દરમીયાન આવા વિચારોનો આવિર્ભાવ પુરો કરાવતા નથી. અને વ્યવહારમાં તેનો ભાસ પણ થવા દેતા નથી! તેનું શું કારણ હશે, તે સમજાતું નથી. પોતાની પત્નીનો અભ્યાસ શું છે? તેઓ શું વાંચે છે? સમયનો ઉપયોગ કેમ થાય છે, વિગેરે તેઓએ કદિ પુછ્યું છે? વળી તેનામાં શિક્ષણ વધારવાની અભિલાષા છે કે નહિ, તે જાણી તેઓનો સંસાર ઉજ્જવળ કરવા અને કુટુમ્બ તથા સમાજમાં યોગ્ય સુશોભિત થવા કયા ઉપાયો લીધા છે? અથવા પોતાના સામાજિક પ્રવૃતિઓના વિચાર તેઓની પાસે જણાવ્યા છે? કોઇ માગતી સ્ત્રી ઉપયોગી સંસ્થામાં જવા સંમતિ કે અનુકૂળતા આપી છે? તેઓને આગળ પડવા ઉત્તેજન અપાયું છે? આનો જવાબ નકારમાંજ આવશે. કદાચ કોઇ સામી દલીલ મુકશે કે શિક્ષણ વધારવાનું કાર્ય પતિનું નથી; એ તો માબાપને ત્યાંજ કન્યાશાળામાં થઇ જવું જોઇએ, એ એક કાયદે કરવા જેવી બાબત છે. પરંતુ જે શિક્ષણ કે કેળવણી બાલ્યાવસ્થામાં મળે છે તે તો માત્ર પાયો છે. અલબત, ઉત્તમ સંસ્કારના બીજો ત્યારેજ રોપાય છે. પરંતુ પછી તેનું પોષણ કરવું. વિકાસ કરવો વિગેરે પરિપક્વ દશામાં લાવવા સારૂનું કામ પતિનુંજ છે, એમાં કોઇ ના કહી શકશે નહિ. તેનો દાખલો સરસ્વતીચંદ્રમાંથી વિદ્યાચતુરનો લઇએ તો સાબીત થશે કે અજ્ઞાન ગુણસુન્દરીને વિદ્યાચતુરની કેળવણીથી તેમના કુટુમ્બની લાજ કેવી સ્હેલાઇથી સચવાઇ! આમાં પણ પાછી દલીલ ઉભી થશે કે અમે ક્યાં ના કહીએ છીએ? જો તેઓ વાંચતા હોય તો આ ઉપયોગી માસિક-ચોપડીઓ વિગેરે બીજાં બીજાં સાધનો પુરાં પાડીએ છીએ. પણ એ ખોટી સમજ ઉભી કરી આ બધી દલીલ વાસ્તવિક નથી. આપણા ગૃહસંસારમાં સ્ત્રીઓ કેવી રીતે રહે છે, તે પ્રથમ જાણી લઇ કુટુમ્બવ્યવહારમાં નડતી મુશ્કેલીઓ થોડે પણ અંશે દૂર કરી પુરૂષો તરફથી કંઇક અનુકૂળતા કરી આપવાની જરૂર છે. જ્યાં સુધી પુરૂષો તરફથી ઉત્તેજન નહિ મળે, અને રીતસર તક આપી પ્રજ્ઞાપાત કહેવામાં નહિ આવે, ત્યાં સુધી સ્ત્રીઓ પોતાથીજ ઉપયું કાર્ય કરી શકવાને શક્તિમાન થવાનો સંભવ નથી. કદાચ કોઇ હિંમતવાન બ્હેન હોય અને પોતાના વિચાર દરજ્જે ધરાવતી હોય અને

તે કોઇ કાર્ય કરવા તૈયાર થાય, તોપણ તેઓને ઘણી રીતે મુશ્કેલી અનુભવવી પડે તેમ છે, બીજી ત્રીજી રીતે સાંભળવું પડે છે. માટે પુરૂષોએ પોતેજ એક જાતની જવાબદારી માની દરેક રીતે તેને તેવી દિશામાં દોરવાની જરૂર છે. નહિતર સ્ત્રીઓ પોતાની યોગ્યતામાં વધારો કરી સ્વબળથી પોતાના વિચાર લેખો દ્વારા જાહેરના પ્રમાણમાં વ્યક્ત કરી શકે, તે આશા રાખવી અને તેને માટે અફસોસ દર્શાવવો એ વ્યર્થ છે

કચ્છ કાઠીઆવાડની સમસ્ત બ્હેનો તરફથી ગણ્યાં ગાંઠયાં ચાર પાંચ લેખો આવે છે, તેનું કારણ પણ ઉપરોક્ત છે. ખરી વસ્તુ સ્થિતિ શું છે, તે તપાસવાની જરૂર છે. સ્ત્રીઓ કેવી સ્થિતિમાં રહે છે, તેનો વિચાર કરીએ તો જ્યાં સાધારણ વાંચન કરવાનું બની શકતું નથી, ત્યાં નિબંધ લખવા જેટલી યોગ્યતા ક્યાંથી આવે? એ તો સામાજિક સ્થિતિ સમજતા હોય, તેનાથી સમજી શકાય તેવી બાબત છે.

હવે જો કે ઘણી સ્ત્રીઓ તેવી છે, એમ કહી શકાય નહિ. કારણ કે મારા મતે તેવી બ્હેનો છે પણ ખરાં, કે જેઓ નિબંધ લખી શકે છે, સારા વિચાર ધરાવે છે અને તેઓ તે વડે કે અનુકૂળતા પ્રાપ્ત થતાં સમાજની દરકાર કર્યા વિના પોતાના વિચાર વર્તનમાં મૂકવા હીંમત કરે છે પણ આવાં બ્હેનોની સ્થિતિ ઘણી કફોડી થાય છે, કારણ કે તેવી રીતે બ્હાર પડનાર બ્હેનો કંઇક સામાજિક હીલચાલ કરે, લેખ લખે કે સ્ત્રી ઉપયોગી સંસ્થામાં જોડાય તો તેનું કેમ જાણે રુચી શકતા ન હોય કે સ્ત્રીઓને માટે એ લાજવગરનું વર્તન છે એમ માનતા હોય તેમ જુદી જુદી રીતે ટીકાના પ્રહારો કર્યા કરે છે, અવહેરે છે, નિન્દે છે. તેમ એટલેથીજ બસતું નથી, પણ અફસોસ જેવી વાત તો એ છે કે તે બિચારી ઉપર ન શોભે તેવા આક્ષેપો મુકતા પણ અચકાતા નથી! આ કંઇ અતિશયોક્તિ નથી, પણ પ્રત્યક્ષ દાખલા ઘણા જોએલા છે અને તેવી સ્થિતિ ઉત્પન્ન કરવાનો દોષ સ્ત્રીઓ કરતાં પુરૂષો ઉપર વધારે આવે છે, કારણ કે સ્ત્રીઓ કદાચ અજ્ઞાનતાને લીધે અને ખરૂં જાણ્યા વિના વાત કરવાની ટેવને લીધે હલકી વાત કરે, પણ પુરૂષો તેવી બીન પાયાદાર વાત માની તેમાં દોરવાય છે, એ તો પોતાની જ્ઞાતિની બ્હેનનાં વ્યક્તિ જીવન ઉપર હાનિ પહોંચાડે છે. એટલુંજ નહિ પણ આખી જ્ઞાતિની નૈતિક પ્રતિષ્ઠા ઉપર પણ પ્રહાર કરે છે. ખુબી તો એ છે કે તેમ માનવામાં જાણે મોટાઇ માનતા હોય કે "એમાં આપણે શું? એ તો એમજ હોય" તેમ માની લઇ આખી જ્ઞાતિને ઉતારી પાડે છે.

હવે આ વિષય લબાવતાં વિષયાન્તર થઇ જાય તેવો છે. માટે મુખ્ય વાત તો એજ છે કે પુરૂષો પોતાની પત્નીને તેમની હયાતિમાં સ્ત્રી ઉપયોગી તમામ જ્ઞાનથી વિભૂષિત બનાવવા પ્રયાસ કરે અને દૈવયોગાત્ તેમ (પત્ની) નું મૃત્યુ થાય તો પછી તેમની અને પોતાની ઇચ્છાને પરીપૂર્ણ કરવા ખાતર કંઇક બનાવી નિબંધ કે એવી કોઇ બીજી યોજના તેમના સ્મારક તરીકે કરવામાં આવે તો કંઇક અર્થવાળું કહેવાય. નહિતર આતો એક જાતની ફેશન જેવો વ્યવહાર ચાલુ થવો જણાય છે.

સૌ. એક બ્હેન.
પોરબંદર

૩૪—દર ત્રણે કલાકે આપવાં.

૨ સલ્ફયુરીક એસીડ ડીલ્યુટ ટીપાં ૧૦, કારબોલીક એસીડ ટીપું ૧, ટિંક્ચર આયોડીન ટીપાં ૩, ક્લોરાઇટ ગ્રેન ૫, એક્વા કેમ્ફર આઉન્સ ૧—મિશ્રણ કરી આ રોકના ત્રણ ભાગ કરી ત્રણ કલાકે પાવું.

૩ ટીંક્ચર ઓપીઅમ, સ્પીરીટ કેમ્ફર, ટીંક્ચર રૂબાર્બ—દરેક આઉન્સ એક એક. આના—દર કલાકે ડ્રામ ½ થી ૧ સુધી ઝાડો ઉલટી બંધ થાય ત્યાં સુધી નાના બાળકને ટીપે ૫-૧૦ મીનમ આપવાં.

૪ એરોમેટીક પાઉડર ઓફ ચોક—બે થી દશ ગ્રેન પર્યંત ઝાડો બંધ ન થાય ત્યાં દર બે કલાકે દશ દશ ગ્રેન આપવો.

૫ ટીંક્ચર મસ્ક (Musk) ૩૦ ટીપાં, ટીંક્ચર કેપ્સીકમ ૨૦ ટીપાં, સ્પીરીટ એમો. એરોમેટીક ટીપાં ૨૦, આદાનો રસ ૧ તોલો, ટરપેન્ટાઇન ૧૦ ટીપાં, એક્વા ૨ આઉંસ—આ મેળવણીના દરેક ભાગ ત્રણ કલાકે આપવો સાવચેતી રાખવી.

હકીમી ઉપાય—

૧ જહાર ( નિર્વિષી ) અર્ધો પૈસાભાર પાવો.

૨ ઝેર મોહોરેનો પત્થર ૧ વાલ, ઝેરી નાળીએર ૧ વાલ, પપીતા ૦॥ વાલ ત્રણે ચીજ ગુલાબજળમાં વાટી દર ત્રણે કલાકે આપવું.

૩ સીકંજબીન સાદા—ગુલાબજળમાં વાટી પાવી.

૪ ચરીઆ ( એક જાતની ગોળ દ્રાક્ષ ) તેનું પાણી દર કલાકે પાવું.

૫ ખડીઓ ખાર-દુધમાં વાટી આપવો.

કોલેરાની ઉલટી—ફુદનાનો રસ સુંઘાડવો, સોડાવોટર પાવું, નાડીમાં શક્તિ હોય તો ક્લોરોફોર્મના ૧૦ ટીપાં મેળવવાં, નાડી મંદ હોય ત્યારે આદાનો રસ આપવો. હેડકી બહુ હોય તો કડવી બદામના મગજ સાથે વાટી ગરમ પાણી સાથે પાવું.

તરસ—દબાવવા માટે સોડાવોટર, બરફ, મીઠી ચા પાવી. એલચીના ફોતરાની ચા પાવી. વરીઆળીનું પાણી પાવું, પાણી બંધ ન કરવું, તેમજ બહુ ગરમ ઔષધ નહીં આપવું

પિશાબાવરોધ—પેઢુ પર રાઈ નાખી બાંધવી, ગરમ પાણીનો શેક કરવો, દરદીને કમર સુધી (કટીસ્નાન) ગરમ પાણીમાં બેસાડવો. એલચી તથા શિલાજીત પાણી સાથે આપવાં.

પેટ ચઢવું—ઝાડાના અવરોધ થઈ ચઢે તો હરડે વાળભાર તથા રેવંચીનીના* ની ફાકી આપવી. કેસ્ટર ઓઇલ તે એરંડીયું શુદ્ધ સૂંઠના પાણી સાથે આપવું.

* ઓર્ડર મોકલવાથી વી. પી. થી પાર્સલ મોકલવામાં આવશે.
મળવાનું ઠેકાણું—" શ્રી મેસર્સ ઔષધાલય "—નિકા.
કિંમત તોલા ૧ નો ૧ આનો.

॥ ॐ ॥

राजा श्री गीरिधर बहादूर विरचित—

# " राज व्यवहार पारिभाषिक कोषः "

ગુર્જર ભાષાનુવાદક—રા. રા. શ્રી દેવશંકર વૈકુંઠજી ભટ્ટ.

श्री शं गिरिधरं स्मृत्वा । नत्वा विश्वेश सद्गुरून् ॥
गीर्वाण म्लेच्छ शब्दानां । पृथक्करण मुच्यते ॥ १ ॥

શ્રીમાન્ ગિરિધર દેવને સંભારીને તેમજ સદ્ગુરૂ શ્રી વિશ્વનાથજીને પ્રણામ કરીને આ દેવ ભાષા ( સંસ્કૃત ) અને યવન ભાષા—( ફારસી, આરબી ) વગેરેના શબ્દો જે કે ઉક્ત કોશમાં છે તેનું પૃથક્કરણ કરાય છે. એ રીતે મંગળ સ્મરણ કરીને સુવાગિરી રૂપ ગિરિને ધારણ કરનાર અને તેથીજ ગિરધર નામ સાર્થક છે, એવા રાજા બહાદુર ગિરિધરજીના કરેલા કોશનું ગુજરાતી ભાષામાં યથામતિ પૃથક્કરણ કરાય છે.

કોઈપણ ગ્રંથ પ્રસિદ્ધિમાં મૂકતાં તેના વિષે અનુબંધ ચતુષ્ટય એટલે અધિકારી, વિષય, સંબંધ અને પ્રયોજન જણાવવાં જોઈએ, જે હાલ પ્રસ્તાવના રૂપે લખાય છે. વિષયના પેટામાં તેના કર્તાની હકીકત ગ્રંથમાં આવતી ગુહ્યની વાતો અને તેનું માહાત્મ્ય દર્શાવવાનું હોય છે. માટે પ્રથમ આપણે ચરિત્ર લેખકનું ટુંક વૃતાંત આપીશું.—

રાજા ગિરિધર બહાદુર સુપ્રખ્યાત રાજા છબીલારામના સગા ભાઈ હતા. રાજા છબીલારામ બહાદુરે દિલ્હીના મુગલ શહેનશાહ મહમદશાહ ( ઈ. સ. ૧૭૨૧ ના અરસામાં ) ની ખાસ મહેરબાની મેળવી હતી, અને મહાન ઔરંગજેબે ધર્મ દ્વેષને લીધે ક્રૂરતાથી જજીયાવેરો દાખલ કર્યો હતો, તેની માફી અપાવી સમસ્ત હિંદુ ધર્મ ઉપર અસાધારણ ઉપકાર કર્યો હતો, કહો કે મોટું અભયદાન અપાવ્યું હતું, અને પ્રયાગમાં કિલ્લો બંધાવી સ્વદેશમાં પોતાની અચળ કીર્તિ સંપાદન કરી છે, એવા એક વીરવર છબીલારામભાઈના ભ્રાતા રાજા ગિરિધર બહાદુરે ઉક્ત કોશ રચીને સાહિત્ય સેવા બજાવી છે, એ કાંઈ ઓછા મહત્વની વાત નથી એ વિષે આગળ વિશેષ કહેવામાં આવશે. પરંતુ તેઓ કોણ અને ક્યાંના વતની હતા, તે જાણવું અગત્યનું થઈ પડશે.

ભાષાની ઉન્નતિ કરવામાં ગુજરાતમાં કોઈપણ કોમને પહેલું માન હોય, તો નાગર જ્ઞાતિને છે. આખું ગુજરાતી ભાષાનો ગ્રંથ ભંડાર જુઓ તો આ વાત અનાયાસે

---

* એઓ પ્રથમ અયોધ્યાના સુબા હતા અને ત્યાંથી માળવા દેશના પ્રતિનિધિ સુબા નિમાયા હતા. તેમને " मीर समशेरनो अने राजा महादूरनो " ખિતાબ બાદશાહ તરફથી મળ્યો હતો. અને " પંજહજારી મનસબ " એટલે પાંચ હજાર સ્વારના અધિપતિ હતા.

તાત્પર્ય એ છે કે—આ દુનિયામાં સૂર્યમંડલને ભેદીને જનાર બે પુરુષ છે: યોગયુક્ત સંન્યાસી અને બીજો લડાઇના મેદાનમાં સામે પગલે મરનાર. તેમાં બીજા વર્ગમાં રાજા ગિરિધર બહાદુર આવી શકે-આ સ્થળેજ કહેવું જોઇએ કે રાજા ગિરિધર બહાદુરના ભત્રિજા અને શ્રીયુત છબિલારામના પુત્ર દયાબહાદુરે પણ એજ પ્રમાણે ઉરહ ચઢીને દિવ્ય કીર્તિ સંપાદન કરી હતી. એ દયાબહાદુરના દૌહિત્ર સુરાષ્ટ્રના પ્રખ્યાત દિવાન અમરજી હતા. એમનામાં જે શૂરવીરતા જાગી હતી, તે મોસાળ પક્ષના વીર વારસાનું પરિણામ હતું. એજ અમરજી દિવાનના ઘરમાં "જુદા આવા" નામે ચકરનું તેજસ્વી ખાંડુ[1] છે. તે બાદશાહી ખજાનામાંથી રાજા છબિલારામને તુષ્ટિદાનમાં ખાસ મહેરબાનીના ચિહ્ન દાખલ મળ્યું હતું. જે અકબર બાદશાહના વખતથી દિલ્હીના ખજાનામાં હતું. આવા મણિરૂપ આયુધથી અખૂટ દ્રવ્ય અને કીર્તિ મળે છે એમ આસ્તિક આર્યો માને છે. વળી પ્રભુ મંત્ર અને ઉત્સાહશક્તિ એ મળવાનાં હરકોઇ મહાનકાર્યની સિદ્ધિ (વિજય) કરાવે છે. એ ત્રણે વાના રાજા ગિરિધર બહાદુર અને તેમના મોટા ભાઇ રાજા છબિલારામમાં હતાં, એવું તેમના ચરિત્ર ઉપરથી સહેજ અનુમાન કરાય છે. વધારે પ્રશંસનીય વાત તો એ છે કે—ઘડી ભાંગતી બાદશાહીના વખતમાં ચારેકોર ચાલી રહેલી તરવારના બળનું મહત્વ સાહિત્યનો ખજાનો પણ ભરપૂર કરવાને તક લેનાર યુદ્ધવીર પુરુષોમાંના પોતાજ નીકળે છે. રાજવ્યવહારમાં સરલતાથી યથાર્થ ભાવ સમજી જણાવાય, એવા ઉદ્દેશથી આ ગ્રંથની ઉત્પત્તિ થઇ હશે, એમ લાગે છે. વ્યવહારમાંથી નવીન પ્રકારનો કોશ લખનાર તો સમર્થ પંડિત હોય તેજ આગવૃત્તિથી શબ્દરત્નોની કસોટી કહાડી પૂર્ણ પ્રેમથી તેનો પ્રકાશ કાયમ સચવાય, તેવી યુક્તિવરમાં કરી ભાષા-ભંડાર સબલ કરે છે, એ કંઇ ઓછા મહત્વની વાત નથી. આ ગ્રંથ ઉપરથી રાજા બહાદુર ગિરિધરજીની કેટલી વિદ્વત્તા હતી તેનો ખ્યાલ વિદ્વજ્જનોને સહેજે થઇ આવશે.

હાલ ભાષાની ઉન્નતિ માટે અનેક પ્રયત્ન થઇ રહ્યા છે, સાહિત્ય પરિષદો ભરાય છે, જૂનાં અમલનાં પુસ્તકો છપાવા લાગ્યાં છે, પારિભાષિક શબ્દોના (ઇંગ્લીશ ગુજરાતી) કોશ રચાવાના પ્રયત્નો થઇ રહ્યા છે, તેવામાં આ પુસ્તકની પ્રસિદ્ધિ આદરણીય થઇ પડશે. અને પ્રત્યેક લાઇબ્રેરીમાં ભંડારરૂપ થઇ પડશે. ઉચ્ચ શાળાના શિક્ષકો અધિકાર પરત્વે એટલે તેના અનુવાદક વગેરે કહીએ તો હાઇસ્કૂલના વિદ્યાર્થીઓ ટ્રેનિંગ કોલેજોના ને આર્ટ્સ કોલેજોના વિદ્યાર્થીઓને તેમજ ગુર્જર ભાષાની અભિવૃદ્ધિ ઇચ્છનાર વિદ્વજ્જનને પણ બહુ ઉપયોગી છે. જેમ આધુનિક ભોજ સમાન વિદ્યોત્તેજક ગણાતા શ્રીમંત સરકાર-મહારાજા શ્રી સર સયાજીરાવે પોતાના રાજ્યકારોબારમાં ઇંગ્લીશ શબ્દોને બદલે સંસ્કૃત શબ્દોનો-પારિભાષિક કોશનો ઉપયોગ કરાવ્યો છે, તેમ મુગલાઇ રાજ્યમાં રાજા ગિરિધર બહાદુરને એવોજ વિચાર આજથી આશરે બસે વર્ષ ઉપર ઉદ્ભવેલો અને આવો ગ્રંથ દશ સર્ગોમાં તૈયાર કરેલો જણાય છે. એનો સંબંધ શોધીએ તો યોગ્ય બોધક સંબંધ છે.

૧ દિવાન અમરજીનું ચરિત્ર પૃષ્ઠ ૨૫ (ગુજરાતી ભાષા).

राजा श्री गिरिधर बहादुर विरचित

# ॥ राजव्यवहार पारिभाषिक कोषः ॥

अथ प्रथमः सर्गः । राज वर्गः ॥

राजा ज्ञेयः पादशाहः स्वामी साहेब ईरितः ॥
अन्तःपुरं तु जनानेत्याहुर्यवनभाषया ॥ १ ॥
युवराजः परिज्ञेयो । वली अहदनामकः ॥
शाहजादा राज पुत्रः । प्रधानः पेशवा तथा ॥ २ ॥

પર્યાય પ્રદર્શન—

( ૧ ) राजा = ¹પાદશાહ ( ફા. ) स्वामी = સાહેબ ( અ. )
अन्तःपुर = ઝનાના ( ફા. )
( ૨ ) युवराज. = વલી અહદ ( અ. ) राजपुत्र = શાહજાદા ( ફા. )
प्रधान = પેશવા, પેશ્વા ( ફા. )

²अमात्यः स्यान्मज्मुदारः । सेनाध्यक्षो हुकूमतः ॥
युक्त्यभिज्ञो वजीर स्यात् सुर्नवेस्सचिवस्तथा ॥ ३ ॥
वाकानवीसो वृत्तांतलेखकः परिकीर्तितः ॥
बहुवेषेष्वधिकृतो मुस्रफगार प्रकल्पते ॥ ४ ॥

પર્યાય પ્રદર્શન—

( ૩ ) अमात्य. = મજમુદાર ( ફા ) सेनाध्यक्षः = હાકિમ ( અ. )
युक्त्यभिज्ञः = વઝીર ( અ. ) सचिवः = સુર્નવેસ ( ફા. )
( ૪ ) वृत्तांतलेखकः = વાકાનવીસ ( વાકા ( અ. ) નવીસ ( ફા. )
बहुवेषेष्वधिकृतः = મુશ્રફમાર ( અ. )

उपद्रष्टा तु नाजरो दासा नाम खसी मतः ॥
खसाँळ इति तु प्रोक्तो । व्यवहाराधिकारवान् ॥ ५ ॥

પર્યાય પ્રદર્શન—

( ૫ ) उपद्रष्टा = નાઝર ( અ. ) दासा = ખસી ( અ. ) व्यवहाराधि-
कारवान् = ખવાસ ( ફા. ) = વાવટા પકડનારો ઉપરી. અપૂર્ણ.

---

૧ પાદશાહને બદલે બાદશાહ વપરાય છે પણ શુદ્ધ રૂપ પાદશાહ છે.

૨. મૂળ પાઠમાં—मजुमुदार શબ્દ છે તે સુધારવો પડ્યો છે, તેમજ हुकूमतः નો અર્થ હુકમવાળો એવો થાય. પરંતુ તેના પર્યાયમાં-હાકિમ શબ્દ વાપર્યો છે. તેવી-રીતે પદમાં सुर्नीस શબ્દ છે તે સુધારીને सुर्नवेस् એમ લખ્યું છે. (અનુવાદક.)

# ग्रंथावलोकन.

૧ हिंदी लेखमाला भाग पहला. (હિંદી)—વિવિધ ગ્રંથમાળા, પુ ૭૧-૭૨, વર્ષ ૧૬ મું, સં. ૧૯૭૨; પ્રકાશક—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી સ્વામીશ્રી અખંડાનંદજી, અમદાવાદ; પૃ. ૪૮ + ૨૬૮, મૂલ્ય કાચું પૂઠું રૂ. ૦-૭-૬, પાકું પૂઠું રૂ. ૦-૮-૦ પોસ્ટેજ જુદું.

૨ स्वामी विवेकानन्द, भाग पांचमो—વિવિધ ગ્રંથમાળા, પુસ્તક ૯૪ થી ૯૬, વર્ષ ૮ મું, સં. ૧૯૭૪; અનુવાદક રા. રા. શ્રી નર્મદાશંકર બાળાશંકર પંડ્યા તથા રા. રા. શ્રી નટવરલાલ ગિરધરલાલ શાહ. પ્રકાશક—ઉપર મુજબ મૂલ્ય કાચું પૂઠું રૂ. ૦-૧૧-૬, પાકું પૂઠું રૂ. ૧-૦-૦, પોસ્ટેજ જુદું.

સસ્તું સાહિત્યવર્ધક સંસ્થાના નામથી હવે કોઈક જ અજાણ હશે. લગભગ નવ દશ વર્ષોથી સ્વામીશ્રી ભિક્ષુ અખંડાનંદજી વિશેષતઃ પોતાના જ આત્મભોગથી એ સંસ્થાને નામે ગુજરાતીઓની તેમજ ગુજરાતી ભાષાની જે સેવા બજાવે છે, તેથી ગુજરાતી વાચકોનું લક્ષ ખેંચાયા વિના રહ્યું નહિ હોય. વિવિધ ગ્રંથમાળા અને ચરિત્રમાળામાં તેઓ જનસમૂહને ઉપયોગી વિવિધ સાહિત્ય પાણીને મૂલે આપ્યા કરે છે. બંગાળી, હિંદી અને મરાઠીમાં આવાં સસ્તાં પુસ્તકો કઢવામાં આવે છે; પરંતુ તેઓમાંથી કોઈથી પણ પુસ્તકોના કદમાં, કાગળો અને છાપની સફાઈમાં, ઉચિત વિષયોની પસંદગીમાં તથા સ્વલ્પ મૂલ્યમાં આ ગુજરાતી સસ્તા સાહિત્યની બરાબરી ભાગ્યે જ જોવામાં આવે છે. સ્વામીશ્રી પોતે નિષ્કામવૃત્તિથી સ્વાર્પણ કરે જાય છે, એટલે તે બાબતમાં તેઓની કંઈપણ પ્રશંસા કરો કે ન કરો, તે બન્ને તેઓને મન તો સમાન જ છે. પરંતુ આવાં સસ્તાં છતાં ઉપયોગી અને ઉત્તમ પુસ્તકોનું લડાઈના પ્રસંગે થયેલી કાગળોની મોંઘવારીને લીધે મૂલ્ય વધારવામાં આવે અને તે કારણથી તેવાં પુસ્તકો અમુક મુદત સુધી છપાવવાનું પણ ન બની શકે તેવી સ્થિતિ ઉપસ્થિત થાય, તે ખરેખર ગુજરાતની પ્રજાને બીલકુલ શોભાસ્પદ નથી.

પ્રસ્તુત પુસ્તકો પૈકી એક પુસ્તક હિંદી ભાષા અને ગુજરાતી લિપિમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. આખા દેશની જનતા માટે એક જ ભાષાની કેટલી બધી જરૂર છે, તેનો હવે કંઈ પણ અસ્વીકાર થાય તેમ નથી. આખા દેશની એક ભાષા થઈ શકે તો હિંદી ભાષા જ થઈ શકે તેમ છે, તેની પણ ના કહી શકાય નહિ. ગુજરાતી વાચકોને હિંદી ભાષાનો સ્વાદ ચખાડવાના હેતુથી તે પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. પરંતુ તે તરફ જોઈએ તેવી જનસમૂહની અભિરુચિ નહિ જણાયાથી, તે પ્રયત્ન ત્યારપછી બંધ પડેલો જણાય છે. હિંદી ભાષા આખા દેશની ભાષા થાય, તે આપણો સૌનો અંતિમ હેતુ છે. પરંતુ મુખ્ય મુશ્કેલી લિપિની છે. આખા દેશની એક જ લિપિ થાય તો ભાષા સંબંધીની અર્ધી મુશ્કેલી સ્વતઃ દૂર થશે. નાગરી લિપિનો જ સર્વત્ર સ્વીકાર થાય, તો દક્ષિણની દ્રાવિડી ભાષાઓ સિવાય બધી ભાષાઓ ભાંગી તૂટી પણ સમજી શકાય. ત્યારપછી હિંદી ભાષાનો

અમનગર, માંગરોળ, જોધપુર મારવાડ વગેરે સંસ્થાનોના અનુભવી અને રાજ્યમાન્ય પ્રતિષ્ઠિત પુરુષ હતા. તેમનું દુર્ભાગ્ય એટલું હતું કે આવા સંતાન રત્નોના અકાળ અવસાનનાં દુઃખ જોયા પછી પોતે પણ તા. ૨૦-૭-૧૯ ના રોજ મહોળા કુટુંબને નિરાધાર મૂકી સ્વધામ સીધાવી ગયા. તેઓ બાપદાદે મર્મશ્રીમંત હતા. અને વડનગરા નાગરોનું જે એક ઉજ્જવળ ચરિત્ર લક્ષણ પરમ રાજ્ય નિષ્ઠાનું છે તે તેમનામાં પેઢીદરપેઢીથી ઉતરતું આવ્યું હતું. તે છેક રા. છગનલાલ જેવા પુત્રરત્નની હાલના જમાનાની ચકોરાતિતામાં પણ ઉતર્યું હતું. કેમકે તે વાત તેમના ઉમરનાં આવેલા જીવનની પ્રવૃત્તિમાં પદેપદે પરખી શકાય છે. રા. છગનલાલના છત્રીસ વર્ષના અલ્પ આયુષ્યની જીવનવાડીના પ્રસંગો સંસ્કારી કુટુંબના રત્નના જેવા હોય તેવાજ ઉદાર ચરિત હતા ને તે જ તેમની મહાસ્વેજસ્વિતા દર્શાવી આપે છે. તેમણે ઇ. સ. ૧૯૦૦ માં મેટ્રીક્યુલેશનની પરીક્ષા સફળ કરેલી. ઇ. સ. ૧૯૦૬ માં જોધપુરની જસવંત કોલેજના બી. એ. ગ્રેજ્યુએટ તેઓ થયા. ઇ. સ. ૧૯૦૮ માં અલ્હાબાદની મ્યુર સેંટ્રલ કોલેજના તેઓ એમ. એ. થયા અને ઇ. સ. ૧૯૧૩ માં એલ. એલ. બી થઈ ધારા શાસ્ત્રીનું પદ પામ્યા.

ત્યારપછીની તેમની કારકીર્દી પણ કોઈપણ સ્વદેશયુવાનને શોભા આપે એવીજ નીવડી. સર્વથી પહેલો પ્રવૃત્તિયોગ તેમને અલ્હાબાદની મ્યુર સેંટ્રલ કોલેજના હોસ્ટેલ સુપરીન્ટેન્ડેન્ટ તથા અંગ્રેજીના સહાયક અધ્યાપક તરીકેની નોકરી કરવાનો આવેલો હતો ને ત્યાં ઇ. સ. ૧૯૧૦ થી ૧૯૧૨ સુધી માસિક રૂા. ૧૦૦ એકસોના પગારથી તેમણે કામ કરેલું તે પછી તેની તેજ કોલેજમાં અંગ્રેજીના પ્રોફેસર તરીકે પણ ચારેક માસ કામ કરેલું અને તે બધા માટે ત્યાંના પ્રિન્સિપાલ મી. જેનીંગ્સે તેમને એક સરસ સર્ટીફીકેટ આપેલું હતું. રા. છગનલાલનું બુદ્ધિ કૌશલ્ય તેમના ઉજ્જવળ ચારિત્ર્યને લીધે ઘણી રીતે ચારે પડ્યું જણાતું હતું સંસ્કારી કુટુંબનાં બાળકો સમયોચિત વિદ્યા પ્રાપ્તિથી કેવાં ઉત્તમ અને સંમાન્ય નીવડે છે તેના દૃષ્ટાંતરૂપ રા. છગનલાલ પણ હતા કેમકે અલ્હાબાદમાં વકીલાત કરવાની તૈયારી પોતે જે અરસામાં કરતા હતા અને તે પણ સુપ્રયત્ને કરીને ગંગા યમુનાની તીર્થ-ભૂમિમાં આર્થિક સ્વાસ્થ્ય મેળવી માતાપિતા અને કુટુંબ સહિત સાંસારિક ધર્મવ્યવહાર સફળ કરવાને માટેજ જ્યારે તેઓ ધાર્મિક દૃષ્ટિથી વિચારતા હતા ત્યારેજ તેમને, જોધપુરના નામદાર પ્રતાપસિંહ મહારાજે પોતે રીજન્ટ હોવાથી મળવાની ખ્વાએશ રા. સુખલાલશંકરભાઈને જણાવી. પિતાએ પુત્રને બોલાવ્યા. હજૂર સલામ થઈ ને તેને પરિણામે ચીફ કોર્ટ જજ મીનાર સાહેબે તેમને રૂા. ૧૫૦ ની ભીલાડા ડીસ્ટ્રીક્ટના માજીસ્ટ્રેટની જગ્યા આપવા કહ્યું. પરંતુ જોધપુર તરફમાં કોઈ જગા ક્યારેક મળવા અઢેરગાની માગીને તુર્ત તો અલ્હાબાદ તરફ સીધાવ્યા. છતાં રાજ્યસેવાનું આકર્ષણ જે કુટુંબને મળ્યું હોય છે તેની આલઔલાદ પણ સોનાની સાંકળે રાજકુટુંબ સાથેજ સંધાયું રહે છે. તે પ્રમાણે જોધપુરની જસવંત કોલેજમાં સંસ્કૃતના પ્રોફેસરની જગ્યા ખાલી પડી તે નામદાર રીજન્ટ સાહેબની ખાસ મહેરબાનીથી એનાયત થઈ ને ત્યાં ઇ. સ. ૧૯૧૩ થી ઇ. સ. ૧૯૧૪ સુધી કામ કર્યું છે;

અભ્યાસનો પગાર રૂા. ૧૦૦ થી ૧૫૦ હતો. પરંતુ મી. બારસાહેબની અમી નજરથી તેઓ બાયે ન જઈ શક્યા. કેમકે તેમણે બાબર પોતાના ખાતામાં રા. છગનલાલને એંચી લીધા અને તેમને રૂા. ૨૦૦ થી રૂા. ૩૦૦ ના દરમાયાથી કોર્ટ ઓફ વારડ્સના આ. સુપ્રીન્ટેન્ડટ તરીકે નીમ્યા. ને તે સાથે જાગીરદારના લેણદારોની ફરીયાદ કરનારી કોર્ટના ઉપરી તરીકેનું તથા ઇન્સોલ્વન્સી કોર્ટના આ. સુપ્રી. તરીકેનું કામ પણ તેમને સોંપવામાં આવેલ હતું. આ નીમનોક ઈ. સ. ૧૯૧૪ માં થયેલી ત્યાં ત્યાંની બાહોશી ભરેલી નોકરીની કદર બુઝાઈ અને ઉપરે ઈ. સ. ૧૯૧૯ માં ચીફ ઓફ વોર્ડઝમાં મદદનીશ અધિકારી તરીકે જોડાયા ને ત્યાં પગાર રૂા. ૨૫૦ + ૪૦ ભથ્થાના મળતા થયા.

એ રીતે સંસ્કારી બાલ્યકાળને પરિણામે તેજસ્વી વિદ્યાર્થી જીવન પૂર્ણ અનુકૂળ વિકસવાથી રા. છગનલાલનું પુરૂષાર્થ જીવન વધારતેજસ્વી ખીલી નીકળ્યું અને પૂર્ણકાળે પહોંચવાની સર્વને આશા હતી ત્યાંજ તેમને જીવલેણ મંદવાડ મળ્યો અને તા. ૨૨-૨-૧૯ ના રોજ અકાળ સ્વર્ગવાસ રા. છગનલાલ પામ્યા :

શ્રી હરિ ૐ શાંતિ :

મૃત્યુ તો સહુનાં આવે છે પરંતુ અકાળ મૃત્યુનાં તો કારણોજ હોય છે તે પછી તેના નિવારણોય હોય છે. નરી આંખે નિહાળનારાં બાલપીલાં વડીલો ! જરા વિચારશો કે આપણાં બાલતરૂણો અને બાલાતરૂણીઓ શામાટે વ્હેલાં વિદાય થાય છે ? તેમનાં તન અને મન જે કારણોથી ઘડાય છે તેનાં નિવારણો વિચારીશું તો આપણી પાસે પણ છે હો. અકસ્માત્ આફતો, તાવબદ અને અકાળ મૃત્યુ એ સર્વ આપણાં મોહ શોક અને ભોગરોગાદિનાં જાણ્યાં અજાણ્યાં કર્મફળ છે.

રા. છગનલાલની જીવન સુવાસ જોધપુરમાં તેમજ જામનગરમાં અને ઇતર અનેક સ્થળોમાં જ્યાં જ્યાં પ્રસરેલી હતી ત્યાં ત્યાં તેમને માટે માન સંતોષ અને શુભેચ્છા સ્ફુરતાં હતાં. એમને માટે સદેહ કહેવાનું તેજ વિદેહે પણ કહેવાય છે કે "આવાં સદ્ગુણો અને સુવાસના વર્તનવાળા પુરૂષ કેઈ મહાત્માના અંશ હોવા જોઈએ !" અને હતું પણ તેમજ. જો કે આપણે તો મહાત્માનું પદ ગૃહસ્થાશ્રમીઓને માટે નહિ પણ વિરક્તો માટેજ રાખ્યું છે. અને ત્યાંજ મોટી ભીંત જેવડી ભૂલો ઉભી રહે છે. કેમકે ગૃહસ્થાશ્રમની ધન્યતા તેના લક્ષ્ય, લક્ષ્યરૂપ નીવડે ત્યારેજ જાગી રહે છે ને તે તો આવાં ચારિત્ર્યોજ્વલ મહાત્મતા ઘેરઘેર પ્રકાશે ત્યારેજ બની શકે.

કુટુંબવત્સલતા એજ પરમ જીવન ધન છે ને તેથી તે ગુણ જ્યાં ઓપી ઉતરે છે ત્યાં પરમાત્મકૃપા નિરંતર વસે છે. રા. છગનલાલે તેમના પિતાશ્રી દુલભજી સાંકરભાઈને જે પત્રો અંગ્રેજી પ્રસંગોપાત લખેલા છે, તે વાંચતાં એ પિતાપુત્રની આત્મૈક્યતાનું સર્વપૂજ્ય દર્શન થાય છે. તે પત્રોમાં કુટુંબકથાનાં સુખદુઃખની વાતો વિચારતાં કુલદીપક પુત્ર ધાર્મિક જીવનનો જે પ્રકાશ મારે છે તે જોઈ સર્વ પિતાઓને એવાજ સદૈવ પ્રતપ્રભુતત્પર પુત્રની વાંછના સ્ફુરશે. પરંતુ તેમાં ખુબી પિતા પુત્ર બન્નેની છે.

રા. છગનલાલે પોતાના પિતાશ્રીને તા. ૨૦-૮-૧૯૧૦ ના પત્રોત્તરે અલ્હાબાદની મ્યૂર સેંટ્રલ કોલેજના વિદ્યાશ્રમપત્નિની તથા ત્રિવેણીના અભ્યાસની કામગીરીના અદ્ભુત સંવેદના પરિણામે 'અંતરના' ઉદ્ગાર એવી મતલબે પ્રદર્શિત કરે છે કે:—આવાં વિદ્યાલય અને તેના આશ્રમના સંયોગોમાં વસવું મને પરમપ્રિય લાગે છે. તે એટલાજ માટે કે તેથી કરીને આવાં પવિત્ર તીર્થસ્થાનોમાં વસીને સરસ્વતીની ઉપાસનાની મારી અભિલાષા પોષાય છે. આત્મોન્નતિ સાધક અભ્યાસ ઇશ્વરે નિર્માણ કરેલી આવી પરિસ્થિતિમાંજ સ્વાધીન રીતે આગળ વધારી શકાય છે ને તેને પરિણામે તેવી ઉચ્ચોચિતતાનાં ક્ષેત્રો અહીંયાંજ મળવાથી મારા દિલની મોટી મુરાદ બર આવશે. ને તે એજ છે કે મારાં માતપિતા અને સર્વ કુટુંબની સેવા તેઓને અહીંને અહીં પધરાવીને લાવેથી હું ધરી શકું ને તેથી પુત્રની પાંખડીરૂપે પિતૃ ઋણ ભરી શકું.

આવા પવિત્ર સ્થળમાં વસવું, ઇશ્વરનો આદેશ ઝીલવો, જનસમાજની સેવા કરવી અને પોતાનાં પ્રિયજનોનાં પરિચરણ કરવાં એમાંજ માત્ર, મનુષ્યના જીવન વિજયની ઉજ્જ્વળતા રહી છે.

રા. છગનલાલે તા. ૧૮-૭-૧૯૧૧ ના રોજ, પોતાથી જે એક દશ વર્ષે નાના ભાઇ નામે રા. આનન્દલાલ હતા ને જે પણ ઇ. સ. ૧૯૧૫ માં અકાળ સ્વર્ગવાસી થયેલા છે, તેમને કાશીજીની હિંદુ સેંટ્રલ કોલેજમાં દાખલ કરતી વખતે પિતાશ્રીને, તેના અભ્યાસ સંબંધી પત્ર લખ્યો હતો તેમાં તે એવી મતલબે લખે છે કે:—આપણા ઉગતા યુવાનોને આળસ અને પ્રમાદના જે વ્યાધિઓ લાગે છે તેનાથી બચવા માટે જીવનને સંયમમાં ને નિયમમાં લાવે એવા આશ્રમોમાં રહી વિદ્યાની ઉપાસના કરવી જોઇએ. યુવક દશા બીજારોપણ કાળ છે. તેવે સમયે ઉત્તમ વાતાવરણમાં રહી બ્રહ્મચર્ય, આહાર વિહારના સંયમ, કર્તવ્યપરાયણતા, અધ્યયન અને મનન વગેરે સેવવાં જોઇએ. તેજ હાલના શ્રમસાધ્ય જીવનના જમાનામાં ઉજ્જ્વલ નીવડી શકાય એવા સંજોગોમાં શિક્ષણ કરતાં સદાચરણ વિશેષ બળ આપે છે.

એ રીતે કોઇ પત્રમાં અન્નદાતા તરફની રાજભક્તિ સંબંધે તો કોઇ પત્રમાં કુટુંબહિતચિંતા સંબંધે પણ સર્વેમાં વત્સલ પુત્રની ધાર્મિક પુત્રતાનાં દર્શન થાય છે. આ પત્રો યુવકોને ખાસ મનનનીય હોઇ અમો હવે પછી પ્રસિદ્ધ કરીશું. પરંતુ તા. ૨૦-૧૦-૧૧ ના રોજ પ્રયાગથી રા. છગનલાલ પોતાના પિતાજીને લખે છે તેમાં નવીન વર્ષના આરંભે ઉપજતા ઉજ્જ્વલ ઉલ્લાસનું પરમદર્શન થાય છે ને તેજ આજ તો આપણને પણ પ્રસંગોચિત થઇ પડશે એટલુંજ નહિ પણ પ્રબોધક પણ નીવડશે તેથી તે ગુજરાતીમાં લખેલો પત્ર અક્ષરશઃ નીચે ઉતારીએ છીએ:—

શ્રી પ્રયાગ, તા. ૨૦-૧૦-૧૧.

શિરછત્ર પૂજ્ય મુ. શ્રીની પવિત્ર સેવામાં વિનતિ છાર છગનના સાષ્ટાંગ દંડવત્-પ્રણામ અંગીકાર કરશો, વિશેષ વિનંતિ કે:—

माताच पार्वती देवी पितादेवो महेश्वरः ।
बांधवाः शिवभक्ताश्च स्वदेशो भुवनत्रयम् ॥

અસાધારણ પ્રસંગ યોગે મનોભાવ પણ અસાધારણરૂપે અનુભવમાં આવે છે, એ પ્રત્યેક મનુષ્યના સ્વાનુભવનો વિષય છે. આમાં પ્રસંગનું માહાત્મ્યજ કારણભૂત છે. વિવાહ જેવા માંગલિક પ્રસંગોને યોગે સામાન્ય દિવસોમેં રહેતી મનની સ્થિતિથી વિલક્ષણ કોઇ નવીનજ આનન્દમય સ્થિતિ મનની થઇ રહે છે. કોઇ પવિત્ર સ્થળ કે પવિત્ર પુરૂષના યોગે મનમાં કોઇ ઓરજ શાંતિ અને પવિત્રતા સંક્રાંત થાય છે. તેમજ એક વર્ષનું સંપૂર્ણ થવું અને બીજા વર્ષનો પ્રારંભ થવો એ રમણીય સંધિને યોગે પણ હૃદયમાં કોઇ અપૂર્વ પૂજ્યભાવ અને મહત્વાકાંક્ષાઓ જાગ્રત થાય છે. અને જ્યારે એ સંધિનો યોગ તૂટી એક વર્ષ અનન્ત ભૂતકાળના ઉદરમાં વિલીન થઇ જાય છે અને બીજા વર્ષના પ્રથમ પ્રભાતના ભાનુની પ્રભા પૃથ્વીતળમાં પ્રસરી રહે છે ત્યારે જાગ્રત થયેલો પૂજ્યભાવ પુષ્ટ થાય છે, અને ઉત્પન્ન થયેલી મહત્વાકાંક્ષાઓ એક ક્ષણભર તો હસ્તામલક સિદ્ધ થઇ લાગે છે. ખરૂં છે કે—

માયાનું પ્રબળ આવરણ મનુષ્યના અપક્વ અને અજ્ઞાનાવૃત મનને પાછું દિવ્યતાની ઝાંખી જે પલભર થાય છે તેનાથી વિદૂર પકડી લઇ જાય છે અને ભૂલ ભુલવણીમાં નાંખી દે છે. પણ ક્ષણભર જે દિવ્યતા દૃષ્ટિગોચર થાય છે તેના ઉપરથી એ અનુભવના કારણભૂત પ્રસંગ વિશેષની મહત્તાનું માપ સહજજ નીકળી શકે છે. આવોજ કોઇ ભાવ અત્યારે, કાંઇક અંશે, હું હૃદયમાં અનુભવતો જોઉં છું. અને તેનું કારણ આપણા બેસતાં વર્ષનો પ્રસંગ વિશેષ અને તજ્જન્ય, પૂજનીય વર્ગ પ્રત્યેનો પૂજ્યભાવ છે એમ સમજું છું—ઉક્ત પૂજ્યભાવને હૃદયમાં આરૂઢ કરી, ઉપકાર પરમ્પરાના ઉદ્ભવ સ્થાનરૂપ આપ મારાં માતપિતાને આટલે દૂર છતાં પણ હૃદય દ્વારા પ્રણમું છું અને એમ પ્રાર્થું છું કે જે અલૌકિક દિવ્યતાનું સ્વલ્પાંશ ભાન અત્યારે અનુભવું છું, તે પ્રસંગ વિશેષના યોગને અભાવે પણ, મારામાં ચિર-સ્થિત રહે અને નિરંતર કલ્યાણ પ્રવૃત્તિઓમાં પ્રેરે. આ ભાન ચિરસ્થિત રહેવામાં માયાની વિક્ષેપ આવરણાદિક શક્તિની પ્રબળ બાધા છે. શ્રી ભગવાને કહ્યું છે તેમ આ માયા દુરત્યયા છે અને मामेव ये प्रपद्यन्ते मायामेतां तरंति ते। આ દુરત્યય માયાને તરી પાર ઉતરવા માટે, સર્વ ભાવેથી, શ્રી ભગવાનનો આશ્રય લેવાનો સંકલ્પ કરવો એ અતી તીવ્ર અને ઉત્તમોત્તમ ધર્મ સમજું છું અને એ ધર્મનું યથાર્થ પાલન અને નિર્વાહન કરવામાં આપ માતા પિતાનો શુદ્ધાંતઃકરણનો આશીર્વાદ સહાયભૂત થશેજ એવા દૃઢ વિશ્વાસ પૂર્વક વળી એકવાર, હૃદય દ્વારા અતિશય સાષ્ટાંગ દંડવત્ પ્રણામ વિદિત કરીને વિરમવાની આજ્ઞા માગું છું. એજ.

લિ, છોરૂ છગન ના
સા. દં. પ્રણામ.

माता च पार्वती देवी, पिता देवो महेश्वर ।
बांधवाः शिव भक्ताश्च, स्वदेशो भुवनत्रयम् ॥

ઉપરના પ્રખ્યાત પરિચયનો આપણને પ્રબોધ થાય છે કે:—પિતાની પુત્રમિત્ર ભાવેની વત્સલતા અને પુત્રની પિતૃભક્તિ ભાવેની આરાધના આ બન્ને આદર્શો જે જે ઘરમાં આચરાય છે ત્યાં ત્યાં સદૈવ સ્વર્ગ જેવો સંસાર નીવડે છે ને એજ ઉચ્ચ સંસ્કૃતિના લક્ષણ. વિરમતાં હવે એટલુંજ વિચારીશું કે:—

જગતની સંસ્કૃતિ, રહેણી-કરણીના આદર્શો આજ મહા મંથનો નિહાળે છે અને ઉમટે છે તે સમયે આપણે કે જે ઉપરના ભાવથી કરણતરમાં હાલ વડનગરા નાગરો તરીકે ઓળખાઇએ છીએ તેઓ તેમાં કેમ રીતે ફાળો આપી શકીએ તેમ નથીજ, શું ? રા. છગનલાલ જેવા પુત્રરત્નો આપણા જ્ઞાતમાં—હિન્દ ભારતમાં—ગુર્જર સૌરાષ્ટ્રમાં તેમજ નાગરોમાં ઘેર ઘેર છે પરંતુ તેનું આપણને જરા પુરૂં ભાન નથી રહેતું. દર્શનનો મોહ આપણને દૂર થઇ જાય છે ને તેથી પોતાની તરફ દ્રષ્ટિ વળતીજ નથી માટે તેની સ્થિતિ ટકાવવા અર્થે રા. છગનલાલ જેવા વિદ્વાન તત્ત્વરત્નની કથા ઘેર ઘેર વિચારવી જોઇએ ને તે પ્રમાણે આપણાં બાળકોને અને બાળકીઓને ધાર્મિક સંસ્કારોવાળાં કરવા ઘરઘરનાં માબાપોએ હવે બધી વાતો મૂકીને કેડ બાંધવી જોઇએ તોજ નગરનર નાગરો સહુ જેવા જગત નાગરિક, દેવનાગરિક અને બ્રહ્મનાગરિક આગળ જતાં સ્વાર્થત્યાગશીલતાને લીધે જરૂર નીવડશે.
તથાસ્તુ !

## જ્ઞાતિવર્તમાન.

### ભુજ.

નીમનોક.

(૧) રા. રા. શંભુલાલ ગોવિન્દરામ અંજારીયા, બી. એ. એલ, એલ, બી. રતલામ સ્ટેટના એકાઉન્ટન્ટ જનરલ રૂ. ૩૫૦) રોકડાના પગારથી નીમાયા છે.

(૨) રા. રા. મંછાશંકર આણંદજી વૈષ્ણવ કોરી ૧૫૦) રોકડાના દરમાયાથી ખદીર થાણદાર નીમાયા છે.

(૩) રા. રા. કેશવલાલ ભગવતીદાસ પીતાંબરા મુંદ્રા કોર્ટના શીરસ્તેદાર કોરી ૯૦) નેવું ના પગારથી નીમાયા છે.

(૪) રા. રા. જયસુખલાલ દુર્લભલાલ રાપર ભુજ કોર્ટના શીરસ્તેદાર નીમાયા છે.

શ્રી વડનગરા નાગર ફ્રી લાઇબ્રેરી:—

આદીની શ્રી નાગર જ્ઞાતિની ભોજનશાળામાં જુનાગઢ નિવાસી રા. રા. ભુપતરાય ત્રિકમજી વૈષ્ણવના પ્રમુખપણા નીચે તા. ૬-૭-૧૫ ના રોજ આ લાયબ્રેરી ખુલ્લી મુકવાનો મેળાવડો કરવામાં આવ્યો હતો. મેળાવડાનું કાર્ય પૂર્ણ ઉત્સાહ અને આનંદથી સમાપ્ત થયું હતું.

**અભિનંદન.**

આદીના રા. રા. સુબાળશંકર સોમજીએ બી. એ. માં સેકન્ડ ક્લાસ ઓનર્સ મેળવ્યાં તે માટે તેને અભિનંદન આપવાનો મેળાવડો રા. રા. અમૃતલાલ જટાશંકર માંકડના પ્રમુખપણાં તળે નાગર યુવક ડીબેટીંગ સોસાયટી તરફથી તા. ૨૨-૧-૧૯ ને રોજ કરવામાં આવેલ હતો.

## પોરબંદર.

આદીના રા. જયાશંકર સુંદરલાલ જે બરોડાની કમર્શીયલ કોલેજમાં અભ્યાસ કરતા હતા તેણે ટાઇપ રાઇટીંગની પરીક્ષા ફર્સ્ટ ક્લાસમાં પાસ કરેલ છે અને તે બદલ તેમને બરમીંગહામ ઇન્સ્ટીટ્યુટ ઓફ કોમર્સ તરફથી સર્ટીફીકેટ મળેલ છે.

## રાજકોટ.

**નીમનોક:—**

રા. રા. ઉમિયાશંકર લક્ષ્મીશંકર બક્ષી જસદણ તાલુકામાં રૂ. ૨૫૦) અઢીસોના પગારથી ડેપ્યુટી મેનેજર નીમાયેલ છે.

## ગોંડળ.

રા. રા. છોટાલાલ રાજેરામ માંકડ જસદણ તાલુકામાં રૂ. ૧૭૫) પોણા બસોના પગારથી રેવન્યુ ઓફીસર નીમાયેલ છે.

## જામનગર.

(૧) જસદણના માજી કારભારી રા. રા. અનંતરાય નથુરામ માંકડ માંગરોળ સ્ટેટમાં રૂ. ૧૫૦) દોઢસોના પગારથી નીમાયા છે.

(૨) રા. રા. દુલેરાય છોટાલાલ અંજારીયા જે લીંબડી સ્ટેટમાં મ્યુનીસીપલ બગીચાઓના સુપ્રીન્ટેન્ડન્ટ હતા તે અમદાવાદ ખાતે રૂ. ૧૦૦) એકસોના પગારથી શ્રીયુત શેઠસાહેબ અંબાલાલ સારાભાઇની ગાર્ડનના સુપ્રીન્ટેન્ડેન્ટ નીમાયા છે.

## વઢવાણ.

આદીની "સૌ. બ્હેનોની બ્હેન" ને સૌ. ઉજમ લક્ષ્મી સ્મારક ઇનામી નિબંધ લખવાને પરિણામે જે રૂા. ૧૦) મળેલા હતા તે તેમણે નહિ લેતાં, "રેલ-વર્ણની મદદ" માં પરબારા અપાવેલ છે તે માટે તે બ્હેનને અભિનંદન આપવામાં આવે છે.

## જોધપુર મારવાડ.

જામનગરના હાથી કુટુંબની ત્રણ પેઢીની નીમકહલાલ અને વફાદાર નોકરીની કદર બુઝી સ્વ. રા. રા. ભુવાનશંકર હરીશંકર હાથીનું શરીર પડી જવા બાદ તેમણે પોતાની પાછળ મુકેલ નીરાધાર કુટુંબને આદીના માનવંતા નામદાર રેજન્ટ સર પ્રતાપસિંહજીએ માસિક રૂ. ૪૦) ચાળીસનું પેનશન કરી આપેલ છે. આ ઉદારતા

